प्रेमानंदना शिष्य.

रत्नेश्वरकृत.

# अश्वमेध.

અનેક પ્રત મેળવી સંશોધન કરી કોશ સાથે

છપાવી પ્રકટ કરનાર

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા.

અને

નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.



અમદાવાદ

“આર્યોદય” પ્રેસ.

કીમત રૂ. ૧-૮-૦

# પ્રસ્તાવના.

ડભોઈનિવાસી કવિ રત્નેશ્વરે ગુરૂ આજ્ઞાનુસાર ઘણા સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતર પદ્યમય કર્યાં છે, તેમાંનો આ પણ એક ગ્રંથ છે. આવા કે આથી પદ્ય સંખ્યામાં ઘણા મોટા તેમણે ગ્રંથો કર્યા છે. મનુષ્યાવતારનું સાર્થક એજ છે કે કાંઇ પણ પરોપકાર કરવો. કવિએ આખી જીંદગી સામાન્ય સ્થિતિમાં ગાળી ગુર્જરપ્રજા માટે કાવ્યામૃત સંચી રાખ્યું છે. જેનો સ્વાદ ગુર્જરોને સમયપરત્વે ચાખવાનો પ્રસંગ મળે છે એ કવિનો બૃહત્ પરોપકાર છે.

કવિએ આ ગ્રંથ નવ રસમય લખ્યો છે. જૈમિનિકૃત અશ્વમેધ સંસ્કૃત ભાષાગાં પણ વખાણાય છે, તેનુંજ કવિએ બહુધા યથાર્થ ભાષાંતર કર્યું છે. કડવાને અંતે કવિ આ પ્રમાણે જણાવે છે.

> " મહાભારત અશ્વમેધ પર્વમાં, છઠ્ઠો અધ્યા' સાર જી;
> એ અધ્યા'માં ભીમે જઇને, આણ્યો યજ્ઞ તોખાર જી.
> એ અધ્યામાં શ્લોક થયા છે, ચોપન ત્યાં નિરધાર જી;
> રત્ન કહે યત્ને કરી કીધાં, સતાવન પદ સાર જી. "

સંસ્કૃત જૈમિનિ કૃત અશ્વમેધ સાથે મેળવતાં આ ભાષાંતરનો ઘણો ભાગ મળે છે, તેમ શંકાઓનું પણ નિવારણ થાય છે. ભાષાંતર સમશ્લોકી કે જેટલા શ્લોક તેટલાંજ પદ્ય એમ કાંઇ નથી, પરંતુ કથા ભાગજ લીધેલો છે. જરૂર પડે ત્યાં કવિ શ્લોક કરતાં સવાયાં કે દોઢાં પણ પદ્ય કરી લે છે. જેમ " શ્લોક થયા અધ્યા' વિષે, ચાલીશ સંબંધ, રત્ન કહે યત્ને કર્યા, પદ્ય સાઠ પ્રબંધ. " આવી જાતની છૂટ લીધાથી બહુધા ભાષાંતર ક્લિષ્ટ થયું નથી તો પણ તે સ્વતંત્ર ગ્રંથ જેવું કે મહાકવિ પ્રેમાનંદની ભાષાંતર શૈલી જેવું તો નજ કહેવાય.

અશ્વમેધના ૬૪ અધ્યાય છે. કવિએ પણ તેનાં તેટલાંજ કડવાં કર્યાં છે. યજ્ઞારંભ, કૃષ્ણકથન, ભીમ કૃષ્ણસંવાદ, યૌવનાશ્વ કનેથી યજ્ઞતોખારનું લાવવું, મરૂતયજ્ઞમહિમા, વર્ણાશ્રમધર્મ, ભીમ કૃષ્ણનો મેળાપ, શ્રીકૃષ્ણનું હસ્તિનાપુરમાં સહ કુટુંબ જવું, અનુશાલ્વથી પ્રદ્યુમ્નનો પરાજય, માહિષ્મતિહયમોચન, પાર્થશાપ, અવળચંડી સ્રીની કથા, હંસધ્વજનો પરાજય, સ્રીઆરાજ્યમાં અશ્વનું જવું, બભ્રુવાહન સાથે યુદ્ધ કરતાં લવ કુશના યુદ્ધની કથા, કૃષ્ણદર્શનથી અર્જુનને મળેલું જીવિતદાન, કૃષ્ણે મયૂરધ્વજનું જોયેલું પારખું, વીરવર્માખ્યાન, ધર્મરાજના વિવાહમાં જાન-

ધ્યા થઈ આવેલા સર્વ રોગ, ચંદ્રહાસાખ્યાન, બકદાલ્ભ્યાખ્યાન, જયદ્રથ-
ના પુત્રને શ્રીકૃષ્ણે સજીવન કર્યો તે, અશ્વ ફરીને પાછા આવ્યાનો ઊ-
મંગ, યજ્ઞની સમાપ્તિ અને બ્રાહ્મણની તકરારનું કૃષ્ણે કરેલું સમાધાન,
એ સર્વે ઉત્તમ રીતે વર્ણવેલાં છે. આ ગ્રંથની રચના જેમ જૈમિનિએ મન-
પસંદ અને ઉત્તમ કરેલી છે, તેમ કવિ રત્નેશ્વરે તેનું ભાષાંતર પણ શુદ્ધ
ગુર્જર ગિરામાં રત્નરૂપે ગુર્જરોને અર્પ્યું છે. તેનું યથામતિ સન્માન કરવું
એ વિદ્વજ્જનનું કર્તવ્ય છે.

પ્રાચીન કાવ્ય ત્રિમાસિક દ્વારા મોટા ગ્રંથો પ્રકટ કરવાનું અનનુકૂળ
હોવાથી આ ગ્રંથ જૂદો છપાવવામાં આવ્યો છે, તેને સજ્જન ગૃહસ્થો તરફ-
થી સમયાનુસાર આશ્રય પણ મળ્યો છે. પ્રાચીન કાવ્યો સંબંધેજ બીજા
મોટા કાર્યમાં ગુંથાવાથી ધાર્યા કરતાં આ ગ્રંથ પ્રકટ કરવામાં ઘણો સમય
વ્યતિત થયો છે, જેને માટે સુજ્ઞજનો દરગુજર કરશે એવી આશા છે.

અશ્વમેધની લેખી પ્રતો મેળવવામાં તથા ગ્રાહક કરવામાં રા. રા. અં-
બાશંકર બેહેચર વૈદ્યે ઘણો શ્રમ કર્યો છે; એટલુંજ નહિ પણ છાપવા લાયક
કોપી ઉતારવામાં અને આવી રીતે છૂટક પુસ્તક બહાર પાડવામાં પણ
તેમણે આગળ પડી ભાગ લીધો છે. અશ્વમેધના કાર્ય પ્રસંગે ફરતાં તેમણે
પ્રાચીન કવિઓનાં અલભ્ય પુસ્તકો મેળવી અમારે સ્વાધીન કર્યાં છે, તેથી
તેમનો આભાર માનવામાં આવે છે.

અશ્વમેધની કુલ ચાર પ્રતો મેળવવામાં આવી હતી. પહેલી પ્રત
વ્યાસ પ્રાણશંકર પ્રભાશંકરવાળી સંવત ૧૮૧૬ માં લખેલી છે. બીજી પ્રત
જગાભાઈ શેઠના પ્રેમાનંદ વ્યાસેથી મળી હતી, તે સંવત ૧૮૭૭ માં લ-
ખાયેલી છે. ત્રીજી પ્રત ડભોઇના લલ્લુભાઇ મનસુખરામ પાસેથી મળેલી
તે સંવત ૧૮૫૯ માં લખાયેલી છે. ચોથી પ્રત પણ ડભોઈના મહેતા રા-
જારામ કહાનદાસ પાસેથી મળેલી છે, તે સંવત ૧૮૪૮ માં લખેલી છે.
એવી રીતે બે વડોદરાની અને બે ડભોઈની પ્રતો મળવાથી સંશોધન કર-
વાને ઠીક પડ્યું. વ્યાસજી પ્રાણશંકરવાળી પ્રત બાળબોધ લિપિમાં અતિ
ઉત્તમ અક્ષરે લખેલી છે. જગાભાઇ શેઠવાળી પ્રત ગૂજરાતી લિપિમાં લ-
ખેલી છે પરંતુ તેના અક્ષરનો મરોડ અને લખવાની કાળજી એ જોવા
જેવાં છે. ડભોઇવાળી બંને પ્રતો સામાન્ય લેખકોએ લખેલી હોવાથી તે
વિષે કાંઈ જણાવવા જેવું નથી.

श्रीजगदीश्वरायनमः

# अश्वमेध.

## રાગ કેદારો.

હરિપદ રજ વંદન કરૂં, જૈમિનિ વચન હૃદે ધરૂં;
ઉચ્ચરૂં અદ્‌ભૂત રસ અશ્વમેધનો રે. ૧
જનમેજય પાવન કથા, જૈમિનિને પૂછે યથા;
જૈમિનિ જાણુનહારો, ભેદનો રે. ૨

### ઢાળ.

જૈમિનિને પૂછે જનમેજય, સાંભળ મુનિવર વાત.
જે યુધિષ્ઠિર રાય અમારા, પૂર્વે પિતામહ તાત. ૩
ભ્રાત! યજ્ઞ કયમ કરી કીધો, અશ્વમેધ મહા યજ્ઞ;
એમ સુણી જનમેજય (ને) કે' છે, જૈમિનિ આનંદ મગ્ન. ૪
સાંભળ રાજા કહીશ તુને હું, ધર્મરાયનાં કર્મ;
ભીષ્મ પિતામહ સ્વર્ગ ગયા તે, મહા દુઃખ પામ્યા ધર્મ. ૫
એવે સ્વેચ્છાએ વ્યાસ પધાર્યા, તેને પૂછે રાય;
કોણ ઉપાયે ગોત્ર ક્ષયનાં, પાતક દૂર પળાય. ૬
અહો તપોધન! આગમ શોધન, મુજને કો'ની આજ;
ભીષ્મ દ્રોણ ને કર્ણ વિના આ, મુજને ન ગમે રાજ. ૭
કર્ણ તણું આ મંદિર સુંદિર, જ્યાં વેદ નિત્ય ભણાતા;
તે મેં શૂન્ય કર્યું છે હમણાં, ન મળે દાનનો દાતા. ૮
જે મંદિર આવીને યાચક, માન સહિત ધન અહેતા;
શોક આંસુ મૂકે છે જ્યાં રહીં, હર્ષે શું જળ વહેતા? ૯
રાજ્ય વિષે ધિક્કાર પડો જ્યાં, ભીષ્મ કર્ણ નહિ તેહ;
તે વિણ મારૂં રાજ્ય ન શોભે, નેત્ર વિના જ્યમ દેહ. ૧૦
શીખામણ દીધી ઘણી મુજને, મહા મતિ ભીષ્મ તાતે;
તોએ શોક ન મૂકે મુજને, વ્યાસ (તે) નિવારો વાતે. ૧૧
રાજ્ય તજી જઇશ હું વનમાં, વળી ભીમ કરશે રાજ્ય;

[1]તીર્થે દાન ક્રિયા તપ મારો, કોન કરે દુઃખ તાજ્ય. ૧૨
હું તો તેહ ઉપાય ન દેખું, જેથી થાઉં પવિત્ર;
ધર્મરાયનું વચન સુણીને, બોલ્યા વ્યાસ વિચિત્ર. ૧૩
ભયમાં પામીશ રાય યુધિષ્ઠિર, તુજને દોષ ન લાગશે;
એવો એક ઉપાય કહીશ જે, તારું અઘ મૂકાશે. ૧૪
જેથી ગોત્ર વધાદિક પાતક, મૂકાઇશ મહારાજ;
કુરૂનંદન તું અશ્વમેધ કર, સરશે સઘળાં કાજ. ૧૫
રઘુનાથે પણ પૂર્વકાળે, કીધા ત્રય હયમેધ;
ત્યમ તું યજ્ઞ કરીને ભોગવ, રાજ્ય વિવર્જિત [2]વેધ. ૧૬
માધવની આજ્ઞાએ આવ્યું, રાજ્ય ધર્મથી ધન્ય;
એવું રાજ્ય તજી શાગાટે, જાવા ઇચ્છે વન. ૧૭
અરે પુત્ર ! આ લોક વિષે તું, સ્થિર કર કીર્ત્તિ તારી;
જ્યારલગી તારે વશ માણસ, માન્ય આગન્યા મારી. ૧૮
દોષ રહિત છે દેહ જ્યાંલગી, ત્યાંલગી કર કલ્યાણ;
પૂર્વે સ્વર્ગ ગયા બહુ રાજા, પુણ્ય ક્રિયા કરી જાણ. ૧૯
જૈમિનિ કહે સાંભળ જનમેજય, વ્યાસે કહી એમ વાણી;
રાય યુધિષ્ઠિર દીન વચન કે', વ્યાસ પ્રત્યે હિત આણી. ૨૦
વ્યાસ અગારે વિત્ત નથી ને, ધન વિન યજ્ઞ ન થાય;
પ્રજા પીડવા હું નવ ઇચ્છું, વિપ્ર ઋષિને રાય. ૨૧
સમર્થ છું પણ નૃપની સુતને, ઇચ્છું નહિ દુઃખ દેવા;
દુર્યોધને હણ્યા છે જેના, તાત ઘણું ધન લેવા. ૨૨
તે પૃથ્વીને કેમ પીડું હું, કાંચન કેરે કામ;
સા'ય નથી મુજ સુહૃદ સગા તે, ક્ષય પામ્યા સંગ્રામ. ૨૩
તે માટે મુને રાજ્ય તજીને, ગમન કરવું ભાવે;
તો મુજને કો' શું કરવું હવે, મુનિને મન શું આવે. ૨૪
વેદ વ્યાસ કહે સાંભળો, રાય યુધિષ્ઠિર વાત;
મરૂત્ત નામે રાજા હુતો, જગત્ વિષે વિખ્યાત. ૨૫
તેણે યાગ કર્યો મહા મોટો, સંતોષ્યા દ્વિજરાજ;
તેણે કાંચન નાખ્યું પાછું, ભૂમિ પડ્યું છે આજ. ૨૬

---

૧ તીર્થવાન ક્રિણુ તપ, માર. પ્ર. ૨.  ૨ વિવેક. પ્ર. ૨.

તેં હિમાચળ માંહિ પડ્યું છે, તે ધન તું અહીં આણું;
રાજાએ આપ્યું ઊંચકવા, અસમર્થ દ્વિજ જાણું. ૨૭
ગરૂત્ત નાગ રાજા મહા દાતા, ધન આપ્યું બહુ ભાત;
દ્વૈપાયનનું વચન સુણીને, કુંતાસુત કહે વાત. ૨૮
જેણે યાગ કર્યો તે મહીપતિ, ગરૂત્ત નાગ છે ધન્ય;
કનક ઘણું આપ્યું જે મધ્યે, સંતોષ્યા દ્વિજજન. ૨૯
કનક તજીને ગયા ધરાસુર, તે ધન હું કયમ આણું;
દ્વિજનું દ્રવ્ય વિશેષે દુઃખ દે, તે હું સર્વે જાણું. ૩૦
મહીંસ્થળ મધ્યે હું થી બીજો, [1]નિર્ધન દીસે કોય?
જે નૃપતિની બ્રાહ્મણ ધનમાં, હું શી મનસા હોય. ૩૧
દ્વિજધન ગ્રહણ મતિ માણસને, બુડાડે જયમ પાણું;
બ્રાહ્મણ મુજને હસશે સર્વે, યજ્ઞ કરેથી જાણું. ૩૨
દ્રવ્ય અમારૂં રાજા અમને, આપે છે લઈ ધર્મ;
હું તો રાય યુધિષ્ઠિર થઇને, ન કરૂં કુત્સિત કર્મ. ૩૩
એક લાજ મોટી છે મુજને, જે મેં મહા સંગ્રામ;
કૌરવ ગુરૂ સુહૃદ સંબંધી, બાંધવ માર્યા ઠામ. ૩૪
એક લાજ મુજને એ લાગી, તેને ન શકું ટાળી;
દ્વિજધન કેરી બીજી લજ્જા, મુજને લાગે વાંસી? ૩૫
વ્યાસ કહે નૃપ ધન્ય તુને તેં, વચન કહ્યું અતિ સારૂં;
દ્વિજધન પ્રત્યે જે આશંકા, તે મિથ્યા હું વારૂં. ૩૬
જ્યારે તેણે તજિયું ત્યારે, તેનું શાનું હોય;
રામે કસ્યપને મહિ આપી, તે જાણે સહુ કોય. ૩૭
તે પૃથ્વી કયમ પાળે પાછી, પાપ ભીત ભૂપાળ?
જયને જીતી જગતી પુનરપિ[2], જીતી ક્ષત્રિય બાળ. ૩૮
બ્રાહ્મણનું સ્વામીપણું ભાગ્યું, માટે દોષ ન થાય;
જે કાળે જે સકળ ધરાનો, જે કો કહાવે રાય. ૩૯
ત્યારે સકળ ધરાનું ધન તે, તેનું નહિ સંદેહ;
તો ધન (તે) તું આણુ યુધિષ્ઠિર, યજ્ઞ કરવા જેહ. ૪૦
વ્યાસ પ્રત્યે કહે રાય યુધિષ્ઠિર, દ્વિજની સંખ્યા ભાખો;

---

૧ હવો ન હશે કોયે. પ્ર. ૧ ૨ સમર્પિ.

અશ્વમેધમાં બ્રાહ્મણને શી, દક્ષિણા દેવી દાખો. ૪૧
અશ્વમેધના અશ્વ તણું મુને, લક્ષણ કહો વિશ્વાસ;
ધર્મરાયનું વચન સુણીને, પુનરપિ બોલ્યા વ્યાસ. ૪૨
મખને આદ્યે બ્રાહ્મણ ગરવા, વરવા વીશ હજાર;
કુલિજન પંડિતને વળી જાણે, વેદ શાસ્ત્રનો પાર. ૪૩
એક એક બ્રાહ્મણ પ્રત્યે ભાખ્યું, દક્ષિણા કેરૂં માન;
એકેકો ગજ રથને ઘોડો, સોનાનો સામાન. ૪૪
એકેક પ્રત્યે સહસ્ર સુરભી, પ્રસવતીનું[1] દાન;
ભાર અકેકો કનક આપવું, દક્ષિણાનું એ માન. ૪૫
પેહેલે દિન હયમોચન કરવું, તે દિન દક્ષિણા એહ;
હવે તુરંગ તણું લક્ષણ કહું, સાંભળને નૃપ તેહ. ૪૬
ધેનુદુગ્ધ હેમકુંદ સરીખો, ચંદ્રકિરણ સમ ઝલકે;
શ્યામકર્ણ સર્વાંગે પીળો, પુચ્છ તણા ત્યાં અલકે. ૪૭
આર્દ્રચાપ સહિત હય ઉત્તમ, અધ્વર યોગ્ય જણાય;
પૂર્ણિમાસી ચૈત્ર તણી ત્યાં, મૂકવો હય રાય. ૪૮
એક વર્ષ સુધી વર વીરે, રાખવો હય હાથ;
બળિયો બાંધવ કે સુત શૂરો, મોકલવો હય સાથ. ૪૯
યજ્ઞ તણો કરનારો પોતે, અસિવ્રત પાળે એહ;
તે નૃપતિએ નિયમે રે'વું, એમાં નહિ સંદેહ. ૫૦
વર્ષ લગી વનિતાએ વર્જિત, આઠ ભોગ તે સેવે;
એકી શૈય્યા શયન સપત્ની, રે' આચરણે એવે. ૫૧
જ્યારલગી પાછો ફરી હયવર, આવે નગર મોઝાર;
તાવત્ ધૈર્ય યત્ન સહિત રે', અશ્વમેધ કરનાર. ૫૨
જે સ્થળ અશ્વ પુરીષ કરને, મૂત્ર કરે જે ઠામ;
સહસ્ર સુરભી દાન સહિત દ્વિજ, હવન કરે તે ઠામ. ૫૩
તે દ્વિજ કેરી પૂજા કરવી, એમાં નહિ સંદેહ;
કાંચનપત્ર લખીને હયને, ભાળે ધરવું તેહ. ૫૪
પોતાનું ત્યાં નામ લખીને, લખવો આપ પ્રતાપ;
કે'વું એવું વાક્ય ત્યહાં જે, મેં મૂક્યો હય આપ. ૫૫

---

૧ પ્રરથ રત્નનું દાન. પ્ર. ૧

જે કો રાજા બળિયો હોય તે, હયને ગ્રહેજે આજ;
જે કો હયને ગ્રહેશે તે મેં, જીતવો શુભ સાજ. ૫૬
અરે વીર! એણે વિધિ કરી, યજ્ઞ એહજ થાય;
અસિવ્રત યુક્ત કરે તો, તેનો મહા મહિમાય. ૫૭
અશ્વમેધ શત ઈંદ્રે કીધા, વ્રત વર્જિત તે રાય;
અસિધાર વ્રત યુક્ત કરે જે, તેનો સુણ મહિમાય. ૫૮
સકળ પાપ પૃથ્વીનું બાળે, જે કરે તે યાગ;
પણ મનમથને કો નવ જીતે, ભીષ્મવિના મહાભાગ. ૫૯
તે માટે મનમથથી બી'તાં, ન કરે વ્રતયુત યાગ;
જો સ્મર જીતવા સમર્થ (હોયતો), કર્ય મખ એ મહાભાગ. ૬૦
એમ સુણિને રાય યુધિષ્ઠિર, વ્યાસ પ્રત્યે કે' વાણ;
મુનિવર હું સમર્થ નથી નિશ્ચે, યજ્ઞ કરવા જાણ. ૬૧
મારે દ્રવ્ય નહિ ને અશ્વ નહીં, (મારે) મળે ન કોઇ સા'ય;
ભીમાદિક મહા કષ્ટ પમાડ્યા, યોધ ઘણા રણમાંય. ૬૨
કર્ણકુંવર મહા બળિયો કહાવે, વૃષકેતુ મહિમાય;
સોળ વર્ષનો બાળક કા'વે, તે કયમ[1] મેં મોકલાય. ૬૩
ક્યમ મોકલાયે ઘટોત્કચનો, સુત એકજ મેઘવર્ણ;
કર્ણે એનો તાત નિશાએ, મુજ કાજ પમાડ્યો મર્ણ. ૬૪
જેહ તણા પ્રતાપે પાંડવ, પૃથ્વીપતિને જીત્યા;
તે મધુસૂદન દૂર રહ્યા તો, કયમ ભાગે મુજ ચિંત્તા. ૬૫
ભીમ મહા બાહુ કહો કયમ, યજ્ઞ થશે મહા કાજ;
ભ્રાત તણું બોલ્યુ સુણી બોલ્યા, ભીમ સુણો મહારાજ. ૬૬
દેશ વિષે વાજી ન મળે ને, ન મળે ધન તમો ભાખ્યું;
પાસ નથી પરમેશ્વર એવું, દીન વચન ક્યાં દાખ્યું. ૬૭
તારી પાસ સદા છે શ્રીહરિ, આણ્ય એહ વિશ્વાસ;
જેની પાસ સદા છે શ્રી હરિ, (તેને) સઘળી સંપત્તિ પાસ. ૬૮
જેનું લેતાં નામજ નરનાં, પાતક સઘળાં જાય;
જેની પાસ રહે હરિ તેનો, કોણ કહે મહિમાય. ૬૯
અરે નૃપતિ! ગોત્ર વધ્યાનું, પાપ તુને નહીં લાગે;

---

[1] હય સાથે પ્ર. ૨.

યજ્ઞ[1] વિના પણ પરમેશ્વરથી, પાતક સઘળાં ભાગે. ૭૦
આપણને શ્રી કૃષ્ણે પ્રેર્યા, યુદ્ધ કરવા કાજે;
યુદ્ધ કરો એમ કૃષ્ણે ભાખ્યું, તે કયમ વિસર્યું આજે. ૭૧
રાજસૂય કે અશ્વમેધનું, પુણ્ય કર્યું જે હોય;
યજ્ઞ તણા નાયક હરિ પાખે, ફળ નવ આવે સોય. ૭૨
વ્યાસજીને પૂછો હયવર, અશ્વમેધને યોગ્ય;
જો કયહું અશ્વ હશે તો કે'શે, વ્યાસ સદા આરોગ્ય. ૭૩
જૈમિનિ કે' સાંભળ જનમેજય, (એગ) સાંભળી ભીમ વચન;
પુનરપિ વેદવ્યાસ વદે નૃપ, ધર્મ પ્રત્યે પાવન. ૭૪
અહો ભીમ! તુને ભદ્ર હજો, (તું) ધન્ય **વચન શુભ** ભાખ્યો;
ભદ્રાવતી નગરીમાં હય છે, યૌવનાશ્વ નૃપે રાખ્યો. ૭૫
દશ અક્ષૌહિણી સેના તેનું, જત્ન કરે નિત્યમેવ;
દેવ સરીખા સ્પર્શી ન શકે, તે હયને અશ્વમેવ. ૭૬
તેને ગ્રહેવા પેટભરા મા,ણસની ગણના કાણ;
કૃપણ યથા કાંચનને રાખે, ત્યમ રાખ્યો હય પાણ. ૭૭
તે હયવરને નિત્યે રાજા, રાખે છે નિરવાણ;
જો તુજમાં કંઈ પ્રાક્રમ હોયતો, તે હયને તું આણ. ૭૮
ઈતિ મહાભારત અશ્વમેધમાં, પેહેલો અધ્યા' સાર;
વ્યાસ ધર્મ સંવાદ સરસ જયાં, યજ્ઞારંભ પ્રસાર. ૭૯
બોતેર શ્લોક વડે કરીં કીધો, અધ્યા' સાર સંબંધ;
રત્ન કહે યત્ને કરીં કીધાં, શીત્યોતેર પદબંધ. ૮૦

**અધ્યાય ૨ જો રાગ ધનાશ્રી.**

જૈમિનિ બોલ્યા સુણ રાજનજી, વળતા બોલ્યા ભીમ વચનજી;
હેલામાં હયને લાવીશ હુંયજી, મા કર્ય મહીપતિ ચિંતા તુંયજી. ૧

**ઢાળ.**

મકર ચિંતા મહીપતિ, હું અશ્વ આણીશ અધ;
એકલો અધુના જઇ, જીતીશ નૃપને સધ. ૨
અહો રાજા! સર્વથા તું, ટાળ્ય મન સંદેહ;
બળવાન નૃપ જીતી હવે હું, અશ્વ લાવીશ એહ. ૩

---

૧ અશ્વવિના પ્ર. ૨

જે ચતુર્ભુંગ ચિંતવી નર, કરે કારજ જેહ;
તો સર્વથા તે સિદ્ધિ પામે, સત્ય વાયક એહ. ૪
જો અશ્વને હું ન આણું તો, હજો મુજ મતિ ઘોર;
જે પિતા માતા ઘાત કર્ત્તા, સદા સેવાચોર. ૫
તેહ જે લોકમાં રહે તે, દોષ મુજને હોય;
જો બળે જીતી નૃપતિને, હય ન લાવું સોય. ૬
જે ગામ મધ્યે કૂપ એકજ, ત્યાંહ વસતા વિપ્ર;
તે પાપ મુજને લાગજો, જો ન લાવું હય ક્ષિપ્ર. ૭
જે ગામમાં શિવ પૂજા નહિ, નહિ દેવ અધ્યયન આપ;
તે ગામ જે ક્ષણુ એક રહે તે, હજો મુજને પાપ. ૮
એમ કહી ઉભો [1]થયો, ભીમ ભડ તત્કાળ;
ભીમ વાણી સુણી બોલ્યા, યુધિષ્ઠિર ભૂપાળ. ૯
હે ભીમ! હે વૃકોદર! સુણ, મહાબાહુ ઉદ્દામ;
તેં એકલાં હય આણવો, મુને કઠિણ ભાસે કામ. ૧૦
યૌવનાશ્વ રાજા સબળ બળિયો, યોધ મહા બળવાન;
તું એકલો જવા ઇચ્છે (છે) હું, થયો ચિંતાવાન. ૧૧
કહે જૈમિનિ સાંભળો હે, પરીક્ષિત્ સુત વાત;
ધર્મનંદન વચનસુણી (ને) વદે, કર્ણાત્મજ સાક્ષાત. ૧૨
હે ભીમ ! તું છે એકલો, (માટે) મુને બીજો તેડ;
કર્ણસુત વાણી સુણી કે', ભીમ ઉત્તર દેડ. ૧૩
પિતા તારો અમે માર્યો, જ્યારનો જય કાજ;
તારૂં વદન જોતાં ત્યારની, ઉપજે અમને લાજ. ૧૪
એમ સુણી વૃષકેતુ કહે, ઉપકાર કીધો એહ;
શુભ સમ્યક્ પિતા મારો, હણ્યો રણમાં તેહ. ૧૫
ક્ષત્રિયધર્મ તમો રણમાં, તેનું હણ્યું પાપ અતીવ;
દાસ દુર્યોધન તણો તે, હતો જાવા જીવ. ૧૬
તે ધર્મ દ્રોહી મલિન હુતો, ત્રિષ્ણુ વર્જિત [2]ઢીઠ;
(જેણે) સભા મધ્યે દ્રૌપદીને, અતિ ઘણી દુઃખણી [3]દીઠ. ૧૭
જેમ જૂવે એકાંત પુરૂષ ત્યાગ, નિરખી નારી સુજાત;

---

૧ ઉભો અમોલ્યો. પ્ર. ૧. ૨ ડીઠ પ્ર. ૨. ૩ કીધી પ્ર. ૨.

(વળી) સહસ્ર ધેનુ વૈરાટની વાળી, અમો સુણી વાત. ૧૮
મારા પિતાએ વાળી સુરભી, મૂકાવી પાંડવ વીર;
અમો એવું સાંભળ્યું તે, ચિંતવું હું ધીર. ૧૯
અનંત કલિમલ પૂર્ણ હુતો, કર્ણ સુણ રાજાન;
તેનું પતન કીધું પાંડવે, શુદ્ધને અર્થે દાન. ૨૦
યથા કોના કરથકી અંહ, કાચ કોડી કોય;
અરપંતો ચિંતામણિ ત્યમ, તમે કીધું સોય. ૨૧
યથા કોને આંગણે, ઉગ્યો અધમ એરંડ;
ઉપાડી તે કો ઠામ રોપે, કલ્પતરૂ પ્રચંડ. ૨૨
ત્યાં તેનો અપરાધ શો કો', ભીમસેન શું કામ;
તમ પ્રતાપથી કર્ણ પામ્યો, પરમ ભાસ્કર ધામ. ૨૩
તે કર્ણની અપકીર્ત્તિ છે, અદ્યાપિ અવનિ માંય;
આ [1]યજ્ઞમાં અપકીર્ત્તિને, ટાળીશ પાંડવ આંય. ૨૪
યૌવનાશ્વ નૃપનું સૈન્ય સાગર, મથન કરી સુખ સિમ;
અશ્વને ઉતાવળો લા, વજ્રે ભૂપત ભીમ. ૨૫
કહે જૈમિનિ વચન તેનું, સુણી આત ઉત્કર્ષ;
કર્ણસુતને ભીમ ભેટ્યા, પ્રકટ પામી હર્ષ. ૨૬
(એમ) કર્ણસુતનું વચન સુણીને, ભીમ ભૂપત જાણ;
(પછે) સમીપે સ્થિત કર્ણના સુત, પ્રત્યે બોલ્યા વાણ. ૨૭
ઘટોત્કચ તારો પિતા, અમો, સર્વ તાર્યા તેણે;
પૃષ્ટ ધરીને પગાડ્યા ગિરિ, ગંધમાદન જેણે. ૨૮
તથા તું ત્યમ યુધિષ્ઠિર, પાળ્ય પાછળ પુત્ર;
હું કર્ણનો સુત સાહીં લાવું, અશ્વને જઈ તત્ર. ૨૯
પાર્થે (ને) તથા તેં રાખવા, યુધિષ્ઠિર રાજા યત્ન;
જ્યાં સુધી અમો આવું ફરી, અહી કરી હયરત્ન. ૩૦
એમ ભીમની વાણી સુણી, કહે મેઘવર્ણ સુવીર;
તુજ અંગમાંથી ઉપન્યો, ઘટોત્કચ મહાધીર. ૩૧
(તેણે) કર્મ પરમ પવિત્ર કીધું, કશો વિસ્મય ત્યાંય;
ઉદક એહું ત્યાં લગી જ્યાં, વહે શેરી માંય. ૩૨

---

૧ જન્મમાં.

તે જળ સુરસરિતા મધ્યે, ભળ્યું જઇને જ્યાર;
પરમ પાવન જગત કેરાં, દહે પાપ અપાર. ૩૩
[1]પુરૂષને સત્પુરૂષ પ્રત્યે, કશો હોય દુઃપ્રાપ;
રામચરણે શિલા સ્પર્શી, પવિત્ર થઇ ગઈ આપ. ૩૪
હે ભીમ! ભદ્રાવતી નગરી, જશો કર્ણજ સાથ;
ત્યાંહાં સંગે મુને તેડો, હય, આણી આપીશ હાથ. ૩૫
વૃષકેતુ યુદ્ધ કરશે, તમો, રહેજો તેને શીશ;
એવે સમે વાંસે ચઢાવી, હું અશ્વને લાવીશ. ૩૬
હે ભીમ! હવડાં નીસરો, નૃપને કરી નમસ્કાર;
વિજય તારો થશે નિશ્ચય, જગત્ જયજયકાર. ૩૭
મેઘવર્ણની વાણી સુણી, કહે ભીમ ભડ સંકેત;
હે પુત્ર! તુજને ધન્ય છે, તેં ભલું ભાખ્યું હેત. ૩૮
મુજ સાથ તું પણ આવ્ય વળી, વૃષકેતુ આવે અન્ય;
મારા સાહ્યક થયા બંને, હે, પુત્ર તમને ધન્ય. ૩૯
આપણે ત્રણ મળીને, પર,દેશ જાશું સત્ય;
કહે જૈમિનિ રાયજનમે,જય પ્રત્યે એ ગત્ય. ૪૦
(એવું) વચન શુભ તેનું સુણી, નૃપ, યુધિષ્ઠિર પ્રમાણ;
હર્ષ પામી વૃકોદરની, પ્રત્યે બોલ્યા વાણ. ૪૧
[2]જાઓ સહીં એ કરો કારજ, તજો મનનો ગર્વ;
તે આપણે અણ વિચાર્યું પણ, થશે હરિથી સર્વ. ૪૨
હવે તો રજની પડી મન, ઘરે જાવા વ્યાસ;
તે માટે આપણુ સર્વેજઇ, મુનિને કરો આશ્વાસ. ૪૩
પછે વ્યાસ તેના ઘર થકી, નીસર્યા પૂજ્યા પર્મ;
વ્યાસ ચાલ્યા પછે ચિંતાતુર, થયા રાજા ધર્મ. ૪૪
એવે નિશામાં દુઃખ સહિત, બાંધવશું બોલ્યા રાય;
તે અશ્વ યાં કયમ અણાશે, (તે) યજ્ઞ કહો કયમ થાય? ૪૫
(કયમ) સહોદરને પૂછું અમો, કયમ, ધન સમાગમ હોય;
મુજને સકળ દુઃખતા, સર્વે,દા શ્રીહરિ સોય. ૪૬

---

૧ પુરૂષને સંત પુરૂષ સંગે, કેશું હોયે પાપ. પ્ર. ૨. ૨ જે વ્યાસ જીએ કહ્યું કાર્ય, તજો તેનો ગર્વ. પ્ર ૨.

તે દેવકીસુત દૂર છે તો, કવણુ કરશે હેત;
હું ગોત્રવધ સાગર પડયો તે, બુડયો કુટુંબ સમેત. ૪૭
હરિ તમો જો નહિ રાખશો તો, કેમ કરીશ હું યજ્ઞ;
જ્યમ દ્રૌપદી તારી તમો, હરિ, લજ્જાજલનિધિ મજ્ઞ. ૪૮
તથા અમને તારજો, આ, કષ્ટથી ભગવાન;
કહે જૈમિનિ સાંભળો, હે, જનમેજય રાજાન! ૪૯
એમ વચન કહી યુધિષ્ઠિર રાયે, સમર્યા શ્રી ભગવાન;
ત્યારે બારણે આવી રહ્યા, હરિ સાંભળી રાજાન. ૫૦
શ્રી કૃષ્ણજી પધારિયા, વ્યા,પક સઘળે સાક્ષ;
પ્રતિહાર શું બોલ્યા પછે, મુને ભૂપને જઇ ભાખ્ય. ૫૧
સમય નિરખી નૃપતિ પાસે, જાઉં કહે ભગવાન;
પ્રતિહાર એવું સાંભળી, બોલિયો ધર્મ નિધાન. ૫૨
સદા તારે સમય છે, હરિ, ધર્મનંદન પાસ;
ધર્મરાયે મુને એવું, કહ્યું છે અવિનાશ. ૫૩
શ્રી કૃષ્ણ જ્યારે પધારે ત્યારે, અંતરાય ન થાશ;
સદા જાવા યોગ્ય છે, હરિ, ધર્મનંદન પાસ. ૫૪
જે પર અપવાદ કરે, પર, દ્રવ્ય હરે અવિનાશ;
પરસ્ત્રી પુરૂપ કામી, ન જાવું તેને પાસ. ૫૫
એ નથી પરધન પરાયણ, અપદ કામી નોય;
તે માટે નૃપને મિળી, કર્ય, મનોરથ હરિ સોય. ૫૬
અર્જુનને આગળ કરી, ભીમને રાખી પાસ;
ગોવિંદ તમને ચિંતવે, તેહની પૂરો આશ. ૫૭
કહે જૈમિની યુધિષ્ઠિરને, જઇ કહ્યું પ્રતિહાર;
હે ધર્મનંદન! પધાર્યા છે, દ્વાર યુગદાધાર. ૫૮
તેહનું વચન સુણીને, હસી મુખ હિત આણ;
ઉતાવળા આસન તજીને, ભીમશું બોલ્યા વાણ. ૫૯
હે ભીમ! આ પ્રતિહાર કે' છે, પધાર્યા પરમેશ;
અર્ધરાત્રે આપણે હિત, આવિયા આંહાં એશ (ઈશ). ૬૦
(એ) આપણો અશ્વમેધ કરાવા, આવિયા શકે ઈશ;
તું આવ્ય મારી સાથ જ્યાં છે, પ્રાણ પ્રિય યુગદીશ. ૬૧

પછે રાય ગયા સામા, ભ્રાત યુક્ત જ્યાં શ્યામ;
(આવે) તત્ક્ષણ હરિએ, કર્યો, શીર નમાવી પ્રણામ. ૬૨
(પછે) યુગ્મ કર જોડીને, પાંડવે, ઉભા કર્યા યુગદીશ;
નયને જળ નૃપનું ઝર્યું, તેણે, સજળ હરિનું શીશ. ૬૩
શીશ સુધી ઇશને, ભૂપાળ ભેટ્યા ભિન્ન;
પરસ્પરે કર યુગ્મમાં, હરિ, યુધિષ્ઠિર લય લીન. ૬૪
ભીમ અર્જુન ચતુર્ભુજને, ચરણે લાગ્યા તેહ;
નકુલને સહદેવ ઉભા, પાણુ જોડી બેહ. ૬૫
અર્ઘ્ય કરી હરિની પ્રત્યે, નૃપ થયા વિસ્મે મન;
દ્રૌપદી હરિને નમી, સહદેવ હર્ષ વચન. ૬૬
તમો કેશવ પ્રત્યે વિસ્મય શો, કરોછો મન આંય;
જે અર્ધ નિશ આવ્યા હતા, દુર્વાસા ભય વન માંય. ૬૭
જોતાં સભા હાર્યા થકાં હરિ, (તમો) અંબર આપ્યાં [1]નાથ;
તે સમે મુજ શીર નહીં, માત બાંધવ [2]ભ્રાત. ૬૮
ત્યારે કો સ્વામી નહીં, ગુરૂ પિતામહ નહિ કોય;
જ્યારે મુને રાખી નવ શક્યા, ત્યાં હરિયે રાખ્યાં સોય. ૬૯
જે સમે ભારત ભોમમાં, સંતને ચિંતા હોય;
તે સમે રાખે શ્રી હરિ, તે વિના ન રાખે કોય. ૭૦
તે [3]પુરૂષને પ્રત્યક્ષ પામો, રાખો મનમાં તેમ;
ના આવે ના જાવે અર્જુન, તે ના મૂકે એમ. ૭૧
કહે જૈમિનિ સ્તવ્યા અતિ, એમ, પંચાલીએ પરમેશ;
સંતોષ પામી સુખે બેઠા, આસને સર્વેશ. ૭૨
પછે ધર્મરાજા વચન બોલ્યા, કહું સાંભળ હુંય;
હરિ હવડાં દુઃખિત ચિત્તે, ચિંતવ્યો હું(તો) તુંય. ૭૩
હવે મારાં કામ સઘળાં, સફળ થાશે શ્યામ;
હયમેધમાં મતિ થઇ મારી, ([4]તે કહો) હરિ કરવું કામ. ૭૪
જો મુને સમર્થ જાણો તો, કરાવો યજ્ઞ કાજ;
તો તમો નિજ શીશ લઇને, કરાવો કૃત્ય રાજ. ૭૫

---

૧ ૨—આપ અને બાપ પ્રાસછે. પ્ર. ૨. ૩ કૃષ્ણને. પ્ર. ૨. ૪ હેતે કરો હરિકામ પ્ર. ૨.

હવે ભૂપ વાણી સુણીને, કે' વાસુદેવ વચન;
કોણ સમર્થ યજ્ઞ કરવા, આ સમે રાજન. ૭૬
ભીમના ઉપદેશ સારૂ, કરો ઉદ્યમ સાર;
જે ન જાણે સુવિચાર મતિ, જેને અતિશે આ'ર. ૭૭
જેનું મોટું ઉદર તે, નર, હોય પ્રાયેમંદ;
[1]વિવર્ણ રાક્ષસી નાર તે, સદા ઘેર તેને દ્વંદ. ૭૮
તેણીએ મતિ હરી એહની, (કંઇ) ન જાણે તસ્માત;
(એવા) અલ્પબુદ્ધિતણી જો, તમો, કાન ધરશો વાત. ૭૯
તો યજ્ઞ પૂરો થયો જેમાં, વૃકોદર પ્રધાન!
અંગ વિકૃત કુયોનીમાં, પ્રીત જેને માન્ય. ૮૦
તેનું વચન પ્રમાણતાં, સુખ, પામીએ નહિ ભૂપ;
મહા કામી અને મૂરખ, વળી સ્ત્રીજીત રૂપ. ૮૧
યામાત્ર થઈને શ્વશુરને ઘેર, કાર્ય કરતો સોય;
તેનું વચન પ્રમાણતાં, નવ કાર્ય સિદ્ધિ હોય. ૮૨
હિડિંબ ને જરાસંધની, ભીમ જાણે વાત;
થયા હવડાં જેહ ક્ષત્રિય, પ્રબળ બળ સાક્ષાત. ૮૩
જે રાજસૂયમાં દીઠા છે, ભીમસેને ભૂપ;
ધર્મિષ્ટ દાતા મહાબળિયા, જીતેંદ્રિય મહારૂપ. ૮૪
ભીમ તેને ન જાણે જે, વિકટ વઢતા વેર;
જયદ્રથવધ વિષે જાણી, અર્જુને જે પેર. ૮૫
અણવિચાર્યું કીજીએ જો, મળી આપણુ આજ;
યજ્ઞ મધ્યે જણાયે સહી, મારૂં સાહસ કાજ. ૮૬
સકળદિશામાં જતો, ઘોડો, રાખશે કયમ રાય;
દેવને ગાંધર્વ માનવ, લોકમાં હય જાય. ૮૭
જે કો ઘોડાને ગ્રહે, તે, જીતવા વર વીર;
અસિવ્રત દિક્ષા સહિત, તે, પ્રથમ ધરવું ધીર. ૮૮
પ્રેર્યા રામે તુરંગરક્ષણ, કાજ મહા બલવાન;
હનૂમાન્ હરિવર મોકલ્યો, તે, એકલો રાજાન. ૮૯
શુક્તિમતી નગરી વિષે, જે, સુરથ ઈતિ રાજાન;

---

૧ વિધુવ રાક્ષસી નારી. એહને ધર દ્વંદ. પ્ર. ૨

તેણે તત તુરગ સમેત, બાંધ્યો'તો (તે) હનૂમાન્. ૯૦
પછે જઈને બલાત્કારે, છોડ્યો રઘુનાથ;
તેમ પાર્થ મારો સખા થઈ, રાખશે હય હાથ. ૯૧
ત્યાં કદાચિત્ જો બાંધશે, અર્જુનને ધરી પોણ;
(તેને) કિયો યોદ્ધ મૂકાવશે, પછે, રાખશે તે કોણ! ૯૨
ધર્મનંદન એટલો, મુજને પડે સંદેહ;
કહે જૈમિનિ સાંભળો, હરિ, વચન બોલ્યા એહ. ૯૩
ઇતિશ્રી મહાભારતે, અશ્વમેધ પર્વ મોઝાર;
દ્વિતીય અધ્યાયે થયો, કૃષ્ણનો ઉચ્ચાર. ૯૪
એહ અધ્યાય વિષે ભાખ્યા, અતુલ્ય એંશી શ્લોક;
રત્ન કહે યત્ને કર્યા, પદ, બાણું તે ગત શોક. ૯૫

## રાગ ગોડી અધ્યાય ૩ જો.

જૈમિનિ કહે જનમેજય સુણો, અશ્વમેધ વિસ્તારજ ઘણો;
વાસુદેવની વાણી સુણી, બોલ્યા ભીમ વ્યવસ્થા ઘણી. ૧
વદન હસાવી પાંડવ વીર, બોલ્યા વાણી ઘનગંભીર;
અરે કૃષ્ણ ! એ અધર્મ સાર, ધર્મરાય કરશે નિરધાર! ૨
સુંદર સમય અમારો ધીર, ભલા ભલા અમ પાસે વીર;
મેં તુજને મનમાં ચિંતવી, એને મતિ આપી એહવી. ૩
તમો કહ્યું સ્થૂળ ઉદર જેહ, મતિ [1]હીણપણ કહીએ તેહ;
તમો કહ્યું જેને બહુ આ'ર, દિન હોય હરિ તે નિર્ધાર. ૪
એ લક્ષણ જે ભાખ્યાં તમો, તારા તનમાં દીઠાં અમો!
તારા ઉદર વિષે નિર્ધાર, સદાકાળ શોભે સંસાર ! ૫
બહુ આહારી સ્થૂલોદર બળી, તું'થી બીજો કોણજ વળી;
બ્રહ્માદિક સુખસાગર નદી, પૃથ્વી યત્ર દશોદિશ વદી. ૬
ઈત્યાદિક મોટા મહિમાય, તે શું તારે ઉદર ન માય !
તું'થી સ્થૂલોદર નહિ કોય, નવ હુતો નવ હોશે સોય. ૭
તે મુજને તું ના ભાખતો, ઉદર તણી નિંદા દાખતો;
લજ્જા પામી [2]રકાં નવ રહે, મારે મિષે તારા ગુણ કહો! ૮

---

૧ હોયે સાચુ તેહ પ્રત. ૧ ૨ મુન્ય પ્ર. ૨.

જાંબવંતી નારી વાનરી, તું વિણ કોણે ન કરી હરિ!!
રૂક્મિણી સરખી પામી નાર, જો જો કૃષ્ણજી ગુણભંડાર! ૯
યોની મિન કુર્મ પશુ તણી, તે તુજને વલ્લભ છે ઘણી!
વામન રૂપ ધર્યું પૂરવે, વિકૃત અંગ મુને કહે હવે! ૧૦
જલનો આશ્રય તારે શ્યામ, [1]પુત્રપણું તો પામ્યો કામ;
સ્ત્રીજીત કોણ તમોથી રાજ, [2]પારિજાત લાવ્યા સ્ત્રી કાજ! ૧૧
ક્ષીર સમુદ્રે રહે અવિનાશ, શ્વશુર તણે ઘેર તારો વાસ!
એ ગુણ તો મેં બોલ્યા ધન્ય, શાને કહેવડાવે ગુણ અન્ય. ૧૨
[3]ક્રતુનું કામ નિર્ભે છે કામ, નૃપને શીદ બીહાવે શ્યામ;
પેહેલા મેં જે ક્ષત્રી હણ્યા, જરાસંધ આદે અણ ગણ્યા. ૧૩
તે માર્યા તુજને આગળ કરી, અધુના [4]ત્યમ થાશે હરિ;
હાથે હું પણ અવનિ ઉદ્ધરૂં, પર્વતના પણ કટકા કરૂં. ૧૪
કે અશ્વમેધ હરિ હુંથી થાય, [5]નૃપવચન કયમ મિથ્યા જાય;
અમો એમ ચિંતવતા હતા, હમણાં કૃષ્ણ હશે આવતા. ૧૫
મનવાંચ્છિત કરશો મહારાજ, મિથ્યા તેહ કરો આ કાજ;
અરે! દેવકીનંદન શ્યામ, કરજો સકળ અમારાં કામ. ૧૬
ચાતક જેમ તૃષાતુર હોય, ઘણા દિવસ ઘનઆગમ જોય;
નિરખે ગ્રીવા ઊંચી કરી, મનમાં મનોરથ જળનો ધરી. ૧૭
એવામાં ચાતક વદન મોઝાર, વર્ષે મેઘ રવિ અંગાર;
જ્યાં મેઘ અંગારે ઝરે, ત્યારે તે ચાતક શું કરે. ૧૮
યથા કોઈની સુરભી સોય, કળી રહી કાદવમાં કોય;
સ્વામીને દેખી આવતો, મનમાં હર્ષ ઘણો ભાવતો. ૧૯
આવી આઘી ચાંપે તેહ, (તો) કોને કહે સુરભી એહ;
અમો તુને અવલંબી શાંત, થયું અમારે એ દૃષ્ટાંત. ૨૦
ભીમ તણી એ વાણી સુણી, વળતા બોલ્યા ત્રિભુવન ધણી;
હરિ બોલ્યા અતિ હર્ષે હેજ, ભીમ તણું [5]વધાર્યું તેજ. ૨૧
વીર વૃકોદર તુજને ધન્ય, બોલ્યો ઉત્તમ એહ વચન;

---

૧ પુત્રતણું પ્ર.૧ ૨ ક્ષીર સમુદ્ર રહો મહારાજ. પ્ર.૧ ૩ ક્રતુ તુંમાં નિર્ભેછે કામ. પ્ર.૨ ૩ રણ પ્ર.૧. ૪ નૃપજીનું. પ્ર. ૧ ૫ માન વધારે પ્ર. ૨

તેં સંતોષ્યું મારૂં મન, [1]આવો(ની) દીજે આલિંગન. ૨૨
હું પૂછું રાજાને તેહ, શામાટે દુઃખ પામો દેહ;
તું યજ્ઞ કાં કરતો નથી, કૈરવ દળ માર્યું જ્યાંથકી. ૨૩
તેથી પાતક પ્રકટ્યું જેહ, મારે હાથ સમરપો તેહ;
દ્રોણ ભીષ્મને મહાભડ કર્ણ, સહોદર સંબંધી(બાંધવ)મર્ણ.૨૪
તે પાતક હું ટાળીશ પર્મ, સુખે રહો તમો રાજા ધર્મ;
ભીમ કહે સાંભળ હરિ તેહ, તારે કર આપ્યું અઘ એહ. ૨૫
સ્વલ્પ થકું તે થાશે ઘણું, નૃપજાણે કારણ તેહ તણું;
ઘોડો ગ્રહેવા જાઉં હુંય, રાખ્ય રમાપતિ નૃપ(તે) તુંય. ૨૬
(હું) ફરી આંહાં આવું જ્યાંલગી, રાજાને રાખે ત્યાંલગી;
જો રાજાજી સુખીઆ હશે, સફળ કામતો સઘળાં થશે. ૨૭
સુકૃત સકળ સમરપ્યું અમો, કેશવ કરમાં ગ્રહેજો તમો;
દેવકીસુત સાંભળ સ્તુતિ, [2]એ રાજા ફળ અર્થી નથી. ૨૮
તુંવણ જો વૈકુંઠે વસું, તોયે અમારે સુખ નહિ કશું;
તુવણ વહાલું કાંઇ નહિ હોય, તારી સંગતી માગું સોય. ૨૯
જૈમિનિ કહે જનમેજયં સુણો. રાય યુધિષ્ટર આનંદ ઘણો;
વળતા હરિશું ભોજન કરી, સૂતા રજની જાગ્યા ફરી. ૩૦
પ્રાતઃકાળ થયો જ્યાં સાર, ભીમસેન ને કર્ણકુમાર;
મેઘવર્ણ મહા હર્ષ ભર્યા, ત્રણ વીર તત્ક્ષણ નીસર્યા. ૩૧
કુંતા કૃષ્ણ યુધિષ્ઠર રાય, એ ત્રણને લાગ્યા પાય;
કુંતા સુતને થાપતાં, ભક્ષણને મોદક આપતાં. ૩૨
જનની કરે સરસ્યા મોદકા, તૃપ્ત વૃકોદર ખાતાથકા;
જનની કર કેરો મહિમાય, બીજે આ'રે ભીમ ન ધ્રાય. ૩૩
ભીમે મોદક કરમાં ગ્રહી, મેઘવર્ણને આપ્યા સહી;
અર્જુનને આલિંઘન કરી, ભીમસેન જે બોલ્યા ફરી. ૩૪
પાર્થ રાજાને તું પાળ, બ્રાહ્મણની લેજો સંભાળ;
પાર્થ મુજને પરગાણજે, ઘોડો ગ્રહી આવ્યો જાણજે. ૩૫
દેખી કેશવને પ્રસન્ન. સંતોષાયું મારૂં મન;
હર્ખ્યા મારા બેહું સા'ય, (તે) માટે મુજને ઉદ્યમ થાય. ૩૬

---

[1] નારાયણ કહે શુભ ચૈતન્ય. પ્ર.૧. [2] એ રાજ્ય ફળ પૃથ્વી નથી. પ્ર.૨.

વાસુદેવને સ્મરતાં વાર, નરનાં પાતક પામે પ્રા'ર;
શ્રી હરિને સ્મરતાં એવ, શત્રુ ક્ષય પામે અશ્વમેવ. ૩૭
યૌવનાશ્વનો હયવર હાથ, આણ્યો જાણો સૈન્યા સાથ;
તે આ કૃષ્ણ પ્રસાદે કરી, એમાં મુજ સંશય નહિ હરિ. ૩૮
જૈમિનિ કે' સુણ ભૂપતિ સહિ, ભીમ પધાર્યા એવું કહી;
કેટલાક દિન માર્ગમાં થયા, ભદ્રાવતી પુરપાસે ગયા. ૩૯
પુરપાસે એક પર્વત સહી, ભીમ જૂએ તે ઉપર રહી;
યૌવનાશ્વની પાળી અતિ, દીઠી નગરી ભદ્રાવતી. ૪૦
કોટ સહસ્ર મહા વનભરી, વીંટી ચારે પાસે [1]ફરી;
અયુત અનેક સરોવર ભર્યા, તે નગરી જોતાં મન હર્યા. ૪૧
હોમ ધુમ્ર બહુ દૃષ્ટે પડે, ધૂપ ધુમ્ર માર્ગ નવ જડે;
વેદ ધૂનિ સાંભળતા સહુ, ધનુષ્ય તણા ટંકારવ બહુ. ૪૨
લોક તણે નાદે બહુ ગણે, કાન પડયું કાંઈ નવ સુણે;
પુરમાં અપાર સો'યે પોળ, ઊંચા મંદિર શોભંતિ ઓળ. ૪૩
મઠનાં શિખર ચઢયાં આકાશ સુંદર સોભા ચારે પાસ;
શોભે કોટ તણા કાંગરા, પરિખાના હૃદ પાણી ભર્યા. ૪૪
એવું નગર વિલોકી ધન્ય, ત્રણે વીર થયા પ્રસન્ન;
ભીમે એક નિહાળ્યું વન, નાનાં તરૂવર વીંટયુ ધન્ય. ૪૫
જે વન મધ્યે કદલિ ફળી, ફળને ભારે નીચી વળી;
કદલિ નમતાં શોભે એમ, ગુણને ભારે સજ્જન જેમ. ૪૬
નારિકેલીનાં વૃક્ષ વિશાળ, મોટા સોટા દીરઘ ડાળ;
સ્થૂળ ફળે તે તરૂવર ફળ્યા, [2]કલ્પવૃક્ષ તે નીચા વળ્યા. ૪૭
ફોફળના વૃક્ષ જે પાતળ, જાણે કનકમાં દિસે કળા;
ફણુસ તણા તે વૃક્ષ વિશાળ, ભીમે ત્યાં દીઠા ભૂપાળ. ૪૮
ભદ્રપુરીના વૃક્ષ અનંત, ગણતાં જેનો ન આવે અંત;
સંકોચાયાં ફળ જેહનાં, ખાતાં દુઃખ હરે દેહનાં. ૪૯
શોભે દાડિમના તરૂ વળી, ફાટયાં ફળમાં દીસે કળી;
જેમાં બીજ ભરાયાં જડી, રાતી રેખા બાહેર પડી. ૫૦

---

૧ પુરી પ્ર. ૨. ૨ જે વન મધ્યે ના જાય એકલા. પ્ર. ૨.

તે ઉપર શુડા શોભતા, દાડિમ [1]તરૂને નર લોભતા;
જે વન તરૂ આંબાના ઘણાં, સુંદર સ્વર ત્યાં કોકિલ તણા. ૫૧
ફળ ભક્ષી પક્ષી લોભતા, સેવે સહકારે શોભતા;
નારાયણના ગુણને સંત, નિત્યે જ્યમ સેવે મહાનંત. ૫૨
પંચ ધાર કમરખ ફળ તણી, તે ખાતાં રૂચી આપે ઘણી;
જળ(ના) જંતુ વહંતા વીર, નીકે થઈ નીસરતાં નીર. ૫૩
નાના તરૂને પોખે સોય, યથા અતિતને ગૃહસ્થ(જ) કોય;
બીજોરી નારંગી ફળી, જંબીર તરૂ ને આંબલી. ૫૪
[2]જાંબુલંબ કદંબી છોડ, (તે) વન મધ્ય બદામ અખોડ;
બદરી સાદડ ને આંબલી, અશોક ચંપક શોભા ભલી. ૫૫
નાગકેસરતરૂ ને પુન્નાગ, બકુલ ને પાદલ બહુ ભાગ;
મધુકર સારિકા શુક(ને) મોર, તે વન તરૂમાં કરતા સોર. ૫૬
કનક કેતકી સોરંભ ઘણો, જાઈ જુઇ મુદિત મોગરો;
સતાવળનાં સારાં પત્ર, કર્ણિક કુસુમ પ્રકાસ્યાં યત્ર. ૫૭
એવું વન દેખી નિર્દોષ. ભીમસેન પામ્યા સંતોષ;
કર્ણ પુત્ર વૃષકેતુ વીર, તેને દેખાડયું વન ધીર. ૫૮
ભીમ કહે વૃષકેતુ આજ, હવણાં શું કરવું કે' કાજ?
મધ્યાને યાં હય આવશે, યોદ્ધા જળ પાવા લાવશે. ૫૯
યુદ્ધે ચતુર યોદ્ધા છે જેહ, હયને તો રાખે છે તેહ;
હયવર વીર ના મૂકે તથા, ધનને પાળે કરપી યથા. ૬૦
માટે આપણ ત્રણે જણા, આ પર્વતમાં તરૂવર ઘણા;
ત્યાર લગી યાં બેશી રહો, જ્યાર લગી હય આગમ લહો. ૬૧
યદ્યપિ હયવર રાખ્યો તેહ, તોયે ગ્રહીશું નહિ સંદેહ;
પેહેલા રણમાં જાશું અમો, મારી પાછળ રહેજો તમો. ૬૨
સુખદાયક છે એહ વિચાર, આપણો થાશે યશ વિસ્તાર;
ઈતિ ભારત અશ્વમેધ મોઝાર, ત્રીજો અધ્યા' [3]સાંતો સાર. ૬૩
ભીમસેન બોલ્યા છે જ્યાંય, ત્રેંસઠ શ્લોક થયા તે માંય;
રત્ન કહે યત્ને કરી કર્યો, યથા બુદ્ધિમાને વિસ્તર્યો. ૬૪

---

૧ ઉત્તમ તરૂને રતે શોભતા. પ્ર.૨ ૨ ફળ. પ્ર. ૨. ૩ સોનો. પ્ર. ૧

## અધ્યાય ૪ થો. રાગ કેદારો.

જૈમિનિ કહે જનમેજય સુણો, અશ્વમેધનો મહિમા ઘણો;
સુણતાં પાવન થાયે સદા, શ્રોતાની ભાજે આપદા. ૧
ભીમ વચન મન માંહે ધરી, કર્ણકુંવર પછે બોલ્યો ફરી;
ક્ષોણિ દશ દળ સુણીએ જેહને રે. ૨
તે મધ્યે હય રાખવા, કેટલાએક ભડ દાખવા;
તારૂં ભુજબળ દુર્જય જેહને રે. ૩

ઢાળ.

તારૂ ભુજ બળ દેખી રણમાં, કોઈ નવ આવે પાસે;
ગંગાનું જ્યમ ત્રઠ દેખીને, પાપ તણા ગણ નાસે. ૪
ભીમ તમારા શત્રુ તમને, દેખી નાશી જાશે;
કાલકૂટ વિષ ત્યાં લગી જ્યારે, રૂદ્ર ન આવે પાસે. ૫
કામિક વિષય જે પુરૂષને પીડે, ત્યાર લગી નિર્ધાર;
વિરલા નર ભરમે પડ્યા, નવ જાણે વસ્તુ વિચાર. ૬
ગમનાગમન કરે ત્યાં સુધી, શરીર ધારી કહાવે;
જ્યાર લગી જનના મનમાં, ભગવત ભજન ન ભાવે. ૭
નરક યાતના બંધ પિતૃને, ત્યારલગી રાજાન;
ગયાક્ષેત્ર જ્યાંસુધી કુલસુત, ના કરે પિંડપ્રદાન. ૮
ધર્મ નિમ હરિ પ્રિત્યર્થે, ભીમ તમો અવિધારો;
ઘોટક ગ્રહેવા આણે સ્થાનક, કાંઈએક ભેદ વિચારો. ૯
જૂઓ મદમાતા માતંગ આવે, મદ ભર્યા જે ઘેરા;
કરેણું ને કલભાદિક જાણે, પર્વત કાજળ કેરા. ૧૦
સરોવરમાં જળપાન કરવા, સઘળા ગજવર પેઠા;
બુડે તરે કરે બહુ લીલા, મસ્તક માવત બેઠા. ૧૧
પ્રેમદા કેરે પ્રેમ જળે, જ્યમ, કામી નર પ્રસન્ન;
તેમ એ ઉદક વિષે મદમાતા, ગજવર હરખ્યા મન. ૧૨
કુંભસ્થળ સિંદુર સકળ તે, જળ મધ્યે રેલાતું;
ગજવર ના'તાં સકળ સરોવર, રંગે દીસે રાતું. ૧૩
કરિવર કુંભસ્થળ મદ હીણા, મૂકી મધુકર ઉડ્યા;

પંકજના વન મધ્યે પેઠા, [1]ભાગી સુહૃદે ભુંડા. ૧૪
હંસ મહા સરોવર બેઠા, ભામનિયો [2]સુભાવે;
કમળતણા અંકુર કાઢીને, ખટપદને ખવરાવે. ૧૫
જેહ સરોવરના જળ મધ્યે, અતિ ઉછળતા મીન;
ધન પામીને અતિ ઉછળતો, યથા કોઇ ધન હીન. ૧૬
ચક્રવાક ને ચક્રવાકી, રમતાં મહા સુખ સીમ;
તે સરોવરની એવી શોભા, જો જો મહા ભડભીમ. ૧૭
[3]અંતઃપુર આવે હયવર તે, સત્વર ગતિ શણગાર;
મહારથીએ યત્ને કરી રાખ્યા, ઉજવળ વર્ણું અપાર. ૧૮
આ જો જો હયવર પડઘાથી, ઉડે રજ અતિ ઘોર;
નાનાવિધ વાજીત્ર તણો, નૃપ સાંભળજો સોર. ૧૯
ધ્વજા અડી આકાશ ધ્રુજે, કાળ જીભ સમ એહ;
યૌવનાશ્વ નૃપ આવ્યો હશે, એમાં નહિ સંદેહ. ૨૦
જૂઓ આવે યોદ્ધા કેરાં, યૂથ અનેક હજાર;
ગર્ધવ પક્ષી કોની ધ્વજાઅગ્રે, નવ જાણે નિરધાર. ૨૧
કોની ધ્વજા ઉપર શુક સારિકા, ને દુંદભિ વાજે ઘોર;
જેની પાછળ યોદ્ધ અનેરા, ભીમ સાંભળો સોર. ૨૨
જેણે સ્થાનક કંઈ એક દિસે, વીરજ ટોળે થાય;
જૈમિનિ કહે સાંભળ જનમેજય, મહાભારત મહિમાય. ૨૩
મહાબળિયો વૃષકેતુ તે, એમ ઉચ્ચર્યો ભ્રાળ;
મધ્યાને જળ પીવા આવે, અશ્વ ઘણા તે ભાળ. ૨૪
યૌવનાશ્વનો અશ્વ અનુપમ, નિર્ખ્યો નાના વર્ણું;
ઘોડારિયે શીખવિયા, નાનાવિધ ચાલે ચર્ણું. ૨૫
પેહેલી વિક્રમ ધારા કહાવે, [4]બીજી પૌલિક ધાર;
પૂર્ણકંઠી ત્રીજી ધારા, ચોથી ત્વરિતા ધાર. ૨૬
આકાશ ગત તે પાંચમી કાવે, ધારા પંચ પ્રકાર;
યૌવનાશ્વના વાજી ચાલે, પાંચે [5]ધારે સાર. ૨૭

---

૧ ભાંગી સહુદ ભુંડા. પ્ર. ૨ ૨ શોભાવે. પ્ર. ૨ ૩ હવે અંતઃપુર આવે હયવર. પ્ર. ૨ જી. ૪ બીજી પોલીક ધાર. પ્ર, ૧ ૫ ધાયે. પ્ર. ૧

એક એક ભમરો ભાલ વિરાજે, બે ભમરા બે પાસ;
હૃય ભમરા પુઠની પુઠે, ગલસ્થળ બેય પ્રકાશ. ૨૮
ધારા પંચવડે પરવરતાં, ઉંચા ઘુઘર ઘણઘણતા;
લઘુલાઘવતા એ જાણે, મુખથી ખુર નીસરતા. ૨૯
મયૂર તેતર ચાલ ચાલતા, ઉષ્ટ્ર તણી ગતિ લાવે;
નકુલ તણીં લઘુલાઘવીં ગતિયે, મોટે સરોવર આવે. ૩૦
કંઠ લગી મુખ જળમાં બોળી, શબ્દ સહિત જળ ગ્રેહેતા;
પેસંતા નીસરતા સરોવર, ભીમે દીઠા વેહેતા. ૩૧
કર્ણકુંવરને ભીમ કહે જો, આવ્યા અશ્વ અનેક;
એ હય મધ્યે અશ્વમેધનો, અશ્વ ન દિસે એક. ૩૨
આપણુ ત્રણે આ સ્થળ આવ્યા, એ હયવરને જાણી;
તે હયવર શું મંદિર બાંધ્યો, પીતો દિસે પાણી. ૩૩
આપણે તો ઘોડા પાખે, જાવું ન ઘટે ઘેર;
રાય યુધિષ્ઠિર નાથજ કેરી, સઘળી જાણો પેર. ૩૪
પુત્ર વિના જ્યમ સકળ લોકમાં, કયહું ન પામે ઠામ;
હય પાખે તેમ ઠામ ન પામું, ધર્મરાયને ધામ. ૩૫
[1]અદાતા અભિલાષ કરેને, તે જેમ એળે જાય;
[2]અવસ ઈંદ્રિય નરને (જ્યમ), નિશ્ચે, બ્રહ્મગતિ નવ થાય. ૩૬
સ્ત્રીજીતને જ્યમ પોતાના, પરિવાર તણો નહિ સંગ;
અવિચારી રાજાનો જ્યમ, રાજ્ય તણો છે ભંગ. ૩૭
પુણ્ય હીણને કીર્તિ નહીં જ્યમ, નિંદિત સુખ નહોય;
વાસુદેવની ભક્તિ વિના, મોક્ષ ન પામે કોય. ૩૮
શ્રી શંકર સેવા વિણુ માનવ, નવ પામે ધન ધામ;
તેમ આપણે અશ્વ વિના, નવ, જાવું ગજપુર ગામ. ૩૯
ભીમ વચન સુણીં વેગે બોલ્યો, કર્ણકુમાર સુરંગ,
(હે) મહારથીઓ તમો શે ના હરખો, આવ્યો તેહ તુરંગ. ૪૦
મદગળતા માતંગ પળેને, પાળા બળ અસવાર;
ચારે પાસે ચમર ઢળેને, શીરપર છત્રજ સાર. ૪૧
ઉજ્વળ છત્ર તણી શીર છાયા, કંકણીના રણકાર;

---

૧ ઉદાર જેમ પ્ર. ૧. ૨ અવગતિ પ્ર. ૧

ચંદન કુસુમ રંગ સુગંધે, ચરચ્યો તેહ તોખાર. ૪૨
તરૂણી-કર બેધાણા ઘણાં જે, અશ્વશરીરે સાર;
અશ્વતણા શૃંગાર ઘણા જે, કંઠે કંચન હાર. ૪૩
બે પાસે બે પુરૂષે ગ્રહ્યોને, બોલે જયજયકાર;
કૃષ્ણાગરૂના ધૂપજ ધરતા, [1]આગળના જાનાર. ૪૪
અતિ વલ્લભ અવનિમાં તે હય, નવ અડકાડે પાય;
નાનાવિધ વાજીત્ર મહાધૂનિ, કલરવ કરતા જાય. ૪૫
હયવરના હિસારવ બહુ (તે) મદ,ભર્યા ગજવર ગાજે;
એણી વિધ અશ્વમેધનો, વાજીરાજ વિરાજે. ૪૬
એરીતે મહારથીએ રાખ્યો, અશ્વનું રક્ષણ કરતા;
મેઘવર્ણ ભડ સજ થઇને, ગ્રેવાનું મન ધરતા. ૪૭
એ વિધ સુતને ઉત્સુક દેખી, ભીમસેન કે' વાણી;
અહોવત્સ! શું કરવા ઇચ્છે, મુજને કે' હિત આણી. ૪૮
મેઘવર્ણ તે રાક્ષસ વળતો, ભીમ પ્રત્યે કે' વાણ;
અરે પિતા! એ મારી મતિ જે, તુજને કહું હું જાણ. ૪૯
વચ્છ તણી પેર એહ અશ્વને, ઝાલી લાવું આંય;
અશ્વ ગ્રહીને વળતો આવી, પેસું પર્વત માંય. ૫૦
સર્વે યોદ્ધા જોતાં ઝાલુ, તે ગણુના નહિ મુજને;
મારા મનમાં એવું છે તે, મેં ભાખ્યું છે તુજને. ૫૧
તે હય અવલોકીને વળતો, બોલ્યો કર્ણકુમાર;
વાયુ પુત્ર પ્રત્યે કે' વાણી, સાંભળ ભડ નિર્ધાર. ૫૨
સ્વામી મુજને આપ્ય આજ્ઞા, મારૂં બળ જો હાવું;
યૌવનાશ્વને સુત સંઘાતે, અધુના બાંધી લાવું. ૫૩
અથવા ક્ષત્રિય ધર્મજ[થી], રણમાં ઝીતી આવું;
તમો આજ્ઞા આપોતો હું, હયને હવણાં લાવું. ૫૪
આગળ ઉભો સેવક તારો, યુદ્ધ કરૂં હું સ્વામી;
મેઘવર્ણ કે' હયને હવડાં, લાવું ગગને ગામી. ૫૫
એવું વાયક કહીને રાક્ષસ, પર્વત પરથી ઉડી;
ગગન વિષે જઇ સઘ રાક્ષસી, માયા કીધી કુડી. ૫૬

---

૧ આગળ નાચે નાર. પ્ર. ૨.

અંધકાર અત્યંત થયોને, [1]મન કાળ મેઘશું રાજે;
વિદ્યુત ઉલ્કે વારંવારે, ઘોર ધ્વનિ ઘન ગાજે. ૫૭
એવા મધ્યે મેઘવર્ણ તે, સિંહનાદ કરી ગુંજે;
દશે દિશા થઇ આકુળ વ્યાકુળ, લોચન કાંઈ નવ સુજે. ૫૮
સકળ દેવતા દાનવ માનવ, ભય પામી વહવાયા;
મેઘનાદને મોટે રૂપે, ગગન તથા ગ્રહ છાયા. ૫૯
અશપરા આકુળાતા હીંડે, દેવ વિમાને વિખ્યાત;
એવે કોઇ એક દેવે જઈને, ઈંદ્ર પ્રત્યે કહિ વાત. ૬૦
સભા વિષે સિંહાસન બેઠો, ઇંદ્ર પ્રત્યે કહે એમ;
અરે પ્રભુ! તું કાંઇ નવ જાણે, તારૂં ક્ષેમાક્ષેમ. ૬૧
કોઈ એક દાનવ યાં' આવીને, અતિ કરેછે કોપ;
પોતાની માયા વિસ્તારે, કરવા ત્રિભુવન લોપ. ૬૨
જો તું લોક તણો પ્રતિપાળક, તો તું તેને માર;
એમ સુણીને સુરપતિ કોપ્યો, ફરકે અધર અપાર. ૬૩
સકળ દેવને મઘવા કહે તમે, જૂઓ કોણ છે એહ;
અમર સકળ તે પાસે આવ્યા, દીઠો દાનવ તેહ. ૬૪
સકળ સુર મળી(ને) પૂછવા, પ્રકટ કીધો એક દૂત;
અહો દૂત! તું પૂછે અસુરને, કોણ દેહ અદ્દ્ભૂત. ૬૫
દૂતે જઇને મેઘવર્ણને, પૂછ્યું નિજ વૃત્તાંત;
અરે વીર! તૂં કોણ દેહ છે, સાચું કે' દષ્ટાંત. ૬૬
દેવ સકળ ભય પામ્યા, તુજને, પ્રત્યક્ષ આવી પૂછે;
તે માટે હું દૂત મોકલ્યો (કે'), તારા મનમાં શું છે. ૬૭
મેઘવર્ણ કે' દૂત કહો જઈ, શીદ બીહો છો દેવ;
મેઘવર્ણ નામે હું રાક્ષસ, હિડિંબાસુત એવ. ૬૮
ભીમ તણા સુતનો સુત કા'વું, [2]પાંડવ કરવા હેત;
હય લેવાને ધર્મે પ્રેર્યો, યજ્ઞે [3]સામ સમેત. ૬૯
યૌવનાશ્વનો હય હવણાં, હું લેઇશ નિરધાર;
એ અર્થે છે ઉદ્યમ મારો, ધર્મ યજ્ઞ કૃત સાર. ૭૦

---

૧ કાળ ચકશોરાજે. પ્ર. ૧ ૨ હિડિંબી દુઃખ હરતા. પ્ર. ૨.
૩ સાહે કરતા પ્ર. ૨

એમ સુણીને દૂત તતક્ષણુ, પામ્યો હર્ષ અપાર;
ધર્મ યજ્ઞનું કારણુ સઘળું, કહ્યું શક્રને સાર. ૭૧
એમ સુણીને આનંદ પામ્યા, ઇંદ્રાદિક સહુ દેવ;
મેઘવર્ણનું કૌતક જોવા, અંતરીક્ષ આવ્યા એવ. ૭૨
મેઘવર્ણ પર અમર ઉભા, દેખી હયને ત્યાંય;
હરવા અર્થે આઘો આવ્યો, તે હય હુતો જ્યાંય. ૭૩
મોહ પમાડયા મહાભડ પવને, પૃથ્વી ઉપર પાડી;
આકુળ વ્યાકુળ કીધા યોદ્ધા, અદ્‌ભૂત રજ ઉડાડી. ૭૪
કો (એક) આયુધ સો'તા ઉડે કો, (એક) અવળા સવળી ધાતા;
એ રીતે અકળાવ્યા ઉપર, વૃષ્ટિ શિલા નિવાતા. ૭૫
સિંહનાદ કરી મેઘવર્ણ તે, હયને આવી હરતો;
અકસ્માત્ સહુ કોએ દીઠો, આકાશથી ઉતરતો. ૭૬
મેઘવર્ણ તે મેઘ સરીખો, સુંદર શ્યામશરીર;
બાજુબંધ મુકુટ ને કુંડળ, શોભિત દીઠો વીર. ૭૭
આ કોણુ છે એ કયાંથી આવ્યો, છેદો ભેદો ભાઈ;
અશ્વ ગ્રહીને જાયે યોદ્ધો, એમ કહે અકળાઇ. ૭૮
આવતો જાતો જાણ્યો નહિ જે, મેઘવર્ણ મહાવીર;
અશ્વગ્રહીને ઉભો દીઠો, વ્યોમ મધ્યે તે ધીર. ૭૯
અશ્વ સહિત આવંતો દેખી, સુરવર સર્વે હર્ષ્યા;
મેઘવર્ણની ઉપર સન્મુખ, વૃષ્ટિ પુષ્પની વર્ષ્યા. ૮૦
હિડિંબાસુત સુણ (રાય) યુધિષ્ઠિરના, પુણ્ય તણો નહીં પાર;
જેને તું સરખો સુતનો સુત, યજ્ઞ સાહ્ય કરનાર. ૮૧
એવિધિ સ્તુતિ કરીને સુરવર, સ્વર્ગ ગયા નિજ વાસ;
મેઘવર્ણ હિસંતો હય ગ્રહી, શીઘ્ર ગયો આકાશ. ૮૨
ગગન વિષે ઘોડો ગ્રહી ઉભો, મેઘવર્ણ મહાવીર;
ભીમ તથા વૃષકેતુ તેને, દેખી હરખ્યા ધીર ! ૮૩
ઊંચે સાદે સિંહનાદ કરી (ને), સજ થઇ સત્વર હોતા;
વારંવારે ઊંચી દૃષ્ટે, અશ્વભણી પણુ જોતા. ૮૪
યૌવનાશ્વના સૈન્ય વિષેથી, અશ્વ ગયો તે વારે;
બહુ બુંબારવ કરતા યોદ્ધા, અન્યો અન્ય પ્રહારે. ૮૫

કોણે જઈને વાત જણાવી, રાજાજી છે જ્યાંય;
એમ સુણી સુત સાથે આવ્યો, યૌવનાશ્વ રણમાંય. ૮૬
અશ્વ ગયો અવલોકી બોલ્યો, દુઃખિયો મન મહારાજ;
અલ્પ આયુશ કોણે અમારો, અશ્વ હર્યો છે આજ. ૮૭
જો તે હયનો હરનારો છે, માણુસ અથવા દેવ;
તોએ યમને મંદિર તેને, મોકલીશ હું એવ. ૮૮
એમ કહીને સહસા રાજા, વ્યાકુળ કોપ પ્રકાશ;
કાલાંતક નામે રથ હુતો, પોતે તેડયો પાસ. ૮૯
તેડંતામાં તતક્ષણ આવ્યો, તે રથ રાજાપાસ;
તે પ્રભુને પ્રણામ કરીને, બોલ્યો વચન પ્રકાશ. ૯૦
અમોને કંઈએક કરો આજ્ઞા, અહો અમારા સ્વામ;
કોના પ્રાણ તજાવું હમણાં, તેનું લ્યોની નામ. ૯૧
રાજા કહે આપણનો ઘોડો, જેણે ગગન પમાડયો;
વાર માં લાવો વેગે જાઓ, તે ભડને જઈ પાડો. ૯૨
એમ સુણીને ચાલ્યા સહસ્ર રથ, ઉડયા અકસ્માત્;
[1]ગગન વિષે જઈ મેઘવર્ણને, રૂંધી કરતા શીર ઘાત. ૯૩
મેઘવર્ણ તે વીર પ્રત્યે કે', હાસ્ય કરીને વાણ;
એકે કાળે યમને મંદિર, તમો જશો નિર્વાણ. ૯૪
એમ કહી પછે ધનુષ્ય ગ્રહીને, મારી મોટી ફાળ;
સઘળા ભડ ભાંજીને પાડયા, પૃથ્વીમાં તત્કાળ. ૯૫
જે સેના પૃથ્વીમાં હુતી, ચતુરંગી નિરધાર;
ભીમસેન ભડ નિરખતાં તે ભણી, ચાલ્યો કર્ણકુમાર. ૯૬
દૈત્ય પ્રત્યે જેમ પિનાક ગ્રહીને, જાયે શંકર જેમ;
યૌવનાશ્વ (ની) સેના પ્રત્યે, કર્ણકુંવર ગયો તેમ. ૯૭
અધુના રણમાં રહયો રહયો રે, કર્ણકુંવર કહે વાણ;
નાસોરે વીરો! શામાટે (તમે), તજવા ઇચ્છો પ્રાણ. ૯૮
એમ સુણી ભડ વિસ્મે પામી, આગળ ઉભા રે'તા;
કોણ હશે એ કોનો બાળક, શું કહે છે એમ કે'તા. ૯૯

---

૧ ગગન વિષે ઘનરૂચીને, રૂધિરે કરતા શીરપર ઘાત પ્ર. ૧.

નિર્ભય થઈ આગળ જઇ રહીને, તેડે વારંવાર;
એમ કહીને વીરે પુનરપિ, રૂંધ્યો કર્ણકુમાર. ૧૦૦
કર્ણકુંવર ત્યાં વિસ્મય હુઓ, સાંભળજે દૃષ્ટાંત;
કર્ણપિતા સૂર્યને રૂંધે, મેઘઘટા જ્યમ શાંત. ૧૦૧
કર્ણસુને તે સામા મૂક્યા, બાણુ તણા ઘનઘોર;
ધરણીમાં રણ પાડી કીધો, સિંહનાદનો સોર. ૧૦૨
મહારથી મા' બાણે છાયા તે, નવ દીસે રણમાંય;
હાથી કોટિ હણ્યા મહા બાણે, પૃથ્વી પાડ્યા ત્યાંય. ૧૦૩
પાળા સાથ પડ્યા રણમાંહે, હયવરના અસ્વાર;
[1]રૂંઢે રૂંઢ પડ્યાં પૃથ્વીમાં, ગણતાં ના'વે પાર. ૧૦૪
કર્ણકુંવરના ભયથી ભાગ્યાં, મહા દળ નાઠાં જાય;
વાસુદેવના સ્મરણથકી જેમ, પાતક દૂર પળાય. ૧૦૫
તેમાં કોએક પુરને પામ્યો, (તે) આવ્યો ભૂપતિપાસ;
અરે રાય! હય હરિયો તેણે, કટક પમાડયું નાશ. ૧૦૬
નિયુત એક મહા ધીર વીરતે, માર્યા તારા જાણ;
કોઇએક ભડ ભાગ્યા ભૂપતશું, એવી બોલ્યા વાણ. ૧૦૭
જૈમિનિ કહે જનમેજય પ્રત્યે, સાંભળ પાંડવવર્ય;
યૌવનાશ્વ નૃપ એવું સુણીને, પામ્યા અતિ આશ્ચર્ય. ૧૦૮
એવું વચન સુણીને તેનું, ભૂપતી ક્રોધ ભરાયો;
સૈન્ય સકળ તેડી પોતાનું, તત્ક્ષણ સામો ધાયો. ૧૦૯
પૂછે નૃપ તેને કટક કેટલું, કેટલા યોદ્ધા સોય;
યોદ્ધા કહે છે ત્રણ જણા છે, ચોથો ન મળે કોય. ૧૧૦
એક જણો ઉભો છે તારો, ઘોડો ગ્રહીં આકાશે;
બીજે તારૂં સૈન્ય હણ્યું ને, ત્રીજો ઉભો પાસે. ૧૧૧
યૌવનાશ્વ કહે અશ્વ ગ્રહ્યો તે, ત્રણે દીસે દેવ;
માણસ મારો ઘોડો ગ્રહેવા, સમર્થ ક્યાંથી એવ. ૧૧૨
માનવ થઇને ઘોડો ગ્રહે તો, તે માનવ નવ કહેવા;
રણયજ્ઞે સંતોખું હવણાં, તે શૂરને બળ લહેવા. ૧૧૩
જૈમિનિ કે સાંભળ જનમેજય, એમ કહી નૃપ જાય;

---

૧ શુંઢે રૂંઢ પ્ર. ૨

આવ્યા જાતાં વનમાં દીઠા, વીર વૃકોદર રાય. ૧૧૪
વૃષકેતુને અવલોકીને, આનંદ્યો જઈ પાસે;
ધન્ય ધન્ય હે બાળક તુજને, નિરખે નેહ પ્રકાશે. ૧૧૫
જેના મનમાં ભીત્ય નથી શું, કેસરી સરખો સારો;
મૃત્યુ તણો ભય યોગીને નહિ, એને ભય નહિ મારો. ૧૧૬
(તે) માટે માર્યા યોદ્ધા સઘળા, જૂઓ બળિયો બાળ;
જૈમિનિ કહે સાંભળ જનમેજય, એમ ભાખ્યો ભૂપાળ. ૧૧૭
એમ ઉચ્ચરતો ભૂપતિ રણમાં, આવ્યો સેના સાથ;
તે સામા યુદ્ધ કરવા આવ્યા, ભીમ ગદા ગ્રહી હાથ. ૧૧૮
વીર વૃકોદર કર્ણકુંવરને, વારે વારં વારે;
ભીમ પ્રત્યે વૃષકેતું [તો], ઈત્યાદિક ઉચ્ચારે. ૧૧૯
ત્રણ લોક રણમાં આવે તો, કામ, ન પડે પ્રભુ તારું;
કુંતાસુત સાંભળજો સાચું, સ્વલ્પ કટક એ મારું. ૧૨૦
સૈન્યા રૂપ વધૂ તુજ પુત્રે, પ્રથમ વરી મેં એહ;
તે માટે મહા યુદ્ધ વિષે તમો, તાતે તજવી તેહ! ૧૨૧
સૈન્ય મથન કરંતાં થાશે, યશ રૂપી સુત જેહ!
તે સુત તારી સાથે રમશે, કરમાં આપીશ તેહ!! ૧૨૨
સદાકાળ યૌવન સ્થિર ના રે', અતિશે ચંચળ સોય;
સદાકાળ કોના મંદિરમાં, સંપત્તિ સ્થિર ન હોય. ૧૨૩
તે માટે પુરૂષે પૃથ્વીમાં, સ્થિર કરવો યશ પર્મ;
કવિએ ભાખ્યો સાંભળ તુજને, ભાખું સઘળો ધર્મ. ૧૨૪
[1]અતિ પ્રૌઢા પરસેના [આવી], સનમુખ જોતા જેહ;
તેનું મથન કરે નર જેકો, મહા યશ પામે તેહ. ૧૨૫
એ સૈન્યા ધરનારી મારી, ભીમ વધૂ છે તારી;
એના હૃદય વિષે હું હવણાં, [2]શસ્ત્ર નખક્ષત કારી!! ૧૨૬
સૈન્યાનું મુખ ને મારૂં મુખ, હવડાં સન્મુખ હોશે;
તમ સસરાને [તે] દેખી, લાજી પાછું જોશે!! ૧૨૭
ધ્વજા ઘુંઘટે ઢાંકયું નિજ મુખ, તમને નહિ દેખાડે!!

---

૧ અતિશે પ્રૌઢા પરસેનાની મુખ જાતી જેહ. પ્ર. ૨. ૨ શસ્ત્ર નખક્ષત કરી પ્ર. ૧

તે માટે તમો યાં' નવ રે'વું, મુજને મોહ પમાડો. ૧૨૮
વળતા ભીમ વદે સુત પ્રત્યે, વાયક ધીર ધરેવા;
પેહેલો જાતું સૈન્યા સ્રીશું, વીર વિલાસ કરેવા. ૧૨૯
જ્યારે રણમાં દેખીશ તુજને, વધૂએ જીત્યો એશ;
ત્યારે ગદા ગ્રહી હું આવી, દંડ વધૂને દેશ. ૧૩૦
મેં વશ કીધી એહ વધૂ તુને, સફળ થશે સુત જાણ્યું;
સસરો શીખામણ ના દે તો, તેહ શ્વશુરને હાણું. ૧૩૧
તેહ વધૂના દુરાચારથી, પૂર્વજ નરક પળાય;
અહો વીર! તુને સેના પ્રત્યે, જય હોશે મહિમાય. ૧૩૨
અરિ સઘળા રથ અસ્વારી, તું પાળો છે વીર;
તુંને એકલો મોકલતાં મન, ના રહે મારૂં ધીર. ૧૩૩
સુણ જનમેજય એવામાં, વૃષકેતુ મહા મતિ માતો;
ભીમ તણી કરીં પ્રદક્ષિણાને, સેના સન્મુખ જાતો. ૧૩૪
અરૂણ નયન કર્ણાત્મજ કામી, આવ્યો અબળા પાસે;
[1]સરસ શ્રીખંડ કપૂરે વાશી, સેના નાર વિલાસે. ૧૩૫
પેહેલી સૈન્યા નારીના, કરિ,કુંભ પયોધર ભેદ્યા;
સૂર્યપિતામહ સન્મુખ નિરખી, શરશું કરિવર વેધ્યા. ૧૩૬
ક્રોધે યોદ્ધા પૃથ્વી પાડ્યા, તોયે ક્રોધ ન સામે;
તીક્ષણ બાણે વીર વિડાર્યા, કર્ણસુતે સંગ્રામે. ૧૩૭
કર્ણસુત કે' મારે બાણે, વેધ્યા યોદ્ધા સોય;
તોયે મારી સાથે શત્રુ, ભાવ ન મૂકે કોય. ૧૩૮
તે માટે મેં શુંયજ કરવું, વીર વિચારે મન;
ફરી ફરીને તીક્ષણ બાણે, રિપુનું કરે છેદન. ૧૩૯
રણમાં રાજ વદન અતિ વાસ્યાં, ચંદન અગરે સાર;
પદ્મ જસ્યાં પૃથ્વીમાં નિર્ખી, હસતો કર્ણકુંમાર. ૧૪૦
જળ હીણું આ કમળ પડ્યાં, મુજ આગળ નવ સૂકાય;
એવું વદીને હસ્તી ભેદ્યા, માર્યા ઘણા શૂર રાય. ૧૪૧
કુંજરના કુંભસ્થળમાંથી, ગજ મુક્તાફળ પડતાં;
તે પણ કંઠ વિષે આરોપે, કર્ણકુંવર ભડ વદતાં! ૧૪૨

---

૧ સાર કપૂર શિખંડે વાશી, પ્ર. ૨

રણમાં કર્ણકુંવર જે શોભે, ઉભો અરિમદ ફેડી;
કુંજર બેઠો યૌવનાશ્વ તે, પૂછે પાસે તેડી. ૧૪૩
અરે વીર! હું આ રથ આપું, (ત્યાં), બેશી કર સંગ્રામ;
ભૂમિ સ્થિતશું યુદ્ધ કરે તે, પંડિત નિંદે કામ. ૧૪૪
તું આવ્યો પરદેશથકી તે, બાળક પામ્યો શ્રમ;
વીર ઘણાશું તું વળગ્યો, રથ, હીણ વઢું હું કયમ? ૧૪૫
(તારૂં) નામ ન જાણું ગોત્ર ન જાણું, ન જાણું તારો તાત;
તારા કુળને હુંય ન જાણું જે, વિષ્ણુ સમો સાક્ષાત. ૧૪૬
તે માટે તું કે' તો તારી, સાથ કરૂં સંગ્રામ;
ધન્ય તને તુંથી મોટો નહિ, સઘળું તારૂં નામ. ૧૪૭
વૃષકેતુ કે' કશ્યપ કુલને, સૂર્યવંશ વિશાળ;
જેથી કો દાતા નહીં તે, કર્ણ તણો હું બાળ. ૧૪૮
(જેણે) સભા મધ્યે પંચાળી પેખી, કેશાકર્ષણ અક્ષ;
(જેણે) ધર્માદિક મનમાં ન ગણ્યા, તેને, દુર્યોધનનો પક્ષ. ૧૪૯
વિષ્ણુ વિના જે રહેતો, સુજને, તેનો પુત્ર પ્રમાણ;
ધર્મકુમારે તેહ પમાડયો, ઉત્તમ પદ નિરવાણ. ૧૫૦
રણમાં કર્ણ હણ્યો તેનો સુત, વૃષકેતુ મારૂં નામ;
યજ્ઞ યુધિષ્ઠિરનો કરવા મેં, અશ્વ ગ્રહ્યો અભિરામ. ૧૫૧
રાજા તારો આપ્યો રથ રણમાં નહીં રાખું હુંય;
તારો આપ્યો રથ રાખું તો, યુદ્ધ કરૂં હું શુંય. ૧૫૨
ઈતિ ભારત અશ્વમેધ પર્વમાં, ચોથો અધ્યા' સાર;
કર્ણકુંવરના યુદ્ધ તણો જે, મધ્યે પ્રથમ વિસ્તાર. ૧૫૩
શ્લોક થયા એ અધ્યા, મધ્યે, શત ઉપર છત્રીશ;
રત્ન કહે યત્ને કરી કીધાં, પદશત અડતાળીશ. ૧૫૪

## અધ્યાય ૫ મો. રાગ રામગ્રી.

હે કર્ણસુતા તને ધન્ય છે કયૈ, પ્રથમ સુજને પ્રા'ર;
તુને ચપળ બાળક વિલોકી હું, ના મારૂં નિરધાર. ૧
વૃષકેતુ કે' [1]તારે પુત્ર બહુ તું, વૃદ્ધ દિસે દીન;
તેં કૃષ્ણ દર્શન ના કીધું તે, માટે હુંથી હીન. ૨

[1] સ્વામી, તમો. પ્ર. ૧

તુજ શરીરે મુજ સમું વીર્ય, નથી કિંચિત્ ગાત્ર;
હું નવીન યૌવનવાન તારૂ, વૃદ્ધ છે બહુ ગાત્ર. ૩
કહે જૈમિનિ એમ સુણીને, દશ બાણુ મૂકયાં રાય;
વૃષકેતુ પ્રત્યે બાણુ મૂકી, યૌવનાશ્વ હસતો જાય. ૪
નૃપ ધનુષ્યથી શર નીસર્યા, તે, ન પામ્યાં ત્યાં લાગ;
વૃષકેતુએ એકે શરે, ત્રણુ ત્રણુ કીધા ભાગ. ૫
પછે ત્રણુ બાણે કરી વેધ્યો, યૌવનાશ્વ નરેશ;
તે બાણુ ભેદી ભૂપને પ્રવેશ્યાં ક્ષિતિ [1]એશ. ૬
જેમ કુડ સાક્ષી તણા પૂર્વજ, અધોમુખ તે જાય;
તે બાણુ ને વૃષકેતુનાં શર, પડયાં પૃથ્વી માંય. ૭
વૃષકેતુએ એક બાણુ મૂકયું, અર્ધચંદ્ર આકાર;
ધનુષ્ય ચળે ચમર વ્યંજન, છત્ર છેદ્યું સાર. ૮
જેમ કઠિન વચને પ્રીત કેરા, ઘણા ગુણુ છેદાય;
તેમ રાયને સમુદાય છેદ્યો, એક શરને ઘાય. ૯
પછે યૌવનાશ્વે બાણુ બીજું, સજકરી ધર્યું પાણુ;
સાઠ બાણે કરીને વૃષકેતુ વિંધ્યો જાણુ. ૧૦
હૃદે વેધી વીરનું શર, રૂધિર પીતો સોય;
રવિકિરણુ જેમ પૃથ્વી વિષે જઈ, સદા શોષે તોય. ૧૧
હૃદે મધ્યે વેધ્યો થકો બહુ, ભડે વિંટચો વીર;
ભૂપાળને અકળાવતો અતિ, યુદ્ધ કરતો ધીર. ૧૨
યૌવનાશ્વ કેરા અશ્વ માર્યા, ચાર બાણે ત્યાંય;
સારથીનું શીશ પાડયું, પછે પૃથ્વી માંય. ૧૩
વૃષકેતુએ ઘણે બાણે યૌવનાશ્વ ઢાંકયો ધીર;
રણુમાંહે રાજા જૂએ પણુ, ન દેખે કો વીર. ૧૪
તે યુદ્ધ તણે સમે એવું, કર્યું કર્ણકુમાર;
લઘુ બાણુ લીલામાં કરે ત્યાં, બાણુનો અંધકાર. ૧૫
યૌવનાશ્વ કેરા સૈન્યમાં સહુ, વીર કરતા વાત;
રાયજી રણુમાં પડયા તે, થયો અતિ ઉત્પાત. ૧૬
આપણે અંધકાર કીધો તે, નિર્ખી લાજયો બાળ;

---

[1] દેશ પ્ર. ૨

મુજ પિતામહ પણ આવર્યો, રિપુ સાથ કરતો આળ. ૧૭
અંતઃપુર ઉદ્યોત કરવા, મહ્યું પાવકશસ્ત્ર;
વૃષકેતુએ તેણે સમે, મંત્ર સહિત સાંધ્યું અસ્ત્ર. ૧૮
કર્ણકુંવરે વિધિકૃત, અસ્ત્ર અગ્નિ ઉદ્યોત;
વળતું વરૂણાસ્ત્ર મેલ્યું, શમી પાવક જ્યોત. ૧૯
કર્ણના પુત્રે પછે વાયુ,અસ્ત્ર મેલ્યું વાદ;
વરૂણાસ્ત્રને વારી કરીને, કર્યો કેસરીનાદ. ૨૦
પછે કોપ્યો ભૂપ દેખી, સબળ બળિયો બાળ;
બીજે રથે બેશી પ્રયોજ્યું, પર્વતાસ્ત્ર વિશાળ. ૨૧
તે દેવાસ્ત્રે કરી પીડયો, કર્ણપુત્ર પ્રચંડ;
આકાશથી આવી પડે, બહુ શિળા કેરા ખંડ. ૨૨
કર્ણસુતના શીશ ઉપર, પડે બહુ પાષાણ;
ભૂપાળ કેરા કર તણા વળી, ઘણા વરસે બાણ. ૨૩
સંગ્રામમાં નૃપને શરે, વૃષકેતુ કીધો લોપ;
પછે ભીમ સુતને છોડવાને, નીસર્યા કરી કોપ. ૨૪
તે ભીમને સંગ્રામ આવ્યા, વિલોકી રાજાન;
કર્ણસુત ઉતાવળો ઉઠી, થયો સાવધાન. ૨૫
હસી ઉઠયો પછે ત્રુઠયો, રિપુના રણમાંય;
શર વૃષ્ટિ રાજાએ કરી તે, સઘ ટાળી ત્યાંય. ૨૬
ચક્ર મેલી પછે પર્વત,અસ્ત્ર કીધું ચૂર;
કર્ણસુત રણને વિષે, પરવરે વાધે પૂર. ૨૭
પછે ત્યાં યૌવનાશ્વ ભૂપે, ચૂકવ્યું તે ચક્ર;
વૃષકેતુ વેધ્યો હૃદે, ભૂપને ભાસે વક્ર. ૨૮
મૂર્છા વળી વૃષકેતુને (પછે), પડયો પૃથ્વી રોધ;
કર્ણસુત દીઠો પડયો, ભીમને વાધ્યો ક્રોધ. ૨૯
તે સમે વીર વૃકોદરે, મનમાં વિચાર્યું એમ;
શું કહીએ જઈ યુધિષ્ઠિરને, કર્ણકુંવરનું ક્ષેમ. ૩૦
[1]પછે ભીમે ગદાએ બહુ, વિડાર્યા ગજકુંભ;

---

૧, ૨ પછે ગદાએ કરીને વિડાર્યા ગજ કુંભ; મહા ગજવર માતંગ મારી, કર્યો ત્યાં રણ ભંગ. પ્ર. ૧

મહા મતંગ ગજ વિડારીને, કર્યો રણ આરંભ. ૩૧
રથ અશ્વ પાળા એકે કાળે, પડયા પૃથ્વી માંય;
(પછે) ભીમની ફંગ્યાથકી મહા, પવન પ્રકટયો ત્યાંય. ૩૨
તે વાયુના વંટોળા મધ્યે, બહુ અટવાયા શૂર;
આકાશમાં ઉડી ગયા જેમ, આકડાના તૂરા ૩૩
અદ્‍ભૂત હાથી ઉડતા રથ, સગુના નભ દેશ;
બમે નર આકાશમાં દી,સતા છૂટા કેશ! ૩૪
ઘણા ગજ નિજ શુંઢડંડે, સાંકળ્યા હય જાય;
એક એકને ભારે કરીને, પડે પૃથ્વી માંય. ૩૫
ગગન ભમતું કટક સઘળું, ઈતિ સ્થિત અકળાય!
યથા હરિગુણ સુણ્યા પાખે, જગત્ ફેરા ખાય. ૩૬
હસ્તીના અસ્વાર પાછા, પડે રાજ્યકુમાર;
નીસરે વાગા ફરે નાગા, પડે કુંડળ હાર! ૩૭
અધોમુખને ચરણ ઉંચા, રૂધિર ગય આકાર;
રૂધિર અંગે વહે ઘણુંને, (વળી) નેત્રે ઝરે જળધાર. ૩૮
આકાશથી અવનિ પડે, ઉપરા ઉપરી સોય!
જેમ ક્રિયા હીન પ્રેત પાછા, પડે અવનિ કોય. ૩૯
વીર વાજી હસ્તી રાજિત્, તણા છેદ્યા દેહ;
રૂધિરના પ્રવાહ વહેતા, સહસ્ર માર્ગે તેહ. ૪૦
ભીમસેને જે સમે, એમ, હણ્યું દળ તે ઠામ;
ભૂપપુત્ર સુવેગ આવ્યો, તે સમે સંગ્રામ. ૪૧
ભીમ પ્રત્યે પછે સઘ, સુવેગ બોલ્યો વાણ;
યૌવનાશ્વનો સુત શૂર ધીરો, સુવેગ મુજને જાણ. ૪૨
રહે ઉભો યુદ્ધ કર, હું, સાથ જાઇશ ક્યાંય;
એમ કહી રથથકી ઉતર્યો, (એક) ગદા ઝાલી ત્યાંય. ૪૩
ભીમને તે ગદા મારી, ફેરવીને શીશ;
ફરી ભીમે ગદા મારી, રિપુને કરી રીસ. ૪૪
પરસ્પર તે ગદા ઘાતે, યુદ્ધ કરતા યોધ;
રીસ વશ કાંઈ નવ જાણે, ભીમને વાધ્યો ક્રોધ. ૪૫

પછે ભીમે ભૂપનો સુત, ચરણ ગ્રહી જઈ પાસ;
શીશ પાછળ ફેરવીને, ઉડાડયો આકાશ! ૪૬
(વળી) શીશ પાછળ ફેરવીને, પછાડયો શતવાર;
તોય સધ સુવેગ આવ્યો, સબળ કરતો પ્રા'ર. ૪૭
પછે વેગ સુવેગે ગ્રહીને, પૃથ્વી પાડયો ભીમ;
આશ્ચર્ય પામ્યા સર્વકો, (જે) પરાક્રમોની સીમ. ૪૮
પછે ભીમે એક હાથી, હાથ ઝાલ્યો સોય;
સંગ્રામમાં સુવેગ ઉપર, સધ નાખ્યો જોય! ૪૯
સુવેગે આવતો ઝાલી, ફરી નાખ્યો ત્યાંય!
પવનસુત સંગ્રામ મધ્યે, ઉભો હુતો જ્યાંય. ૫૦
મુષ્ટિએ મુષ્ટિ વઢે અને, પાટુએ પાટુ પ્રા'ર;
માંહો માંહે માર્યા થકા તે, પડે અગનિ મોઝાર. ૫૧
પછે વૃષકેતુ ઉઠિયો, તજી, અંગ મૂર્ચ્છા કલેશ;
પાંચ બાણે હણ્યો રણમાં, યૌવનાશ્વ નરેશ. ૫૨
(તે) પાંચ બાણે હણ્યો રાજા, મૂર્ચ્છા પડયો મહીપાળ;
અચેતન અવિલોકી નૃપને, પાસ આવ્યો બાળ. ૫૩
વસ્ત્રને છેડે કરી, નાખતો રાયને વાય;
વૃષકેતુ વાણી ઉચ્ચરે, જ્યાં પડયો હુતો રાય. ૫૪
જો હોય કોએક સમેનું પુણ્ય, હરિ ભકત(નો) ગહિમાય;
તો તેહ પુણ્યે કરીને, જીવજો રણમાં રાય. ૫૫
જો નજીવે યૌવનાશ્વતો, અભિલાષ મારો વ્યર્થ;
કોણ લહે પરાક્રમ મારૂં, ભૂપાળ પાખે સમર્થ. ૫૬
એવે સમે મૂર્ચ્છા વળી, રહે રહે કે'તો રાય;
ઉઠીને અવલોકે તો, વૃષકેતુ ઢોળે વાય. ૫૭
વૃષકેતુને ભૂપાળ ભેટી, વચન બોલ્યો એહ;
તું પ્રાણદાતા થયો મારો, તેમાં નહીં સંદેહ. ૫૮
એમ સુણીને હું વદનો, મુજ સમો નહિ હીન;
આ રાજ્ય મારૂં સર્વ તારૂં, જીવ તુજ આધીન. ૫૯
તારે પ્રસાદે કરી મુજને, હરિદર્શન હોય;

હરિદર્શન કરાવે તો, તુજ સમો નહિ કોય. ૬૦
હે વીર! તું તે માટ મુજને, રાખ્ય આ રણમાંય;
કર્ણનું દાતારપણું તેં, પ્રકટ કીધું આંય. ૬૧
ભીમ સાથ સુવેગ શું તે, વળી મૂર્છા ધીર;
તું આવ્ય મારી સાથ ત્યાં જે, પડ્યા બંને વીર. ૬૨
ઇતિશ્રી મહાભારતે, અશ્વમેધ પર્વ મોઝાર;
પાંચમો અધ્યા' થયો, યૌવનાશ્વ યુદ્ધ વિસ્તાર. ૬૩
શ્લોક થયા એ અધ્યા' મધ્યે, [1]એક વિણ પંચાશ;
રત્ન કહે યત્ને કર્યાં, પદ એકસઠ પ્રકાશ. ૬૪

## અધ્યાય ૬ ઠ્ઠો રાગ ધનાશ્રી.

જૈમિનિ કહે સાંભળ જનમેજય, મહાભારત પ્રતિબોધજી;
ભીમ સુવેગ જગાડ્યા બંનો, ભૂપે તે ત્યાં યોધજી. ૧
ભીમ તણી સ્તુતિ ભૂપ કરે, મુજ, નગર પધારો નાથજી;
એવે મેઘવર્ણ ત્યાં આવ્યો, હય ઝાલીને હાથજી. ૨
મેઘવર્ણ કહે હાસ્ય કરીને નૃપ, એ સુભાગ્યે કીધુંજી;
એ ઉપકાર અનંત તણો એમ, મનમાં માની લીધુંજી. ૩
વળતો રાજા મોદ સહિત મન, બોલ્યો મધુરી વાણીજી;
પાંડવની પ્રશંસા કરતો, વળી વૃષકેતુ વખાણીજી. ૪
યૌવનાશ્વ કે' ભીમ જૂઓ બળ, બાળકનું અત્યંતજી;
એણે રણમાં હું જીવાડ્યો, કર્ણાત્મજ કરૂણાવંતજી. ૫
જીવતદાન જેણે મુજને દીધું, તે સાથે કેમ વઢીએજી;
મારા મનમાં એવું છે જે ગોવિંદજી પાગે પડીએજી. ૬
ધર્મરાયને મળવાને મુને, માનસી મનોરથ સારજી;
જે કિંચિત્ છે મારે મંદિર, સુત સંપત્તિ ભંડારજી. ૭
આ શરીર હું હરિને સોંપું, રાય ચતુર્ભુજ ચર્ણજી;
દશ સહસ્ર હસ્તી છે મારે, ઓપે ઉજ્વળ વર્ણજી. ૮
આ મસ્તક પણ ધર્મરાયને, સોંપું સુંદર સાજજી;
ચતુર્ભુજની આગળ જઇને, મસ્તક મૂકું આજજી. ૯

---

૧ એકવીશ- એકવિણ પ્રકાશ. પ્ર. ૨—૩

આવો આપણુ બંને કરીએ, ઉજવળ ગજ [1]અસ્વારીજી;
સુવેગને વૃષકેતુ બેસે, કનકે કરી [2]શણુગારીજી. ૧૦
એ વિધ આપણુ અધુના જઈએ, મારા નગર મોઝારજી;
અરે નરો આગળથી જાઓ, કરાવો પુર શણુગારજી. ૧૧
ઘેર ઘેર જઈ ધ્વજા બંધાવો, (ચૌટે) ચંદન જળ છંટાવોજી;
પ્રભાવતીને કે'જો પે'લાં, નૃપને સન્મુખ આવોજી. ૧૨
પ્રભાવતી પાંડવના પતિને, આરતી કરવા આવોજી;
કન્યા સહુકો પુષ્પે નીરે, વીહિએ આવી વધાવોજી. ૧૩
એ વિધ નૃપ સંદેશ' કહીને, પાંડવશું પુર પેઠાજી;
મેઘવર્ણને વીર વૃકોદર, વૃષકેતુ ગજ બેઠાજી. ૧૪
નૃપને દેખી પ્રભાવતી કે,' ભીમસેન ઘણું જીવોજી;
કાંચન થાળ વિષે સ્થિર સ્થાપ્યો, પંચ શિખાનો દીવોજી. ૧૫
કપુર તણી આરતીએ ત્રણે, વીર વિલોક્યા રાણીજી;
સખી સમાણી સાંભળતાં પછે, પ્રભાવતી કે' વાણીજી. ૧૬
જેણે મારા કંઠ તણું, આભૂષણુ પડતું રાખ્યુંજી;
તે વૃષકેતુ કેરી કીર્ત્તિ, વિસ્તારી બહુ ભાખુંજી. ૧૭
જૈમિનિ કહે સાંભળ જનમેજય, આરતી કીધા પુઠીજી;
મેઘવર્ણ વૃષકેતુ વૃકોદર, આસન બેઠા ઉઠીજી. ૧૮
પછે પરસ્પરે ગોષ્ટિ કીધી, આરોગ્યા બહુ ભોગજી;
સ્વજન સંગે પોઢ્યા પલંગે, પામ્યા સુખ સંયોગજી. ૧૯
પ્રભાત કાળે તે ભૂપાળે, કીધું કામ અનુપજી;
સભા મધ્યે આવીને બેઠો, ભીમ સમીપે ભૂપજી. ૨૦
પછે સર્વે પુરવાસી તેડી, ભાખ્યો ભૂપતિ પર્મજી;
તમો સર્વ મુજ સાથે આવો, જ્યાં છે કૃષ્ણુ ને ધર્મજી. ૨૧
સ્ત્રીજનને સંગાથે તેડો, સેવકને સુત સાથજી;
નગર લોક સર્વેકો આલો, જ્યાં છે વૈકુંઠનાથજી. ૨૨
અયુત સ્થંભ સહિત અમારો, શોભિત રથ છે જેહજી;
પશ્ચિમ દિશ પ્રસ્થાને મૂકો, ગમન કરવા તેહજી. ૨૩

---

[1] અસ્વારજી અને શણુગારજી પ્રાસ પ્ર. ૧ લીમાં છે.

ઘન–ગર્જિત મુજ ઘોર નગારાં, મજ ઉપર વજડાવોજી;
સંપૂર્ણું સોનેરી રણતુર, સાંઢ સકળા બોલાવોજી. ૨૪
અનેક નારી સંગે સારી, પ્રભાવતી પણ આવોજી;
દ્રૌપદી રૂકિમણીને જોવા, હસ્તિનાપુર પધરાવોજી. ૨૫
ત્યાં ગમન ભાગીરથી ગંગા, પૂર્વ પુણ્યે હોય સ્નાનજી;
સર્વ તણો સમાગમ જોતાં, બીજું હરિ દર્શનજી. ૨૬
ભદ્રાવતીમાં સુદેવ નામે, વણિક વડો વેપારીજી;
તેને તેડયો યૌવનાશ્વ નૃપ, બોલ્યો વાણી વિચારીજી. ૨૭
વણિક અમારા નગ્ર વિષે, છે તું મોટો શ્રીમાનજી;
બીજા જન ધનવાન ઘણાપણ, તું તેમાં પ્રધાનજી. ૨૮
તે સર્વને સાથે તેડી, હસ્તિનાપુર(માં) આવેજી;
જૈમિનિ કે' સાંભળ જનમેજય, ભૂપતિ બોલ્યો ભાવેજી. ૨૯
ભૂપતિએ ભાખ્યું તે કીધું, સઘ સુવેગે કામજી;
મંદિર જઈ માતાને પૂછે, વણિક કરી પ્રણામજી. ૩૦
સુણ્ માતાજી મુજને તેડે નૃપ, હસ્તિનાપુર જાતાંજી;
માતાજી સુત વાત સુણીને, રીસે લોચન રાતાંજી. ૩૧
માતા કે' સાંભળરે આતા, નવ જાવું નિરધારજી;
હું જીવતાં નવ કરવો તે, ધનનો ખર્ચ લગારજી. ૩૨
પુત્ર કહે ત્યાં તીર્થ ગંગા, સંત સમાગમ સારજી;
પોતે શ્રી ભગવાન વસે ત્યાં, પાતિકનો હરનારજી. ૩૩
રાય યુધિષ્ઠિર યજ્ઞ વિષે ત્યાં, મહા મુનિવર હર્ખજી;
ઉડ જનેના જગ્ન વિષે ત્યાં, નારાયણને નિર્ખજી. ૩૪
વૃદ્ધા કહે હો દુષ્ટ દિકરા એ શું બોલ્યો પાપીજી;
તારી તેડી હું નહિ આવું, હસ્તિનાપુર કદાપિજી. ૩૫
મારો સ્વામી ધર્મ ન કરતો, તાત ન કરતો મારોજી;
હવે થઇ હું વૃદ્ધ કરપા, ધર્મ કર્ય હવે તારોજી! ૩૬
જૈમિનિ કે' સાંભળ જનમેજય, સાંભળી એમ સુદેવજી;
રાજા પ્રત્યે આવી બોલ્યો, હાસ્યનું કરેવા એવજી. ૩૭
અરે દેવ! મુજ સાથે નાવે, મારી માતા સ્વામજી;
યજ્ઞ નિર્ખવા નવ આવે, નવ, તજવું ભાવે ધામજી. ૩૮

તેનું વચન સુણીને ભૂપે, વૃદ્ધા તર્ત અણાવીજી;
સૈન્યા સહિત તે ભૂપે તેને, હિતની વાત જણાવીજી. ૩૯
સકળ લોક તો ત્યાં જાય છે, જ્યાં, છે શ્રી હરિ (નૃપ) ધર્મજી;
મુજ સાથે તમો આવો માતા, પુણ્ય કરવા ધર્મજી. ૪૦
સારંગપાણિ રૂક્મિણી રાણી, વહુ વર સાથે ભાવીજી;
બીજી નારી પાવન કારી, ધર્મ યજ્ઞમાં આવીજી. ૪૧
સંત તણું શુભ દર્શન કરતાં, પાતિક દૂર પળાયજી;
એમ સુણીને વૃદ્ધા બોલી, સાંભળ સાચુ રાયજી. ૪૨
રાજાજી હું ત્યાં નહિ આવું, (મારા) ધનનો નાશ પમાડેજી;
વહુવર મારી મહા ધૂતારી, ઘર સૂત્રને વણસાડેજી. ૪૩
પરિપક્વ ગોધુમ પડ્યા છે, ખેતર મધ્યે રાયજી;
ગોવાળા ગોધન રખવાળા, ગોરસ મારૂં ખાયજી! ૪૪
દાસને દાસી અતિ છે મારે, (તે) જાય મન ગમતે ઠામજી;
શ્રી હરિશું ને ધર્મરાયશું, શું છે મારે કામજી?! ૪૫
તેઓ પણ પોતાને મંદિર, સ્વાર્થ સાધે કામજી; !
તથા હુંએ મારે ઘેર બેઠી, કામ કરૂં છું સ્વામજી. ૪૬
તમો તમારૂં રાજ્ય તજીને, શાને મિથ્યા જાઓજી;
સર્વ લોક સાથે માર્ગમાં, શાને દુઃખીઆ થાઓજી. ૪૭
જૈમિનિ કહે [1]તેહજ રંડાને, નૃપે એમ કે'તાં ઝાલીજી;
રૂદન કરતાં બાંધી લીધી, ડોળી મધ્યે ઘાલીજી. ૪૮
ભીમ પ્રત્યે ભૂપાળ કહે, તમો, જોજ્યો જીવની તૃષ્ણજી;
વિસ્મે પામી હસતા બંને, ચિત્તભ્રમ કૃત પ્રશ્નજી. ૪૯
નાનાવિધ વાજીત્ર વજાડે, સર્વ લોક સુખ સીમજી;
વિનય યુક્ત કરીને રાખ્યા, પંચ દિવસ ત્યાં ભીમજી. ૫૦
ત્યાર પછે મહા દળને મેલી, ચાલ્યો પ્રથક્ પૃથવીશજી;
માર્ગ મધ્યે રહ્યું વેગળું, ગજપુર યોજન વીશજી. ૫૧
યૌવનાશ્વને ભીમ કહે તમો, કહો તો આગળ ચાલુંજી;
ધર્મરાયને જઇ તમારૂં, જાણુ કરૂં ઘણુ વા'લુંજી. ૫૨
હું ચાલ્યા પછે તમારી સેવા, કરશે કર્ણકુમારજી;

---

૧ જઠરા નરપે. પ્ર. ૧

એમ કહીને ભીમ ગયા ત્યાં, ધર્મ રાય અવિચારજી. ૫૩
ત્યાં જઇ રાય યુધિષ્ઠિર દીઠા, બેઠા બાંધવ સાથજી;
ભીમે જઈ ભૂપાળ તણા પદ, પ્રણમ્યા જોડી હાથજી. ૫૪
લઘુ બાંધવને ભેટી ભીમે, ઉચ્ચારી વાણી એમજી;
અમો તમારા ચર્ણ પ્રતાપે, આવ્યા કુશળક્ષેમજી. ૫૫
યૌવનાશ્વ નિજ અશ્વ ગ્રહીને, આવે કરવા ભેટજી;
[1]કર્ણસુતે સંગ્રામ માંહી, સંતોષ્યો નૃપ નેટજી. ૫૬
પ્રભાવતી ને દ્રૌપદી મળશે, સાથે નાર અપારજી;
સૈન્ય રાય જોઈ હર્ષ પામે, જોતાં ના'વે પારજી. ૫૭
મહાભારત અશ્વમેધ પર્વમાં, છઠ્ઠો અધ્યા' સારજી;
એ અધ્યાયમાં ભીમે જઈને, આણ્યો યજ્ઞ તોખારજી. ૫૮
એ અધ્યા'માં શ્લોક થયા છે, ચોપન ત્યાં નિરધારજી;
રત્ન કહે યત્ને કરી કીધાં, સતાવન પદ સારજી. ૫૯

**અધ્યાય ૭ મો. રાગ ગોડી.**

જૈમિનિ કહે તમો સાંભળો, હે જનમેજય રાય!
એમ સુણી નૃપ ધર્મને, મનમાંહે હર્ષ ન માય. ૧
રાય યુધિષ્ઠિર ભીમશું, એમ બોલ્યા વાણી;
યૌવનાશ્વ નૃપ નારશું, આવંતો જાણી. ૨
ભીમ તમો દ્રૌપદીને, જઇ કહો સમાચાર;
પ્રભાવતીને અવલોકવા, તે સારે શૃંગાર. ૩
જૈમિનિ કે' તમે સાંભળો, ભીમે પંચાળી નિરખી;
ભીમ નિહાળી આવતા, દ્રૌપદી અતિ હરખી. ૪
સન્મુખે ઉભાં ભીમને, હેત આણી રાણી;
સ્વામી તમો આવ્યા સુખે, એમ બોલ્યાં વાણી. ૫
અંગ નિહાળ્યું કંથનું, બહુ શસ્ત્રે છેદ્યું;
મુષ્ટિને મારે કરી, બહુ વઢતાં વેધ્યું. ૬
આસન આપ્યું આણીને, ઘણો આનંદ પામી;
નાર ફરી પૂછે કહો, કુશળ છો સ્વામી? ૭

---

1 મહાદળ મેળી રાજા આવે, સપરિવાર સમેતજી. પ્ર. ૧

મેઘવર્ણ વૃષકેતુ ત્યાં, [1]સતીને મન ભાવ્યા;
નાર કહે ભાઇઓ ભલે, યુદ્ધ જીતીને આવ્યા. ૮
ભીમ કહે સુણો સુંદરી, યૌવનાશ્વ રાજા આવે;
રાયની યુવતીને મળો, દળ સઘળું લાવે. ૯
પદ્મની પંકજ લોચની, વનિતા નૃપ કેરી;
તું પાસે આવે અહાં, સંગે નાર ઘણેરી. ૧૦
તુજને જોવા સુંદર, તે આવશે જે માટે;
તું શોભા કર કામની, તનની તે માટે. ૧૧
તેની આગળ તારી વળી, શી શોભા હોય;
મહા ધન પૂર્ણ પ્રેમદા તે, નૃપતિની સોય. ૧૨
પંચાળી કહે સાંભળો પ્રભુ, અન્યથા એ ખોટું;
ઘર અંતર ગોવિંદજી, આભૂષણ મોટું. ૧૩
માધવજી મંડન કરી, હું જાઇશ સામી;
જૈમિનિ કહે જનમેજય, પ્રત્યે આનંદ પામી. ૧૪
રાય યુધિષ્ઠિરને મળી, આવે ભગવાન;
નગર સહિત યૌવનાશ્વની, પ્રત્યે દેવા માન. ૧૫
યૌવનાશ્વ ઉભો હતો, વાડી વન માંહે;
પંકજ વૃક્ષ વિકાસતાં, બહુ દીસે ત્યાંહે. ૧૬
યૌવનાશ્વ ઉભો થયો, નૃપ આગમ જાણી;
કર્ણકુંવરે આગળ કર્યો, હયને પણ આણી. ૧૭
નાનાવિધ વાજીંત્રની, ધ્રૂની વાજે વ્યોમ;
સામો આવે ભૂપતિ, કંપાવે ઇતિ ભોમ. ૧૮
એવે સમે આવ્યો ત્યાંહાં, કુંતીસુત હેત;
યૌવનાશ્વ દીઠો ત્યાંહાં, હયને સૈન્ય સમેત. ૧૯
કુંજરથી કુંતાસુને, પૃથિવી પદ દીધું;
ભદ્રાવતીના ભૂપને, આલિંગન કીધું. ૨૦
તે ભૂપે પણ ભૂપને, કીધો છે પ્રણામ;
રાય યુધિષ્ઠિર તે પ્રત્યે, ફરી બોલ્યો આમ. ૨૧

---

1 સતીને અતિ ભાવ્યા.

ભૂપ સુણો જ્યમ માહરે, ભીમાદિક ભ્રાત;
તું ત્યમ બાંધવ પાંચમો, અર્જુના સાક્ષાત. ૨૨
ધર્મ કહે રાજા જૂઓ, આ યાદવ રાય;
પાંડવને પૃથ્વી વિષે, હરિએ કરી સાય. ૨૩
નાર તમારીને કહો, જે સત્વર થાયે;
કુંતીને અવલોકવા, અંતઃપુર જાયે. ૨૪
જૈમિનિ કહે તમો સાંભળો, જનમેજય જાણુ;
યૌવનાશ્વ પાગે પડી, હરિશું કહે વાણુ. ૨૫
ભદ્રાવતીનો ભૂપતિ, મનમાં અતિ ફૂલ્યો;
રાય યુધિષ્ઠિર દેખતાં, મધુરે સ્વર બોલ્યો. ૨૬
શ્રી હરિ હું પણ ધન્ય છું, એ રાજા ધન્ય;
જે માટે મારે આવિયા, ભડ ત્રણ ભુવન. ૨૭
જેને એવા વીર છે, ધન્ય રાજા ધર્મ;
હું ભણો તે આવિયા, પદ પામ્યો પર્મ. ૨૮
ધન્ય ધન્ય વૃષકેતુને, હું રાખ્યો જેણે;
તારા દર્શનને બળે, ઉગાર્યો એણે. ૨૯
નહિ તો પાર્થ મિત્રને, હું કયાંથી દેખું;
વૈષ્ણવમણિ વૃષકેતુને, ઉપકારી વિશેખું. ૩૦
જેણે દેખાડયો મુને, મહા પાતકહારી;
જૈમિનિ કહે યૌવનાશ્વજ, ઈતિ વાત ઉચ્ચારી. ૩૧
મંદિર મધ્યે પ્રભાવતી, કૃષ્ણાને ભેઠી;
કુંતીને પાગે પડી, હર્ષે ઉઠી બેઠી. ૩૨
યૌવનાશ્વ બોલ્યો અચ્યુતશું, વીરને મન;
નમસ્કાર નૃપને કરી, બોલ્યો અર્જુન. ૩૩
પૃથ્વી આ પાવન થઇ, આજ રાજ પધારે;
યુધિષ્ઠિર જ્યમ પૂજ્ય છે, તેમ તમો અમારે. ૩૪
યૌવનાશ્વ તમો હરિ-ભક્ત છો, ભાવે કરી આવ્યા;
જેવા રાજા ધર્મ છે, તેવા મન ભાવ્યા. ૩૫
જૈમિનિ કહે એવે સમે, નમી સારંગપાણિ;
વીર સુવેગ વદે પછે, નૃપતિશું વાણી. ૩૬

હે કુંતીસુતા સાંભળો, અતિશે શું કહિયે;
કર્ણકુંવર મહિમા તણો, કંઇ પાર ન લહિયે. ૩૭
જે વીર વૃષકેતુએ, હિત અદ્‌ભૂત કીધું;
જે માટે અમને તમે, હરિ દર્શન દીધું. ૩૮
હરિ વિના દેશ શરીરને, ધન ધાન્ય સમાન;
ત્યાંહાં મનુષ્યે રહેવું નહિ, સદા તે સમશાન. ૩૯
શ્રી કૃષ્ણ સારૂં તારૂં, પદ-પંકજ જેહ;
ધર્મ ન મૂકે તેહને, હય મૂકયો એહ. ૪૦
જૈમિનિ જનમેજય પ્રત્યે, કહે અતિ ઉત્કર્ષ;
વળતા તેહની વાણીએ, હરિ પામ્યા હર્ષ. ૪૧
ત્યાર પછી હરિશું સહુ, નગરીમાં પેઠા;
રાય યુધિષ્ઠિરને કહે, એક આસન બેઠા. ૪૨
કૃષ્ણ કહે જે ચૈત્રી,પુર્ણિમાશી પેહેલી;
ધર્મરાય તે તો તમે, હવે પાછળ મેલી. ૪૩
યજ્ઞ કાળ થયો વેગળો, અગિયારમે માસે;
ચૈત્રીપુનેમ આવશે, ત્યારે ક્રતુ થાશે. ૪૪
તે માટે હું જાઉંછું, યૌવનાશ્વ સમેત;
કનકપુરી પ્રત્યે ફરી, અતિ ઉપન્યું હેત. ૪૫
યત્ને હયને રાખજો, શું કહીએ તમને;
આમંત્રણ ઉતાવળું, મોકલજો અમને. ૪૬
તારા યજ્ઞ વિષે મયા, સર્વે અમો આવું;
એવો કોઇ ઉપાય તો, તમો કરવો હાવું. ૪૭
જૈમિનિ કહે કૃષ્ણની, સુણી એવી વાણી;
ધર્મે આપી આગન્યા, હરિનું મન જાણી. ૪૮
કૃષ્ણ પધાર્યા દ્વારકાં, નગરી સવિલાસ;
રાય યુધિષ્ઠિરની કને, નિત્ય રહેતા વ્યાસ. ૪૯
રાજા રાખે અશ્વને, વરજાવી વેધ;
મંડપની રચના કરે, કરવા હયમેધ. ૫૦
રાય યુધિષ્ઠિર વ્યાસને, પૂછે છે પ્રકાશ;
મરૂત્ત રાજાની કથા, કહીએ મુજને વ્યાસ. ૫૧

વ્યાસ કહે તમો સાંભળો, હે નૃપતિ! મહાભાગ;
મરૂત્ત રાજાએ કર્યો, મહા મોટો યાગ. ૫૨
પેહલાં ભૂપે બૃહસ્પતિનું, કીધું વળી વરૂણ;
આચાર્ય ગુરૂને કરી, માંડિયું મખ કરણ. ૫૩
ઇંદ્રે ઇર્ષા આદરી, વાળિયા ગુરૂ દેવ;
[1]એમ તમોને નવ ઘટે, ગુરૂને ન શોભે એવ. ૫૪
ત્યાર પછે મરૂત્તે સ્તવ્યા, મુનિ નારદ દેવ;
પ્રાર્થના મુનિની કરી, કરવાને મખ એવ. ૫૫
મરૂત્તને જૈમિનિ નારદે, મધવાને યજ્ઞ;
વીણાપાણિએ કરાવ્યો, ઉત્તમ ત્યાંહાં યજ્ઞ. ૫૬
યાગ કરાવી નારદે, દીધાં ત્યાં વરદાન;
ભૂપતિએ મુનિનાં કર્યાં, બહુ સારાં સન્માન. ૫૭
નારદ પૂજ્યા પ્રેમશું, નિજ કારજ સધાર્યાં;
યાગ કરી મહાભાગનો, અંતરીક્ષ પધાર્યા. ૫૮
જૈમિનિ કહે તમો સાંભળો, જનમેજય પર્મ;
રાય યુધિષ્ઠિરે વ્યાસને, પછે પૂછ્યા ધર્મ. ૫૯
ભૂપતિએ પૂછ્યા તદા, મુનિવરને બહુ મર્મ;
વ્યાસજીએ માંડી કહ્યા, નૃપતિ આગળ ધર્મ. ૬૦
ઇતિ ભારત અશ્વમેધમાં, સાતમો અધ્યાય;
જેની મધ્યે મરૂત્તના, મખ તણો મહિમાય. ૬૧
શ્લોક થયા અધ્યા' વિષે, ચાળીશ સંબંધ;
રત્ન કહે યત્ને કર્યા, પદ સાઠગ પ્રબંધ. ૬૨

## અધ્યાય ૮ મો રાગ ધનાશ્રી.

જૈમિનિ કહે જનમેજય રાય, સાંભળ મહાભારત મહિમાય;
વ્યાસજીએ ભાખ્યા શ્રીમુખે, ધર્મ સુણ્યા ભૂપતિએ સુખે. ૧
નાના ધર્મ સ્તુતિ સાંભળી, રાય યુધિષ્ઠિર પૂછે વળી;
બીજા ધર્મ કહે મુનિ મને, જે છે હિતકારી લોકને. ૨
સર્વ લોકનું સાધન થાય, એવા ધર્મ કહો ઋષિરાય;

---

1 એ તમોને ના ઘટે, ગુરૂ નેટમાં મન એવ. પ્ર. ૧

ભવનો ભય જે મનમાં ધરે, શું સાધન કરવું તે નરે. ૩
ઈહ લોકે કયમ કીર્ત્તિ હોય, પરલોકે સુખ પામે સોય;
નૃપની વાણી આણી હ્રદે, વળતા વ્યાસ વિચક્ષણ વદે. ૪
જે કો બ્રાહ્મણ હોય સમર્થ, ધર્મશાસ્ત્રનો જાણે અર્થ;
નાનાવિધિ કરતો શુભ કર્મ, મહિમા મોટો સ્વર્ગે શર્મ. ૫
પરમાનંદ શ્રવણે ધરે, જન્મ લગી પરધન નવ હરે;
પરનારીને ઇચ્છે નહીં, તે બ્રાહ્મણ સુખ પામે સહી. ૬
ક્ષત્રિય જાણે સઘળા ધર્મ, [1]દાતા યુદ્ધપરાયણ પર્મ;
આત્મજ્ઞાન સદા આચરે, સંગ્રામે સામો થઇ મરે. ૭
ઇહ લોકે અતિ કીર્ત્તિ હોય, પરલોકે સુખ પામે સોય;
હવે વૈશ્યનું લક્ષણ કહું, વ્યાપારે ધન પામે બહુ. ૮
સદાકાળ સાચુ ઉચ્ચરે, અતિથને અતિ આદર કરે;
સુરભીની અતિ સ્તુતિ આચરે, સકળ જીવને હિતારથ કરે. ૯
આ લોકે પામે કીરતી, અંતે હરિ સેવે સદ્ગતિ;
શુદ્ર સદા દ્વિજને સેવતા, બ્રાહ્મણને જાણે દેવતા. ૧૦
યશ વિસ્તારે પૃથ્વીમાંય, હરિ સેવાએ સદ્ગતિ થાય;
હવે નારના ભાખું ધર્મ, સાંભળ રાય યુધિષ્ઠિર પર્મ. ૧૧
જે કો વનિતા [2]વિધવા થાય, તોયે કામાસક્તિ ન જાય;
ભોગાસક્ત શરીરે પુષ્ટ, વાદકરે મનમાં મહાદુષ્ટ. ૧૨
નરને નિરખી હરખે ઘણું, એ લક્ષણ દુષ્ટા સ્ત્રી તણું;
ધને મદ માતી પાપણી, જાણે પાંખ સહિત સાપણી. ૧૩
તે નરને પાડે તે ઘડી, પતિને પાડે પોતે પડી;
જે શઠ તેને ઇચ્છે સહી, એક ક્ષણ તે જીવે નહીં. ૧૪
શરીર વેચે મોહિત માંડ, અંતે નરક પડે તે રાંડ;
જે નારી નિત્યે કારજ કરે, ઘરનાં કામ ઘણાં આચરે. ૧૫
સાસુ સસરાને સેવતી, દિયર જેઠ મર્યાદા અતિ;
કર્મ ન બાંધે તે જ્યાં લગી, સુણ કહું લક્ષણ ત્યાં લગી. ૧૬
જે જુવતીની જીવ્હા સ્યામ, સદા સ્યામળો તાળુ ઠામ;

---

૧ તથા ચંદ્ર પરાયણ ધર્મ. પ્ર. ૧ ૨ વિધક પ્ર. ૧

લાજ કરી નીચું મુખ ધરે, આંગળિયે અવનિ ખોતરે. ૧૭
લક્ષણ એક વિચક્ષણ નાર, પતિ પરિવાર તણી હિતકાર;
નિજ કર્મે સુખ પામે એહ, અંતે સદ્દગતિ પામે તેહ. ૧૮
પિતા તણે ઘેર રહેવું સહી, પરમંદિર પરવરવું નહીં;
નાર ન રાખે લૂખા કેશ, ધોયાં અંબર સુંદર વેશ. ૧૯
પવિત્ર પરિધાને જે જમે, આચારી ઉત્તમતા ગમે;
પિતા તણે વા પતિને ઘેર, નારે રહેવું ઉત્તમ પેર. ૨૦
સદાકાળ સ્ત્રી પરવશ હોય, પોતાને વશ હોય ન કોય;
બાળપણે તો રાખે પિતા, યૌવનમાં સ્વામી રક્ષિતા. ૨૧
વૃદ્ધપણે સુત રાખે સહી, પોતાને વશ કંઇએ નહીં;
પોતાનો મત પાળે કોય, નારી તે હિતકારી ન હોય. ૨૨
કષ્ટ કરીને કાયા દમે, અપચારી એક વારજ જમે;
આલોકે સતી રાણી હોય, પરલોકે સુખ પામે સોય. ૨૩
તીર્થ વ્રત જપને નહિ પ્રિયા, કદાપિ નવ સાધે શુભ ક્રિયા;
પાળે શીળ પતિવ્રત–ધર્મ, તે નારી પામે પદ પર્મ. ૨૪
જ્યારે નારી શીળજ તજે, ઘણા દોષ સ્ત્રીને ઉપજે;
સ્ત્રીનું મૃતક પૃથ્વી પડયું, તોએ ધીરવું નહિ તે મડું. ૨૫
ચિતા વિષે સૂવાડી હવી, તોએ નારી નવ ધીરવી;
વારંવાર હસે જે નાર, બાળકને ચુમ્બે બહુ વાર. ૨૬
પુરૂષ દેખી વિહ્વળ થાય, નરની આગળ આવે જાય;
ઉત્તમ સ્વરે આલાપે ગાન, નર દેખી ખંજવાળે કાન. ૨૭
કટિ કેરૂં કંડુયન કરે, મિથ્યા લાજ કરી સંચરે;
શીર–અંબર આધું ઓઢતી, નર સામાં લોચન જોડતી. ૨૮
એવી નાર નવ વિખાણીએ, નામ બંધકિ તે જાણીએ;
મિથ્યા પર મંદિર પરવરે, મિથ્યા પુરૂષનું દર્શન કરે. ૨૯
દૂતીને જનુનીવત ગણે, ગુંજ સકળ તે આગળ ભણે;
દૂતી નિરખી હરખે તથા, નાવ વિલોકી [1]માર્ગી યથા. ૩૦
માળણને નાપિકની નાર, કંદોયણ ઘાંચણ નિર્ધાર;

---

૧ પારગ. પ્ર. ૨.

તંબોલણ સૈરંધ્રિ સહી, તથા સાતમી દાસી કહી. ૩૧
વળી સૂતિકા વિધવા હોય, પાણીની ભરનારી સોય;
એવી જે કહાવે અંગના, તેની જે ઈચ્છે સંગના. ૩૨
એટલી જેને મળતી હોય, પરેશાનની રાણી સોય;
રાય યુધિષ્ઠિર સાંભળ સહી, વનિતાનો વિશ્વાસજ નહીં. ૩૩
પ્રજા પાળજે ધર્મ સમાન, તુજને થાશે ઇતિ કલ્યાણ;
પ્રજા જ્યારાં થાશે નષ્ટ, તમો ત્યારાં પામશો કષ્ટ. ૩૪
દ્વેશી ને ચાડીગર ધૂત, નાસ્તિક ને રમનારો દૂત;
એવા નર નૃપ નિકટે રહે, તદા પ્રજા સુખ ક્યાંથી લહે. ૩૫
જે નર સુકૃત નવ આચરે, જેની સર્વે નિંદા કરે;
દેવકી--સુત જે હરિ દેવેશ, તેને જે નર ન ભજે લેશ. ૩૬
હરિને તે નર અળખામણો, સંગ ન કીજે તે નર તણો;
માધવ મુક્તિ-દાતા એહ, તેને આરાધે નર જેહ. ૩૭
યદ્યપિ તે ચાંડાળ સમાન, હરિને તે વલ્લભ રાજાન;
ઇતિ મહાભારત અશ્વમેધ મોઝાર, અષ્ટમ અધ્યા' સાંત્યો સાર. ૩૮
રત્ન કહે યત્ને કરી કર્યો, એકત્રીશ શ્લોકે વિસ્તર્યો;
[2]બ્રાહ્મણ વૈસ્ય ક્ષત્રી (શૂદ્ર)નાં કર્મ, સ્ત્રી તણા જે ભાખ્યા ધર્મ. ૩૯
[2]પદ શાસ્ત્ર જોઈ વર્ણન કરૂં, શાસ્ત્ર પ્રમાણે એ ઓચરૂં;

## અધ્યાય ૯ મો રાગ ધનાશ્રી.

યુધિષ્ઠિર પૂછે કહો ઋષિરાયજી, કોણ ઉપાયે ધન સ્થિર થાયજી;
કેમ કરી રહે લક્ષ્મી ઘરમાંયજી, કેમ કરી આવે હરિ મન માંયજી. ૧

### ઢાળ.

મનમાં માધવ ક્યમ વસે, મુને કહો વેદવ્યાસ;
વ્યાસ કહે સુણું યુધિષ્ઠિર, લક્ષ્મી સમાગમ નાશ. ૨
સ્વયંકુળ આચાર પાળે, સહિત લજ્જા સોય;
સહુ જીવને શુભ વાંચ્છતો, લક્ષ્મી સમાગમ હોય. ૩
જે પુરૂષને માતા પિતા, ને જ્યેષ્ઠ ભ્રાત સમાન;
પરિવારની પ્રતિપાલના, સ્થિર સંપદાને સ્થાન. ૪

૨. આ બે લીટી પ્ર. ૨ માં નથી.

પુરૂષ વશ નહિ કામને, પતિવ્રતા પત્ની યત્ર;
ઉપકાર જાણે જે નર, સ્થિર રહે લક્ષ્મી તત્ર. ૫
સાક્ષ જૂઠી ન પૂરે, કૃત શ્રાદ્ધ વિધિએ પૂર્ણ;
શુભ કર્મ કરે શ્રદ્ધાએ કરી, સંપદા પામે પૂર્ણ. ૬
દાન આપે મધુર ભાખે, શૂરો હોયે સંગ્રામ;
પરનાર પ્રાર્થના કરે, તોય ગણે જનુની દામ. ૭
બહુ વાટિકા વન વાવતો, સમરાવતો સુર-ગેહ;
કૂપ વાપી કરાવે, સંપદાપામે તેહ. ૮
પ્રાસાદ સુંદર સરોવરને, બ્રહ્મપુરીનાં દાન;
નવ વર્ષની કંન્ય વરે, લક્ષ્મી વસે તે સ્થાન. ૯
સર્વ તીર્થ જતો યાત્રા, વળી દાન-દાતા હોય;
સદા બીહિતો પાપથી, સંપદા પામે સોય. ૧૦
એવાં લક્ષણ જેહમાં, ત્યાં સંપદા સ્થિર થાય;
હવે કહુંછે જે વિધિ, લક્ષ્મી નાસવાનો ઉપાય. ૧૧
દુષ્ટત્માને રમા મૂકે, ચાડિયાને નો'ય;
અગિયાર વર્ષ ગયાં પછી, કન્યકા વૃષલિ હોય. ૧૨
તેને વરે વૃષલિ-પતિ, તેને લક્ષ્મી નાશ;
દ્યૂત કરતાને વળી, લક્ષ્મી ના'વે પાસ. ૧૩
અહો રાજા યુધિષ્ઠિર તે, તુને વા'ર્યું દ્યૂત;
તું રમ્યો વાર્યો થકો, સાથ દુર્યોધન મહાધૂત. ૧૪
મેં ત્યાર પહેલો પ્રમાણ્યો, નિરધાર કૌરવ નાશ;
ધ્રૂત તેર પ્રકારનાં ત્યાં, લક્ષ્મી ના'વે પાસ. ૧૫
જે સદા પરભો જન કરે, તેને લક્ષ્મી નો'ય;
કરે મદિરાપાન મૃગયા, ચકિત-લોચન સોય. ૧૬
સાધુની નિંદા કરે, ગૃહ કોટ ભંજક જેહ;
તથા તસ્કર કંચનાદિક, ધાતુ હરતા તેહ. ૧૭
ધૃતાદિક રસ તણા હરતા, ધાન્ય હરતા જેહ;
પારકું પુસ્તક હરે, લક્ષ્મી ન પામે એહ. ૧૮
ટોળે કર્યા તૃણુ કાષ્ટ ફળને, મૂળ પુષ્પક હાર;

સકળ વસ્તુ ચોરે તેને, લક્ષ્મી તજે નિર્ધાર. ૧૯
અમાવાસ્યા તથા વ્યતિપાત વૈધૃત યોગ;
સંક્રાંત ને સંવત્સરીએ, કરે મૈથુન ભોગ. ૨૦
એટલાંને લક્ષ્મી ત્યજે, તેમાં નહીં સંદેહ;
એ ધર્મ મેં તુજને કહ્યા, વળી કહું સાંભળ જેહ. ૨૧
શ્રીકૃષ્ણને તેડાવ્ય આંહાં, જે યજ્ઞ પૂરણ થાય;
વિના શ્રીભગવાન તારા, દિવસ પણ નહિ જાય. ૨૨
કહે જૈમિનિ સાંભળો નૃપ, કહું ગપ્પ મહિમાય;
વ્યાસની વાણી સુણીને, ભીમ તેડ્યા રાય. ૨૩
હે ભીમ! જાઓ દ્વારકાંમાં, કૃષ્ણ પાસે સદ્ય;
પુત્ર પૌત્ર સમેત હરિને, તેડી લાવો અદ્ય. ૨૪
યશોદાને દેવકી, રૂક્મિણી રાણી સાથ;
એ સર્વકો ને સાથ ગજપુર, પધારે યદુનાથ. ૨૫
વચન ઇતિ સુણી નૃપતિનું, નિસર્યા ભીમ પ્રમાણ;
પ્રણામ સર્વેને કરી, ધર્મની ઈચ્છા જાણ. ૨૬
પરમેશની પાળી પૂરી, દ્વારકાં આવ્યા ભીમ;
જે સમે ભૂધર ભુવન મધ્યે, પધાર્યા સુખસીમ. ૨૭
તે સમે શ્રીકૃષ્ણજી, કરતા હતા ભોજન;
પોતા તણા પરિવાર સાથે, વિરાજે રાજન. ૨૮
પ્રીસતાં પોતે દેવકીજી, મહા મનોહર પાક;
કનક—થાળ કચોલાં, ચોસેઠ મધ્યે શાક. ૨૯
પાત્ર મધ્યે શોભતી, શશિબિમ્બ સરખી ખીર;
શર્કરા સંયુક્ત સાથે, આરોગે યદુ-વીર. ૩૦
કૂર ઉજ્વળ અનુપમ તે, જાણે પોયણ-પાન;
કાચ સરખા શોભતા, મગ આરોગે ભગવાન. ૩૧
જમે યદુ-પતિ સ્ત્રી સહિત, ત્યાં શાક નાના ભાત;
લીમ્બુ-રસ આદુ અનુપમ, મૂળ ફળ બહુ જાત. ૩૨
ભગવાનના ભોજન વિષે, શાકના કોટિ પ્રકાર;
દ્રાક્ષને શીસમીફળ, સહકાર કરમદ સાર. ૩૩

મરી પિપ્પલિમૂળ આદુ, એલચી સહ કપૂર;
વડી ઉકાળી અનુપમ ત્યાં, જમે યદુપતિ શૂર. ૩૪
કઢી કીધી કુસુમની, બહુ જાતના સંભાર;
કઢી નાના ભાત કીધી, પાકના કરનાર. ૩૫
નહીં ખાંડા કર્યા માંડા, ચંદ્રબિમ્બ સમાન;
શર્કરા સાથે કઢયાં, પય પીએ અમૃતપાન. ૩૬
કનકવર્ણા કચોલાંમાં, કનકવર્ણું આજ્ય;
વિમળ વાસ્યુ કપૂરે, શ્વેતતા કિધી તાજ્ય. ૩૭
ગોધુમ કેરાં પિષ્ટમજ્જન, કરે વાને જોય;
મળે રાગે રાગ માટે, ન દિસે ધૃત સોય. ૩૮
સુંવાળી ભલી ખાજલાં ને, પૂરી જલેબી સાર;
વળી પરમપૂડા અનોપમ, દુગ્ધના પાક પ્રકાર. ૩૯
વિષહારી મોરા પાસ મૂક્યા, માલતીનો સુગંધ;
મરમરા પાપડ માષાન્નને, કુષ્માંડ જળનો[1] બંધ. ૪૦
નવ ભાત કેરાં વડાં કીધાં, તે આરોગે અવિનાશ;
હીંગ જીરક મરી આદે, કરી ઉત્તમ વાસ. ૪૧
જીર લવણયુતે તળ્યાં, તેલે કર્યા કુમકુમકાંત;
સ્નેહ હીણાં છિદ્ર દીસે, માષાન્ન કીધાં ભાત. ૪૨
દધી દુગ્ધે આથ્યાં કેટલાં, આંબલી આથ્યાં કોય;
આંબરસ આથ્યાં વળી, દ્રાક્ષ-રસે સંયુત સોય. ૪૩
કઢીએ આથ્યાં કેટલાં, રાયતાં કોટિક કીધ;
સરશિયે તે મગમગે, બહુ રસ તણા પટ દીધ. ૪૪
વેડમી નવ ભાતની, પેર પેરનાં પકવાન;
વળી કળી કીધી અનુપમ, જમવા સ્વયં ભગવાન. ૪૫
વળી તળી ચારોળી અને, સાંતળી ધૃત ખારેક;
બહુ કોપરાંની કચુંબર, વાસી લવંગ વિશેખ. ૪૬
ધૃત દુગ્ધ સાકરે સાંતળ્યા, મેવા મનોહર ભાત;
આલેપ ઉત્તમ ખીચડી, મેવા શીખંડ સુંદર જાત. ૪૭

---

૧. જળ—પ્રળ પ્ર. ૧.

એરંડ ફળ અમૃત ભર્યાંને, મોદક બહુ ભાત;
ચમત્કાર ચારોળી તણાને, સાકરે શીતળ ધાત. ૪૮
દુગ્ધને અન્યે કર્યા, વળી નારિકેલે કીધ;
ગળ્યા ગુંદર-મોદકને, બદામે કરી સિદ્ધ. ૪૯
તીલસાંકળીના કર્યા, મોદક ચણા કેરા સાર;
ઇત્યાદિક બહુ ભાતના, મોદક જમે જુગદાધાર. ૫૦
પકવાન સારાં સમાર્યાં, શોભાયમાન અપાર;
રસોઇ રૂડે પ્રકારે, નિપજે છે નિરધાર. ૫૧
મૃગ-માંસ શુકર સસાનું, ચીતરા કેરૂં માંસ;
મેષ લાવાં માંસ તેતર, તણું માંસ સુવાસ. ૫૨
નાના વિધિ યુક્તે કરી, તે જમે દેવકી-તન;
સ્વાદ સુંદર રતાળુ, પીડી પચાવ્યાં અન્ન. ૫૩
નારીંગ ચિંચણી કંદ કોટિ, ત્રોસલાં ફળ સાર;
ટીંડુર લીંબુ બિલ્વિકા, પંડોલફળ નિરધાર. ૫૪
વાંશેટવલકલ કાયફળને, કરેલાં ઘૃત પાક;
દ્રાક્ષ કેરી બોરને, આંબલી આથ્યાં શાક. ૫૫
કેળફળ પિપેરને, નીલામરી સક્ષાર;
શ્વેત સરસવ તૈલ્ય માંહે, રાઇતાં કીધાં સાર. ૫૬
ત્રણ વર્ષ લગી ત્યાંહાં, ઘટ મધ્ય આથ્યાં જેહ;
ઘણાં એવાં અથાણાં હરિ, આરોગે વળી તેહ. ૫૭
વિચ વિચ વદતાં દેવકી, કંઇ લીજીએ મહારાજ;
સમીપે છે રૂકિમણી, લક્ષ્મણા લોચન લાજ. ૫૮
સત્યભામા તથા, જાંબુવતી ઢોળે વાય;
ચરણે નૂપુર નાદ કરતાં, કીંકણી રણઝણ થાય. ૫૯
જડિત્ર બાજુ બંધ ઝળકે, હૃદે થરકે હાર;
વક્ર દષ્ટે કૃષ્ણને, હસી હસી નિરખે નાર. ૬૦
કથા કૌતક કહી હરિને, હસાવે સહુ નાર;
પારિજાતક પુષ્પ ગ્રહી, કહે સત્યભામા સાર. ૬૧
હરિ તમો શીખ્યા હવે, અશન ઉત્તમ પેર;

તક આદે અન્ન જમતા, ગોપ કેરે ઘેર. ૬૨

પૂર્વે સુરભી ચારતા, સ્તનપાન કરતા દેવ;
સ્તનધાવતા નીચા નમી, શું જમી જાણો એવ. ૬૩

જતા જમુના નીર તીરે, દ્રોડતા વન વન;
ક્યમ વિસર્યા જે ચોરતા, ગોપાળ કેરૂં અન્ન. ૬૪

હવે માનુષ્ય ધર્મ પામ્યા, વિરામ્યા અમ ઘેર;
યુધિષ્ઠિર સંગે કરી, હરિ સર્વ શીખ્યા પેર. ૬૫

જુઓની રૂક્મિણી ઢોળે, ચમર ચારે પાસ;
એહને સંગે કરી, મુને થાશે કર્મ વિનાશ. ૬૬

તુને પટરાણી ગણે, સર્વથી સુંદર રૂપ;
કર્મ ફળ ભોગવવું આપણ, તે જૂએ ત્રિભુવન ભૂપ. ૬૭

કૃષ્ણ આગળ જાવું આવું, નિવારવા અવતાર;
વેદ વાણી સાંભળી, મન કૃષ્ણમાં નિરધાર. ૬૮

તે માટે મહિમા કૃષ્ણનો, હું સદા સાધું સેવ;
(હવે) સત્યભામા તણાં વચન, સુણીને વદે દેવકી એવ. ૬૯

હે વધૂ! તુ લાજે નહીં, એવી કહેતાં વાત;
હું માત છું માધવ તણી, વસુદેવજી તો તાત. ૭૦

અમો એહનાં કર્મ કરતાં, કવણ ગણના તુજ;
પૂર્વે એ અખિલ ઇશ્વર, ઉદર આવ્યો મુજ. ૭૧

તું શે ન લાજે સુંદરી, મન આણતી અભિમાન;
મમ ઉદર આવ્યો એહને, હું થઇ બુદ્ધિવાન. ૭૨

મહાવીર આ વસુદેવજી, કર્યું જોઇ કામ;
અકળગતિ અવિનાશજીને, ગોકુળ સંતાડયો શ્યામ. ૭૩

માટે માતા, પિતા વનિતા, ન પામે સુખ કોય;
આપ આપણે કર્મે કરી, સર્વને સુખ દુઃખ હોય. ૭૪

એમ સુણી બોલ્યાં સત્યભામા, સુણો સાસુ વાણ;
તમો સુંદર વચન બોલ્યાં, તે સુણ્યાં સારંગપાણ. ૭૫

તમારા એ પુત્રમાં મુને, પડે વિસ્મય ક્ષિપ્ર;
તો એહને ક્યમ વદે, વેદ વાણી વિપ્ર. ૭૬

કર્મ-નાશન દેવ મોટો, નંદાનંદ ફળ દાન;
તેહ પૂર્વે હૃદે ધર્યો, નવ નિહાળ્યા ભગવાન. ૭૭
હું અહરનિશ મનમાં ધરૂંને, કરૂં અવલોકન;
એ પારકો શ્રમ ન જાણે, ગોપાળ વસતો વન. ૭૮
મનુષ્ય તે પોતા તણે ઘેર, કરે સેવા શ્રમ;
કર્મ વશ અનેક તેહનાં, ન છેદે હરિ કયમ. ૭૯
સુંદરીનું વચન સુણી, હરિ ફરી બોલ્યા સાર;
એટલે આવ્યા ત્યાંહાં વળી, વૃકોદર નિર્ધાર. ૮૦
ભીમ દીઠા આવતા, ભગવાનજીએ જ્યાર;
વૃકોદરનાં વચન કૌતક, કાજ કીધ વિચાર. ૮૧
ભીમ સામી એક દાસી, મોકલી અવિનાશ;
ભીમને દાસી કહે તમો, ન જાવું હરિ પાસ. ૮૨
ઇતિ શ્રી મહાભારતે અશ્વમેધ પર્વ મોઝાર;
ભીમસેન સમાગમો, નવમો અધ્યા' સાર. ૮૩
શ્લોક જે અધ્યા' વિષે, છે શીતેર ઉપર ચાર;
રત્ન કહે યત્ને કર્યા, પદ પરમ એંશી સાર. ૮૪

**અધ્યાય ૧૦ મો. રાગ ચોડી.**

જૈમિનિ કહે સાંભળ રાય, મહાભારતનો મહિમાય;
હરિ-મંદિર ભીમ પધાર્યા, પ્રવેશતા દાસીએ વાર્યા. ૧
ગણી આત્માનું અભિમાન, પછે ભીમ બોલ્યા બળવાન;
કહે વિઠ્ઠલ સામો વાદ, કરી મેઘ સમો મહાનાદ. ૨
પાંડુસુત કહે મધ્યાન, મુને મૂકી જમે ભગવાન;
જનુની દેવકી મૃત્યુ પામ્યાં, અથવા મુઆં સત્યભામા. ૩
ન મળે શું મોઘું અન્ન, દ્વારકાં વરસ્યો નથી ઘન;
કો બાળક રાક્ષસે બાધો, કે પ્રેમે પ્રિયા શું બાધ્યો. ૪
કોઇ સુંદરી સાથ જમે છે, મુજને શા માટે દમે છે;
એવે કૃષ્ણે કૌતુક કીધું, ગળમાણું ઘટ સ્વરે પીધું. ૫
પટુ પાપડની ધ્વનિ વાજે, ભીમને મન મહા દુઃખ લાગે;
પય પીતાં સાકર છાંટી, ઘટ તુલ્ય વજાડે ઘાંટી. ૬
હરિ-કંઠ અનુપમ ગરજે, ત્યારે વીર વૃકોદર તરજે;

ત્યારે ભીમ કરે મુખ હાસ્ય, વળતા હરિશું સવિલાસ. ૭
ક્હાં વાત વિસારી વક્ર, તમો પૂર્વે પીતા તક્ર;
તમો ગોપની સાથે વહીને, હમણું પય પીતા કહીને. ૮
દેવકીસુત કાં નવ જાણો, જેણીએ કંઠ કીધો કાણો;
તેનો વધ કરવા વેદ, અથવા (કે) નાસિકા છેદ! ૯
હળ મૂશળે કંઠજ કીધો, અથવા અંગુઠો દીધો!
સુણી એમ ન બોલ્યા શ્યામ, પછે ભીમ કહે છે આમ. ૧૦
શું ન બોલ્યા વડુ ગળે વળગ્યું? ગદા મારી કહોતો કરૂં અળગું!
ધિક્કાર વિચાર અમારો, હરિ મોટો કંઠ તમારો. ૧૧
સાત સાગર સુધી માય, માંહે પર્વત ચાલ્યા જાય!
તે કંઠ વિષે અડચાની, ત્યાં ગણના કોણ વડાની? ૧૨
એવી દૃષ્ટિ તે દુષ્ટ દાતા, રખે કૃષ્ણ કુટુંબને ખાતા;
હું પૂરથી આવ્યો ધાતો, રખે કૃષ્ણ તું મુજને ખાતો. ૧૩
હું ખાધો થકો અરે આતા, નહિ થાઉં તુને સુખદાતા;
હું ઉદર આઘો નહિ પેસું, તારા શીરમાં ઊંચો બેસું! ૧૪
તારા શીરમાં પેશી હુંય, નહિ જોઉં ચરાચર ક્યહુંય;
હરિ ખાધા પુઠળ મુજને, સૌ દોષજ દેષે તુજને. ૧૫
કહેશે આવ્યો આશા બાંધ્યો, જૂઓ પાંડવ કૃષ્ણે ખાધો;
આંહાં આવ્યો એકલો ભીમ, મોકલ્યો ધર્મે સુખસીમ. ૧૬
હવે ભીમ વિના મહાચિંતા, દુઃખ ધરશે માતા કુંતા;
તે માટે કુંતા સાથ, મુને તું પણ ખાજે નાથ. ૧૭
હું તો ધર્મરાયનો રાખ્યો, તે માધવે મારી નાખ્યો;
સુભદ્રાને જઇ કહેશે, તુને રાક્ષસ માણસ લહેશે! ૧૮
તુજ ભગિની કો'ને કે'શે, સુતની દુઃખણી દુઃખ સે'શે;
તુંતો સંહરે સહુને આપ, તુમે નવ લાગે કાંઇ પાપ! ૧૯
તું સહુને સરજે [૧]પાળે, રખે ભીમને સરજે વાળે;
મુને યદ્યપિ સરજ્યો સ્વામી, તોય દાસ તમારો નામી. ૨૦
કહે જૈમિનિ સાંભળ રાય, મહાભારતનો મહિમાય;
એમ ભીમે વાયક ભાખ્યું, મનમોહનજીએ રાખ્યું. ૨૧

૧. ટાળી—વાળી પ્રાસ પ્ર. ૨ જીમાં છે.

હરિ દેવકીનો સુત શ્યામ, પછે ભીમ પ્રત્યે કહે આમ;
હસી ભૂધર પૂછે ભાવ્યા, કહો ભીમસેન સુખે આવ્યા. ૨૨
હું સાથે તમો મન રીઝે, આવો આપણ ભોજન કીજે;
કહે ભીમ સુણો ભગવાન, મુને દીધું તમો મહા માન. ૨૩
તમો તૃપ્ત થયા હરિ પે'લા, પછે મુજને તેડો વે'લા!
તમો યદુપતિ ધાયા જ્યારે, અતિ તૃપ્ત થયો હું ત્યારે. ૨૪
એમ ભીમ તણી સુણી વાણી, ફરી બોલ્યા સારંગપાણિ;
હે ભીમ! કરો ભોજન, હું આપું તમોને અન્ન. ૨૫
મારે તુંથી પ્રિય ન કોય, મારો પ્રાણ ધનંજય સોય;
મારે અર્જુનથી નહિ અન્ય, સુત સુંદરી ના'વે મન. ૨૬
મુને બાંધવ મિત્ર ન ભાવે, અર્જુનને તુલ્ય ન આવે;
એવાં વચન કહી નિર્વાણ, ભીમ ઝાલ્યા દક્ષણ પાણ. ૨૭
કર્યાં ભોજન ત્રિકમ ત્રુઠયા, પછે સત્વર શ્રી હરિ ઊઠયા;
પછે પત્ર સુનાગરવેલી, સોપારી સુગંધશું મેલી. ૨૮
શુભ[1] પુષ્પ કપૂરે બીડી, અતિ ઉત્તમ વાળી બીડી;
પુરૂષોત્તમ પાણે થાપી, લઇ ભીમસેનને આપી. ૨૯
પછી બોલ્યા સારંગપાણિ, અક્રૂર પ્રત્યે હિત આણી;
સુત સાંબ તથા પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ મહા બળવાન. ૩૦
શઠને વળી નિશઠ નામ, તે શું બોલ્યા સુંદરશ્યામ;
કૃતવર્માને કહે આદ, પૂરમાં ઘો દુંદભિ નાદ. ૩૧
જે મહાજન સર્વે કા'વે, તે ધર્મ તણે ઘેર આવે;
મુજ આજ્ઞાથી સર્વ કોય, જઇ અશ્વમેધને જોય. ૩૨
મુખ્ય દેવકી માત મારી, ચાલો પાંડવ પાસ વિચારી;
સત્યભામા રૂકિમણી રાણી, ચાલો સર્વ વધુ હિત આણી. ૩૩
વસુદેવ તથા બળદેવ, પૂરમાં એક રહેશે એવ;
રાખશે રાજ્યધાની સોય, અન્યથા નિસરો સર્વ કોય. ૩૪
હવે ધર્મરાય મહાભાગ, કરશે મહા મોટો યાગ;
આપણે જેટલું ધન હોય, મોકલો નૃપ પાસે સોય. ૩૫
ધન શકટ ને ઉષ્ટ્રે ભરાવો, બહુ સેવક અશ્વે ચલાવો;

૧ પુષ્પ—સૂત્ર—પ્ર૦ ૧

ધર્મરાય તણે પૂર ક્ષેમ, મોકલો સઘળુ ધન એમ. ૩૬
ક્યમ દારિદ્ર રે' તેણે ઠામ, હું હોઉં દિશા જે ગામ;
કહે જૈમિનિ સાંભળ ભૂપ, એમ બોલ્યા ઈશ અનુપ. ૩૭
કહેવું સાંભળીને કૃતવર્મા, કરતો હરિભાષિત કર્મા;
પછે દુંદભિ ઘોર તેડાવ્યો, પૂરમાંહે પડો વજડાવ્યો. ૩૮
પૂર વાસી પ્રત્યે ભાખે, ભાઈઓ અચ્યુત એવું દાખે;
મારી આજ્ઞાથી સૌ આજ, નિસરો નર સુંદર સાજ. ૩૯
એવું સાભળી સત્વર થાતા, હસ્તિનાપૂર સર્વે જાતા;
દ્વિજ વેદ ભણંતા જાય, લહે શાસ્ત્ર તણો મહિમાય. ૪૦
લહે ધર્મ કરંતા કર્મ, સમદૃષ્ટિ પાવન પર્મ;
સુત સ્ત્રીજન શિષ્ય સમેત, નિસર્યા દ્વિજ શ્રીહરિ હેત. ૪૧
વેહેવારિક વૈશ્ય ધનિષ્ટ, નિસર્યા રથ બેશી શિષ્ટ;
બહુ શૂદ્ર પળાતા એવ, સહુ વર્ણની કરતા સેવ. ૪૨
કંસારા કોટિ પળાતા, બહુ ભાંડ ભરીને જાતા;
ચાલ્યા ચોકશી સાથ ઝવેરી, નિસર્યા શુભ અંબર પે'રી. ૪૩
નિસર્યા સહુ સુવર્ણકાર, મહા સાધુ સરીખા સાર;
જેણે તસ્કર વિદ્યા દીઠી, સાથે રાખ્યાં આગ અંગીઠી. ૪૪
જડિયા ઘડિયા કંસારા, નિસર્યા તરવા ઘડનારા;
સૂથાર સમારે કાઠ, નિસર્યા શિલ્પિ પળપાઠ. ૪૫
ચર્મકાર ને ગોલા પળિયા, પશુ સાથ પળ્યા સાવળિયા;
વળી શાક તણા વેહેપારી, નિસર્યા તે શાક સમારી. ૪૬
કડિયા ને દોશીઓળી, ચાલ્યા ગાંધી ને તંબોળી;
નિસર્યા મદમાતા માળી, ઘાંચી ઘાણીના જંજાળી. ૪૭
તાઇ તાણાના તણનાર, ચાલ્યા સૂતરના વેચનાર;
ખાતરીને લોક લૂવાર, નટવા નૃત્યના કરનાર. ૪૮
બહુ કોષ્ટકના બાંધણિયા, કારીગરે તાણા તણિયા;
વણનારા ને વેહેપારી, વેચંતા ચીર સંભાળી. ૪૯
નિસર્યા બહુ સોઇને ભોઇ, પકવાન કરનાર કંદોઈ;
રંગારા રંગણહારા, ઘણા ઘાંચા ને કુંભારા. ૫૦

જાએ નાપિક નેવળી ઓડ, ચિતારા ને ધોબી કોડ;
પંથ જાએ પવિયા સંઘ, કલાલ પળે ગ્રહી મધ. ૫૧
ઓળગાણુા અંત્યજ ધાતા, શ્રીકૃષ્ણે તેડ્યા જાતા;
કૂટણીને વેશ્યા જાતી, કરે ભાવ મહા મદમાતી. ૫૨
નૃપ ક્રિડાના મલ્લ સગર્વ, પળે ભાટ તથા ગંધર્વ;
હરિ સાથ ભવૈયા થાતા, મહા વાંસ બજાણિયા જાતા. ૫૩
ગ્રહી વેણુ ઢાઢી ગાય, ઇંદ્રજાળી બાજીગર જાય;
વીરસાધક ગારૂડી સોય, નાળબંધક ત્યાંહે કોય. ૫૪
ચાલ્યા પારથીને બહુ કાહાર, હરિ--વાહનના વેહેનાર;
તૃણવાહક ને કઠિયારા, કર ચાબૂક ને ઘોડારા. ૫૫
સૈરંધ્રી દાસી જોડ, પળે પાવૈ ખોજા કોડ;
દારા—કર્મ કરંતી દાઇ, ધાયે ભંજક ધાના નાઈ. ૫૬
વળી જાયજલૌકાજીવી, નિસર્યા જે ધરતા દીવી;
હરિ આજ્ઞા મસ્તક વંદી, એવા નિસર્યા લોક આનંદી. ૫૭
અઢારે વર્ણ એમજ ધાતી, શ્રીકૃષ્ણની તેડી જાતી;
નારાયણ નાયક જેના, નિસરી ચતુરંગી સેના. ૫૮
રજ ઉડી અંબર છાઈ, નવ સૂર્ય જ્યોત જણાઇ;
મહા નાદ કોલાહલ થાય, જ્યારે યાદવસેન પળાય. ૫૯
પટ-મંદિર ભાર અટારો, બહુ મારગ શકટ પસારો;
કોઇ વાઘની સાંકળ સા'તા, ચિતરા ગ્રહી મારગ જાતા. ૬૦
બહુ ચાલ્યા પંખીવાળા, નવ દીસે મારગ ઠાલા;
દળ ચાલ્યું મારગ લોપી, એવે સાવળિયાણી કોપી. ૬૧
એમ કહેતી ધાતી આવે, સહુ સૈનિકને હસાવે;
સહુ સાંભળજો મુજ વાણી, શ્રમ શીદ કરો એમ જાણી. ૬૨
એ વિવેકી શ્રીહરિ શ્યામ, તમને આપશે એકજ ઠામ;
જેને આણી હૃદે મોઝાર, નિસરે પૂરમાંથી બા'ર. ૬૩
તેને સ્થાનક આપશે સાર, શ્રમ શીદ કરો નિર્ધાર;
કહે જૈમિની સાંભળ રાય, મહાભારતનો મહિમાય. ૬૪
એવું બોલી અબળા હેઠી, હતી પોઠી ઉપર બેઠી;
લટકો કરી હાંક્યો પોઠી, એવે નાર પડી ત્યાં હેઠી; ૬૫

સાબગીવૃષભ સત્વર ધાયો, એવે આગળ ઊંટે ખળાયો;
ઊંટ દેખી પોઠિયો ત્રાઠો, તે ભડકી પાછો નાઠો. ૬૬
નાસંતાં સાવળી પાડી, પડી મારગ મધ્યે આડી;
નિરખી પડી નાર અધીર, હસે વાત કરંતા વીર. ૬૭
આપણે કરમે એ નાર, વૃષભથી પડી ભોમ મોઝાર;
ઘટતું થયું એ અતિવ, પડયો ભોમ વિષે એ જીવ. ૬૮
એવી વાણી સાંભળ્યા પુઠી, સાવળી પાછી ફરી ઉઠી;
સૌ યોદ્ધ પ્રત્યે પરમાણી, કહે સાવળી સુંદર વાણી. ૬૯
હરિને નિર્ખી મોહું હુંય, ફરી બળદે બેઠી છુંય;
તે માટે ન જાવો મૂંઢ, ઈતિ કેશવ કીર્ત્તન ગૂઢ. ૭૦
મહા પતિત તણો પાવન, હરિ સ્મરણ વિના નહિ અન્ય;
કહે જૈમિનિ સાંભળ રાય, મહાભારતનો મહિમાય. ૭૧
ગયા આગળથી ગિરિધારી, કરી ઉજ્વળ હય અસ્વારી;
મધ્યાન સમે સહુ સાથ, પૂર બા'ર ગયા યદુનાથ. ૭૨
બેસરો કર ચાબૂખ ધારી, હરિ દક્ષણ પાણ ઉભારી;
જોઇ ધર્મરાયનો પંથ, દેખાડે છે કમળાકંથ. ૭૩
નિસર્યા ભીમસેન સમેત, સર્વ સુંદરીશું હરિ હેત;
હરિ પાખે ન રહે તાં કોય, દ્વારકાં પૂરવાસી સોય. ૭૪
હરિ સાથે હરખે ધાય, જન કૌતુક જોવા જાય;
એક માળણ દેખી હરિને, ઉચ્ચરે હરિ આંગળ ફરિને. ૭૫
હાતું કૃષ્ણ થયા મધ્યાન, કયમ ચાલે મારગ જાન;
સહુ વેહેપારીને સારૂં, ઓશિયાળું જીવન મારૂં. ૭૬
એક મારે મહા જંજાળ, કરમાય કુસુમની માળ;
(આ) મારાં સહુ માણુસ જોય, તુજ અર્થે સર્વે સોય. ૭૭
કરમાય કુસુમ કહું તુજને, મુક્તાફળ આપો મુજને;
શીર છત્રને ચાગર પીળી, તમારે શીર છાયા શીળી. ૭૮
હરિ હુંતો તાવડિયે બાળી, કયમ ચાલું પાગે પાળી;
[1]મારા ગુણમાં સુમન છે જે, તારે કર ત્રિકમ ગ્રહેજે. ૭૯

---

૧. તારા ગુણમય સર્વે છે જે, નારી કર પ્ર. ૧.

તેહનું વચન સુણીને વાળી, વર વાણી વદે વનમાળી;
સુણ કલ્યાણી સ્થિર સ્થાપું, તું જોને મુકતાધન આપું. ૮૦
કર્યે ધર્મ સમાશ્રય ધન્ય, જેમ આનંદે મુજ મન;
એમ ઉચ્ચરતા હરિ જેવે, એક તેલણ આવી તેવે. ૮૧
શીર તેલ તણો ઘટ નામે, હરિનો હય સાહી લગામે;
હસતી અતિ વારંવાર, કરે કૃષ્ણ પ્રત્યે ઉચ્ચાર. ૮૨
નિસરે ઘટ ભેદી તેલ, તન ઉપર ચાલે રેલ;
હરિ પીડ તમો નવ જાણી, ઊંચલાવ અમો કયમ ઘાણી. ૮૩
અધુના તમો લીધું સ્નેહ, કયમ વિસારૂં હરિ તેહ;
તારાં બહુ ચાલે છે શકટ, ન જડે માર્ગ વિકટ. ૮૪
કાંઇ નીત કરો યદુરાય, જયમ રંક તણી ગતિ થાય;
ઇતિ અશ્વમેધ મહિમાય, સંપૂર્ણ દશમો અધ્યાય. ૮૫
જે મધ્યે યાદવરાય, દ્વારકાંથી ગજપુર જાય;
કહે રત્ન કરો શુભ પેર, અહીં શ્લોક થયા ચૌંઓતેર. ૮૬

## અધ્યાય ૧૧ મો. રાગ ધનાશ્રી.

હરે કૃષ્ણ! હે કૃષ્ણજી! આ તારી સર્વે નારજી;
સર્વ જીવમાં તું છે સરખો, સાચું માન મુરારજી. ૧
માળણ તેલણ સાવળી, નાપિક કેરી નારજી;
આપણા મનમાંહે જાણે, તુને એક ભરતારજી. ૨
એમ સુણીને કૃષ્ણ કહે, સુણ વીર વૃકોદર વાણજી;
જો તુમાં કાંઇ પરાક્રમ હોય તો, ગ્રહે તું એનો પાણજી. ૩
અરે સુંદરી! વીર વૃકોદર, સ્થૂળ ઉદર વર સ્વામીજી;
સાવળી ભીમ સમીપે જાતાં, દંત વિના, વર પામીજી. ૪
ભીમ કહે સુણ શ્રીહરિ મારે, રાક્ષસી પ્રેમદા પાસેજી;
જે સ્ત્રી મુજને વરસે તેને, રાક્ષસી તતક્ષણ ખાસેજી. ૫
દંત વિના દયીતા છે સર્વે, તે કેશવજીને કામેજી;
માધવજીને મન રાખે તો, સંતતી સુખને પામેજી. ૬
રૂકિમણી આદે સાધવી સુંદરી, હરિને મનમાં ધરતીજી;

પુરૂષોત્તમને પ્રસન્ન કરવા, [1]સંતત સેવા કરતીજી. ૭
અન્યોઅન્યે સકળ સપત્ની, રીસ ન રાખે કોયજી;
જેને મંદિર જાંબવતી ત્યાં, કદાપિ રીસ ન હોયજી. ૮
અરે! અધમ મૂરખ પાપી, કો જન આવે તારે શરણુજી;
અવનિમાં અવતાર ન પામે, ગતિ વર્જિત નહિ મરણુજી. ૯
કૃષ્ણ કહે તું નરને, સ્થાનક, [2]ભ્રષ્ટ તણો કરનારજી;
તે માટે તું પાળ પવનસુત, લાવ્ય નિકટ નિરધારજી. ૧૦
એમ કહીને કેશવ ચાલે, એવે કૌતુક હોયજી;
[3]ઉછળતી ઉંટેથી અવનિ, દાઈ પડંતી કોયજી. ૧૧
દેવકીસુતને કહે સૂતિકા, અધુના આપી પાણુજી;
વસુદેવાદિક યાદવ કેરી, મને સૂતિકા જાણુજી. ૧૨
યાદવ સકળ તણી હું દાઇ, તેં મૂકી વિસારીજી;
દેવકીએ તું પ્રસવ્યો ત્યારે, શુદ્ધ ના લીધી મારીજી. ૧૩
કૃષ્ણ કહે ઉઠાડો એને, વીર વૃકોદર હાવેજી;
(જે) ઉદિશે અવિલોકો અધુના, વસુદેવજી યાં આવેજી. ૧૪
ભીમે ત્યાં તતક્ષણ ઉઠાડી, પતિત સૂતિકા એવજી;
એવે આગળ આવી ઉભા, દીઠા શ્રી વસુદેવજી. ૧૫
વસુદેવને પ્રણામ કરતા, ભીમ તથા ભગવાનજી;
અંજલિ વાળી આગળ ઉભા, ઉચ્ચરતા રાજાનજી. ૧૬
તાત તમારી ગ્રહી આજ્ઞા, અમો જાઉ જ્યાં' ધર્મજી;
નારાયણની વાણી સુણીને, બોલ્યા વસુદેવ પર્મજી. ૧૭
જાવ જાવજી જાદવ વેગે, મુને સાગર નાખીજી;
ધન્ય દેવકી માતા મહિમા, તમે સમીપે રાખીજી. ૧૮
શીઘ્ર સમાગમ કરજો સ્વામી, માત પિતાના પ્રાણજી;
તે દ્વિજને ધન દાન કરજો, જે વેદ શાસ્ત્રના જાણુજી. ૧૯
જે કો પર નિંદા નવ કરતો, મોટા જનને માનેજી;
એવાને તેડો બીજામાં, ધન, ખરચો છો શાનેજી. ૨૦

---

૧. સઘળી. પ્ર. ૧. ૨. ભક્ષ. પ્ર. ૨. ૩. ઉછળતી અવનિમાં પડતી, અપંડિતદારા કોયજી. પ્ર. ૧.

ક્ષત્રી પણ એવા સેવા જે, ધન ધરા દે ગાનજી;
યુદ્ધ-ચતુર ને શૂર સમોતા, મોટા મહા ધનવાનજી. ૨૧
મિથ્યાભિમાનને મૂકો, સ્ત્રીવશ વર્તિ પાપજી;
નિંદિક નવ તેડો સાથે, વળી જે વખાણે આપજી. ૨૨
પર ઉપઘાતીક જેવા પાપી, વૃદ્ધ થઇ વળી કામીજી;
શ્વશુર-પક્ષ ના પોખે પામર, તે પણ ત્યજવો નામીજી. ૨૩
યામાત્ર કેરૂં ધન ખાતા, એવા સાથ ન લેવાજી;
મૃત્યુ પામ્યા પછી અપુત્રિયાનું, મન ધરતા ધન લેવાજી. ૨૪
દૂત કર્મના કર્ત્તા ત્યજવા, કામ કરે અવિચારીજી;
યુવા થઇને કામે મોહે, ઇચ્છે વૃદ્ધા નારીજી. ૨૫
ઋતુકાળે પોતાની પત્ની, ત્યજતાને નવ તેડોજી;
બાળકા સાથે અશન કરે, તેની સંગત ફેડોજી. ૨૬
કુયોની મધ્યે વીર્ય મૂકે, તેને યાંથી ટાળોજી;
પરધન કામી જે પિશુન પાપી, તેને પાછો વાળોજી. ૨૭
બીજા પાપી રણાંગણમાં, નિજ સ્વામીને ત્યજતાજી;
સેવક થઇ સ્વામીદ્રોહ કરતા, પરભૂપતિને ભજતાજી. ૨૮
આ' પાતકી જે સંન્યાસીની, નિંદા કરતા હોયજી;
વ્રત કરતી વનિતાને ઈચ્છે, દુર્જન ત્યજવા સોયજી. ૨૯
ધનાઢ્ય થઇને યાચક જનને, પાછો વાળે જેહજી;
કાયા કષ્ટ નં કરે સુંદરી, બહુ ભાખી ત્યજવી તેહજી. ૩૦
એવી નારી સાથ ન સારી, વ્રત ન ધરે ધૂતારીજી;
સ્વામી સાથે કપટ કારિણી, વાદ વિવાદ વધારીજી. ૩૧
સુણ મધુસૂદન એવી નારી, સાથ ન લેવી એવજી;
શ્રી ભગવાને કાને ધાર્યું, જે બોલ્યા વસુદેવજી. ૩૨
પિતા તણી પ્રદક્ષિણા કીધી, કૃષ્ણે કૃત પ્રણામજી;
વસુદેવ પ્રત્યે વિનય વચન કે', વળતા સુંદરશ્યામજી. ૩૩
તમો કહ્યું હિત વાયક મુજને, તે મેં કરવું હાવુંજી;
દુર્જનને વર્જિને રાજા, ધર્મ કને મેં જાવુંજી. ૩૪
ભરતવંશભૂષણ સુણ, દુર્જન, મારો સંગ ન પામેજી;

એમ સુણીને ભીમ કહે, હરિ તાતે નામ્યા ભામેજી. ૩૫
વૃદ્ધ થઈ વસુદેવજી કહે છે, [1]મુજને ગમે તેહજી;
પાપી પૃથ્વીમાંથી તજવા, મેં સહસા માન્યુ એહજી; ૩૬
સાધુ સંગમ આગમ તારે, શાનો વિસ્મય એમાંજી;
દુષ્ટથકી નર કષ્ટજ પામે, દયા ધરો હરિ તેમાંજી. ૩૭
સાધુ પુરૂષ સાથે જે સાધુ, તે દેખી શું રાચોજી;
અસાધુ સાથે સાધુ રહે, તે નર સુધો સાચોજી. ૩૮
તમો સદા સમદષ્ટે રહેવું, સર્વ ભૂતમાં સરખાજી;
ભીમ તણી વાણી સુણીને, યાદવ, વસુદેવાદિક હરખ્યાજી. ૩૯
ભલો ભલો હે ભીમા કહીને, વળ્યા પછે વસુદેવજી;
રામ સહિત અતિ રૂદન કરંતા, હરિને વિરહે એવજી. ૪૦
તારે વિરહે વિઠ્ઠલજી હું, જીવન મન ના આણુંજી;
મારૂં કારજ નાશ થશે એમ, રૂડી રીતે જાણુંજી. ૪૧
દશરથ રાજા રામ વિયોગે, સદ્ય તજ્યો નિજ દેહજી;
શાપતણું મિષ માથે દીધું, અંતરગત શું સ્નેહજી. ૪૨
સ્વર્ગ ભોગ નાનાવિધિ સુંદર, દશરથ ભૂપને મુક્તિજી;
[2]સ્વર્ગ વિષેથી શ્રાદ્ધ વિષે, દીઠી મહા દુઃખ જુક્તિજી. ૪૩
એવું વચન કહી વસુદેવજી, ભૂધરજીને ભેટેજી;
બેહુ હાથમાં નાથ ગ્રહ્યાને, બાથ ન મૂકે નેટેજી. ૪૪
યથા જુઆરી જીત્યા કેરી, આશા ન તજે કોયજી;
હંસ યથા સંગયોગ ન મૂકે, તથા ન છૂટે સોયજી. ૪૫
કૃષ્ણ કહે હું સત્વર આવીશ, રહો રહો હવે તાતજી;
જૈમિનિ કહે સાંભળ જનમેજય, મહાભારત વિખ્યાતજી. ૪૬
મહા કષ્ટ કરી કૃષ્ણથકી, વસુદેવજી પણ ફરતાજી;
ભીમ તથા ભામનીઓ સાથે, હરિ પંથગતિ કરતાજી. ૪૭
એવે શ્રીહરિએ મહાસરોવર, દીઠું મારગ માંહેજી;
હંસ તથા કારંડવ બોલે, ચક્રવાક બહુ ત્યાંહેજી. ૪૮

---

૧. મુજને ના ગમે. પ્ર. ૨. ૨. સ્વર્ગ વિષે રહી સાધવી સીતા, દિવ્ય મહાદુઃખ યુગતજી.

તેમાં એક અનુપમ દીઠી, પદ્મની પત્ર-પ્રકાશજી;
ગજે ગ્રહીને મુક્ત, મરાળે વિખરી, વિવિધ વિહારજી. ૪૯
બે ભમરા બે પાસ ફરેછે, સ્ત્રીનું ચંચળ મનજી;
પોતાના પતિને ભૂલવતી, અનુભવતી નર અન્યજી. ૫૦
નિશા સમે નિજ નાથ ન દેખે, તે કાળે કુગળાયજી;
શ્યામ ભમર ઉર મધ્ય ગ્રહીને, સૂતી રજની માંયજી! ૫૧
આત્મપતિ આદિત્ય ઉદયોને, હરખી નિરખી ફલેજી;
સ્ત્રીચરિત્રમાં કો નવ સમજે, મોટા પંડિત ભૂલેજી. ૫૨
પદ્મની કેરી ઉત્પત એતે, પંક વિષેથી પરખોજી;
તે માટે એનું મન મેલું, સ્થાનક સરખું નિરખોજી! ૫૩
ચંચળ પુરૂષ પરાભવેથી, દિવસે કાંપે જેહજી;
પ્રાણનાથ ભયભીત સરીખી, અધુના દિસે તેહજી. ૫૪
વાસુદેવનું વચન સુણી કે', રૂક્મિણી વાત વિચારીજી;
હાસ્ય કરી હરિ સન્મુખ નિર્ખે, વિશાળ લોચન નારીજી. ૫૫
પદ્મની પદ્મ-નેત્ર હરિને, નાથ લહે છે સત્યજી;
પોતાના સુત [1]આવ્યા જાણી, ગજને પોખે અત્યજી. ૫૬
પૌત્ર પુત્ર આંહાં હરખાતાં, તેને અતિસુખ આપેજી;
બે મધુકર આપી પયોધર, તેને કોણ ઉથાપેજી! ૫૭
પ્રાણનાથને પાસે કયમ રહે, ખટપદ નાના બાળજી;
એ પદ્મનીએ ઉત્તમ કીધું, દોષ કસ્યો ગોપાળજી! ૫૮
દ્યોત દિવાકર દૂર નિહાળી, ચંચળ ચેતસ્ નારીજી;
સતી તણો મત પાળ્યો, પદ્મનીએ નિર્ધારીજી. ૫૯
નારી કયમો કરમાય નહિ, જ્યારે નાથ પ્રપત્ની પોઢેજી!
વિરહિણી વનિતાને શી નિદ્રા, ભ્રમર શિશુની જોડજી! ૬૦
એહ પદ્મની કેરા કુચમાં, વ્રેહઅગ્નિ વિષ વર્ણજી;
તે માટે સ્તનપાન કરતાં, મધુકર પામ્યો મર્ણજી. ૬૧
એ પદ્મની છે ઉત્તમ, નિંદા, શીદ કરો અવિનાશજી;
કૃષ્ણ વદન કુચ સ્પર્શ કરી, જો મધુકર પામ્યો નાશજી. ૬૨

---

1. આવ્યા ગજને તેને પ્ર. ૧.

તે નર જે કો કૃષ્ણ હૃદે છે, તે ન રહે સંસારજી;
પતિને ઉદે પ્રકાશ પદ્મની, સુકૃત કીધું સારજી. ૬૩
પતિને સેવ્યાનું ફળ જો જો, શંકરનું શીર પામીજી;
તે[1] માટે નલિનીને નિર્ખી, વિસ્મય પામી સ્વામીજી! ૬૪
[2]પૂર્વે પૃથ્વી હરિપદ ફૂંદી, પ્રગટ થઇ રજ ત્યાંથીજી;
તે રજ ઉપર ઉદક પડ્યું તે, શ્રી હરિના પદમાંથીજી. ૬૫
તે રજને તે તોય મળીને, કર્દમ પ્રકટ્યો એહજી;
પંકજનિ ત્યાં પંકજ થકી, પ્રકટી નિઃસંદેહજી! ૬૬
ભીમસેન સુણતાં તમો બોલ્યા, સંદેહ પડતી વાણીજી;
હુંતો તુજને વ્યાપક જાણું, તેં કંઇ હું નવ જાણીજી! ૬૭
તારે નાર ઘણી છે બીજી, નિશ દિન રહે તે પાસજી;
હું તું વિણ કાંઈ નવ દેખું, અંતરગત અવિનાશજી. ૬૮
જે કિંચિત્ આ લોક વિષે, તે તુમાં મુજને ભાસેજી;
જૈમિનિ કહે સાંભળ જનમેજય, શ્રીહરિવચન પ્રકાશેજી. ૬૯
રૂકિમણી રાણીની સુણી વાણી, સંતોષ્યા અવિનાશજી;
પછે ઉતર્યા તે અશ્વથકી, સેનાપતિ તેડ્યો પાસજી. ૭૦
કેશવ કહે સુણો કૃતવર્મા, કરો નફેરી નાદજી;
મારી આજ્ઞા માની મનમાં, (અહિં) રે'વા પડાવો સાદજી. ૭૧
કૃતવર્માએ સર્વ કીધું, જે બોલ્યા અવિનાશજી;
રજની વાસો વસ્યા ત્યાં કેશવ, સઘળી સેના પાસજી. ૭૨
પ્રાતઃકાળે સૈન્ય ચલાવ્યું, હરિ કરે ખટ કર્મજી;
શનૈ શનૈ ધર્મરાયના, જનપદ પામ્યા પર્મજી. ૭૩
માર્ગ માંહાં માધવને મળિયા, પામરજન પશુપાળજી;
હરિને દેખી વ્રજવાસી ગ્રહી, ગોરસ પાત્ર વિશાળજી. ૭૪
કરમાં શૃંગ ગ્રહીને આવ્યા, ગુંજા ભૂષણ ઘાલીજી;
[3]પામરી ઓઢી પોળે પેઠા, કરે જેષ્ટિકા ઝાલીજી. ૭૫
પોતાનાં વાજીત્ર વજાડે, બારંવાર વિચારજી;

---

૧. તે માટે નલિની બે નીર્ખી. પ્ર. ૨. ૨. પૂર્વે હરિપદ ક્ષુદિત પ્રકટ થયો રજ ત્યાંથીજી પ્ર. ૧. ૩. કંબલ ઉંડાં પિંડે પ્રૌઢાં. પ્ર. ૨.

મિત્ર આપણો ગોપ સહીએ, નિરખો નંદકુંમારજી. ૭૬
એમ કહી ભૂધરને બેઠી, માર્ગે ઉભા સોયજી;
પ્રેમે પૂછે પુરૂષોત્તમને, હડહડ હસતા કોયજી. ૭૭
કોઇ કહે આ દધીને ઓદન, અમૃત સરખાં ચાખોજી;
કોઇ કહે આ શીંકી સઘળી, મારગ ભક્ષણુ રાખોજી. ૭૮
કોઈ કહે આ નવીન મોરલી, સંપાડી મેં શ્યામજી;
કોઈ કહે મેં કરી પાધરી, લકુટિ આ અભિરામજી. ૭૯
પાંચ ગાય હું ધણીએ રાખું, તોય ઇતસ્તતૂ ધાયજી;
હમણાં તે આકૃષ્ણિયે વશ થઇ, અતિશે [1]દુસ્તર ગાયજી. ૮૦
[2]લોભ મોહમય વાઘે ઝાલી, ભય પામી સહુ કોયજી;
હમણાં તે મિત્રે મૂકાવી, સુરભી મારી સોયજી. ૮૧
અશ્વ ચઢીને કો' ક્યાં જાશો, કો'ની આ સહુ નારજી;
આ કૌસ્તુભ મણિ ક્યાંથી લીધો, કહોની કુંવરીહારોજી. ૮૨
કહો ક્યાંથી આ હૃદય વિષે, પદલાંચ્છન લાગ્યું પ્રૌઢજી;
બીજો કહે એ કેશવને, તું કાં નવ જાણે મૂઢજી. ૮૩
હૃદય વિષે એ શ્રી વત્સલાંચ્છન, ભૃગુ ઋષિનું લાગ્યુંજી;
હમણાં તો લક્ષ્મીપતિ પોતે, પૂર્વનું દુઃખ ભાગ્યુંજી. ૮૪
જૈમિનિ કે' સાંભળ જનમેજય, સુણી ગોપની વાણીજી;
પોતે પૂર્ણ અવસ્થા નિરખી, હરખ્યા સારંગપાણિજી. ૮૫
પશુપતિને સન્માન કરે એવે, સ્ત્રી આવી તજી ક્ષોભજી;
દીપાળી થાળી કરમાં ઝાલી, હરિ નિરખે નિર્લોભજી. ૮૬
કોએક ગૃહરજ માર્જન કરતી, સત્વર હરિને જોવાજી;
ઘરનાં કારજ મૂકી આવી, હરિ પાસે દુઃખ ખોવાજી. ૮૭
તેની પ્રત્યે બીજી બોલી, રજ માર્જન કરી જાતુંજી;
સભા વિષે રજ સહિત જાતું, તું લાજ ન પામે હાતુંજી? ૮૮
[3]પુરંધ્રી કે' જળનું પ્રક્ષાલ્યું, ન સમે રજ નિરધારજી;
કેમે મલિન થયું તન મારૂં, નવ ખુસે જળધારજી. ૮૯

---

૧. દુરસ્તર. પ્ર. ૧. ૨. લોભ મોહ મહા વધ જંજાળી, ભયપામી સહુ કાયજી. પ્ર. ૨. ૩. સુંદરી.પ્ર. ૨. સહેંદ્રી પ્ર. ૧.

ભુવન વિષે મેં જીવન ખોયું, મલિન રહ્યું છે શેષજી;
તે માટે હરિ પાસે જાવું, (મેં) રજ પ્રક્ષાલન એશજી. ૯૦
જેણે સ્થાનક ઝાઝું પાણી, ગલિને ત્યાં પરવરવુંજી;
શિલાતલે વા પીડે જઇને, મળનું નાશન કરવુંજી. ૯૧
જળ સંયુક્ત હરિપાદ-પીઠમાં, નિર્મળ કરવો દેહજી;
લાજ તજી નારાયણ નિકટે, જાવું ઉધમ એહજી. ૯૨
જૈમિનિ કે' સાંભળ જનમેજય, હરિને મનમાં ધરતીજી;
મંદિરમાં દધીમંથન કરતી, સુંદરી ત્યાં પરવરતીજી. ૯૩
કોએક ગોમય લેપે નારી, કૃષ્ણ કને સંચરતીજી;
કોએક મોહથકી નિજ માળા, માધવને કર ધરતીજી. ૯૪
કેશવ પ્રત્યે કહે ફરી ફરી, હાસ્ય કરીને તેહજી;
અહો તમો નવનીત અમારૂં, કરમાં સોપું[1] એહજી. ૯૫
પૂર્વે માત યશોદા તારે, મુખે મેલ્યું નવનીતજી;
તેણે સકળ જગત સંતોષ્યું, *તેથી ચોટયું ચિત્તજી. ૯૬
એવે અનંત અબળા આવી, હરિને દેખી હરખીજી;
નમસ્કાર કરી આગળ ઉભી, હિતની વાત વિશેખીજી. ૯૭
ગોવિંદ મેં તમને વિલોકો, કર્મ ભુવન વિસારીજી;
એતો મુજને અદ્‌ભૂત લાગે, તમો મહા [2]અઘહારીજી. ૯૮
જૈમિનિ કહે સાંભળ જનમેજય, વળતા શ્રી ભગવાનજી;
કાલિંદિ તટ નિકટ પધાર્યા, જ્યહાં મહા વનં રાજાનજી. ૯૯
પોતાનું પટમંદિર કરીને, ત્યહાં ફરી કટક નિવાસ્યુંજી;
સુહૃદ સગાને પાસે તેડી, ઉત્તમ વચન પ્રકાસ્યુંજી. ૧૦૦
માત યશોદા દેવકી રોહિણી, પ્રત્યે કે' હરિ એવજી;
કુંતાજીની સેવા કરજો, તમો ત્યહાં નિત્ય મેવજી. ૧૦૧
વસુદેવજીની ભગિની કુંતા, અર્જુન કેરી માતજી;
બીજી વનિતા વૃદ્ધ ઘણી છે, આદર કરજો સત્યજી. ૧૦૨
અરૂંધતીને અનસૂયા ત્યહાં, ઋષિપત્ની પધરાવેજી;

---

૧. સાચું પ્ર. ૧. ૨. આધારજી પ્ર. ૧. અદહારીજી.પ્ર. ૨. * તે કયમ ચોટયું ચિત્તજી. પ્ર.૨.

તે સર્વેની સેવા કરવી, ભામનીઓ તમે ભાવેજી. ૧૦૩
પ્રદ્યુમ્ન પ્રમુખ સર્વ સુભટ તમો, સાંભળજો સુજ વાણુજી;
રાય યુધિષ્ઠિરના પુર મધ્યે, લોક મળ્યા બહુ જાણુજી. ૧૦૪
ઘણા સુભટ સમુદાયક સુંદર, યજ્ઞ વિષે સુભ વાણીજી;
તમો સુભટવ્રત રક્ષણ કરવું, યજ્ઞપૂજન જાણીજી. ૧૦૫
ત્યાર લગી મહા તેજ તમારાં, જ્યહાં નવ અર્જુન રાયજી;
અર્જુનને અવલોકી નિશ્ચે, વીર્ય તમારાં જાયજી. ૧૦૬
ત્યાર લગી સર્વ તીર્થ પાતક, હરવા સમર્થ થાયજી;
જ્યાર લગી ભાગીરથી ગંગા, ગૌતમી જે નવ ના'યજી. ૧૦૭
નિજ પુરમાં જ્યમ પ્રદ્યુમ્ન રે'છે, રાજસરીતે બાદજી;
ધર્મનગરમાં ત્યમ નવ રે'વું, માનવી મર્યાદજી. ૧૦૮
જ્યારે હસ્તિનાપુરમાં હુતા, ભીષ્મ ભડ વિદ્યમાનજી;
તદા કદાચિત્ તું નથી આવ્યો, સાંભળ સુત સાવધાનજી. ૧૦૯
તારી જનની મારી ભગિની, દ્રૌપદીને દે માનજી;
સુંદરી સકળ સહિત આ ઘરમાં, અતિશે આદરવાનજી. ૧૧૦
રૂક્મિણીને કો' જોડે રે'જો, અબળા અસુત સમીપજી;
દ્રૌપદીને યજ્ઞ સમીપે પૂજે, કરમાં ઝાલી દીપજી. ૧૧૧
પ્રથમ પલાયન અમો કરૂંછું, રાય યુધિષ્ઠિર જ્યાંયજી;
સૈન્ય સહિત સહુ પાછળ પળજો, આવી મળજો ત્યાંયજી. ૧૧૨
શ્રી હરિએ એ રીતે સહુને, શિક્ષા દીધી સારીજી;
સૈન્ય તણે ઉતારે સ્થાપ્યા, ભીમસેન અધિકારીજી. ૧૧૩
[1]એકેકો હય આરોહણ કરીને, પેઠા તે પુર માંયજી;
સૂક્ષ્મ સેવક સાથે તેડી, હસ્તીનાપુર હરિ જાયજી. ૧૧૪
વાસુદેવ મહા બુદ્ધી આવે, એમ વિચારી મનજી;
સત્વર થઈને સામા આવે, નગર તણા મહાજનજી. ૧૧૫
યાજ્ઞિક બ્રાહ્મણ એવું બોલ્યા, સાંભળજો અવિનાશજી;
પૃથ્વીમાં અમો કર્મ કરૂંછું, સ્વર્ગ તણી મન આશજી. ૧૧૬
યજ્ઞ તણો કર્ત્તાને ભોક્તા, ફળદાતા તું જાણ્યોજી;

---

૧ એકાએકી આરોપણ કરી, પેઠા પતન માંહેજી. પ્ર. ૨.

અગ્નિષ્ટોમ હોમાદિક (કર્મઋતુ) દુર્લભ, યજ્ઞપુરૂષ યાં આવ્યોજી.૧૧૭
જેને સર્વ અપૂર્વ કહે છે, તે દેવકીસુતને પેખુંજી;
[1]યજ્ઞ પતિને ધૂમે ધૂસર, દષ્ટે અમો કયમ દેખુંજી. ૧૧૮
યથા પાર્થે પૂરણ ભક્તે, શ્રી હરિ દષ્ટે પાડયોજી;
અતિ સંતોષ્યા પાવક પણ હરિ, તેણે નવ દેખાડયોજી.૧૧૯
[2]સપ્ત જીભ પાવક મહા પ્રત્યક્ષ, તે ન જાણે મહિમાયજી;
[3]દ્વિ જીહ્વાએ સર્પે પીધું, દુગ્ધથકી વિષ થાયજી. ૧૨૦
હરિને કેમ દેખાડે પાવક, સાતે જીભ્યા ચાલ્યોજી;
જેણે મારગ વન્હિ ચાલ્યો, તે મારગ થાયે કાળોજી. ૧૨૧
તેમાં કોએ વિપ્ર કહે નહીં, પાવકનો અપરાધજી;
આપણનો નહીં દોષ સ્વયં એ, કર્મ અનર્પણ બાધજી. ૧૨૨
વળતો કોએક વિપ્ર કહે તમો, દેવકીસુતને નિરખોજી;
યજ્ઞજનિત સુકૃત સહુ હવડાં, હરિને આપી હરખોજી. ૧૨૩
સ્વર્ગ તણું શું કામ તમારે, પાંડવનો ભય જેથીજી;
નિર્ભય થઇ વૈકુંઠે વસીએ, અધુના હવડાં એથીજી. ૧૨૪
જૈમિનિ કહે સાંભળ જનમેજય, યદુનંદનને દેખીજી;
બ્રાહ્મણ સઘળા અન્યોઅન્યે, એવી વાત વિષેખીજી. ૧૨૫
એવામાં અવિનાશે કીધો, કરજોડી પ્રણામજી;
વળતા વાડવ વિઠ્ઠલ પ્રત્યે, વાણી બોલ્યા આમજી. ૧૨૬
સ્થાવર જંગમ દેવ તમો મુજ, આવાગમન નિવારોજી;
તમને મહા કલ્યાણ હશે એ, આશીર્વાદ અમારોજી. ૧૨૭
વિષ્ણુ વીર વિલોક્યા વળતા, સંન્યાસીએ હિત આણીજી;
પાય પડયા. પરમેશ્વરને કહે, નમો નારાયણ વાણીજી. ૧૨૮
સંન્યાસી કહે નારાયણને, [4]અમો તમારૂં રૂપજી;
અમો તમો કહેવાતું નહીં એ, સુણજો ત્રિભુવનભૂપજી. ૧૨૯
જેથી નિવર્ત્તી વાચા તે હરિ, અમો નમ્યા તુજ પાગેજી;

---

૧. યજ્ઞપતિનો ધૂમેધૂમ સરતે. પ્ર. ૨. ૨. સપતજીવ્યા પાવકને. પ્ર. ૨. ૩. બેજીવ્યાને સર્પે પીધું. પ્ર. ૨. ૪. નમ્યા તમારૂં રૂપજી; નમો તમો કહેવાવો નાહીં. પ્ર. ૨.

અમો વિશુધ વેદાંત ભણું તું, પ્રત્યક્ષ દીઠો ભાગ્યેજી. ૧૩૦
વાસુદેવનાં રૂપ યુગ્મ છે, ચલ ને અચલ પ્રકારજી;
સન્યાસી ચળ રૂપ કહાવે, અચળ પ્રતિમા સારજી. ૧૩૧
અમો પ્રણુવ અભ્યાસ કરેતા, પ્રણુવ ભજે પદ તારૂંજી;
તોએ તત્વ ન જાણ્યું તારૂં, (પણુ) પ્રકટયું ભાગ્ય અમારૂંજી. ૧૩૨
એમ સુણી શ્રીકૃષ્ણુ કહે, સંન્યાસી મુજ રૂપજી;
કર્મ તણે સંન્યાસે પેખું, વિષ્ણુ શરીર અનુપજી. ૧૩૩
યથા તમો છો હંસ જગતમાં, તથા કૃષ્ણ હું જોયજી;
હસ્તિનાપુરમાં સુંદર સંગમ, સદા આપણો હોયજી. ૧૩૪
જૈમિનિ કહે નૃપ ચૌટા મધ્યે, પછે ગયા ગિરિધારીજી;
ઘરને ગોખ નિહાળે હરિને, સુંદર લોચન નારીજી. ૧૩૫
ગુણુકા ગોવિંદજીને નિરખી, બોલે વાણી સ્વરથજી;
કેમ આવે છે કૃષ્ણ યાંહાં એ, અધુના [1]ઈતિ ગૃહસ્થજી. ૧૩૬
કમળનયન કામી મહા કેશવ, દાતા (ધૂર્ત) શ્રીહરિ શોભ્યોજી;
સ્નેહાળ શ્રીમાન સદા નિત્ય, નારીજનમાં લોભ્યોજી. ૧૩૭
શંભલી કહે એ પુરાણુ પુરૂષને, તમો મિથ્યા મન(માં) આણોજી;
[2]તોયે તમો મુક્ત થઇને, કયમ ગ્રહેવાય ન જાણોજી. ૧૩૮
સુંદર સોળ સહસ્ર યુવાએ, ભૂતળ કીધો ભોગજી;
અધુના વૃદ્ધ થયો એ બાળક, એશું શો સંયોગજી. ૧૩૯
તોએ હમારે કેશવ ગ્રહેવો, કારણુ એહ ઘણેરૂંજી;
કામ રહિત મન આધે હુતું, સર્વે સ્ત્રીજન કેરૂંજી; ૧૪૦
તે માટે એ પૂરણુ નરથી, ગ્રહણુ કરો પરમાર્થજી;
પુરૂષ યુવા કહે કોણુ ત્યાંહાં, સંગ તણો નથી સ્વાર્થજી. ૧૪૧
જે યુવતિ અતિ વૃદ્ધ તેણીએ, એ માધવ નવ તજવોજી;
કૃષ્ણુથકી કો વૃદ્ધ ન દીસે, માટે એહને ભજવોજી. ૧૪૨
મંદ મહાજન હમણાં કહે છે, (એહને) કહે છે દેવકીતનજી;
[3]માયાના મહિમાએ મોટી, (એની) ચેષ્ટા ન લહે જનજી. ૧૪૩

૧. અત્યજ હસ્તોજી. પ્ર. ૨. ૨. અમુક્તે તમો મુક્ત થઇને પ્ર. ૨.
૩. મયાએ મહિમા પ્રકટયો. પ્ર. ૨.

પૂર્વે એતો કુબ્જા-કામી, વાનર કન્યા સ્વામીજી;
સુંદર સ્ત્રીને તે ક્યમ તજશે, આપણને (તે) યાં પામીજી. ૧૪૪
જૈમિનિ કહે છે જનમેજયને, હરિએ સંતોખી (તે) શ્યામાજી;
એમ કહીને આગળ ઉભી, યુવતી કરે પ્રણામજી. ૧૪૫
વળતા વિઠ્ઠલે આગળ દીઠા, બંદીજન બહુ આવ્યાજી;
તેમાં વૃદ્ધ વિચારી બોલ્યો, ભૂધરજી મન ભાવ્યાજી. ૧૪૬
દેવકીસુત યાંહાં આવ્યા કેશવ, કંસ-નિકંદન દેવજી;
યાચક સહુનું અધુના ભવનું, દારિદ્ર જાશે એવજી. ૧૪૭
આ કામાદિક જનને લાગ્યો, મોહ સ્વરૂપી રોગજી;
કૃષ્ણ વૈદ્ય નિજ નામ ઔષધે, તે શોષે નિજ ભોગજી. ૧૪૮
સત્ય કહું સંદેહ નહિ ત્યારે, નિરોગી સર્વે થાશેજી;
એને ચિંતવતાં થકાં, કામાદિક વ્યાધિ જાશેજી. ૧૪૯
[illegible](ના) સરખુ આયુષ્ય હોશે, હરિને ક્યમ એમ કહીએજી;
એહના નાભિકમળથી પ્રકટ્યો, તે અમો સર્વે લહીએજી. ૧૫૦
પિતા એહનો કોણ પિતામહ, તે નવ જાણું ઠામજી;
સકળ સિદ્ધિમાં એ લહો નિર્ભય, માટે લેવું નામજી. ૧૫૧
એહનાં નામ તણો મહા મહિમા, કોઇ ન જાણે જનજી;
એહનાં નામ ઘણાં છે પરગટ, પ્રતાપથી ઉત્પન્નજી. ૧૫૨
ચારે વેદ હર્યા શંખાસુરે, મચ્છ થયા હરિ ત્યારેજી;
માણસ મધ્યે ભિન જન્મ જે, કહીએ કોણ પ્રકારેજી. ૧૫૩
કચ્છપ ને વારાહ થયો એ, પ્રાક્રમ સકળ અનુપજી;
નૃસિંહનો અવતાર ધર્યો વળી, વામન રૂપ સ્વરૂપજી. ૧૫૪
એના નામ તણો મહા મહિમા, (એ) જન્મ કહ્યો વિશાળજી;
તેહ સુણીને નિશ્ચે શ્રીહરિ, કરશે મુખ વિકાળજી. ૧૫૫
બંદીજને મુજ જન્મ પ્રકાશ્યા, રીસ તે શ્રી હરિ કરશેજી;
મારાં કુત્સિત કર્મ કહ્યાં તે, મારી જીવ્હા હરશેજી. ૧૫૬
મારૂ સર્વે હરો ગોવિંદજી, તન મન ધન ભંડારજી;
તોએ રામ રામ મેં કે'વું, મનશુ વારંવારજી. ૧૫૭
જૈમિનિ કહે સાંભળ જનમેજય, બોલ્યા બંદીજનજી;
સન્મુખ નિરખી તે યાચકને, વાર્યા શ્રી ભગવાનજી. ૧૫૮

પોતાના કંઠથી કાઢી આપી, મુક્તાફળની માળજી;
સર્વેને મુક્તાફળ આપી, (પછી) ચાલ્યા દેવ દયાળજી. ૧૫૯
ધર્મ તણા અધિકારી આગળ, અવિલોક્યા ભગવાનજી;
સઘળે વીરે વીંટયા વિઠ્ઠલ, આવ્યા સુણ રાજાનજી. ૧૬૦
ઈતિભારત અશ્વમેધ પર્વે, એકાદશો અધ્યાયજી;
જે અધ્યા'માં શ્રી હરિ ફેરો, પ્રવેશ પુરમાં થાયજી. ૧૬૧
એ અધ્યા'માં શ્લોક થયા છે, શત ઉપર ચોપનજી;
રત્ન કહે યત્ને કરી કીધાં, શત બાસઠ પદ ધ્યાનજી. ૧૬૨

## અધ્યાય ૧૨ મો. રાગ ગોડી.

જનમેજય પૂછે જેહ, કહો તપોધન મુજને તેહ;
સ્માર્ત વાણી શ્રવણે ધરી, વળતા શું બોલ્યા શ્રીહરિ. ૧
જૈમિનિ કહે સાંભળ રાજન, વળતા જે બોલ્યા ભગવન;
મોટે હરખે માધવ ભર્યા, ધર્મનગ્ર મધ્યે સંચર્યા. ૨
ભાગ્ય હસ્તિનાપુર ગામનું, સ્માર્ત સ્મર્ણ કરે શ્યામનું;
અમો કર્યો સમ્યક આચાર, શ્રમ કરી તે વર્ત્યા સાર. ૩
ભલાં કર્યા તે પ્રાયશ્ચિત દાન, માટે અવિલોક્યા ભગવાન;
રાજા ધર્મ કને ત્યાં તમો, સમ્યક રીતે પ્રેર્યા અમો. ૪
ધર્મ રાખવાને નિરધાર, તમો ધર્યો અવનિ અવતાર;
જે કો જન મહા પાતિક કરે, બ્રહ્મહત્યા આદે આચરે. ૫
બ્રાહ્મણ હેમ તણો હરનાર, [1]મદ્યપ ગુરૂનારીનો જાર;
એવા પાપી નિર્મળ હોય, લેતાં નામ તમારૂં સોય. ૬
તત્ સંગી પંચમ જાણવો, મહા પાતકી (કરી) પરમાણવો;
અમને પૂછે સર્વે કોય, પ્રાયશ્ચિત તે કહેવું સોય. ૭
તેને અમો કહુંછું સોય, નામથકી અધિકું નહિ કોય;
જેવું પાતિક કીધું હોય, તેવું પ્રાયશ્ચિત સાધે સોય. ૮
એ સહુ પાતિક પરમાણવાં, હરિ નામથી લઘુ જાણવાં;
દ્વાદશ વર્ષ લગી તપ કરે, એ સરખાં પ્રાયશ્ચિત આચરે. ૯
દ્વાદશ વર્ષ વ્રત સાધે જેહ, તેનો ઉભો દિસે દેહ;

---

૧. મદ્યપિ. પ્ર. ૨.

જે કો નામ હરિનું ગ્રહે, તેનો અંતે દેહ નવ રહે. ૧૦
તેને કંઇ રહે નહીં પાપ, મૃત્યુલોક ફરી ના'વે આપ;
મારે મન એ મહા સંદેહ, કોઈ પ્રકારે ન ટળે એહ. ૧૧
અનેક પ્રાયશ્ચિતે કરી, એ સંદેહ નવ ભાગે ફરી;
જે કોઇ મૂર્ખ મહાધણું, નામ ન લે નારાયણ તણું. ૧૨
તે આત્મહત્યારા સહી, તેનું પ્રાયશ્ચિત જાણું નહીં;
ધર્મશાસ્ત્રમાં દીઠું સહુ, વારંવાર વિલોક્યા બહુ. ૧૩
પાતિક સકળ તણો હરનાર, પ્રાયશ્ચિત અમો દીઠાં અપાર;
નવ દીઠું નવ કાને સુણ્યું, પ્રાયશ્ચિત (જૂઓ) બહિર્મુખ તણું. ૧૪
વાસુદેવ હીણા જે કોય, મહા પ્રાયશ્ચિતી પાપી હોય;
જૈમિનિ કહે સાંભળ નરપતિ, એમ સુણી હરિ હરખ્યા અતિ.૧૫
એવે હરિ ચાલ્યા ત્યાં થકી, આગળ દીઠી બહુ નૃત્યકી;
હરિનું આગમ જાણી કરી, સર્વ પરવરતી સુંદરી. ૧૬
હરિ જાતા સુખપાલે ચઢી, ત્રણ પતાકા ઉપર મઢી;
માધવને અવીલોકી વળી, નૃત્યકારિણી ટોળે મળી. ૧૭
નંદનવનની જેવી વેલ, કુસમે શોભા દેતી હેલ;
[1]લોચનરૂપી ભમરા ભમે, નૃત્યકારિણી એવી રમે. ૧૮
છિદ્ર સહિત વાજે વાંસળી, મૃદંગની ધૂની વાજે વળી;
કહે નૃત્યકી સાંભળ શ્યામ, મુને ભમતી તે દીઠી આમ. ૧૯
હાસ્ય કરે માણસ મહા મૂઢ, નવ જાણે મતિ મારી ગૂઢ;
મારા ભ્રમણ થકી ભગવાન, મુને હરિ થાઓ તુષ્ટમાન. ૨૦
એ તપ મિથ્યા તે શું ધ્યાન, તીર્થ વૃત્તને તે શું દાન;
જે કીધે ગોવિંદ મુકુંદ, દૃષ્ટે નવ દીસે આનંદ. ૨૧
યોગી જનને ધ્યાને કરી, લીલાએ નવ દીસે હરિ;
તે આ ઉભો [2]મારે ભમે, સુખ જૂઓ યોગીજન તમે. ૨૨
અરે હરિ તારે કર વક્ર, દીસે એક સુદર્શન ચક્ર;
મારે હસ્ત પદે નિરધાર, નિરખો ચક્ર ધર્યા છે ચાર. ૨૩
તેં તો ગંગા ચરણે ધરી, મેં ભુજ શીશ કપોલે ભરી;

---

૧. તોયરૂપી. પ્ર. ૧. ૨. માનો. પ્ર. ૨.

તું તો અચળ કહાવે ઇશ, હું અતિશે ચંચળ યુગદીશ. ૨૪
અમો સુણ્યું એવું પરબ્રહ્મ, તમો ચલાવો [1]ગોલકધર્મ;
સાત ગોલકા જોજે તુંય, તારી આગળ ચાલુ હુંય. ૨૫
ભાવ ઘણા દૃષ્ટના ઈશ, તેની સંખ્યા છે છત્રીશ;
સર્વે ભાવના આવે મુને, એકે ભાવે નિરખું તુને. ૨૬
પુષ્પ પડ્યાં પૃથ્વીમાં બહુ, લોચનની પાપેણે લહુ;
તુજને પણ દેખું તે માંય, મોટો વિસ્મય [2]મુજને ત્યાંય. ૨૭
અરે નાર તું કરતી નૃત્ય, મારાં કીર્ત્તન ગાતી અત્ય;
મારે મંદિર તું રહે સદા, અન્યથા કયહું નવ જાવું કદા. ૨૮
સુખે સદન વિષે તું રહેજે, મારા ગુણ ગાઇ નિર્વહેજે;
જૈમિનિ કહે સાંભળ રાજન, વળતા આનંદ્યા ભગવન. ૨૯
ધર્મરાયનું મંદિર જેહ, દીઠું શ્રી ભગવાને તેહ;
વિદુર તથા ધૃતરાષ્ટ્ર ધીર, કૃપાચાર્ય સ્થિત પાસે વીર. ૩૦
રાય યુધિષ્ઠિરને તે ઠામ, સૌને હરિ કીધો પ્રણામ;
આસન આવી બેઠા હરિ, નૃપતિને પરિરંભણ કરી. ૩૧
માદ્રીસુતને ભેટ્યા ભરી, અનંતને આલિંગન કરી;
નમસ્કાર કીધો પારથે, સર્વે હરિ પ્રણમ્યા સ્વારથે. ૩૨
રાજા ધર્મ નામ્યું શીશ, અતિશે સતોખ્યા જગદીશ;
કુંતાજી આનંદ્યાં અતિ, દ્રૌપદી ને સુભદ્રા સતી. ૩૩
રાય યુધિષ્ઠિર બોલ્યા વાણ, કુશળા છોજી સારંગપાણ;
વસુદેવાદિક યાદવ જેહ, સર્વેકો કુશળા છે તેહ. ૩૪
મારા વજ્ર વિષે સહુ કોય, તે ભીમે પધરાવ્યા સોય;
માત યશોદા ને રોહિણી, તથા દેવકી દુર્લભ ઘણી. ૩૫
માના તે મારા મખ માંહે, સપરિવાર આવ્યાં છે આંહે!
પછે હરિ બોલ્યા નૃપ એવ, હળધર વીર તથા વસુદેવ. ૩૬
કનકપુરીને પાળે ત્યાંય, અન્ય સહુ આવ્યું છે આંય;
નર નારી આનંદે હસે, ભીમ સહિત ગંગાતટ વસે. ૩૭
તુજ દર્શન ઈચ્છા મનમાંય, હું આવ્યો આગળથી આંય;

---

૧. ગોકુળ પ્ર. ૨. ૨. તુજને પ્ર. ૨.

રાય-યુધિષ્ઠિર બોલ્યા ફરી, જો અર્જુન શું કહે છે હરિ. ૩૮
સર્વે યાદવ આવ્યા યહાં, ચાલો આપણ જઇએ ત્યહાં;
સગા સહોદર આવ્યા યહાં, આપણને જાવું ઘટે ત્યહાં. ૩૯
કુંતાને ગાંધારી એહ, તથા દ્રૌપદી સાથે તેહ;
દેવકીજી ને શ્યામા સહુ, ત્યાં જઇ આદર કરવું બહુ. ૪૦
મારી શિક્ષા મસ્તક ધરો, સર્વે કો મહાજન નિસરો;
જૈમિનિ કે' સાંભળ નૃપ હેત, ધર્મે રાખ્યો એ સંકેત. ૪૧
કૃષ્ણ સહિત રાજા નીસર્યો, યૌવનાશ્વ સાથે પરવર્યો;
નગર બાહાર ચાલ્યા સહુ કોય, જ્યાં રહ્યા છે જાદવ સોય. ૪૨
નાનાવિધિ વાજાં વાજતાં, સુહૃદ સગાં માંહે છાજતાં;
શ્રી હરિએ શોભે દ્રૌપદી, સન્મુખ આવ્યા હરખ્યા હરિ. ૪૩
આગળ કીધો યત્ન તોખાર, શીરપર શોભે ચમ્મર સાર;
નૃત્ય કરે નટ ટોળે મળી, ગાયક ગાન કરંતા વળી. ૪૪
પાખંડી જન ગરજતા અતિ, માગધ સૂત કરંતા સ્તુતિ;
જ્યારે કટક પળાયું સહુ, શંખ દુંદભિ વાગ્યાં બહુ. ૪૫
સર્વજન મનમાં ભૂધર ધરે, નાનાવિધની રચના કરે;
પ્રભાવતી જાતાં ત્યાં તેહ, યૌવનાશ્વની યુવતી જેહ. ૪૬
રૂક્મિણી દેવકીજી નિર્ખવા, સન્મુખ આવ્યાં મન હર્ખવા;
રત્નમણિ સામગ્રી ઘણી, ભેટ કરવા રૂક્મિણી તણી. ૪૭
એક અયુત બીજી સ્ત્રી સતી, નાનાભૂષણ પેહેરી જતી;
એ સર્વે વિધે રાજન, હરિ સાથ ગયાં તે વન. ૪૮
ત્યાં પણ યાદવ સર્વે કોય, સજી સેન હરિ આગમ જોય;
દેવકી આદિક નાર વિશાળ, તેની શણગારી સુખપાલ. ૪૯
જે સુખપાલ સુવર્ણે ઘડી, નાના મણિને [1]નંગે જડી;
નખશિખામાં શોભે સહુ, પટ અંબર આચ્છાદ્યાં બહુ. ૫૦
એક પાલખી સુંદર સહી, અનેક વનિતા વીંટી રહી;
વિજન ચમ્મર ધરી પ્રકાશ, હય બેશી ચાલે ચોપાશ. ૫૧
હરિની જનની જોતા વાર, ધર્મરાય આનંદ્યા ત્યાર;

---

૧. તેગે પ્ર. ૧

દેવકીને પ્રણમી તત્કાળ, સેવકવત ઉભો ભૂપાળ. ૫૨
બીજે રાય યુધિષ્ઠિર એવ, પૃથ્વીપર ઉભો ગુરૂદેવ;
હાથીથી હેઠા ઉતર્યા, ભીમસેન આનંદે ભર્યા. ૫૩
ધર્મરાયને પાગે પડયા, શીરના કેશ ધરણીએ અડયા;
પ્રદ્યુમ્નાદિક ભડ મહાભાગ, ધર્મરાયને પ્રણમ્યા પાગ. ૫૪
અર્જુનાદિક પાંડવ તે ઠામ, દેવકીજીને કર્યા પ્રણામ;
માત યશોદાને દેવકી, સત્વર ઉઠયાં આસનથકી. ૫૫
ગાંધારી ને કુંતા નામ, તેને જઇ કીધો પ્રણામ;
રત્ન અમૂલ્યક અંબર સાર, કુંતાદિકને આપ્યાં ત્યાર. ૫૬
પ્રભાવતી પાંચાળી તેહ, દેવકીને પાગ લાગ્યાં બેહુ;
નાનાવિધ હીરા પરિધાન, હરિમાતાને દીધાં માન. ૫૭
કૃષ્ણ તણી જે બહુ કામિની, રૂક્મિણી આદે ગજગામિની;
કુંતા આગળ ઉભી રહી, આપી ભેટ સમોતી થઇ. ૫૮
રૂક્મિણી રાણી ઉતાવળાં, આવી દ્રૌપદીજીને મળ્યાં;
રત્ન અમૂલ્યક ચંદન ચીર, દ્રૌપદીને આપ્યાં ધરી ધીર. ૫૯
સત્યભામાદિક નારી નેટ, સર્વે સુંદર કીધી ભેટ;
હાસ્ય કરી સત્યભામા જાણ, પંચાળીશું બોલ્યાં વાણ. ૬૦
અરે માનુનિ! મોટમ ભર્યા, કેમ પંચ પતિ વશ કર્યા;
અમો એકલો શ્રી હરિ સહી, તે પણ વશ થાયે નહીં! ૬૧
સુણ સુંદરી જાણું અમો, તે પણ વશ કરી લીધો તમો;
હરિની તે ભગિની સુંદરી, તોયે હૃદે ન મૂકે હરિ. ૬૨
એક ક્ષણ ન તજે હરિ સહી, તે પણ તુ વિણ જીવે નહીં;
તારે અંતર પાંચે રહ્યા, તે [1]નિર્ભતા ગોવિંદ ગ્રહ્યા. ૬૩
તોય ગોવિંદને કેમ ગ્રહે, એહ ઉપાય તું મુજને કહે;
એવાં કામ કરંતી સહી, નગ્ર લોકથકી લાજે નહીં. ૬૪
બીતી અમારી આણે નહિ, નમી તોય ધર્મીષ્ટે સહી;
દ્રૌપદી કહે સતીજી સુણો, તારાં મનમાં સંશય ઘણો. ૬૫
તારૂં મન નવ નિશ્ચય હોય, નિત્ય સપત્ની મધ્યે સોય;

૧ તે નિશ્ચે તે ગોવિંદ ગ્રહ્યા.

હરિ મૂકી જાતું દૂર, તારા કર્મ તણું ફળ ક્રૂર. ૬૬
તેં અપમાન્યો યાદવરાય, [1]તે પેસે મારા હૃદયા માંય;
મનમાં આવે ત્રિભોવન ભૂપ, તે દેખાડે આપણું રૂપ. ૬૭
પહેલાં મુજને લજ્જા હતી, પૃથ્વી માંહે નમતી અતિ;
દુષ્ટ સભા મધ્યે હિત કરી, મારી લજ્જા હરિએ હરી. ૬૮
વસ્ત્ર કપાસ તણું જે હોય, તે કોણે નવ અપાય સોય;
મહા હિતકારી મારો ભાઈ, સત્યભામા તુજને પણ વાહી. ૬૯
મુને અંબર આપ્યાં ઘણાં, કંચન—પાટ પટોળી તણાં;
એવો શ્રમનો જાણનહાર, સર્વ નિરખંતાં નિરધાર. ૭૦
એવો હરિ પોતાનો નાથ, તે આપ્યો [2]નારદને હાથ;
પારિજાતક જેણે તુજ કાજ, યાંહાં આણ્યો જીતી સુરરાજ. ૭૧
દેવગુરૂ ને વાડવ તણું, દ્રવ્ય લેવું નહિ કોણે ઘણું;
તે તું ધન લેતી સુંદરી, લાજ ન પામે વિકે હરિ. ૭૨
નારદે નિર્ભર્ત્સના કરી, સાર શિરોમણિ પામ્યા હરિ;
મૂર્ખ મતિ [3]એ યદુનાથ, પુનરપિ આપ્યા તારે હાથ. ૭૩
ઇશ્વરથી અધિકેરૂં અન્ય, તેને તેવું આપ્યું ધન;
જૈમિનિ કહે સાંભળ ભૂપતિ, એમ કહે પાંચાળી સતી. ૭૪
હેવે ઓખાએ તે ઠામ, કૃષ્ણને કીધો પ્રણામ;
કુંતાને પગે પડવા પછે, ઓખાજી આઘેરાં ગચ્છે. ૭૫
પાગ પડી સ્તુતિ કરી ઘણી, આપ્યાં અંબર કંચન મણિ;
સત્યભામા પછે બોલ્યાં ફરી, પટ-મંદિર બેઠાં સુંદરી. ૭૬
વનિતાએ વાયક ઉચ્ચર્યું, અમો અશ્વની પૂજા કરૂં;
દેવકયાદિક સર્વે સાથ, હય પૂજવા મુજને અભિલાખ. ૭૭
સુંદરીની વાણી સાંભળી, હરિ બોલ્યા રાજા શું વળી;
સાંભળ રાય યુધિષ્ઠિર વાત, એમ ઇચ્છે છે દેવકી માત. ૭૮
મખ-હય જોવાનું મન ધરે, એમ સુણી રાજા ઉચ્ચરે;
અહો વીરો! સાંભળો સહી, સર્વે રહેજો સત્વર થઈ. ૭૯
ગજ રથ ઘોડાના સ્વાર, સાવધાન થાઓ નિર્ધાર;

---

૧ ના પાસે મારા આશ્રમ માંય. પ્ર. ૨. ૨ નંદ પ્ર. ૨. ૩ મુનિ પ્ર. ૨

રથી રથે બેસો ને ભડો, હસ્તીપાળક હસ્તીએ ચઢો. ૮૦
અસ્વારી કરજો અસ્વાર, પાળા આયુધ સજજો સાર;
યથા યોષિતા સર્વે કોય, હરખીને હયવરને જોય. ૮૧
કહે ધૌમ્ય પૂજાવો વાજી, આનંદે અબળાને રાજી;
જૈમિનિ કહે સાંભળ નૃપ ફરી, સુંદરી સર્વે પૂજ્યો હરિ. ૮૨
અસ્વારે વાજી આવર્યો, બે પુરૂષે બે પાસે ધર્યો;
તેને જોવા અબળા અડી, પટ–મંદિરને ગોખે ચઢી. ૮૩
નૃત્ય કરંતો દીઠો હરિ, આનંદી સર્વે સુંદરી;
એવે અનુશાલ્વ આવિયો, સંજ કરી સેના લાવિયો. ૮૪
શાલ્વ વધ સંભારી કરી, કોપ કરીને નિર્ખે હરિ;
ધર્મરાય–પુર દીઠા શ્યામ, આનંધો અનુશાલવ નામ. ૮૫
નાચંતો હય નિર્ખી હવે, ગૃધ્રવ્યૂહ કીધો દાનવે;
પૃષ્ટ વિષે થાપી હવે, હસ્તાં સાહ્યો અનુશાલવે. ૮૬
સુતાર એવું મંત્રી નામ, અનુશાલ્વ તેશું કહે આમ;
સાંભળ મંત્રી કહું પ્રતિબોધ, એ હરિ ઉપર મારે ક્રોધ. ૮૭
[1]કોપે ચઢયો શાલ્વ નવ ગણ્યો, મારો બાંધવ હાથે હણ્યો;
દિવ્ય થયું તે દેખે સહુ, હું એને કેમ સાંખી રહું. ૮૮
સપરિવાર આવ્યો છે આજ, (એ) હરિ પાંડવના મખ કાજ;
આમંત્રણે આવ્યો યદુરાય, રખે હરિ હાથ થકો જાય. ૮૯
ગૃધ્ર વિલોક્યા ગરૂડે સહી, સંગ્રામે રહેવું સ્થિર થઇ;
મુજ સેના સામું ભાળજે, પ્રધાન તું યત્ને પાળજે. ૯૦
જયમ હું ઝાલુ હરિને હાથ, મહારથી પાર્થને સાથ;
જૂએ રહી ભીમાદિક યોદ્ધ, પ્રદ્યુમ્નાદિક કરતા ક્રોધ. ૯૧
ધર્મરાયની સેના બહુ, જો જો રાખે યોદ્ધા સહુ;
તે માટે જે મારા વીર, સર્વે મળી સંગ્રામે ધીર. ૯૨
કોણે કેશવ નવ મૂકવો, યત્ન કરી ઝાલી રાખવો;
જેની આગળ થઇને આજ, નાશી જાશે જાદવરાજ. ૯૩
તે દુષ્ટને મારીશ વ્યર્થ, જે હરિને સા'વા અસમર્થ;
બાંધવ સુત સહોદર કોય, સગો મિત્ર મળંતો સોય. ૯૪

---

[1] સૌભ ચઢયો શાલ્વ ના ગણ્યો. પ્ર. ૨

વાસુદેવને ગ્રહેશે નહીં, તે મારો મળતો નહિ સહી;
ગજથી શું રથથી શું હોય, પાળા હય શે અર્થે સોય. ૯૫
રણુમાં એ હરિ નહીં જોય, નહિ ઝાલે શે અર્થે સોય;
રાજધન અપહારક જેહ, કુત્સીત કર્મ કૃતઘ્ની તેહ. ૯૬
જે મારા સેવક આલશે, તેને શું કલ્યાણુજ હશે;
મારૂં રાજ્ય હવે જો જાય, તો કોનો શાનો અન્યાય. ૯૭
કૃષ્ણુ વિમુખ જે યોદ્ધા હશે, તેથી મારૂં સારૂં થશે;
તે સારૂં શે આવે કામ, આવ્યા ભડ સે'વા સંગ્રામ. ૯૮
યુદ્ધે કુશળ ને કુલિયન હોય, વીર યુદ્ધ પરાયણુ સોય;
રણુ સમર્થ આત્મા આપવા, એવા ભડ ભૂપે થાપવા. ૯૯
તે શત્રુ જીતે રણુમાંય, રાજામાં યશવંતા થાય;
મારે કેશવ પાખે કોય, દુઃખ તણો દાતા નવ હોય. ૧૦૦
તે માટે યોદ્ધા મુજ તણા, એક હરિને ઝાલો ઘણા;
એમાં દોષ ન પરમાણુવો, ધર્મ સમાન એ જાણવો. ૧૦૧
દાતા વળી નહિ યાચક જેહ, સન્મુખ વિમુખ સદા છે તેહ;
સદા શસ્ત્રધારી અવિનાશ, રથ હીણો ઉડે આકાશ. ૧૦૨
એ અછેદ અદાહ અભેદ, એહ નિરંતર સદા અછેદ;
એક જણે મોટા દળમાંય, એવો અચ્યુત કયમ ગ્રહેવાય.૧૦૩
હરિને ઝાલી જાણે જેહ, ઉત્તાનપાદ તણો સુત તેહ;
તે બાળક આકાશે રહ્યો, ધ્રુવ નામે સહુ કોયે લહ્યો. ૧૦૪
પાતાળે બળિરાજા જેહ, હરિને ઝાલી જાણે તેહ;
લહે વિભીષણુ કિંચિત્ માત્ર, લહે પ્રલ્હાદ ભક્તિનું પાત્ર.૧૦૫
નારદને ગ્રહેનારો કહે, તું મિથ્યા બુદ્ધિ કાંઇ નવ લહે;
સત્યભામાએ આપ્યા હરિ, તે મુનિએ આપ્યા પાછા ફરી.૧૦૬
પારિજાતક કેરે પારટે, પામ્યા હરિ તજવા નવ ઘટે;
દેવઋષિ રાખી નવ શક્યા, મૂક્યા હરિ કર આવ્યા થકા.૧૦૭
હરિને બીજા નવ લહે સહી, રણુ મંડળમાં આપું નહીં;
તે હું મારૂં પ્રાક્રમ કરી, ધરણીધરને રાખીશ ધરી. ૧૦૮
જૈમિનિ કહે રાજા તું જાણુ, અનુશાલ્વ ઇતિ બોલ્યો વાણુ;
રણાંગણુ ઉભો ભૂપતિ, ગૃધ્રવ્યૂહ કીધો બળ અતિ. ૧૦૯

શ્વેત છત્રની શોભા શીશ, એવું બોલ્યો તે ધરણીશ;
માતા ગજ ગાજે રણમાંય, હયના બહુ હિંસારવ ત્યાંય. ૧૧૦
ચીચવે રથ ચક્રજ ઘણાં, સબળ કોલાહળ પાળા તણા;
અનુશાલ્વના વસમા વીર, નાનાં ભૂષણ ભૂષિત ધીર. ૧૧૧
સુંદર અંબર પેહેર્યા પૂર, પ્રલય સમયના જેવા શૂર;
કયાં ગયો રે પારથ ધીર, કયાં ગયો વૃષકેતુ વીર. ૧૧૨
કરી ઈર્ષા એવું કહે, નાના વિધનાં આયુદ્ધ ગ્રહે;
યજ્ઞ તુરંગને રાખે ઘણા, મારગ જોતા માધવ તણા. ૧૧૩
અનુશાલ્વના યોદ્ધા જેહ, એવી વાણી બોલ્યા તેહ;
ઈતિ ભારત અશ્વમેધ મોઝાર, અનુશાલ્વ આગામનો વિચાર. ૧૧૪
દ્વાદશમો અધ્યાય એ કર્યો, શત ને બે શ્લોકે વિસ્તર્યો;
પદ થયાં એકશત ઓગણીશ, સદ્‌ગુરૂ વચન ચઢાવું શીશ. ૧૧૫
રત્ન કહે યત્ને કરી કર્યાં, યથા બુદ્ધિમાને વિસ્તર્યાં.

## અધ્યાય ૧૩ મો. રાગ ધનાશ્રી.

જૈમિનિ કેરૂં સુણી વચનજી, પુનરપિ બોલ્યા પરીક્ષિત્‌તનજી;
હયને હરણે ત્યાં શું કીધુંજી, તેને કાજે શું કૃષ્ણથી સિધ્યુંજી. ૧
યુદ્ધે પ્રેર્યા કોણ કોણ યોદ્ધજી, તે તપોધન કહો પ્રતિબોધજી;

### ઢાળ.

પ્રતિબોધ કહો ઇતિ વચન નૃપનું, સુણ્યું જૈમિનિ કર્ણું;
કહે રાયને ઋષીંદ્ર સાંભળ, કૃષ્ણનું આચર્ણ. ૨
અશ્વ પાંડવનો હર્યો, અનુશાલ્વે રાજાન;
અવિલોકતાં આશ્ચર્ય પામ્યા, હૃદયમાં ભગવાન. ૩
પછે ત્યાં પોતાને રથે, આરોહ્યા અવિનાશ;
દારૂકે કર્યો સાંતરો, જોતરી આણ્યો પાસ. ૪
પંચજન્મ નામે શંખ પૂર્યો, શ્રીમુખે નારાણ;
પછે રાજા યુધિષ્ઠિરની, પ્રત્યે બોલ્યા વાણ. ૫
અહો નૃપ ! અનુશાલ્વે, હય હર્યો હમણાં તુજ;
બરવીર યાદવ તથા પાંડવ, દેખતાં વળી મુજ. ૬
સકળ સુંદરી દેખતાં, ઊપની મુજને લાજ;
હવે તો ગખ રહ્યો તારો, કુતૂહલ જો આજ. ૭

સાત્યકિ ને કૃતવર્મા, અનિરૂદ્ધ યૌવનાશ્વ મેવ;
મેઘવર્ણ નામે મહા ભડ, વળી નકુલ ને સહદેવ. ૮
એટલાને અન્ય ભડ, રાખશે મંડળ હાથ;
હું વળી વૃકોદર, પ્રદ્યુમ્ન અર્જુન સાથ. ૯
વૃષકેતુ નામે બાળકો, સાંબ [1]નિસાંબ નામે વીર;
ઇત્યાદિ યોદ્ધા મૂકાવશે, તે હયને ધરી ધીર. ૧૦
કો એક મારા કર થકી આ, ગ્રહે બીડુ હાથ;
એવી કૃષ્ણની વાણી સુણી, ભડ વિચારે મન સાથ. ૧૧
પુનરપિ મનમાં વિચારે, તે યોદ્ધ સર્વે જાણુ;
એક મુહૂર્ત રહ્યું બીડું, કૃષ્ણ કેરે પાણુ. ૧૨
(પછે) કૃષ્ણસુત શ્રીમાન પ્રદ્યુમ્ન, કૃષ્ણ-કરથી જાણુ;
સબળ બળ બીડું ગ્રહીને, મુખે બોલ્યા વાણુ. ૧૩
અનુશાલ્વ કેરા સૈન્યથી હું, અશ્વ લાવીશ ધીર;
એમ કહી આયુદ્ધ લેઇને, ચાલ્યો એકલો રથ વીર. ૧૪
અનુશાલ્વ તૃણુ તોલે ગણ્યો, નવ ગણ્યો વીર સમાજ;
પારેવવત રેવંત-મણિ, ગળે કનક શોભિત સાજ. ૧૫
તે તુરંગમ રથે જોતરી, ધરી ધ્વજા મચ્છાકાર;
નિસર્યો સુત નિહાળી પછે, વદે વિશ્વાધાર. ૧૬
મહાદળ ટોળે મળ્યું, તે મધ્યે કૃષ્ણકુમાર;
ઘન ઘટામાં જેવો રવિ, તે ફરી કરે ઉચ્ચાર. ૧૭
વળી બીજો કોઇ આવી, ગ્રહો બીડુ અન્ય;
પ્રદ્યુમ્નની સાથે જવા, જે મહા બળવન. ૧૮
કહે [2]જૈમિનિ સાંભળો, મેદનિપતિ મુજ વાણી;
શ્રી કૃષ્ણની વાણી સુણી, વૃષકેતુ બોલ્યો જાણી. ૧૯
સા'ય પ્રદ્યુમ્નની થવાને, મેં જાવું સંગ્રામ;
અનુશાલ્વને ગ્રહી સદ્ય લાવું, તું સમીપે સ્વામ. ૨૦
જો ન લાવું અનુશાલ્વને તો, સુણો સમ યદુરાય;
બ્રાહ્મણીના ગમનથી, શૂદ્રને જે ગતિ થાય. ૨૧
મહા નરક રૂપણી તે ગતિને, હું લહું તત્કાળ;

---

૧ નિઠ સાંબ પ્ર. ૧. ૨ કહે જૈમિનિ સાંભળો મેઘની પ્રત્યે વાણુ પ્ર. ૧

જો અશ્વયુત અનુશાલ્વને, અહી ન લાવું ગોપાળ. ૨૨
જે શ્રાદ્ધ ભોજન કરી, બ્રાહ્મણ કરે મૈથુનદાન;
જે ઘોર ગતિને તે લહે, તે હું લહું ભગવાન. ૨૩
ઋતુકાળે પોતાની પત્ની, ત્યજે જે કોય;
ન લાવું અનુશાલ્વને તો, મુને તે ગતિ હોય. ૨૪
આપતધર્મે યોગ્ય સ્ત્રીને, વળી ત્યજે જે કોય;
ન લાવું અનુશાલ્વને તો, મુને તે ગતિ હોય. ૨૫
કહે જૈમિનિ સાંભળો, ભૂપાળ સુંદર વાણ;
પછે બીડુ સમરપ્યું તે, કર્ણસુતને પાણ. ૨૬
પ્રણામ કરી પરમેશ્વરને, વૃષકેતુ બોલ્યો વાણ;
કૃષ્ણસુત સાથે પળ્યો, વૃષકેતુ યોદ્ધો જાણ. ૨૭
પોતા તણું પ્રાક્રમ અતિ, તે દેખાડે રણમાંય;
અનુશાલ્વના ઘોર દળમાં, પ્રવેશ્યા વળી ત્યાંય. ૨૮
પછે રણમાં કૃષ્ણસુત, વૃષકેતુ સંયુત ધાય;
અનુશાલ્વ પુઠે પળે, રહો રહો કે'તો જાય. ૨૯
પોતા તણું દળ પાડતા, અવિલોકિયા બે બાળ;
સંગ્રામમાં અનુશાલ્વ, ઉચ્ચર્યો વાણી વિશાળ. ૩૦
હે વીર ! નિજ નગરી ત્યજી, કેમ આવિયો રણમાંય;
મારો વૈરી વિશેષે, મુજ નિકટ આવ્યો આંય. ૩૧
તું પુષ્પબાળ અનંગ ઈશ્વર, નયન અગ્નિ દગ્ધ;
કૃષ્ણ રૂપી હૃદય મધ્યે, જઇ પ્રવેશ્યો છે મુગ્ધ. ૩૨
તપસ્વી નહિ યોગ્યને, પતિવ્રતા નારી ન્યાય;
કે પુરૂષ અવિવેકી જ્યાંહાં, તુજ પરાક્રમ ત્યાં થાય. ૩૩
કહે જૈમિનિ સાંભળો, ભૂપાળ મારી વાણ;
એમ સુણીને ત્યાં પ્રદ્યુમ્ને, પાંચ મેલ્યાં બાણ. ૩૪
તે બાણના અનુશાલને, કટકા કર્યા અનેક;
પ્રદ્યુમ્ન કેરા હૃદયમાં, પછે બાણ માર્યો એક. ૩૫
હૃદે વીંધ્યુ વીરનું, પ્રદ્યુમ્ન પામ્યો કષ્ટ;
તે અસુરે બાણે ભમાવી, કૃષ્ણ કને નાખ્યો સ્પષ્ટ. ૩૬
પ્રદ્યુમ્નને મૂર્છા નિહાળી, મનમાંય લાજ્યા નાથ;

રથ થકા હેઠા ઉતરી, ગ્રહ્યો સુતનો હાથ. ૩૭
પ્રદ્યુમ્નને પદ-પ્રહાર કરી, વચન બોલ્યા ત્યાર;
મહા કોપે ક્રૂર દૃષ્ટે, નિર્ભર્ત્સતા નિરધાર. ૩૮
ઉઠ ઉઠ અર્ભક મૂઢ આતો, દ્વારકાંપૂર નો'ય;
કરો ક્રિડા અતિ ઘણી, પોતાને સ્થાનક સોય. ૩૯
હું એમ ચિંતવતો હતો, પ્રદ્યુમ્ન માટે નિત્ય;
રણ માંહે ભય નહિ ઉપજે, પ્રદ્યુમ્ન માટે સત્ય. ૪૦
સુને લજ્જા ઉપની, વળી મહા ભય મન માંય;
સહુ યોદ્ધ જોતાં દુષ્ટ સુતને, શું કરૂં હું આંય. ૪૧
પૂર્વ તુંને નિશા માંહે, શંબરે સાહ્યો સાર;
શે કામે બાળક ઉગર્યો, કયાં હણ્યો નહિ રે ત્યાર. ૪૨
વનવાસ કરી પૂર પરહરી, મુનિવેશ ધરી ફળ ભોગ્ય;
અરે પ્રદ્યુમ્ન તારે, જન વિષે વાસ ન યોગ્ય. ૪૩
તે સકળ મુનિવર નિજ, રિપુ નિહાળી નિરધાર;
કુશાગ્રમતિ મુનિ સર્વ કરશે, તુને ભસ્માકાર. ૪૪
તું બાણાસુર પુર પ્રત્યે જા, ત્યાં રહ્યા મહાજન જેહ;
ભક્ત સંબંધી વિલોકી, વળી પાળશે ત્યાં તેહ. ૪૫
શિવ તણા સેવક ત્યાં વશે, તુ શત્રુ શિવનો જાણ;
તુજને નિજ પતિ શત્રુ માની, મારશે નિરવાણ. ૪૬
રૂક્મિણીના ગર્ભથી, કયાં ગળ્યો નહિ અધીર;
કરી પ્રતિજ્ઞા પાછો વળ્યો, શે અર્થે જીવ્યો વીર. ૪૭
મુજ ભુજથકી બીડુ નવ ઝાલે, મહા યોદ્ધા જેહ;
તો કહે રે પ્રથમ બીડુ, શીદ ઝાલ્યું તેહ. ૪૮
કહે જૈમિનિ સાંભળો, ભૂપાળ મારી વાણ;
એમ વદતા વસુદેવનંદન, ગ્રહ્યા ભીમે પાણ. ૪૯
પછે કોપ્યા કૃષ્ણને કહે, વિનય વાણી ભીમ;
ભગવાન પ્રત્યે ભીમ બોલ્યા, સાંભળો સુખસીમ. ૫૦
અરે હરિ! એમ ના કહો, પ્રદ્યુમ્ન મહા માની[1] પ્રત્ય;
એ શત્રુના શરથકી, ભાગ્યો નથી માનો સત્ય. ૫૧

---
૧ મહા પ્રતિવ્રત. પ્ર. ૧

તમે મહા કોપે કરી, પાડયો હણ્યો બાળક એહ;
પરદુ:ખને કેમ ન જાણો, સુખ તણા દાતા જેહ. ૫૨
સર્વ કોને પાળવા, તું થકો અધિકો કાણુ;
ભીમની વાણી સુણી, ઉચ્ચર્યા હરિ ધરી પાણુ. ૫૩
હે ભીમ! જાઓ યુદ્ધ કરવા, અનુશાલ્વ શું રણમાંય;
કર્ણપુત્રનું પરાક્રમ કાંઇ, સમ્યુ દીસે ત્યાંય. ૫૪
કહે જૈમિનિ સાંભળો, હે પરિક્ષત્સુત સત્ય;
પછે પ્રદ્યુમ્ન સહિત ચાલ્યા, ભીમસેન સુભત્ય. ૫૫
અનુશાલ્વનું સૈન્ય પાડયું, કરી ગદા પ્રા'રે ક્રોધ;
પગે પાળો પરવર્યો ધરી, કૃષ્ણનો પ્રતિબોધ. ૫૬
ગજ રાજ ભેધા ભગાવે જઇ, રથ કોટિ કિધા ચૂર;
બહુ તુરંગમ ચૂર્ણ કર્યા, મદ ગળિત હાથી શૂર. ૫૭
માતંગને દંતે ગ્રહીને, ઉછાળતો આકાશ;
રથ સજુતા સારથીને, ફગાવે સવિલાસ. ૫૮
ગજરાજ વાજી વીરને તે, પાગ ઝાલી શૂર;
પ્રાણ જાતા લગી, પૃથ્વી પછાડી કરે ચૂર. ૫૯
કો એક ગજરથ તુરંગમને, રમત રાગ વિહર્ણ;
કોઇને પૃથ્વી પછાડે, કોઇને ચાંપે ચર્ણ. ૬૦
બહુ વીર ત્રૂટયા ગાત્રના, મુખ વહે શોણિત આપ;
બહુ હાથ હેઠા પડયા જાણે, પંચ મુખના સાપ. ૬૧
ભીમ-પાદુ પ્રહારથી, ફૂટતાં મસ્તક વાદ;
ભૂ કંપે ફૂટતા ઘટ, ફટાફટ ઇતિ નાદ. ૬૨
શબ્દ એવો સંભળાતો, વળી તે સમે રાજાન;
ગહા પવન ફરકે તેથકી, બહુ ધ્વજા ફટકે માન. ૬૩
ગજ વાજી પાળા સારથી, અસ્વાર કેરૂં માંસ;
ભીમસેને પગે ખૂધુ, તે એકઠું આભાસ. ૬૪
તે સમે વૃષકેતુએ, ભડ ભીમ દીઠો ત્યાંય;
પવનસુતની પ્રત્યે. બોલ્યો, કર્ણસુત રણમાંય. ૬૫
હે ભીમ મહાબળ! બાળકે, [1]મે' સંઘર્યુ ફળ જેહ;

---

1 મેં હર્યુ ફળ જે પ્ર. ૧

નવીન ફળ સંગ્રામ રૂપી, તમો લીધું તેહ. ૬૬
પિતાજી તું વિના બીજો, કોણ લુલતા વશ દેહ;
પુત્રનું ફળ ગ્રહી પોતે, કરે ભક્ષણ તેહ. ૬૭
એહ ફળ સંહરેથી તુજ, [1]તૃપ્તિ નહિ થાય;
શત સહસ્ર ફળ હોય તોએ, તુને અલ્પ જણાય. ૬૮
તો એક ફળ મારા મુખથકી, તમો લીધું આજ;
તેનો શો આશરો છે, માનજો મહારાજ. ૬૯
અપકીર્ત્તિ તારી અવનિ, વળિ પ્રકાસે અવિવેક;
પુત્ર-મુખથી પાંડવે ફળ, ગ્રહી ખાધું એક. ૭૦
તું મૂક્ય ફળને થશે નિંદા, લોક માંહે અતીવ;
ક્ષુધાતુર થકો કેસરી, નવ હણે દુર્બળ જીવ. ૭૧
ક્ષુધાતુર થકો સિંહ મારે, માતંગ ગજને તેહ;
મુખે સ્પર્શાસ્પર્શતું, નવ કરે ભક્ષણ તેહ. ૭૨
કહે જૈમિનિ પરીક્ષિત્સુત, સાંભળો નિરવાણ;
મહા બળી વૃષકેતુ પ્રત્યે, વૃકોદર કહે વાણ. ૭૩
પિતા તો છોલી કરી, ફળ ધરે સુતને હાથ;
તું ઝાલજે અનુશાલ્વને, હું જાઊં છું યુદ્ધ સાથ. ૭૪
એમ કહી ચાલ્યા વૃકોદર, પાડતા પર્વત પાગ;
અનુશાલ્વે આવતાં દીઠો, વૃકોદરનો લાગ. ૭૫
અનુશાલ્વે ત્યાં એક બાણે, હણ્યો હૃદય મોઝાર;
મૂર્ચ્છા પામી પડ્યો ત્યાંહે, વૃકોદર નિરધાર. ૭૬
ભીમને મૂર્ચ્છા થઇ, કૃષ્ણને વાધ્યો કોપ;
યદુનાથ જાતા યુદ્ધને, [2]અદ્ભુત અવનિ લોપ. ૭૭
કૃષ્ણ કહે રે સારથી, ઉતાવળો રથ લાવ્ય;
ધરણીધરની ધ્વજા ઉપર, ગરૂડ બેઠો આવ્ય. ૭૮
અનુશાલ્વે અવિલોકિયા, આગળ શ્રી અવિનાશ;
જેણે મારો ભ્રાત માર્યો, તું ક્યમ નાશી જાશ? ૭૯
અનુશાલ્વ વદે વાણી, સાંભળ નંદકુમાર;
નંદનંદન તું સમીપે, હતો હું ત્યાં ત્યાર. ૮૦

---

૧. અત્રીપત્ય. પ્ર. ૧ ૨. અદ્ભુત પ્ર. ૨.

તું દેખતાં ગોવિંદ મેં, તુજ પુત્ર પાડ્યો વર્ષ;
વળી બીજો ભીમ પાંડવ, હણ્યો એ આશ્ચર્ય. ૮૧
હું તુને સન્મુખ નો’તો, (તો) તેં માર્યા મારા ધીર;
પડ્યા પૂર્વજ કૃષ્ણ તારા, મા’ બળ બંને વીર. ૮૨
મહાજન એવું કહે જે, કૃષ્ણ સન્મુખ હોય;
તે કદાચિત્ પીડાય નહિ, સાંભળો સહુ કોય. ૮૩
હું યુવા છું સંગ્રામમાં, તુ સદા પુરૂષપુરાણ;
યુદ્ધમાં કયમ સ્થિર રહેશો, નાથજી નિરવાણ.’ ૮૪
[1]પાંચ બાણે હણું માધવ, તું કયાંહાં જાઇશ શ્યામ;
તમારે નાઠા પછી છે, સંત તે નિઠ ઠામ. ૮૫
તે દુર્ગ તારે સંતાવા, કોણે ન ભેદ્યો જાય;
ત્યાં લોભ મોહ પ્રપંચ આદિ, પ્રદાતિયે ન જવાય. ૮૬
સંત મનમાં ગુપ્ત તુજને, પ્રગટે સત્ સંગ;
[2]ગુપ્ત તુજને પ્રકાશ્યાનું, સંતસંગત અંગ. ૮૭
સંતસંગત નવ કરે તે, મોહ પામ્યા મૂર્ખ;
રાજન્ જેહ પ્રધાન વર્જિત, ન જાણવો તે મૂર્ખ. ૮૮
કહે જૈમિની સાંભળો, હે પરીક્ષિતસુત વાણ;
એમ કહી અનુશાલવે, પછે ચાર મેલ્યાં બાણ. ૮૯
તે ચાર બાણે ચાર હય, હરિ તણા વેધ્યા કાય;
અંગ છેદ્યાં તુરંગમનાં, ત્રાસથી નાઠા જાય. ૯૦
તે સમે સંગ્રામમાંથી, ગયા ઘોડા દૂર;
અનુશાલ્વ શોધે શ્યામને, પણ ના દીઠા તે શૂર. ૯૧
અનુશાલ્વ કહે શ્યામને, શકે થાકિયા ભગવાન;
કાંઇ પાપ મારૂં ન દેખું, કયહું થયા અંતરધ્યાન. ૯૨
શકે મારા દેશમાં, કાંઇ થયો આજ અધર્મ;
કે શૂદ્ર થઇને બ્રાહ્મણી શું, ગમન કીધું કર્મ. ૯૩

---

૧-૨. પંચ બાણે હણ્યો માધવ, ક્યાંહે જાઇશ શ્યામ; તમારે નાઠા પછી છે, સંતનો નિજ ઠામ. તે દુર્ગ તારે સંતાય, કોણે ના ભેદ્યો જાય; ત્યાં લોભ મોહ પ્રપંચ આદિ, અદ્દાતિએ ન જવાય. તમ મનમાં ગુપ્ત, તુજને પ્રકાસે સત્સંગ; પ્ર. ૨.

કો પિતાએ પુત્રી તણો, વિક્રય વિવા' કીધ;
ધન ગ્રહી કન્યાદાન દીધું, દેશ માંય અસિદ્ધ. ૯૪
કે કોઇ પુત્રી કુંવારી, નિજ પિતા કેરે ઘેર;
રજસ્વળા મળ દોષ પામી, થઈ એવી પેર. ૯૫
કે પુત્ર હીન મુઆ કેરૂં, ધન પડયું મુજ ભંડાર;
કો શલ્ય પાપી સેવકે, કોનું હર્યું ધન નિરધાર. ૯૬
કો મૂર્ખે કર્યો દિવસે, સૂર્ય સ્થળ સ્ત્રીસંગ;
શું સ્થાનકે સુંદરી તજી, (રજની) કરી આશા ભંગ. ૯૭
નાહી નારીને તજે, તેને બ્રહ્મહત્યા હોય;
લેહ મધ્યે ભાગ છઠ્ઠો, નૃપતિને લાગે સોય. ૯૮
તે માટે હું પામ્યો નહીં, પરમેશને રણમાંય;
પ્રથમ દીઠા પછે અચ્યુત, અદીઠા કેમ થાય. ૯૯
પરિશોધ પૂછું કોણને, શ્રી કૃષ્ણની આ દન;
સુકૃત તેહને સમર્પું, જે કરાવે દર્શન. ૧૦૦
કહે જૈમિનિ સાંભળો, રાય વચન પ્રકાશ;
હંસતીર્થ ઉદક પીધે, સર્વ પાપ વિનાશ. ૧૦૧
યથા પુરૂષ પવિત્ર થાએ, સકળ તીરથ સ્નાન;
તથા પરમ પવિત્ર નર જે, નિહાળે ભગવાન. ૧૦૨
અનુશાલ્વ એવું ઉચ્ચરે, તે સમે આવ્યા શ્યામ;
અનુશાલ્વ માર્યો ત્રણ બાણે, હસીને સંગ્રામ. ૧૦૩
પછે તે અનુશાલ્વે, અવિનાશ કેરાં બાણ;
યુગ્મ યુગ્મ કટકા કરીને, મુખે બોલ્યો વાણ. ૧૦૪
અરે માધવ! નિરખ્ય મારૂં, પરાક્રમ નિરવાણ;
એક આ શરવડે તારાં, ત્રણ છેદ્યાં બાણ. ૧૦૫
એક મારૂં બાણ પણ તે, તમો નવ સે'વાય;
વળી મૂકુ એક શર, સ્થિર થઈ સહેજો ઘાય. ૧૦૬
પછે માર્યું એક શર, હરિ તણા હૃદય મોઝાર;
સંતોષ પામ્યો શામળો, લોચન મીચ્યાં ત્યાર. ૧૦૭
સર્વ કોએ વિલોક્યું, મૂર્છા થયા મહારાજ;
પછે દારૂક સારથીએ, કર્યું કુત્સિત કાજ. ૧૦૮

રણુથકી રથ ફેરવ્યો, નૃપ યુધિષ્ઠિરની પાસ;
કરે હાહાકાર સહુ, હરિને નિહાળી ત્રાસ. ૧૦૯
પછે પાંડવ દેખતાં, દળ પળાયું ચોપાસ;
પિતા સુત સંબંધી બાંધવ, સહોદર પામ્યા નાશ. ૧૧૦
એક એકને મૂકી જતા, કે' પરસ્પર એમ વાત;
હે પુત્ર! રણુથી લે મુને, હું પડ્યો તારો તાત. ૧૧૧
પુત્ર આગળ પળાઓ, કહે પિતા પ્રત્યે આમ;
શ્રાદ્ધ તારૂં કરીશ હું, જઇ ગયા સરીખે ઠામ ૧૧૨
કોઇ એક નર એવું કહે, જે નિસરતા નર ત્યાંય;
ત્યાં દારૂકે આણ્યા હરિ, પટ તણા મંદિર માંય. ૧૧૩
કૃષ્ણ મૂર્ચ્છા સુણી જ્ઞાતિ, કરે હાહાકાર;
શ્રી કૃષ્ણજીની સુંદરી, રૂક્મિણી આદે સાર. ૧૧૪
જાગ્યા પછે જદુનાથને, કહે સત્યભામા નાર;
રણુથકી ભાગ્યો જે સમે, યાં પ્રદ્યુમ્ન કુમાર. ૧૧૫
મર્મવાયક કહી બોલ્યા, કરી દુઃખદાયક રીસ;
તમો ક્યમ અનુશાલ્વ ભયથી, વળ્યા પાછા ઇશ. ૧૧૬
પુરૂષ બીજા પળાયા, જમ થકી બીહોતા જેમ;
હાવાં તો મૂર્ચ્છા થઇને, યુદ્ધ જાવું કેમ. ૧૧૭
જેથકી ભય પામી પળ્યા, તેહને મારૂં સઘ;
શું કરૂં મર્યાદ રાખું, શ્રી કૃષ્ણજીની અઘ. ૧૧૮
શસ્ત્ર તુજને છેદે નહીં, નવ દહે પાવક નિત્ય;
થયું તે તો થયું હાવે, બીજી કરો ચિંતા ચિત્ત. ૧૧૯
ઇતિ શ્રી મહાભારતે, અશ્વમેધ પર્વજ માંય;
સત્યભામા વાક્ય નામે, ત્રયો દશ અધ્યાય. ૧૨૦
શ્લોક જે અધ્યા વિષે છે, એક શત ને સાત;
રત્ન કહે યત્ને કર્યાં, પદ વીશ શત વિખ્યાત. ૧૨૧

## અધ્યાય ૧૪ મો. રાગ કેદારો.

જૈમિનિ કહે સુણ ભૂપિ, સ્ત્રીતું વચન સુણી ઇતિ;
રણુ પ્રત્યે ભગવાન, પોતે પરવર્યા રે. ૧

રણુ મધ્યે આવ્યા ફરી, કર્ણસુતે દીઠા શ્રી હરિ;
કર્ણજ અનુશાલ્વે, તેડયો અરિ રે. ૨

## ઢાળ.

અનુશાલ્વને કર્ણકુંવર કે', રહે રહે ઉભો વીર;
એમ કહી પછે સાત શરે, હણ્યો અસુર રણધીર. ૩
અનુશાલ્વે દશ બાણે કરી, વેધિયો કર્ણકુમાર;
હૃદય મધ્યે વૃષકેતુ વેધ્યો, તીક્ષણ શર નિરધાર. ૪
ચાર શરે કરી ચાર તુરંગમ, પૃથ્વી પાડયા ત્યાર;
એક શરે સારથીનું, શીર છેદ્યું નિરધાર. ૫
રથ હીણો વૃષકેતુ વિલોકી, સારથી સત્વર આવ્યો;
શીઘ્ર થઇને સુંદર રથ, જોડી બીજો લાવ્યો. ૬
તે રથ ઉપર વીર ચઢયો વળી, કર્ણકુંવર બળવાન;
અસુરપતિ અતિ તીક્ષણ બાણે, પુનરપિ માર્યા માન. ૭
કર્ણકુંવરે હણ્યો સારથી, તાડયા તર્ત તોખાર;
તે દેખીને દૈત્યપતિને, કોપ ચઢયો નિરધાર. ૮
વળતો અરિએ રથ ઉપરથી, સાહ્યો કર્ણકુમાર;
શરે ઉલાળીને, નાખ્યો ભોમિ મોઝાર. ૯
કર્ણસુતે પછે અસુરપતિને, પાડયો પૃથ્વી ત્યાંય;
મૂર્ચ્છા પામ્યો દૈત્ય ગ્રહીને, સોંપ્યો હરિકર માંય. ૧૦
કૃષ્ણ તણે કર અસુર સમર્પ્યો, બોલ્યો વાણી વીર;
શ્રી હરિ જો જો અનુશાલ્વનું, અશ્વ ગ્રહ્યાનું ધીર. ૧૧
પ્રભુ પ્રતાપે ગ્રહીને લાવ્યો, સફળ પ્રતિજ્ઞા મારી;
કર્ણકુંવરનું વચન સુણીને, બોલ્યા ફરી ગિરિધારી. ૧૨
કર્ણકુંવર તું ધન્ય ધીર તે, પ્રત્યક્ષ પાળ્યું પોણ;
અનુશાલ્વને તું વિના, રણથી ઝાલી લાવે કોણ. ૧૩
પ્રતિવચન કહેતા શ્રી હરિ, એવે જાગ્યા અસુર અધીશ;
આગળ દીઠા યાદવ પતિ, ઘનશ્યામ સ્વયં જુગદીશ. ૧૪
કર્ણકુંવરને અસુર કહે, તું સાંભળ વાણી વીર;
તેં હું ઝીતી હરિપગ પાડયો, ઉત્તમ કીધું ધીર. ૧૫

માત પિતા ગુરૂ બંધવ નિગમ, કો ન દેખાડે હરિને;
તેં શત્રુ થઇને જીતી મુજને, દેખાડ્યા હરિ ફરીને. ૧૬
જેણે મારા બંધવ સઘળા, પરમ પમાડ્યા ધામ;
તે સાથે મુને સંગતી થઇતે, વિસ્મે ભાસે કામ. ૧૭
અધુના અમને મનમાં પ્રકટ્યો, શુભ સૂચક સંતોષ;
જે શું અમારે વૈર હતું તે, કીધો મિત્રી તોષ. ૧૮
મોટાનો મહિમા એવો છે, વૈર ને [1]પ્રીતિ સમાન;
શંકરને છે સર્વ સરીખાં, વિષ ને અમૃત પાન. ૧૯
પરમેશ્વરના પદપંકજને દેખાડે તે દાતા;
એમ કહી વૃષકેતુ વાણી, વદતો હરિપદ ધ્યાતા. ૨૦
તું તો કૃષ્ણ પદ પામીને, બોલે એ આશ્ચર્ય;
જે પદ પામ્યા યોગી જન તે, [2]મૂકપણું જમણીયં! ૨૧
શેષ પ્રમુખ યોગી જનને, મુક્તિ મધુસૂદન દેખી;
તારૂં બોલ્યુ સાંભળતાગાં, મુજને લાજ વિશેખી. ૨૨
અનુશાલ્વ કે' હરિને દેખી, વધતી મારી વાણ;
એ વાણી મુને આપી એણે, સકળ લોકમાં જાણ. ૨૩
તું દેખતાં નારાયણને, નથી સ્તવન હું કરતો;
જે નારાયણ મારે પ્રા'રે, રણમંડળથી ડરતો. ૨૪
વિશ્વધરણ હરિ શાસ્ત્રધરણ, અહીં કીધો પાંડુકુમાર!
એનું અંગ અખિલ યુગ રૂપિ, તે પિડાએ કયમ પ્રા'ર? ૨૫
જેનું સ્મરણ કરતાં માનવ, ચાર ચતુર્ભુજ થાય;
ગરૂડ ચઢીને ગદા પદ્મ વળી, શંખ સુદર્શન સા'ય. ૨૬
તે પોતે નૃસિંહ કુર્મને, સૂકર મીન સ્વરૂપ;
જેને આપ પ્રસાદે વાસવ, સ્વર્ગ તણો છે ભૂપ. ૨૭
રંભાદિક સુરનારી સુરપતિ, સાથ રમે જે મારે;
તે પોતે [3]કુબ્જ શું ભીડ્યો, હીંડ્યો યમુના ઘાટે. ૨૮
નાના રસ ઉપજાવી જે હરિ, સકળ વિશ્વને પોષે;
તેણે દ્રૌપદીજીનું આપ્યું, ભક્ષણ શાક પ્રદોષે. ૨૯
જે સુદામાજી કેરા તાંદુળ, પ્રાશન કરી આનંદે;

---

૧ મિત્ર સમાન. પ્ર.૨. ૨ મુક્તિપણું જનવરધ પ્ર.૧ ૩. કંસ શું પીડી પ્ર.૨.

નંદનવનનાં કુસુમ ગ્રહે, નર જે સેવે [1]ગોવૃંદે. ૩૦
તે પોતે તુલસીના વનમાં, રમતા શ્રી નારાણ;
જૈમિનિ કહે સાંભળ રે રાજા, પરીક્ષિત્સુત નિરવાણ. ૩૧
એમ કહેતાં અનુશાલ્વને, ભેટયા શ્રી ભગવાન;
દક્ષિણ પાણ ગ્રહી દેખાડયો, તેણે ધર્મરાજાન. ૩૨
વળતાં રાય યુધિષ્ઠિર તેને, પ્રણમી ઉભા પાસે;
ધર્મરાય તે દાનવ પ્રત્યે, બોલ્યા વચન પ્રકાશે. ૩૩
અરે રાય ! તું ભિમાદિકમાં, પંચમ બંધવ જાત;
યથા યજ્ઞને પાળે યદુપતિ, તથા પાળ તું ભ્રાત. ૩૪
વળતો અનુશાલ્વ ફરી ભેટયો, ભીમાદિકને જાણ;
પુનરપિ રાય યુધિષ્ઠિર પ્રત્યે, અસુર બોલ્યો વાણ. ૩૫
મેં તો મારા મુસ્તકને, તુજ રણમંડળમાં રાજ;
રાય યુધિષ્ઠિર કેરે અર્થે, તે સ્થળ કરવું તાજ. ૩૬
એવું વચન સુણી અનુશાલ્વનું, પામ્યા અતિ ઉલ્લાસ;
એવે સહુને જીતી આવ્યો, કર્ણકુંવર પ્રકાશ. ૩૭
તેણે સ્થાનક અશ્વજ આવ્યો, જ્યાં યુધિષ્ઠિર રાજન;
હર્ષ્યા રાય ફરીને બોલ્યા, કર્ણકુંવર તું ધન્ય. ૩૮
અરે વીર ! સુણ મારી આગળ, સફળ પ્રતિજ્ઞા તારી;
અનુશાલ્વ મુજ બંધવ કીધો, એવો તું ઉપકારી. ૩૯
ભાગ્યે સર્વ થયું સુખકારી, કારજ આજ અમારૂં;
પ્રદ્યુમ્ન વૃષકેતુ બે કુશળ, નિરખું વદન તમારૂં. ૪૦
એમ વિખાણ્યા વીર યુગ્મને, અતિ આનંદ્યા એશ;
રાય યુધિષ્ઠિર હય ગ્રહી કીધો, હસ્તિનાપુર પ્રવેશ. ૪૧
સુભટ સભામાં આવી બેઠા, નિકટે સારંગપાણિ;
દેવકી માતા યશોદા કુંતા, રોહિણી રૂક્મિણી રાણી. ૪૨
સત્યભામા ને અનંત વામા, અરૂંધતી અનુસોયા;
સર્વ મળી હય પૂજા કીધી, શ્રી ગિરિધારી જોયા. ૪૩
અન્યો અન્યે આદર કરતા, ભૂપતિ આવ્યા જેહ;
ભોજન પાન અગરને ચંદન, બહુ વિધિ પૂજ્યા તેહ. ૪૪

---
૧. ગોવિંદ પ્ર. ૧.

ઊંચાં આસન વસન આપી, સહુ કોઇને સંતોષ્યા;
ગજ વરકુંજર દાન કરીને, પૃથ્વીના-પતિ પોષ્યા. ૪૫
ગજપુર આવ્યા ગોવિંદજીને, વહી ગયા દિન વીશ;
પુનરપિ ચૈત્રિ પુનેમ આવી, દીક્ષા લીધ ક્ષિતીશ. ૪૬
દ્રૌપદી સાથે રાય યુધિષ્ઠિર, કરતા વ્રત અસિધાર;
અંગીકાર કરી નૃપ હયનો, પૂજે વિવિધ પ્રકાર. ૪૭
વિપ્ર તણી ઘણી પૂજા કીધી, મહા ધનશું મહીપાળ;
ગીત નિગમ વાજીંત્ર ઘણાંને, મંગળ વાદ વિશાળ. ૪૮
હય-શીર પત્ર કનકનું શોભે, ચંદન ચર્ચિત રૂપ;
કુમકુમકાંત કુસુમની માળા, નાના વિધના ધૂપ; ૪૯
તુરંગ તત્ક્ષણ મૂક્યો મહીપતિ, શીરપર ચમર ઉદ્યોતે;
રક્ષણ કરવા રાજા ધર્મે, પ્રેર્યા પારથ પોતે. ૫૦
સ્નાન કરી ઉજ્વળ અંબર, પેહેર્યા પારથ વીર;
દૂર્વાને વળી ચંપક મંડિત, માળ વિરાજે ધીર. ૫૧
મુસ્તક ઉપર મુકુટ વિરાજે, કર ઝાલ્યું ગાંડિવ;
છત્ર ચમર શીર ઉપર શોભે, મન ઉત્સાહ અતીવ. ૫૨
પારથ પ્રત્યે ધર્મ કહે, હય રક્ષણ કરજો શૂર;
પુરૂષોત્તમને પ્રસાદે તુજ, થાજો વિઘ્ન બિદૂર. ૫૩
તુને માર્ગમાં કલ્યાણ હજો, તું ભીતિ ન પામીશ મન;
પુનરપિ પાછો આગમ કરજે, કુશળો સાહ્ય સ્વામીન. ૫૪
પિતા રહિત બાળકને રણમાં, રખે મારતો રાય;
ગુરૂ બાંધવનું વચન સુણીને, પારથ પ્રસન્ન થાય. ૫૫
ગુરૂજનને પ્રણામ કરીને, કુંતા પાસે આવ્યા;
નમસ્કાર કર્યો કુંતાને, દેવકીને મન ભાવ્યા. ૫૬
અરૂંધતી અનસૂયા ઉભાં, રૂકિમણી રાણી જોતે;
ગાંધારી ધૃતરાષ્ટ્ર સહુને, પૂછે પારથ પોતે. ૫૭
જાઉં અમો હય રક્ષણ કરવા, પ્રેર્યો ધર્મકુમારે;
એમ સુણી અર્જુનને ભેટયાં, કુંતાજી તે વારે. ૫૮
અહો ધનંજય! ધર્મ નિમિત્તે, જાઓ છો હય સાથે;
કવણ સાહ્યક ને સૈન્ય કેટલું, આપ્યું પાંડવ-નાથે. ૫૯

અર્જુન કહે શ્રી કૃષ્ણે પ્રેર્યો, કુંવર કટક સમેત;
શ્રી કૃષ્ણે શીખામણુ દીધી, પ્રદ્યુમ્નને અતિ હેત. ૬૦
કુંવર મારે તન મન ધન છે, અર્જુન એ અભિરામ;
મુજને પાળે ત્યમ અર્જુનને, પાળ સદા સંગ્રામ. ૬૧
પિતા પુત્રના પાણુ વિષે, [1]કાંઇ આપે નિજ રહસ્ય;
રૂડો હોય તે રાખે તેને, [2]ભુંડો કરતો ધ્વંશ. ૬૨
કર્ણકુંવરને કૃષ્ણ કહે, સુણુ વૃષભધ્વજ મુજ વાત;
પ્રદ્યુમ્નની સંભાળ તુને છે, સૈન્ય સહિત વિખ્યાત. ૬૩
અર્જુન કહે સુણુ માતા મારી, અનુશાલ્વ ત્યાં આવે;
યૌવનાશ્વસુત સાથે આવે, પોતાનું દળ લાવે. ૬૪
મારી સાહ્ય કરવા ધર્મે, પ્રેર્યો એ ભૂપાળ;
માં કરશો માતા ચિંતા મારી, મોટા કૃષ્ણ કૃપાળ. ૬૫
કુંતા કહે સુત રણુમાં રહેજે, વૃષકેતુને રાખી;
શોકસહિત આ યજ્ઞજ થાશે, જો તું આવીશ (એ) પાખી. ૬૬
વિજય કરીને સત્વર આવે, હયને કુશળો લાવે;
એમ કહીને કુંતા રોતાં, પ્રેર્યો પારથ ભાવે. ૬૭
વળતા પાર્થ હરિને દેખી, નમસ્કાર કર્યો હેતે;
શણગાર્યા રથ ઉપર બેઠા, ચાલ્યા સૈન્ય સમેતે. ૬૮
નાનાવિધ વાજીંત્ર વજાડે, હોમ તણા બહુ ધૂપ;
શેકી વ્રીહિયે વધાવે કન્યા, કુસુમે છાયો ભૂપ. ૬૯
આશીર્વાદ ભણતા બ્રાહ્મણ, નગર લોક હિત જોતા;
એણી રીતે અર્જુન ચાલ્યા, આનંદ ઓચ્છવ હોતા. ૭૦
વૃદ્ધને પ્રણમી વૃષકેતુ, પેઠો મંદિર માંય;
પોતાની પત્નીને પૂછે, વીર વિલોકી ત્યાંય. ૭૧
સાંભળ સુંદરી પારથ સાથે, પૂરથી જાઊં હુંય;
કુંતાં આદે અબળા કેરી, સેવા કરજે તુંય. ૭૨
સાસુ કેરી સેવા કરતાં, ઉત્તમ પદ પરમાણુ;
સ્વજન કેરી સેવા કરતાં, નારીને કલ્યાણ. ૭૩
અબળા તું અમને સંભારે, નારી રખે વિસારે;

---

૧. જયમ આપે નિજ-સરવસ્ત. પ્ર. ૨. ભુંડો કરે ઇતિ હસ. પ્ર. ૨.

વૃષકેતુની વાણી સુણીને, ભદ્રાવતી કહે ત્યારે. ૭૪
મારૂં મન તમને મૂકીને, ક્યારે ક્યહું ન જાય;
તમારૂં મન મુજને મૂકે તો, સુખે મૂકજો રાય. ૭૫
અહો નાથ ! પાર્થ હયનું, રક્ષણુ કરજો નિત્ય;
સન્મુખ રહી સંગ્રામજ કરજો, વિમુખ ન થાશો સત્ય. ૭૬
કેશવની કામનીઓ સઘળી, (યાં) આવી છે સવિલાસ;
તારી નારી મુજને નિર્ખી, રખે કરંતી હાસ. ૭૭
ક્યહું એક રણમાં વિમુખ થશો તો, સાંભળી સર્વે હસશે;
નવ સહેવાય હસ્યાં નારીનાં, મારે મન દુઃખ વસશે. ૭૮
એનો પ્રાણપતિ પરમેશ્વર, સન્મુખ વિમુખ ન હોય;
વિમુખ થકો તે સન્મુખ કહેવો, તે જાણે સહુકોય. ૭૯
એ સર્વે સંભારી સ્વામી, સિદ્ધ કરો નિરધાર;
જૈમિનિ કહે સાંભળ જનમેજય, કુંવર ઉચ્ચર્યા ત્યાર. ૮૦
કર્ણકુંવર તે ભદ્રા સાથે, હાસ્ય કરી કહે વાણ;
ત્રણ લોક જો રણમાં આવે, મુજ સન્મુખ નિરવાણઃ- ૮૧
પાર્થ અર્થે સકળ કટક તે, સાંભળીશ (સહુ) મેં માર્યું;
કહેશે કર્ણકુંવરે તત્ક્ષણ, સઘળું સૈન્ય વિડાર્યું. ૮૨
કર્ણકુંવર જો રણથી ભાગે, તેનું એ પરમાણ;
વાસુદેવનો મહિમા ત્યારે, સઘળો નિષ્ફળ જાણ. ૮૩
કાશી સ્મરણથકી નહિ મુક્તિ, ગયા વિષે પિંડદાન;
માઘે વેણી નિરમજ્જન, નહીં તે એહ સમાન. ૮૪
બિંબ અનુપમ અધર જે રૂડા, એવું મુખ જે તારૂં;
જો હું ફરીને નવ નિર્ખું તો, એહ નિદર્શન મારૂં. ૮૫
એવું વચન કહી વૃષકેતુ, જાતાં બહુ નર ઘેર્યા;
બ્રાહ્મણ ધેનુ હવન વંદીને, મનમાં હર્ષ ઘણેરા. ૮૬
ભીમ તથા ભગવાન પ્રવેશ્યા, હસ્તિનાપુર શુભ સાજી;
માહિષ્મતી નગરીને પામ્યો, પારથ કેરો વાજી. ૮૭
નીલધ્વજ રાજાની નગરી, કોટ મનોહર સોય;
નાના લોક વસે નગરીમાં, આનંદ ઓચ્છવ હોય. ૮૮
રેવાજળનું પાન કરે ને, નગરી લિંગાકાર;

જાણે એ શંકરથી ભિન્યો, પૂરમાં પેઠો ત્યાર. ૮૯
નર નારીનાં રૂપ મનોહર, દિવ્ય સરીખા દેહ;
નીલધ્વજનો કુંવર કહાવે, પ્રવીર નામે જેહ. ૯૦
સહસ્ર સુંદરી સાથે રમતો, વાડીમાં તે વીર;
ફૂલી વેલ વિરાજે વનમાં, વાતો સાર સમીર. ૯૧
ઉત્તમ આસન ઉપર બેઠો, ચંપક હેઠળ એવો;
[1]ચારે પાસે શુભ શણગારી, ગૌરી નારી સેવ્યો. ૯૨
વર વર્ણી શ્યામાએ સેવ્યો, સુંદર લોચન સ્વામી;
અજ્ઞાત રજસિ શ્યામા કહીએ, [2]વર વર્ણીની રજ પામી. ૯૩
અપ્રસવતી નારી ગૌરી, જે પ્રસવી એક વાસ;
ચાર જાતની નારી હુતી, પ્રવીર કેરે પાસ. ૯૪
પ્રવીર કેરી પટરાણી જે, મદનમંજરી જાણ;
મણિમાળા મંડિત મહિલાશું, બોલ્યો ભૂપતિ વાણ. ૯૫
વનિતા સકળ મળીને વેગે, વેલ કુસુમ કર વીણે;
વેલ વીણતાં ભૂષણવાજે, કંકણને સ્વર ઝીણે. ૯૬
ફૂલ્યાં ફૂલ ચુંટે તે ચતુરા, (જાણે) રખે વેલ દુખાતી!
પ્રાણનાથની પાસે ઉત્તમ, સ્વર આલાપી ગાતી. ૯૭
પ્રવીરની પટરાણી કહીએ, મદનમંજરી રંગ;
તે વનિતાએ વનમાં દીઠો, આવ્યો તેહ તુરંગ. ૯૮
મહા મણિમય માળા મંડિત, લલાટ બાંધ્યું પત્ર;
કામિનીકર કુમકુમશુ પૂજ્યો, કુસુમ સહિત સર્વત્ર. ૯૯
પ્રવીર પ્રત્યે પ્રેમદા બોલી, અર્જુનનો હય નિરખી;
અહો નાથ! જો વાજી ઉભો, શોભા શશિયર સરખી. ૧૦૦
રાતો કંઠ અધર પૂછ પીળું, સુંદર ઘુંઘટ ત્રાઠો;
કૃષ્ણ નયન ને જીવ્હા રાતી, કોના કરથી નાઠો. ૧૦૧
લલાટ લેખ પત્ર પ્રકાશી, વાંચો મારા નાથ;
મારૂં મન વાંચ્છયું કરવા પતિ, હયને ઝાલો હાથ. ૧૦૨
જૈમિનિ કહે સાંભળ જનમેજય, વળતો વાજી ઘેર્યો;
પ્રવીર હયની પાસે આવ્યો, સ્ત્રીની બુદ્ધે પ્રેર્યો. ૧૦૩

---

૧. ચારે નારે પ્ર. ૧. ૨. અજાત વર્ણું નિજ પામી. પ્ર. ૨.

વીરે વળતો વાજી કુસુમિત, કેશવાળીએ સા'યો;
ધર્મરાયનું લિખિત પત્ર તે, વાંચી વીર વવાયો. ૧૦૪
રાય યુધિષ્ઠિર કેરો ઘોડો, (તે) યજ્ઞ કરવા છોડયો;
[1]અર્જુન એને રાખે તે, ગ્રહેજો જેને (હોય) જોડો. ૧૦૫
એવું જાણી વીર પ્રવીરે, હય પ્રેર્યો પૂરમાંય;
સકળ સુંદરી પૂરમાં પ્રેરી, પોતે ઉભો ત્યાંય. ૧૦૬
મોટું દળ મેળીને ઉભો, અર્જુનને તૃણ ગણતો;
જનમેજય રાજાની પ્રત્યે, જૈમિનિ એવું ભણતો. ૧૦૭
ઇતિ ભારત અશ્વમેધ પર્વમાં, અધ્યા' ચતુર્દશ ગાયો;
જે અધ્યા'માં માહિષ્મતી, નગરીમાં હય સા'યો. ૧૦૮
એ અધ્યામાં શ્લોક થયા છે, સુંદર શત સાક્ષાત;
રત્ન કહે યત્ને કરી કીધાં, શત ઉપર પદ સાત. ૧૦૯

## અધ્યાય ૧૫ મો રાગ રામગ્રી.

જૈમિનિ કહે તમો સાંભળો, જનમેજય સત્ય;
ત્યાર પછે હયમેધના, હયવર કેરી ગત્ય. ૧
પાછળથી હય શોધતા, પછે પારથ આવ્યા;
અનુશાલ્વ પ્રદ્યુમ્નને, નિજની સાથે લાવ્યા. ૨
યૌવનાશ્વ વૃષકેતુ ત્યાં, ધાયા બળ સેતુ;
સર્વ વિષે આગળથકી, આવ્યો તે વૃષકેતુ. ૩
સૈન્યા મેળી આગળે, રહ્યો વીર પ્રવીર;
તે દીઠો વૃષકેતુએ, ધરંતો અતિ ધીર. ૪
રહે રહે કહેતો વીર તે, ધરી આયુદ્ધ ધીર;
નીલધ્વજનો પુત્ર હું, મારૂં નામ પ્રવીર. ૫
અશ્વ અમો કોપે કરી, પૂરમાંહે પ્રવેશ્યો;
પાંડવમાં પ્રાક્રમ હશે તો, ફરી પાછો લેશો. ૬
[2]પ્રવીર પ્રત્યે એમ કહે, વાણી વૃષકેતુ વીર;
પેહેલો વઢ તું હું સમીપ, પછે પારથ ધીર. ૭
એમ સુણી વૃષકેતુને, શર પાંચજ પ્રા'ર;

---

૧ અર્જુન એને તે ગ્રહેજો, જે જેને હો જોડો. પ્ર. ૨. ૨ કર્ણકુંવર પ્રત્યે કહે, એમ વાણી. પ્ર. ૧.

એકે શરે સારથી હણી, શર ચારે માર. ૮
પછે પ્રવીરને વૃષકેતુએ, મારિયાં શર સાત;
હાસ્ય કરી હયને હણ્યા, શર ચારે વિખ્યાત. ૯
લીલા વાજી પ્રવીરના, જેવી પોપટ પાંખ;
તે હય વૃષકેતુએ, [1]એક ક્ષણ નવ સાંખ્ય. ૧૦
કર્ણસુતે કીધો પછે, સિંહનાદ મહાન;
પ્રવીરે વેધ્યો પછે, કર્ણપુત્રનો કાન. ૧૧
ત્રણજ બાણે કર્ણનો, પુત્ર મૂર્છા ધાર્યો;
ત્યાર પછી એકે શરે, અનુશાલ્વને માર્યો. ૧૨
ત્યાર પછી અનુશાલ્વે, શર મૂક્યા ઘોર;
ઢાંક્યો વીર પ્રવીર ત્યાં, નવ દીસે અંકોર. ૧૩
હાહાકાર કરે સહુ, બહુ વૈર પ્રકાશ;
નીલધ્વજ આવ્યો ત્યાંહાં, ગ્રહી પાવકપાશ. ૧૪
[2]ત્રણ અક્ષોહિણી ત્યાં, સેના નૃપતિ લાવ્યો;
અનુશાલ્વ વશ પુત્ર તે, ત્યાંથકી મૂકાવ્યો. ૧૫
નીલધ્વજે પછે સર્વને, હણ્યા દશ દશ બાણ;
જૈમિનિ કહે તમો સાંભળો, જનમેજય જાણ. ૧૬
દળ દીઠું તેણે હણ્યું, કોપિયા અર્જુન;
સન્મુખ આવીને રહ્યા, કહે એમ વચન. ૧૭
પાંચ બાણ પછે પારથે, નૃપતિને માર્યા;
નીલધ્વજે તે આવતા, શર સઘ વિડાર્યાં. ૧૮
નિજ શર છેદ્યા દેખતાં, પારથ અતિ કોપ્યો;
હય રથ સેના સારથી, રાજાશું લોપ્યો. ૧૯
અદૃષ્ય કર્યો અવનિપતિ, અતિબાણ હજારે;
રાજાજીને રણ મધ્યે, કો ના દેખે ત્યારે. ૨૦
કો એક વૈષ્ણવ યથા, ભક્તે હરિ હીસે;
કૃષ્ણની તેણે સ્તુતિ કરી, યમદૂત ન દીસે. ૨૧
મૂર્છા મૂકીને બળે, ઉઠયો વૃષકેતુ;
મદ માતો રાતો ઘણું, ધાતો નિજ હેતુ. ૨૨

---

૧ ના રહ્યો નૃપ સાંખ્ય. પ્ર. ૧. ૨ ત્રણ ત્રણ ત્યાં ક્ષોણી પ્ર. ૧

યામાતા પોતા તણો, જે પાવક બાંધ્યો;
રીસથકી નીલધ્વજે, શર અગ્નિ સાંધ્યો. ૨૩
નીલધ્વજ ભુજથી પળ્યો, તે પાવક બાળે;
પારથ સેના બાળતો, પાવક નિજ જ્વાળે. ૨૪
ગજ ઘોડા નાશી ગયા, અગ્નિએ આકળાયા;
પાળા આયુદ્ધ નાખતા, અસ્વાર પળાયા. ૨૫
ભાર ભર્યાં નાઠા કરભ, અગ્નિએ આખડતા;
ભડક્યા પોઠી અપાર ત્યાં, મારગમાં પડતા. ૨૬
વેસર વન્હિએ બાળ્યા, પળ્યા ગહા વનમાંય;
શકટ બળે ભારે ભર્યા, અર્જુનનું રણ જ્યાંય. ૨૭
છત્ર ચમ્મર ભડકે બળે, અગ્નિ અતિ લાગ્યો;
માંસ ધાતુ ટોળે મળ્યાં, ત્યાં પાવક જાગ્યો. ૨૮
પાર્થનું દળ પાવકે. એણી રીતે ખાધું;
ત્યારપછી ત્યાં પારથે, શર વરૂણનું સાંધ્યું. ૨૯
વન્હિ સમાવવા પારથે, પ્રેર્યું વરૂણ અસ્ત્ર;
વન્હિ તોય સમ્યો નહીં, થયું નિષ્ફળ શસ્ત્ર. ૩૦
અર્જુન એવું ઉચ્ચર્યા, જ્યારે [૧]દીપી આગ;
વેદ તણું મુખ તુંજ છે, નમું તારે પાગ. ૩૧
યજ્ઞ યુધિષ્ઠિર આચરે, તુને પ્રસન્ન થાવા;
તેંજ મુને ગાંડિવને, રથ આપ્યો બાવા. ૩૨
હું સાથે તું સર્વદા, અતિ સૌમ્ય દૃષ્ટ સાધે;
સૈન્ય હણ્યું હય નિરગમ્યો, વળી શાને વાધે. ૩૩
હું પરથી હિત ઉતરે, શું ચાલે મારૂં;
જનમેજય પૂછે પછે, જૈમિનિને સારૂં. ૩૪
નીલધ્વજને કયમ થયો, અગ્નિ યામાત્ર;
એવી કન્યા કોણ જે, જેને પાવક પાત્ર. ૩૫
તે મુજને કહો જૈમિનિ, મેં પૂછ્યું જેહ;
કૌતુક મુજને ઉપન્યું, તે ભાંજોની સંદેહ. ૩૬
જૈમિનિ કહે તે ભૂપને, પટરાણી જ્વાળા;

---

[૧] દીઠી પ્ર. ૧

કન્યા પ્રસવી તેણીએ, સ્વાહા સુવિશાળા. ૩૭
તાત તણે ઘેર તે સુતા, સહુને સુખકારી;
રૂપ અનુપમ તેહનું, ત્રિભુવન મનોહારી. ૩૮
એક સમે નીલધ્વજે, તે કન્યા દીઠી;
કોને દેવી દિકરી, મન ચિંતા પેઠી. ૩૯
પુત્રીને પૂછે પિતા, વર કોણ ગમે છે;
રાજા રાજકુમાર ત્યાં, બહુ ભાત્ય રમે છે. ૪૦
વર સ્વયંવરને વિષે, તું આવી રે'જે;
આસને બેઠા ભૂપમાં, ગમતો વર ગ્રે'જે. ૪૧
તાત પ્રત્યે સ્વાહા કહે, લજ્જા યુક્ત શોભી;
માણસને ના વરૂ પિતા, તે તો મહા લોભી. ૪૨
હું સરખો સ્વામી તમો, કો સુરવર શોધો;
નીલધ્વજને કહે કન્યા, કહું તે પ્રતિબોધો. ૪૩
[1]દેવપતિ મહા પ્રાક્રમી, વર્યની વર બાઇ;
વિસ્મય માનવ લોભિયો, યાં આવશે ધાઇ. ૪૪
મદમાતો માતંગ જે, ઐરાવત કહાવે;
ત્યાંહાં બેશી મૃગલોચની, મઘવા વળી આવે. ૪૫
તાત પ્રત્યે બોલી પછે, સ્વાહા તે અભિરામ;
હે તાત! ન ઇચ્છું ઇંદ્રને, સહુ દોષનો ઠામ. ૪૬
પારકી મોટમ નવ ખમે, તપ દાનનો દ્વેષી;
ગૌતમ નારી સાધવી, કપટે કરી પેખી. ૪૭
જેણે જગત ગુરૂ, હરિ બાંધવ કીધો;
સુરપતિપદ જેથી અડયું, જગતિ યશ લીધો. ૪૮
માણુસ મેં મૂક્યાં ત્યાંહાં, સુણ કારણ તાત;
મલિન તનુ નિત્યે રહે, સ્ત્રીનું સાક્ષાત. ૪૯
એક પતિ પામી કરી, બીજાને કામે;
તે નારી વ્રત ભંગ થઇ, ગતિ રૈરવ પામે. ૫૦
સ્વામી મુએ સ્ત્રી અંગને, સ્પર્શે છે જેહ;
વર વન્હિમુખ દેવનું, મુજને ગમે તેહ. ૫૧

---

૧. દેવ મહા ક્રોધાક્રમી, વરની વરબાઈ. પ્ર. ૧.

કિન્નર દાનવ દેવતા, વળી અન્ય અપાર;
પાવક પાખી કોઈને, ન વરૂ નિરધાર. ૫૨
પાવક પોતે આવીને, જો મુજને યાચે;
તો તું તેને આપજે, મુજને સુણુ સાચે. ૫૩
એમ સુણી સહુ સુંદરી, હસી બોલી વાણી;
એ શું બોલી બાળિકા, વિપરિત એહ અજાણી. ૫૪
વન્હિને ક્યમ વર વરે, સર્વ ભક્ષ પેટો;
જ્યાં ચાલે ત્યાં કાળું કરે, જેને વાહન ધેટો. ૫૫
જીહ્વા જેને સાત છે, મુખ માંહે ધૂમાડો;
હાહા કષ્ટે બાળતો, એવો અગ્નિ આડો. ૫૬
સ્ત્રીજનનું મન માને તો, નર નીચ પળાયે;
ગંગા સરખી સાધવી, [1]નીચે સ્થળ જાયે ! ૫૭
જૈમિનિ કહે સ્વાહા તણી, સુણી એવી વાણી;
નીલધ્વજ હર્ખ્યો ઘણું, મન વિસ્મય આણી. ૫૮
એવી વાણી સાંભળી, થઇ સત્વર સ્વાહા;
ઉજ્વળ વસ્ત્ર ઓઢણે, ઉદકે અવગાહા. ૫૯
હોમ હુતાશન સ્થાપવા, દ્વિજમંડળી ગાંડી;
ઉપવન આવી બાળિકા, મદ મોટમ છાંડી. ૬૦
ચંદન અગર કપૂરને, ઘૃત સુંદર દુગ્ધ;
શર્કરા તિલ મધ શેલડી, હોમાવે મુગ્ધ. ૬૧
તંબોળ દ્રાક્ષ લવંગને, મોગરાની માળા;
કદલીફળ બ્રાહ્મણ પ્રત્યે, હોમાવે બાળા. ૬૨
વિપ્ર તણે વેશે કરી, અગ્નિ ત્યાં આવ્યો;
નીલધ્વજ નગરી ગયો, ભૂપે પધરાવ્યો. ૬૩
પૂજી અરચી વિપ્રને, આપિયું આસન;
રાજા પૂછે ક્યાંથકી, આવ્યા મુનિજન. ૬૪
મુજને ઘોની આગન્યા, કરૂં કહો તે કામ;
એમ સુણીને ભૂપશું, મુનિવર બોલ્યા આમ. ૬૫

---

૧. નીચ સાથે જાયે. પ્ર. ૧.

શાંડિલ્ય ગોત્રે વિપ્ર હું, કન્યાનો કામી;
તારે મંદિર કન્યકા, મુજને દે સ્વામી. ૬૬
રાજા કહે મારી સુતા, નરને નથી વરતી;
પાવકને વરવા તણી, મન ઇચ્છા ધરતી. ૬૭
બીજી આપું બાળિકા, જો ભાવે તુજને;
વિપ્ર કહે નૃપ જાણજો, પાવક તે મુજને. ૬૮
સ્વાહાને સત્યે કરી, થયો હું તુષ્ટમાન;
જૈમિનિ જનમેજય પ્રત્યે, કહે સુણ રાજાન. ૬૯
વિપ્ર તણી વાણી સુણી, હસતા સહુ જન;
નીલધ્વજ રાજા પ્રત્યે, બોલ્યો સુવચન. ૭૦
કન્યાને કાજે થયો, દ્વિજ પાવક રૂપ;
પાવક પાખે કન્યકા, નવ દેવી ભૂપ. ૭૧
[1]મંત્રી છે જે માહરો, અગ્નિ પરખી જાણે;
એમ સુણી મંત્રી કહે, જનવાક્ય પ્રમાણે. ૭૨
વન્હિ તુને જાણું અમો, તું પાવક રૂપ;
આ સહુને દેખાડતું, નિજ તેજ અનુપ. ૭૩
પછે વિપ્ર તણા મુખમાંથકી, પ્રકટી મહા જ્વાળ;
[2]કૂર્મ બળે પ્રધાનની, મહા ક્રોધ કરાળ. ૭૪
મંત્રી દાઝ્યો દેખતાં, કાંપ્યા સહુ કોય;
વન્હિસૂક્ત ભૂપતે, સમાવ્યો અગ્નિ સોય. ૭૫
એવામાં વર્ત્યું ત્યાંહાં, આશ્ચર્ય અતોલે;
કન્યાની માસી હસી, નૃપ પ્રત્યે બોલે. ૭૬
એ દ્વિજને કન્યા તમો, નવ દેવી કદાશ;
ઇંદ્રજાળીવત વન્હિને, દેખાડે પાસ. ૭૭
રાજા કહે સાળી પ્રત્યે, હસવાનું પાત્ર;
ઘેર તમોએ તેડવો, મારો એ યામાત્ર. ૭૮
વાડવ કે પાવક હશે, કર્યે એહ પરીક્ષા;
એમ સુણી સાળી પળી, દ્વિજશું ગ્રહી શિક્ષા. ૭૯
નાર કહે દ્વિજ તું કને, કાંઇ પારખું માગું;

---

1 મંત્રી તમારો વન્હિને, પરખીશું જાણો; પ્ર. ૨. 2 મૂર્છા. પ્ર. ૨.

એવે સમે અબળા તણું, વર મંદિર લાગ્યું. ૮૦
રહે રહે કહેતી નાસતી, જ્યારે ખડકી ધડકી;
ઓઢણુ પેરણુ પરજળ્યાં, ભય પામીને ભડકી. ૮૧
બળતાં બળતાં લૂગડાં, નાખી ને નાઠી;
સબળ કોલાહલ ત્યાં થયો, જ્યારે તરૂણી ત્રાઠી. ૮૨
લોક સહુ નાઠા પછે, અગ્નિથી ભયભીત;
રાયભવન રોતી પ્રિયા, આવી તેહ અચિંત. ૮૩
સાળી કહે રાજા તમો, ઘર બળાવો મારાં;
રાજા કહે સુણુ શાળિકા, એ લક્ષણુ તારાં. ૮૪
થોડે કાળે સુંદરી, તેં પાવક પરખ્યો;
ઉભી રહે કર્યું પારખું, નૃપતિ કહી હરખ્યો. ૮૫
રાણી કહે રે રાયજી, તમો રૂડું કીધું;
યાગાતા અગ્નિ કર્યો, સહુ કારજ સીધ્યું. ૮૬
એવે સમે અગ્નિ ત્યાંહાં, તેડ્યો નૃપ હેત;
મુજ પુરથી જાવું નહીં, રાખો એ સંકેત. ૮૭
તો કન્યા આપું તુને, જો એહેવું ભાવે;
તેં મારા રિપુ બાળવા, જે કો પુર આવે. ૮૮
ત્યાર પછી નૃપને કહે, પ્રભાવ પ્રધાન;
યામાતા અગ્નિ કર્યો, તે ન ઘટે રાજાન. ૮૯
સ્વાહાને સાથે અહી, નૃપ [1]નાર અમોલ્યો;
પ્રભાવની વાણી સુણી, નૃપતિ એમ બોલ્યો. ૯૦
જ્યાર લગી ન થયો રવિ, મારો યામાત્ર;
ત્યાર લગી એની તનુ, મહા-તેજનું પાત્ર. ૯૧
પાવક પાસે માહરી, નગરી રખાવા;
સ્વાહા આપી આજથી, અગ્નિને બાવા. ૯૨
જૈમિનિ કહે શુભ લગ્નમાં, નૃપે કન્યા આપી;
ત્યારથકી અગ્નિ રહ્યો, નૃપ-મંદિર થાપી. ૯૩
તે અગ્નિ સાધ્યો નૃપે, આપણો યામાત;
પૂછ્યું તે કારણુ કહ્યું, જનમેજય દાત. ૯૪

---

[1] નાશ. પ્ર. ૨

ત્યાર પછી કહું સાંભળો, જનમેજય જાણુ;
પાવક વાધ્યો વેગશું, સુણી પારથ વાણ. ૯૫
વળતું સમર્યું પારથે, નારાયણનું અસ્ત્ર;
પાવક પામ્યો શાંતિ ને, નિરખી હરિશસ્ત્ર. ૯૬
પાવક પારથની કને, ઉભો કર જોડી;
પોતાનું કારણ કહ્યું, પારથને સહુ માંડી. ૯૭
પારથ તારી ઉપરે, મેં [૧]પાડયો દંડ;
અશ્વમેધ તો તું કરે, મહા ધર્મ પ્રચંડ. ૯૮
પારથ તારી પાસે રે', પરમેશ્વર પોતે;
[૨]યજ્ઞ મંત્રને દેવતા, મિથ્યા હરિ જોતે. ૯૯
હરિ વિણુ બીજો કો નથી, જન પાવનકારી;
વિષ્ણુ તણો તુજને નથી, વિશ્વાસ વિચારી. ૧૦૦
ક્ષીરનિધિ પામ્યો થકો, દૂહે દુગ્ધ અજાનું;
સૂર્યને મૂકી ગ્રહે, ઉદ્યોત અગિયાનું. ૧૦૧
વીર કૃતઘ્નિ હું નથી, તુ મારો મિત્ર;
તારી સેના મેં દહી, મુને સાલે ચિત્ર. ૧૦૨
જો તું નારાયણ તણું, શર પહેલું કરતો;
તો હું તારા સૈન્યને, શી રીતે ગ્રસ્તો. ૧૦૩
જે કો ભજે ભગવાનને, તેનો ભવ ભય નાસે;
પારથ સેના તાહરી, ફરી જીવતી થાશે. ૧૦૪
મુજને યાંહાં મૂકી કરી, નૃપતિ ગયો ઘેર;
[૩]ઘોડો ધર્યો ઘોડારમાં, જઇને કહું પેર. ૧૦૫
એમ કહી અર્જુનનો, મહા ક્રોધ સમાવ્યો;
નીલધ્વજ રાજા કને, ફરી પાવક આવ્યો. ૧૦૬
આવ્યો દેખી વન્હિને, નૃપે વાક્ય ઉચ્ચાર્યું;
સૈન્ય ધનંજયનું દહ્યું, તેં કીધું વારૂં. ૧૦૭
જૈમિનિ વાણી ઉચ્ચરે, જનમેજય-જાગ;
વાણી સુણી નૃપતિ તણી, એમ ઉચ્ચરે આગ. ૧૦૮

---

૧ માંડયો પ્ર. ૨. ૨ યજ્ઞ કર્મને શોધતા. પ્ર. ૧. ૩ ઘોડો ગ્રહ્યો ઘોડારમાં જઈને કરૂં પેર. પ્ર.૧.

સાંભળ ભૂપતિ દીપતું, દળ પારથ કેરૂં;
કોણ સુભટ બાળી શકે, હોય કોણ ઘણેરૂં? ૧૦૯
જેના ચિત્ત વિષે વસે, હરિ પાતિકહારી;
ત્યાં આવો નૃપકેસરી, કરવા સ્તુતિ સારી. ૧૧૦
આપો હય ઉતાવળો, જો ઉત્તમ ઇચ્છો;
અર્જુન આગળ કોણ છું, સર્વ તમે પ્રીછો. ૧૧૧
કૃષ્ણ સખા અર્જુન એ, મોટો ધનુર્ધારી;
ખાંડવ બાળી વેદના, ઘણી ટાળી મારી. ૧૧૨
ધર યામાત્ર ભાવથી, વિસર્યો હું પ્રીત;
જૈમિનિ કહે નૃપતિ પ્રતિ, અગ્નિએ કહી નીત. ૧૧૩
એમ સુણી નીલધ્વજે, માન્યુ નિજ હેત;
રાજાએ નિજ નારને, પૂછયો ત્યાં સંકેત. ૧૧૪
જવાળા એવું સાંભળી, પતિવાકય ઉથાપે;
આપણને સેના છતે, હયને કાં આપે? ૧૧૫
રાજા તારે પુત્ર છે, વળી તેના પુત્ર;
સુહૃદ સગા બાંધવ વળી, ઘણી સેના સૂત્ર. ૧૧૬
તું પણ પોતે શૂર છે, નૃપ ક્ષત્રી થા તું;
દ્રવ્ય ભર્યું ભંડારમાં તે, ઘરમાં નથી માતું. ૧૧૭
એ રીતે નિજ નારીએ, નૃપતિને પ્રબોધ્યો;
ભૂલ્યો ભારતની ગતિ, કુમતિ અતિ ક્રોધ્યો. ૧૧૮
પુનરપિ સેના સુજ કરી, ધરી ધીરજ ધાતો;
કર્ણ તણા હણનારપે, રણને રસ જાતો. ૧૧૯
રાજાને નિરખ્યો પારથે, પડે આંસુધાર;
તીક્ષણ બાણે કાપતો, દળ કોટિ પ્રકાર. ૧૨૦
એક ધનંજયને શરે, દળ છાયુ તેહ;
મહાબળ બાંધવ સુત હણ્યા, થયું અદભુત એહ; ૧૨૧
રાજાનો રથ સારથી, શું ભાંજ્યો ભારી.
એક ક્ષણે એવું કર્યું, મન વૈર વિચારી. ૧૨૨
નીલધ્વજ રથ ઉપરે, મુર્ચ્છાંગત કીધો;
સારથીએ રણમાંયકી, રથ બાહેર લીધો. ૧૨૩
એવે સમે રજની પડી, ઘેર આવ્યો ભૂપ;

કોપ કરી જ્વાળા પ્રત્યે, બોલ્યો દુઃખ રૂપ. ૧૨૪
જ્વાળા તેં આપી મુને, મતિ મહા દુષ્ટ;
સ્વજન હણ્યા તુજ બુદ્ધિએ, હું પામ્યો વળિ કષ્ટ. ૧૨૫
જ્વાળા તું જાજે પરિ, અથવા રહે ઘેર;
મેં તો એ હય આપવો, નથી બીજી પેર. ૧૨૬
એમ કહીને યજ્ઞનો, ઘોડો ગ્રહી રાયે;
મંત્રી મળ્યો ઉતાવળો, પારથ પે જાયે. ૧૨૭
રત્ન કનક અંબર બહુ, ગ્રહી નાર સમાજ;
નમસ્કાર કરવા પળે, જ્યાંહાં પારથ રાજ. ૧૨૮
અર્જુન ક્રોધ સમાવવા, નૃપ બોલ્યો આમ;
પાર્થ તમો છો મહાબળી, કહો તે કરૂં કામ. ૧૨૯
પાર્થ કહે તું વીર છે, મોટો મહીપાળ;
મારી સાથે આવ્ય તું, મારો હયપાળ. ૧૩૦
જૈમિનિ કહે વાજી વળ્યો, પછે દક્ષિણ દેશ;
પાર્થ પાછળ નીસર્યાં, સાથે નીલ નરેશ. ૧૩૧
જ્વાળાનો બાંધવ હતો, જેનું ઉલ્મુક નામ;
રીસ ભરી સ્ત્રી નીસરી, ગઇ તેને ગામ. ૧૩૨
રૂદન કરે રીસે ભરી, નમી બોલી વાણ;
હે બાંધવ! અર્જુનનો, હવે તું ક્ષય આણ. ૧૩૩
એણે મંદિર માહરૂં, નિજ તેજે બાળ્યું;
પુત્ર હણ્યા એ પાપીએ, સઘળું દળ ટાળ્યું. ૧૩૪
દિયર માર્યા માહરા, નિજ વાજી લીધો;
સ્વામીને ઝીતી કરી, અગ્રેસર કીધો. ૧૩૫
અર્જુન વધ વીર તું, મારે તારૂં પાસું;
પારથને માર્યા વિના, લોવાએ નહિ આંસું. ૧૩૬
જૈમિનિ કહે સુણ રાયજી, ઉલ્મુકનાં કર્મ;
કો દૂતે માંડી કહ્યો, જ્વાળાનો ધર્મ. ૧૩૭
એવું જાણી ઉચ્ચર્યો, ભગિનીશું ભાત;
યાંહાં સુખે રહે, તારૂં મંડલ માત. ૧૩૮
તારૂં કામ કરીશ હું, કો કાળે માય;
જ્વાળા કોપે ઉચ્ચરે, અધુના કાં ના જાય. ૧૩૯

ઉત્મુક કોપે ઉચ્ચરે, જ્વાળા [1]મન તારૂં;
પોતાના સરખું થવા, ઘર ઇચ્છે મારૂં. ૧૪૦
તેં ખોયું ઘર તાહરૂં, ત્યમ ઈચ્છે ઘે'લી;
મારા મંદિરમાંથકી, તું નીસર વે'લી. ૧૪૧
એવું સુણીને નીસરી, ગંગા-ત્રઠ પેઠી;
જ્વાળા એવું ઉચ્ચરે, તે એક નાવ બેઠી. ૧૪૨
મારા ડાબા ચર્ણમાં, ગંગાજળ લાગ્યું;
એ જળને સ્પર્શે કરી, મારૂં પાતક જાગ્યું. ૧૪૩
એમ સુણી પાસે તણા, જન બોલ્યા કોપી;
એ શું બોલી પાપણી, [2]શ્રુતિ-માર્ગ લોપી. ૧૪૪
પાતકહારી વારિએ, ગંગાજી કેરૂં;
મંદ મતિ તું માનની, નવ લહે ઘણેરૂં. ૧૪૫
વળતાં ગંગા પ્રકટ્યાં, ત્યાંહાં મૂર્ત્તિવંતાં;
એ શું બોલી પાપણી, એમ વાણી કહંતાં. ૧૪૬
જ્વાળા કહે રે અપુત્રણી, સુણ ગંગા વાત;
પેહેલા તેં જળમાં હણ્યા, તારા સુત સાત. ૧૪૭
ભીષ્મ નામે જે હતો, તુજ પુત્ર પનોતો;
કામજીત વિજયી મહા, સુર લોક સમોતો. ૧૪૮
તે પણ માર્યો પારથે, સબળાં શર તાણી;
માંડ શિખંડીને વિષે, વધ મોટમ આણી. ૧૪૯
તે માટે મૃત પુત્રનું, જળ તેહ અપવિત્ર;
કીધી માત અપુત્રણી, તું એ મહા ચિત્ર. ૧૫૦
જાન્હવી એવું સાંભળી, મહા કષ્ટ વચન;
ક્રોધ સહિત સુર સરિતા, એ શાપ્યો અર્જુન. ૧૫૧
ગંગા કહે કો વીરશું, વિજયીએ વડજો;
છઠે માસે આજથી, પાર્થનું શીર પડજો. ૧૫૨
ત્યાર પછી જ્વાળા પડી, અગ્નિ માંહે જાણ;
પાવકમાં પડતાં થઇ, બીહામણો બાણ. ૧૫૩
અર્જુનનો વધ વાંચ્છતી, શર રૂપે બેઠી;

---

૧ મુખ પ્ર. ૧ ૨ શ્રુતિ સાગર પ્ર. ૧.

બભ્રુવાહન ભૂપના, બાથામાં જઇ પેઠી. ૧૫૪
ઇતિ શ્રી મહાભારતે, અશ્વમેધ અનઘ્ય;
અર્જુન શાપ તણો થયો, પંદરમો અધ્ય. ૧૫૫
શ્લોક જ્યાં શત એકત્રીશ, કૃત ઉત્તમ મન;
રત્ન કહે યત્ને કર્યાં, પદ શત પંચાવન. ૧૫૬

**અધ્યાય ૧૬ મો. રાગ ગોડીની ચાલ ટુંકડી.**

નીલધ્વજના પુરથી વળ્યો, દક્ષિણ દિશે વાજી પળ્યો;
પાર્થ તેહની પુઠે પળાય, મનમાં અવલંબી યદુરાય. ૧
નીચાં ઉચાં લોચન ધરે, અશ્વ તણું અવલોકન કરે;
આગળ આગળ અશ્વ પળાય. પગલે પગલે પારથ જાય. ૨
મોટો ગિરિ નામે સહદેવ, વિંધ્યાચળ નામે ગિરિ એવ;
ઝાઝા અર્જુન સાહ્ડ જ્યાંય, અશ્વ ગયો તે પર્વતમાંય. ૩
સાંભળ રાજા સુંદર વાત, પાર્થ પ્રવેશ્યા પશ્ચાત;
ત્યાર પછી સેના પરવરે, તરૂવરનાં વન ચૂરણ કરે. ૪
સેનાને સંચારે ખરો, દુર્ગમ પંથ કીધો પાધરો;
તે વનમાંના જે દેવતા, [1]દીઠા પાર્થે હરિ સેવતા. ૫
વન *રાજિ અર્જુનને જોય, હય અવલોકી હર્ષે સોય;
વળતી અશ્વે દીઠી શીળા, યોજન એક પ્રમાણે કળા. ૬
વિસ્મય પામ્યો તેહ તુરંગ, દેખી ઘસવા લાગ્યો અંગ;
પૂર્વે જયમ પદ ઉપર ધરી, શીળા સુંદરી કીધી હરિ, ૭
એવું જાણી તે હરિ મૂઢ, શીળા તળે જઇ સ્પર્શ્યો ગૂઢ;
વજ્ર લેપ ત્યાં પામ્યો તુરી, હાલી ચાલી ન શક્યો હરિ. ૮
હરિને નામે નામજ સોય, તે માટે શું સરખો હોય?
અચ્યુતને આરાધ્યા વણ, નિશ્ચે જડતા પામે જન. ૯
જડિતભુત હય પાસે ગયા, હરિના સેવક વિસ્મે થયા;
હયને નિરખી હસતા સોય, અટ્ટહાસ્ય ગર્જતા કોય. ૧૦
કહે કહે હય નિર્ખો લીન, સંઘર્ષણ સુખને આધીન;
કોએક અર્જુનને જઇ કહે, અહો ભૂપ તુ કાંઇ નવ લહે. ૧૧
શીળા વિષે હય નિશ્ચળ રહ્યો, અશ્વમેધ આકૃણિએ થયો;
સાંભળતાં એવી +પ્રચ્છતા, અર્જુન ત્યાંહાં પામ્યો કષ્ટતા. ૧૨

---

૧ દીઠા પર્થને સેવતા. પ્ર. ૨. *રૂપી-રૂપ પ્ર. ૧. ૨. +તૃષ્ટતા પ્ર. ૧

પાર્થ સાથે પ્રદ્યુમ્ન ધીર, દેખી વિસ્મય પામ્યા વીર;
યથા કમળ કમળાતું નિશા, અર્જુનની એવી થઇ દશા. ૧૩
અર્જુન કહે ભડકી કરી, મૂકાવો મૂકાવો (કો) તુરી,
લાંબા ચાબૂક કરમાં ધર્યા, ચાબૂકઅસવારે આદર્યા. ૧૪
બળમાં તાડચો તેહ તોખાર, મુષ્ટિને પાટુના પ્રહાર;
પાર્થ પ્રેરે ઉપર રહી, મારીને મૂકાવો સહી. ૧૫
તોય અશ્વ ન અળગો હોય, વિષ્ણુથકી જયમ વૈષ્ણવ કોય;
પછે પારથે પ્રેર્યો દાસ, પૂછાવ્યા મુનિઆશ્રમ પાસ. ૧૬
શીળા તણું કારણ જાણવા, અનુચર આશ્રમ જાતા હવા;
ઉત્તમ આશ્રમ દીઠો તદા, નવ પલ્લવ તરૂવર સર્વદા. ૧૭
સુંદર આશ્રમ શોભા ભર્યો, હરિ પલ્લવ તરૂવર આવર્યો;
સાદડ કર્ણિ વૃક્ષ વિશાળ, શોભે સુંદર તાલ તમાલ. ૧૮
બકુલ આમ્રને ચંપક વૃક્ષ, નાલિકેરી ખજુરી લક્ષ;
નાનાભાત સરોવર સાર, શોભા સાગર રૂપ અપાર. ૧૯
વૈર્ય રહિત પશુ આશ્રમ ફરે, સુરભી વાઘ સમીપે ચરે;
માંઝારી મુખ દાઢ મોઝાર, ઉંદર અંગ ઘસે બહુ વાર. ૨૦
નકુલ નાગ મળી રમતા ત્યાંય, વૈર્ય ન રાખે માંહોમાંય;
મોટા મચ્છ તિમંગલ જેહ, નાનાને નવ મારે તેહ. ૨૧
કાગ ઉલૂક કદા નવ દમે, દિવસે મિશ્રિત થઈને રમે;
બીજાં ક્રૂર પશુ જે વળી, [1]સૌમ્ય સત્વ શું બેસે મળી. ૨૨
ઋષિ સૌભરિ રહેતા તત્ર, તેનો એ મહિમા સર્વત્ર;
એવો આશ્રમ નિરખી કરી, વળી નિહાળ્યો મુનિ સૌભરિ. ૨૩
હરખ્યા અનુચર આવ્યા ફરી, તે ગતિ અર્જુનને ઉચ્ચરી;
જૈમિનિ કહે સાંભળ રાજન, એમ સુણી ઉઠયા અર્જુન. ૨૪
સાત્યકિ પ્રદ્યુમ્ન તેડયા સાથ, વૃષકેતુ ભદ્રાવતી-નાથ;
પાર્થ સાથે સત્વર થયા, પાંચે મળી મુનિ પાસે ગયા. ૨૫
તેણે દીઠા સૌભરિ રૂખી, વિપ્ર સભામાં બેઠા સુખી;
શિષ્ય ભણાવે તેણે ઠામ, [2]ઋગ યજુર ત્રીજો શ્રુતિ સામ. ૨૬
વેદાદિક શાસ્ત્ર અપાર, ભણાવતો બહુ મુનિને સાર;

---

૧ સોમ સ્તવર ધ્રુ પ્ર. ૨ ૨ ગુરૂ યજુ ત્રીજો શ્રુતિ શ્યામ પ્ર. ૨

અર્જુન ઉભા જોડી પાણુ, નમસ્કાર કરી બોલ્યા વાણુ. ૨૭
અહો તપસ્વિ સાંભળો વાત, રાજા ધર્મ તણો હું ભ્રાત;
અશ્વમેધના વાજી તણી, રક્ષા કરતો આવ્યો ધણી. ૨૮
એ વાજી વર (તો) યાં સ્થિર થયો, એક શીળાએ વળગી રહ્યો;
અમો યુદ્ધમાં કૌરવ હણ્યા, પોતાના બાંધવ નવ ગણ્યા. ૨૯
તે પાતકનો થાવા પ્રા'ર, અશ્વમેધ આરંભ્યો સાર;
તેહ અમારૂં નાસે પાપ, શીળાથકી હય છૂટે આપ. ૩૦
અશ્વ અડયાતું કારણ કહો, મૂકાવાનો મહિમા લહો ?
જૈમિનિ કહે સાંભળ નૃપમણિ, સૌભરિએ તે વાણી સુણી. ૩૧
સકળ શાસ્ત્રનો કર્ત્તા રૂખી, હાસ્ય કરી બોલ્યો મુનિમુખી;
અમો સાંભળ્યો અર્જુન બળી, વિષ્ણુમુખે ગીતા સાંભળી. ૩૨
તે વાણી જો રાખી હૃદે, તો એવું [1]વાયક ક્યાં વદે;
અશ્વમેધ શ્રમ મિથ્યા કરો, પાસે રહ્યા પુરૂષોત્તમ વરો. ૩૩
મિથ્યા ઉદ્યમ માંડયો સહી, પાસ રહ્યો હરિ જાણ્યો નહીં;
મિથ્યા ભ્રમ શું ભાખો આંય, અમો હણ્યા કૌરવ રણ માંય. ૩૪
કોણ પુરૂષ કોને મારીએ, [2]હતા હશે કવણને ધારીએ;
એવું કહે જે વકતા કોય, જેથી સર્વ ચરાચર હોય. ૩૫
તેનો આશ્રય કર રાજન, એવું સુણી બોલ્યા અર્જુન;
અહો વિપ્ર હરિવાણી વળી, કુરૂક્ષેત્રમાં મેં સાંભળી. ૩૬
ધર્મરાય હુતા નહિ પાસ, તે માટે તે પામી નાશ;
જે રીતે મારો ભ્રમ જાય, એવું કાંઇ કરો ઋષિરાય. ૩૭
કહે સૌભરી સાંભળ સાર, હરિની માયાએ સંસાર;
સાગરને સરિતા હરિરૂપ, પર્વત વૃક્ષ લતા હરિ ભૂપ. ૩૮
સર્વ ચરાચર જે દેખિયે, (તે) પુરૂષોત્તમ રૂપે પેખિયે;
કો સ્થાનક હરિ વિણ નહીં કદા, તે વૈષ્ણવજન પેખે તદા. ૩૯
દૃષ્ટ પદારથ જૂઠો જાણ, સાચો છે એ સારંગપાણ;
જગન્નાથજીને તમે ભજો, અશ્વમેધ શત મિથ્યા તજો. ૪૦
પાછળ મૂક્યો એવો હરિ, પ્રાકૃત હયને આગળ કરી;
એમ કરીને આવ્યો હુંય, તુજને મૂર્ખ માનું હુંય. ૪૧

---

૧ કાયર. પ્ર. ૨. ૨ હત્ય હંસક બંધાઇએ. પ્ર. ૨

કલ્પવૃક્ષને કાં પરહરે, બાવળ તરૂની ઇચ્છા કરે;
શાને મૂકે ચિંતામણિ, કરે કાચની ઇચ્છા ઘણી. ૪૨
અસાર જે છે એ સંસાર, તેમાં નર પામે અવતાર;
નરક દેહમાં શું છે સાર, રૂધિર પરૂ કફ ગંધ વિકાર. ૪૩
ક્ષિતિ જળ તેજ અનિલાકાશ, તેથી જાણ્ય તું દેહ પ્રકાશ;
ત્વચા લહો પૃથ્વીનું અંગ, રૂધિર લહો પાણીનો રંગ. ૪૪
તેજથકી દૃષ્ટિ પ્રમાણ, પવનથકી પ્રકટે છે પ્રાણ;
આકાશે આપ્યો અવકાશ, પંચતત્વથી પંચ પ્રકાશ. ૪૫
એહ અવસ્થા પ્રકટ્યો દેહ, [1]એવાને બળી ઇચ્છિત તેહ;
ત્યાં વિલસે સાચો અવિનાશ, તે પુરૂષોત્તમ તારે પાસ. ૪૬
તેણે હરિએ પ્રેર્યા તમો, તે [2]સર્વે જાણુંછું અમો;
ધર્મધુરંધર શ્રવણે ધરો, તેહનું માયા કીર્તન કરો. ૪૭
મુનિવર વાણી શ્રવણે ધરી, અર્જુન એવું બોલ્યા ફરી;
તારે પરમ પ્રસાદે કરી, મુનિ માયા જાશે માહરી. ૪૮
શીળા તણું કારણ સૌભરિ, મુને કહો વિસ્તારી કરી;
ઋષિ બોલ્યા સાંભળ નૃપમણિ, પેહેલાં શીળા હુતી બ્રાહ્મણી. ૪૯
ઉદ્દાલક મુનિની ભારજા, અવળચંડી અતિ આરજા;
વિવાહકાળે કન્યા નવી, આચાર્ય વિપ્રે શીખવી. ૫૦
સેવા કરજે સ્વામી તણી, અગ્નિ પાસે પ્રબોધી ઘણી;
બાળકભાવે બોલી ક્ષિપ્ર, સાંભળજો સાચું કહું વિપ્ર. ૫૧
મારા પતિનું કારજ ખરૂં, કદાપિ કાળે હું નહિ કરૂં;
વચન સુણી કન્યાનું એવ, [3]વળતી બોલ્યા અવનિદેવ. ૫૨
એવું બોલે કન્યા જેહ, તેમાં નવ ધરવો સંદેહ;
ઉદ્દાલક પણ એણીપેર, તે ચંડીને લાવ્યો ઘેર. ૫૩
બાળપણા માટે મુનિરાજ, તેને નવ દેતો ગૃહકાજ;
અગ્નિહોત્રનાં કારજ સર્વ, પોતે કરતો વર્જિત ગર્વ. ૫૪
જતે દહાડે દીઠી જદા, પ્રૌઢપણું પામી પ્રેમદા;
મુનિ બોલ્યો સ્ત્રી પાવક સેવ, [4]તુજને પ્રસન્ન થાશે દેવ. ૫૫

---

૧ એવાને વળિ અસ્થિતિ એહ પ્ર. ૧. ૨ કર્યો યત્ન તે જાણું અમો પ્ર. ૨. ૩ ઉચ્છળ પ્ર. ૧. ૪ તુજને શ્રય થાશે આશ્વમેવ પ્ર. ૨.

તારે પુત્ર પ્રકટશે માન, વેદ ભણંતો વીર્યંજ વાન;
*એમ સુણી પામી સોચના, કોપ સહિત દારૂણ લોચના. ૫૬
શિવ સેવા નહિ સાધુ સ્વામ, પુત્ર તણું મારે નહિ કામ;
એક સમે તે વાડવજને, તોયપાત્ર માગ્યું સ્ત્રી કને. ૫૭
એમ સુણી નારે નિરવાણ, તે જળભાજન ઝાલ્યું પાણ;
અવનિ સાથ અફાળ્યું યદા, વાડવ વિસ્મે પામ્યો તદા. ૫૮
નિશા વિષે તે બ્રાહ્મણ ભલો, શય્યા વિષે સૂતો એકલો;
કહે અબળા આવો મુજ કને, હું તો કાંઇ નહીં કહું તુને. ૫૯
હુંથી શયન ન કીજે દૂર, એમ સુણીને વાધ્યું શૂર;
બળે નીસરી ગૃહથી બા'ર, બાહેર ઉભી ચંડી નાર. ૬૦
ઉદ્દાલક બ્રાહ્મણ ભુંડીએ, વિહવળ કીધો તે ચંડીએ;
સંધ્યાકર્મ કરવા સહી, [1]પર્વણીએ પરવારે નહિ. ૬૧
એક સમે તેને ઘેર સુખી, રમતા આવ્યા કૌંડિન્ય રૂખી;
સાથે શિષ્ય ઘણા શોભતા, તીર્થયાત્રાને લોભતા. ૬૨
ઉદ્દાલકે અતિ આદર કરી, અર્ધ્યપાદ્ય પૂજા આચરી;
કૌંડિન્ય કહે ઋષિજી સાંભળો, શામાટે છે દેહ દુર્બળો. ૬૩
કાંઇ એક ચિંતા છે ધરસૂત્ર, કહો કેટલી કન્યા પુત્ર;
ઉદ્દાલક કહે સાંભળો સોય, મારે પુત્ર ન પુત્રી કોય. ૬૪
અવળચંડી અબળા જાણ, બોલાવું તો નાખે પા'ણ;
જે હું કહું તે નવ આચરે, મારૂં વચન નવ શ્રવણે ધરે. ૬૫
કલ્પકોટિ જાશે વહી, તોએ કહ્યું ન કરે સહી;
કાલ શ્રાદ્ધ પિતાનું હશે, કહો મુનિ શી રીતે થશે. ૬૬
માટે ચિંતાવશ કૃશ હુંય, સ્ત્રીવશ મુજને શીખવ તુંય;
તે વાણી કૌંડિન્ય મન આણી, હાસ્ય કરીને બોલ્યો વાણી. ૬૭
લાગી કાન નિરંતર રહે, ઉદ્દાલક તું અવળું કહે;
ના કર્ય સ્ત્રી પાવકની સેવ, મુજને પાત્ર ન આપીશ એવ. ૬૮
ઉદ્દાલક તું શે નવ લહે, નિત્ય ઊઠીને એવું કહે;
બે યોજન તીર્થ છે જેહ, ગૌતમઋષિનું સ્થાપ્યું તેહ. ૬૯
હું નિરખી આવું તે અંભ, શ્રાદ્ધ તણો કરજે આરંભ;

* એવું કહેતા પ્ર. ૧. [1] પરવેધ્યો પરવારે પ્ર. ૧.

કૌંડિન્યની વાણી સાંભળી, અમૃતથી અધિકેરી ગળી. ૭૦
ઉદ્દાલક આનંદ્યા જાણુ, ચંડી પ્રત્યે બોલ્યો વાણુ;
અરે નાર! કૌંડિન્ય ભાવશે, પ્રાતઃકાળે આંહાં આવશે. ૭૧
તેને કાઢી મૂકીશ બા'ર, અન્નાદિક નહિ આપું આ'ર!
સ્વામીની વાણી સાંભળી, ચંડી વચન ઉચ્ચારે વળી. ૭૨
તેને હું આપીશ ભોજન, ઉત્તમ અંબર ને આસન!
પુષ્પ ગંધે પૂજા કરૂં, (એ) વાયક વનિતાએ ઉચ્ચર્યું. ૭૩
એમ ઉચ્ચરી ચંડી જદા, મુનિ મન આનંદ પામ્યો તદા;
મુનિ વિચારે વર્જિત ખેદ, મુજને ઉત્તમ લાધ્યો ભેદ. ૭૪
પ્રાતઃકાળે એ વિધિ શ્રાદ્ધ, પિતા તણું મેં કરવું બાધ;
એમ વિચારે રજની માંય, વિપ્ર વદે વનિતાશું ત્યાંય. ૭૫
કાલે શ્રાદ્ધ પિતાનું ખરૂં, અહો ચંડિ! તે હું નહિ કરૂં!
એમ સુણી તે ચંડી આધ, તારા તાત તણું જે શ્રાદ્ધ. ૭૬
તે મેં કરવું મૂકી દોષ, જ્યમ સસરો પામે સંતોષ;
બ્રાહ્મણ બોલ્યો સાંભળ નાર, હું તો રજનીમાં નિરધાર. ૭૭
દ્વિજને નહિ નોતરવા જાઉં, ફોકટ દુઃખીઓ શાને થાઉં!
નોતરશો તો આવા તંત, કાણા ખંજનને કાળા દંત. ૭૮
[1]મૂર્ખ ચાડી ચઢે નર એવ, વૈષ્ણવ નહિ ન માને દેવ;
વાંકા વાડવ રમતા દ્યૂત, ક્રોધિષ્ટ ખળ પતિતને ધૂત. ૭૯
ચંડી બોલી એવું સુણી, મેં બ્રાહ્મણ નોતરવા ગુણી;
(જે) વિશુદ્ધ વેદિયા આગમ જાણ, કુલિયન જાણીતા પ્રમાણ. ૮૦
પુત્ર પૌત્ર જેને પ્રેમદા, ઉત્તમ તનુ આચારી સદા;
નિશા વિષે નોતરવા સહી, પ્રાતઃસમે પધરાવું અહી. ૮૧
સાંભળ સ્વામી મારી મત્ય, તારૂં વચન ન માનું સત્ય;
ઉદ્દાલક કહે સાંભળ વામ, મારૂં વાક્ય ઉલ્લંઘી આમ. ૮૨
શ્રાદ્ધ કરે મંદિર હઠકરી, મુજને દુઃખદાયક સુંદરી;
તો મેં પ્રાતઃકાળ નિદાન, [2]શ્રાદ્ધ નિંદિત આણવાં ધાન. ૮૩
સાંભળ ચંડી મોહિતમના, શ્રાદ્ધ કરીશ હું શ્રદ્ધા વિના;

---

૧ મૂર્ખ ચાડ ચઢે ન મુખ એવ. પ્ર. ૨. ૨ શ્રાદ્ધ વિષ આણેવા ધાન. પ્ર. ૨.

ચણા કોદરા ઝાલર પૂર, રાજમાષાન્ન કલથ મસૂર. ૮૪
જવારને માંહે બાજરી, કુત્સિત અન્ન મઠાદિક ધરી;
ચિત્રપત્ર ખજુરી દ્રાખ, વળી કુત્સિત આણું વંત્યાક. ૮૫
ગૃંજનને ચિલિક વિચાર, વળી શાતકિફળ નિરધાર;
કલિંકફળ ટીંડુરાં તાક, પીંડી પીંડાલકનાં શાક. ૮૬
પંડોળું વર્તુલ તડિત, ટીંડુલાં ચલક આનીત;
ચંડી કહે સાંભળ પતિ તુંય, ગોધુમ તાંદુલ આણીશ હુંય. ૮૭
મુદ્દગ મનોહર અડદ અપાર, માંડા ક્ષીર અનુપમ આ'ર;
મોદક સેવ મનોહર પૂર, કમોદ સરીખો રાંધું કૂર. ૮૮
સુરભીધૃત સાકર પયમળી, કદળીફળ કેરી રસ વળી;
કુતુપકાળ વેળા આચરૂં, [1]સર્વે શ્રદ્ધા સાથે કરૂં. ૮૯
ધેનુ-દાન આપું દક્ષણા, પાવન [2]શ્રાધ કરૂં સલક્ષણા;
ઉદ્દાલક વાણી ઉચ્ચરે, તું જો શ્રાદ્ધ હઠીને કરે. ૯૦
તો હું તેમાં હિત આચરૂં, બળી વસ્ત્ર ઘરમાં આવરૂં;
દુષ્ટ તેલના દીવા કરૂં, પુનરપિ ચંડી બોલી ખરૂં. ૯૧
મહા મનોહર મંદિર કરૂં, [3]તિલને તેલે દીવા ધરૂં;
ઉત્તમ અંબર ધર આવરૂં, અધમ વસ્ત્ર પેહેલાં પરહરૂં. ૯૨
જૈમિનિ કહે મન મધ્યે સુખી, ઋષિજી બાહેર દીસે દુઃખી !
એણી બુદ્ધે સઘળું સાધ, પિતા તણું ત્યાં કીધું શ્રાદ્ધ. ૯૩
જ્યાર લગી દ્વિજ ભોજન કીધ, ધેનુ વસ્ત્ર ધન દ્વિજને દીધ;
પત્નીને મુનિ પોતે જમ્યો, જન જમતાં આદિત્ય આથમ્યો. ૯૪
નિશા ગમે બ્રાહ્મણુ મુદ ભર્યો, વિસ્મેથી વાણી ઉચ્ચર્યો;
કર ઝાલી [4]પડીઓ પિંડિકા, ગંગામાં નાખો ચંડિકા. ૯૫
એમ સુણી ચંડી પ્રચંડ, ઉકરડે આરોપ્યા પિંડ;
નિરખી કૃત મર્યાદા લોપ, મહાનુભાવને વ્યાપ્યો કોપ. ૯૬
સ્ત્રીને તતક્ષણુ દીધો શાપ, શીળારૂપ તું થાજે આપ;
ઘણે દિને ઘોડાને મળી, સ્પર્શે નિજ તનુ પામીશ વળી. ૯૭
તે માટે સ્ત્રીનું તન પાંખ્યુ, ચૂકાવો થાશે કલ્યાણ;

---

૧ સરવત્ત શ્રાદ્ધ સાથે કરૂં પ્ર. ૨. ૨ સક સદા પ્ર. ૨. ૩ તિલતિલના પ્ર. ૨. ૪ કર ઝાલી પંડ ઉપેદીકા પ્ર. ૨.

શીળા વિષે કર ધરજો પાર્થ, હય મૂકાશે થાશે સ્વાર્થ. ૯૮
તે સર્વે કીધું ભૂપાળ, છૂટયો હય ચાલ્યો તત્કાળ;
તુરંગ અંગે અડકી આપ, તે ચંડી પણ છૂટી શાપ. ૯૯
તે મુનિ ઉદ્દાલક ઉત્કર્ષ, પત્નીશું પરવરતો હર્ષ;
ઈતિ ભારત અશ્વમેધે રમ્યો, શીળાશાપ અધ્યા' સોળમો. ૧૦૦
રત્ન કહે યત્ને ગત શોક, જે મધ્યે એકાણું શ્લોક;
રત્ન કહે યત્ને કરી કહ્યો, પંચાણું પદશું વિસ્તર્યો. ૧૦૧

## અધ્યાય ૧૭ મો રાગ કેદારો.

જનમેજય કહે સાંભળ રાય, મુક્ત થયો હય વેગે જાય;
આવિયો ચંપકપુર ઉતાવળો રે. ૧
હંસધ્વજ પાળે પુરી, જેની શોભે ઉત્તમ સુંદરી;
અર્જુન અશ્વ તણી પાછળ પળે રે. ૨

### ઢાળ.

અશ્વતણી ત્યાં પાછળ પળતો, ધીર ધનંજયવીર;
પ્રદ્યુમ્નાદિક યોદ્ધા સાથે, રણસાગર ગંભીર. ૩
સર્વે યોદ્ધા સાથે સો'યે, કંઠે મુક્તાફળના હાર;
સુંદર અંબર વીર મનોહર, ઉત્તમ [1]તનુ આકાર. ૪
ત્યાર પછી ત્યાં હંસધ્વજને, (કહે) દૂત સુણો નૃપ વાણી;
અશ્વ તણી પાછળ આવે છે, અર્જુન ગાંડિવપાણિ. ૫
નિજ જનપદમાં પાર્થ પધાર્યા, હય રક્ષણને જાણી;
બાંધવ સચિવ સુત સાથ વિચારી, હંસધ્વજ કહે વાણી. ૬
પેહેલાં પ્રાર્થનો હય પામ્યો, ઝાલીશ હું રણ માંહે;
વ્યૂહ રચી પોતાના જનપદ, રાખું અધુના આંહે. ૭
હરિ સેવકનું દર્શન થાશે, મોટો લાભજ એહ.
જ્યાં અર્જુન ત્યાં અચ્યુત હોશે, એમાં નહિ સંદેહ. ૮
વૃદ્ધ થયો હું પણ નથી, દીઠા લોચન નાથ;
માટે પાર્થ સાથે વઢવા, સૌ ભડ ચાલો સાથ. ૯
જૈમિનિ કહે સાંભળ રે રાજા, હંસધ્વજ રણ આવ્યો;

---

૧. તર પ્ર. ૨;

હર્ષ ભર્યે નિજ સાથે શાતેર, સેનાપતિને લાવ્યો. ૧૦
અકેકા સેનાપતિ પાસે, પૃથક્ પૃથક્ દળ થાપ્યું;
સાંભળ કહું ભૂપાળ તુને તે, સંખ્યા ઉત્તર આપું. ૧૧
ઈકોતેર હજાર વિરાજે, મદમાતા ગજ રાજ;
ઇકોતેર હજાર અનુપમ, રથ પણ સુંદર સાજ. ૧૨
એક લક્ષ આરૂઢ તુરંગમ, અંગ મહા ઉદ્યોત;
યૌવનવંતા પાળા જેમાં, સહસ્ર નવાણું [1]સોત. ૧૩
વીર સકળ તે વૈષ્ણવ કા'વે, દેવ સમા દાતાર;
એક પત્નીવ્રત [2]સમ્મત, વદતા, વાયક અમૃતધાર. ૧૪
કોઈએક ક્યાંથી સેવક થાવા, આવે રાજા પાસ;
દૂત મુખે પૂછાવે પોતે, સાંભળ સાચું દાસ. ૧૫
એક પત્નીવ્રત જો તું પાળે, તો હું તુજને રાખું;
બળિયા કુલિયન પરાક્રમીનું, કામ નથી સત્ય ભાખું. ૧૬
જે કો નિજ નારીનો રસિયો, વિષ્ણુભક્ત મન વશિયો;
એવાને નિજ મંદિર રાખું, બીજો મુજથી ખશિયો. ૧૭
બીજા મારા યોદ્ધ ઘણા તે, વ્રતમાંથી નવ ચળિયા;
કામથકી ભયભીત પુરૂષ તે, રાખે છે મહા બળિયા. ૧૮
જૈમિનિ કહે સાંભલ જનમેજય, હંસધ્વજ મહા વીર;
પોતાના સેવકને આપે, મન માન્યુ ધન ધીર. ૧૯
સુમતિ સુગતિ શ્રદ્ધાળુ તુષ્ટ, સચિવ સકળ દળ પાળે;
વીર વિદુરથ આદે બંધવ, હંસધ્વજના મહાલે. ૨૦
ચંદ્રસેન ને ચંદ્રકેતુ વળી, ચંદ્રદેવ બળવાન;
ન્યાયવ્રત ને ધન બળ બાંધવ, ધર્મવાહ અભિધાન. ૨૧
પંચ તન તેને સુરથ, સુબળ સમ અભિનવા;
પુત્ર સુદર્શન ચોથો કા'વે, પંચમ નામ સુધન્વા. ૨૨
એ વિધ કટક ગ્રહીને રાજા, અટક્યો અર્જુન પ્રત્ય;
પાર્થ સેના સન્મુખ રાખી, નિજ સેનાના ભૃત્ય. ૨૩
ગજા રૂઢ થઇ નૃપ ચાલ્યો, દુંદભિના સ્વર કરિયા;
નૃપતિને ઉદ્દેશે યોદ્ધા, પુર બાહેર નિસરિયા. ૨૪

---

૧ હોત પ્ર. ૧ ૨ સમૈક્ય. પ્ર. ૨

કો એક કવચ શર આયુદ્ધ, પૂંજા વિપ્ર આચરતા;
કો એક રણમાં કુશળા થાવા, હોમ હુતાશન કરતા. ૨૫
બીજા વીર સબળ મહા સાહસ, શૂર ભર્યા રણ આવે;
સાકર ક્ષીર ઘૃતામૃત ભોજન, બ્રાહ્મણને પોખાવે. ૨૬
કો રથ બેઠો કો પાલખિયે, મદગળ ગજ અભિરામ;
ઘોડાના અસ્વાર ઘણા, મન-પ્રમ શોભે સંગ્રામ. ૨૭
સર્વ સુભટ તણે શીર મુગટ, ચમર વિરાજે સાર;
સિંહનાદ સર્વકો કરતા, ઉલટ અંગ અપાર. ૨૮
તે સર્વેની સુંદરીઓ, મદ, ભરિયો કૌતુક નિરખે;
ભવન અટારી ઉપર ઉભી, ધીર પુરૂષને પરખે. ૨૯
ઘર ઉપરથી જોતી યુવતી, કહેતી મંગળ વાણી;
કોય સખી કો સુંદરી પ્રત્યે, બોલે આનંદ આણી. ૩૦
સાંભળ સખી તારો પતિ ચાલ્યો, કેશવ અર્જુનપાસ;
તારા અધર વિષે જો દીસે, [1]કૃષ્ણ વર્ણ પ્રકાશ. ૩૧
તે માટે તું લાજે નહિ કાં, અધર તણા દંશ દેખી;
તે પ્રત્યે કહે બીજી બાળા, એમાં વાત વિશેખી. ૩૨
[2]જે માટે તું દુષ્ટા એ, માધવને નથી ભણતો;
તે માટે શીખામણ દીધી, પતિ અતિ હિત ગણતો! ૩૩
[3]મારે ઘેર તો એમ થયું, તુજ વેણી ક્યાં વીખરાતી;
મૂર્ખની પર છિદ્ર નિર્ખવા, બુદ્ધિ સદા સંચરાતી. ૩૪
સુમતિની સુકૃતમાં દષ્ટિ, દોષ ન દેખે સોય;
સાધુ સમીપે વસવું વારૂ, યદ્યપિ મહા દુઃખ હોય. ૩૫
દુર્જન પાસે રાજ્ય જડેતો, તેમાં પણ ધિક્કાર;
માધવ વિણ મોટમ મિથ્યા, તે માનો નિરધાર. ૩૬
એવી તેની વાણી સુણીને, ગજગામિની તે નાર;
[4]હાસ્ય કરી કહે મૂઢમતિ, કહાં, કૃષ્ણ ન દેખે સાર. ૩૭
તે ને મેં મન જાણી રે'વી, કાંઈ એક કર્ણની વાત;
લલાટબાણ લાગ્યો તુજને, વનિતા જો વિખ્યાત. ૩૮

---

૧ કેશવવર્ણ પ્ર. ૧. ૨ જે માટે તુજ દુષ્ટાએ, માધવને નથી જાણતો પ્ર. ૧ ૩ મારે ઘેર એમ થયું, તું વેણી ક્યાં વીખરેતી. પ્ર. ૨ ૪ હાસ્ય કરીને બોલી મુખથી, તું કૃષ્ણને દેખે સાર પ્ર. ૧

લાભ ધણીને નાર લલાટે, ક્ષત કરતા નર ભેદે;
નાર તણું તનુ તત્વ લહેછે, આતમ તત્વને વેદે. ૩૯
આ સુંદરીને પૂછું છું, મુજ કુતૂહલ કાજ;
ચંદન કુસુમ અનુપમ અંગર, કુમળાયાં કયમ આજ. ૪૦
સુંદરી કહે સાંભળ ભદ્રા તું, સુણ મંડિત લેલાટ;
કૃષ્ણપદ આરોપ્યું (આ) હૃદયે, (એવું) યોગી કે' જે માટ. ૪૧
એવું તો કોને નવ કહેવું, (હવે) પાંડવના હય પેખ;
હંસધ્વજના સૈનિક સબળા, સા'વા જાય વિશેખ. ૪૨
જૈમિનિ કહે સાંભળ જનમેજય, મહાભારત મહિમાય;
દુંદભિ દગકે ધમકારે, બહુ ક્ષત્રી રણમાં જાય. ૪૩
હંસધ્વજના વચનથકી ત્યાં, તેલ કઢા ઉકળતી;
ભૂરિ ભયાનક જ્વાળા બળતી, તપ્ત તેલ ઉછળતી. ૪૪
જે કો નહિ નિસરે પુરથી, પુત્ર સહોદર સુધી;
નૃપની આજ્ઞા નહિ માને તે, એમાં બળશે કુબુદ્ધિ. ૪૫
એ વાતનો અગ્રેસર કીધો, શંખ પુરોહિત કરડો;
જેણે પળ લીધાં બાંધવનાં, યદ્યપિ તે પણ ઘરડો. ૪૬
પોતાના કર છેદ્યા જેણે, શાસ્ત્ર વચન ભયભીત;
તેહ પુરોહિત માટે રાજા, જાણે સઘળી નીત. ૪૭
સકળ પ્રજાને સમ્યક પાળે, રણમાં રિપુને જીતે;
અવનિપતિ આચારે રહેતો, શંખ પુરોહિત ભીતે. ૪૮
એવી તેલકઢા વિલોકી, નૃપનું શાસન ક્રૂર;
પેહેલો પુત્ર સુધન્વા ચાલ્યો, ભૂપતિ પાસે શૂર. ૪૯
ધીર ધનુર્ધર કરજોડીને, કૃત જનુનીને પ્રણામ;
યુદ્ધ કરવા પાર્થશું, માતા, જાઉં અમો સંગ્રામ. ૫૦
પાંડવને પ્રેમે કરી પાળે, હરિ આણીશ તુજ પાસ;
માતા કહે સાંભળરે આતા, મારૂં વચન પ્રકાશ. ૫૧
જારે! સુત રણ જીતી લાવે, હરિને મારી નિકટ;
હરિ નામે અર્જુનનો ઘોડો, તેને વરજી વિકટ. ૫૨
મુક્તિ તણો દાતા હરિ એ'વો, જેને ધ્યાતા યોગી;
તેનો મહિમા નારદ જાણે, ભૂરિ ભક્તનો ભોગી. ૫૩

મારે પતિએ રણુ આંગણુમાં, જીત્યા યોદ્ધ [1]ઘણેરા;
કંસ તણા હણુનારા કંઈએ, નયને નવ હરિ [2]હેર્યા. ૫૪
ત્યમ કર જ્યગ નિશદિન હરિ વદતો, હરિને નિર્ખે રાય;
સુકૃત કર્મ કહું તે જેથી, શ્રી હરિ સંતોખાય. ૫૫
હરિ તો કોને વશ નહિ, જાતો, દૂરથકી અતિ દૂર;
તારા લોચન આગળ આવ્યો, મહાભાગ્ય છે શૂર. ૫૬
પાર્થને ઝાલે તો તારે, વશ વર્તે ભગવાન;
પોતાના જનને નવ મૂકે, એમ સુણ્યું મેં કાન. ૫૭
મહા વનમાં વત્સ પડયો મૂકીને, સુરભી દૂર ન જાય;
ત્યમ વિપત્ત વિષે પોતાના, (જન) નવ મૂકે યદુરાય. ૫૮
[3]હરિપદ આગળ જઇને પડજે, જીવ્યાનું શું કામ;
નાશીશ તો મુજને જન કહેશે, સકળ સંબંધી આમ. ૫૯
કલ્યાણિ! સુણુ તારો બાળક, વિમુખ થયો હરિ દેખી;
એવું તો નવ કરવું જેથી, એમ ઉચ્ચરે દ્વેષી. ૬૦
પડતાં કે જય જડતાં મારે, બંને વાતે સારૂં;
લોક વિરોધ વાણી ના કા'વીશ, કુંવર તુને હું વારૂં. ૬૧
તે વનિતાને રૂદન કરવું, ઘટતું ગુણીજન ગાય;
જે અબળાના બાળક બળિયા, હરિ ચરણે નવ જાય. ૬૨
પુત્ર કહે હરિને હું આણીશ, કરીશ કહ્યું તુજ માય;
પ્રાક્રમ તો મેં કરવું માતા, પણુ દૈવાગત જે થાય. ૬૩
વિષ્ણુ વિલોકી વિમુખ રહું તો, ઉદર ન જાયો તારે;
માતાજી જે વિમુખ રહુંતો, સદ્ગતિ ના હોય મારે. ૬૪
જૈમિનિ કે' એવું કહી જેવે, બાહેર આવે ભાઈ;
તેવામાં ઉત્તમ વિધિ આરતી, કીધી કુવલાબાઇ. ૬૫
માળા કુસુમ સુગંધ અનુપમ, બાંધવશું બહુ લગની;
કંઠ વિષે માળા આરોપી, એવું બોલ્યાં ભગિની. ૬૬
પાર્થ સાથે જાજો યુદ્ધ કરવા, વદજો રૂડી પેર;
દારૂણુ વાસ વસું હું નિત્યે, સસરા કેરે ઘેર. ૬૭

---

૧–૨ જીત્યા અને ચીતા પ્રાસ પ્ર. ૧ લીમાં છે. ૩ હરિ પગ આગળ પડે જે, હરિ જાય જીવ્યાનું શું કામ. પ્ર. ૨.

જેઠ દિયર હશિયારા, એ વિધિ હસશે મુજને;
શ્વશુર તણે મંદિર વસતીને, હસશે તે કહું તુજને. ૬૮
કુવલા તારો મંદ પિતા, હરિ સાથે વઢવા ઇચ્છે;
કાશીરાજા કૃષ્ણે જીત્યો, તે તું શું ના પ્રીછે. ૬૯
દેહે કરી કટકે કરી જેની, કનકપુરી ન જવાય;
તે પુરપતિ પરમેશ્વરને, જીતવા ઇચ્છે રાય. ૭૦
શૂર સુધન્વા કહે કુવલા તું, ન કરીશ મન કાચું;
તાત વચન તુજ દેવર-વાયક, સર્વ કરીશ હું સાચું. ૭૧
તારે પાગ પ્રણામ કરીને; હું હરિ પ્રત્યે જાશ;
એમ કહીને બાહેર નીસર્યો, આવ્યો હરિનો દાસ. ૭૨
એવે આગળ ઉભાં દીઠાં, (દેવી) કુચ લોચન મનોહારી;
કનક કચોળું ચંદન ઘોળ્યું, ચંદ્રક ભાળ સમારી. ૭૩
કંચનથાળી દીપ અજવાળી, ચંપક કમળ સુવેલી;
એવી થાળી ધરીને ઉભી, હરિ દુર્વાકુર મેલી. ૭૪
દીપ ઘણા ઘનસાર તણા તે, પંચ શિખાયુત ઝળકે;
આરતી કરતાં નૂપુરની ઝણ, કરનાં કંકણ ખળકે. ૭૫
ઉજ્વળ ચીર અનુપમ પે'રી, કંચુકી કુસુમ સુરંગી;
મુક્તામાળા કંઠ વિશાળા, મુખનો રંગ અનંગી. ૭૬
પતિવ્રતા પોતાના પતિને, એણી રીતે ચરચે;
વક્ર વિલોચન જોતી પતિને, આદર સાથે અરચે. ૭૭
એવી કંચન થાળ ધરીને, પુનરપિ આરતી કરતી;
આરતી કરીને અબળા પોતે, પતિ પ્રત્યે ઉચ્ચરતી. ૭૮
પ્રભાવતી કહે તારૂં મુખ, હરિ દર્શન લાલસનાથ;
ક્યહાં પધારો પુરૂષ તમો, ક્ષણ મૂકી મારો સાથ. ૭૯
એક પત્નીવ્રત નાશ થયું તુજ, એહ પરીક્ષા પરખી;
જે સ્ત્રી પ્રત્યે જાંઓ પતિ તે, નાર નથી હું સરખી. ૮૦
સર્વ પ્રત્યે તે જાતી તરૂણી, તીવ્ર કહે હરિદાસ;
ગમન કરે સુતની પ્રત્યે, વળી, જાય પિતાની પાસ. ૮૧
એવી મુક્તિ સદા વસે છે, પતિ તારા મન માંય;
તે મુક્તિ આપે મધુસૂદન, તે માટે તું જાય. ૮૨

પુરૂષ તણું મન બાંધ્યું હોયે, સુત કે સ્રીના ગુણમાં;
વિવેકપુત્ર નથી તે પ્રકટ્યો, માટ પધારો રણમાં. ૮૩
મુક્તિ મહિલા લાલચ લીધે, તું હરિ પાસે જાય;
હરિને નિરખી તે નારી, મુક્તિ તારી ન થાય. ૮૪
તારા ઘરમાં હું ઘરૂણી. મુને દેખી તે નહિ આવે;
મારે સંગે તે પામ્યો છે, પુત્ર વિવેકજ કા'વે. ૮૫
[1]જાતાં તાત તુને નવ વારે, પુત્ર વિવેક વિચારી;
[2]પરનારીને પુરૂપ નિમિત્તે, મન ઈચ્છે નહિ નારી. ૮૬
તમો ગયા પછે હું પણ જાઇશ, મોક્ષ પ્રતિ મહારાજ;
વિવેકસુત સંઘાત રહી છું, માટે સુકૃત કાજ. ૮૭
વિવેક વર્જિત નાર હશે તે, ધર્મ જાશે પર પાસ;
મારે તો પ્રભુ બાળપણાથી, વિવેકપુત્ર પ્રકાશ. ૮૮
તજીથકી હું કહું છું જાઇશ, ચર્ણપદ કૈવલ્ય;
તમ જાતાં તુજ સાથે મારે, મોક્ષ ગમન પણ ભલ. ૮૯
વાંકા સાથે વાંકું કીજે, સારા સાથે સારૂં;
પ્રથમ પલાયન મેં કરવું, પ્રભુ ચિંતવી વદન તમારૂં. ૯૦
મુક્તિ તુજને હસશે, મારા ભયથી તુજને તેહ;
પોતાની પત્નીને મૂકી, મુજને ઇચ્છે એહ. ૯૧
તે સાધવી વિવેકવંતી, વનિતાથી જે અળગો;
એવો કપટી લંપટ નર એ, મુજને આવી વળગ્યો. ૯૨
નવ ભાવને ધરતી એવી, શ્રદ્ધા તો નવ દીસે;
માધવ મળતાં મુક્તિ મળશે, વશા વિચારૂં વીશે. ૯૩
મુક્તિ તણા પદ થકી છેદું, સુણ સ્વામી સવિલાસ;
ત્યાર પછી એકેને મંદિર, ન પળે પર નર પાસ. ૯૪
મુક્તિ વિનાશ તણા ઔષધની, સહુ જાણું હું યુક્તિ;
કૃષ્ણ તણો આશ્રય કરતામાં, સઘ મળે છે મુક્તિ. ૯૫
મુક્તિનું મુખ છાદું સ્વામી, હરિપદરજ પાવન;
એવા ઉપર પુરૂષ પધારો, જ્યાં જાવાનું ગન. ૯૬

---

૧ યુદ્ધે જાતા તમો નવ જયારે, પુત્ર વિવેક વિચારી પ્ર. ૧. ૨ પ-
રનારીને પુરૂપ કામી, ત્યમ ન ઇચ્છે નારી. પ્ર.

હવે મુક્તિ હું પામીશ ભદ્રા, તુજ સંગે નિરધાર;
મારૂ પરાક્રમ ઉલ્લંઘી તેં, વચન કહ્યું નિઃસાર. ૯૭
એણે વચને કામજ મારો, વિદ્યમાન થયો વ્યર્થ;
જાઈશ હું વઢવા હરિ પ્રત્યે, મોક્ષ તણો મારગર્થ. ૯૮
ચંદન ચીર કનક મણિ ધન, ભોગવ્ય ભામિની મારૂં;
પ્રથમથકી જાણું છું કૈવલ્ય, પદ રશિયું મન તારૂં. ૯૯
તું સરખી સ્ત્રીમાં હું ન કરૂં, વિવેકસુત ઉત્પન્ન;
સ્વામીની વાણી સુણી બોલ્યાં, પ્રભાવતી પાવન. ૧૦૦
સ્વામી તમો સંગ્રામ જશો, યુદ્ધ કરવા પારથ સાથ;
વિવેક નામે તન તમારા, હૃદય નથી મુજ નાથ. ૧૦૧
તે મૂરત દેખાડો મુજને, ત્યમ કરજો રાજાન;
તમો ગયા પુઠી નાહીથકી હું, નવ દેખુ ઋતુદાન. ૧૦૨
સાંભળી વાણી સુધન્વા બોલ્યો, સુંદરી પ્રત્યે એમ;
હરિ અર્જુનને અવિલોકીને, આવીશ કુશળક્ષેમ. ૧૦૩
પંચ શરે કરી જીતીશ સૌને, સર્વ ગતિ પ્રભુ સાર;
પ્રભાવતી કહે હરિને નિરખે, તે નવ આવે સંસાર. ૧૦૪
સાંભળી એવું સુધન્વા બોલ્યો, સાંભળ સુંદરી અર્થ;
જો તું એવું જાણે છે તો, ઋતુને યાચે વ્યર્થ. ૧૦૫
એમ સુણીને સુંદરી બોલી, સાંભળ સાચું રાય;
પુત્ર યુક્ત જે હોય પુરૂષ તે, વિષ્ણુ તણે પદ જાય. ૧૦૬
શુક નારદ પણ સુત ઉપજાવી, તે પામ્યા પરધામ;
જે કો પર આશાને પૂરે, સકળ ફળે પતિ કામ. ૧૦૭
પરનાં કારજ સફળ કરીને, જે કો જાતા યુદ્ધ;
તેનાં ચિંતિત કારજ સઘળાં, નિશ્ચે પામે સિદ્ધ. ૧૦૮
સાંભળી એમ સુધન્વા બોલ્યો, સાંભળ સુંદરી સત્ય;
રાજાને નથી ઓળખતી તું, તીવ્ર પ્રતાપી અત્ય. ૧૦૯
સાંભળ ઘોર નગારાં રણમાં, ઘનવત ગરજે સોય;
તેલે પૂર્ણ તપી કઢા ત્યાં, કીધી યોદ્ધા જોય. ૧૧૦
રાત્રી વિષે ઋતુદાન ધરે તે, સુત આપે અભિરામ;
દિવસે સ્ત્રીનો સંગ કરે તે, પંડિત નિંદે કામ. ૧૧૧

સર્વે યોદ્ધા ગયા રણમાં, મુજ તાત વચન ભય આણી;
સ્વામી કેરૂં વચન સુણીને, પ્રભાવતી કહે વાણી. ૧૧૨
શું સ્નેહી મુજને અણ જીતી, જાવા ઇચ્છે રણમાં;
હું તો એક અનંગે વીંટી, સૈન્યાના ભડ રણમાં. ૧૧૩
સેનાને ક્યમ જીતીશ તું પતિ, દિવસે ધીર ઘણેરી;
અચ્યુત આગળ કાળાંતક, જમરૂપી યોદ્ધે ઘેરી. ૧૧૪
સ્વામી જ્યારે તું ચાલ્યો ત્યારે, મારે થઇ છે રાત;
એવું વચન સુણીને બોલ્યો, વીર સુધન્વા વાત. ૧૧૫
વિશાળ લોચન નારી તું તો, એવાં વચન ન બોલ્ય;
દિવસ ઘણા આવે પણ નહિ કો', આ દિનને સમતોલ્ય.૧૧૬
પુનરપિ નહિ આવે આ પારથ, મુજ સન્મુખ સંગ્રામ;
એવું વચન સુણીને બોલી, અબળા તે અભિરામ. ૧૧૭
અહો પતિ! ઋતુદાન તણો મુજ, શોડષમો દિન આજ;
ઋતુને ભંગે પ્રાશ્ચિત છે તે, તમો લહો મહારાજ. ૧૧૮
પિતા તણે શ્રાદ્ધ જો આવે, શોડષમો ઋતુ દિવસ;
એકાદશીવ્રત ઉભય સમાગમ, સંગમ હોય અવસ્ય. ૧૧૯
ત્યારે શું કરવું મહા બુદ્ધિ, સંશય મારો છેદ;
સૂક્ષ્મ ધર્મ ગહન આ સ્થાનક, કંઈએક મનમાં ભેદ. ૧૨૦
યોદ્ધ કહે મુનિએ નિરધાર્યું, સધર્મ સંકટ એહ;
પિતા તણું સંવત્સરી કરવું, શ્રાદ્ધ સંયુત તેહ. ૧૨૧
પિંડ તણું આઘ્રાણ કરીને, વ્રત કરવું નિરધાર;
દયીતાને ઋતુદાનજ દેવું, ભાવે ભવન મોઝાર. ૧૨૨
એમ સુણીને ઉચ્ચરતાં, પુણ્ય પ્રભાવતી રાણી;
તારો તાત ગયો રણમાં, વ્રત દિવસ નથી મન આણી. ૧૨૩
તે માટે ઋતુદાન સમરપી, હરિ પાસે રણ જાવું;
રાજા જનમેજયની પ્રત્યે, જૈમિનિ બોલ્યા હાવું. ૧૨૪
એવું વચન કહીને પ્રમદા, પ્રાણનાથ ગળે વળગી;
કોમળ કર બે કંઠમાં ભરવ્યા, ક્યમે ન થાતી અળગી. ૧૨૫
કાનનમાં જયમ કોમળ વેલી, તરૂને વીંટે બાવા;
અબળા બાહુ બાંધ્યો બળવંત, સમર્થ ન થયો જાવા. ૧૨૬

મુકુટ કવચ ઉતાર્યા વળતાં, હસતાં હસતાં વીર;
દિવસે દયીતા સાથ રમ્યો તે, શય્યા શોભિત ચીર. ૧૨૭
ગુણવંતી વનિતા (એ) ગર્ભ ધર્યો, ફરી વીર થયો સુસ્નાતો;
જેહ સમે રથ બેશી રણમાં, સુભટ સુધન્વા જાતો. ૧૨૮
તેહ સમે હંસધ્વજ બોલ્યો, સેનાપતિશું વાણી;
દુંદભિનાદ સુણીને સર્વે, યોદ્ધા આવ્યા જાણી. ૧૨૯
એક સુધન્વાને નવ દેખું, રણમાં આવ્યો આંય;
મારી આજ્ઞા નવ જાણે ? કયમ વિસર્યો તેહ કદાય. ૧૩૦
પ્રયાણ દુંદભિ વાગે મારાં, તે ન સુણ્યા સુતને;
ઝાંઝ તણા ઝણકારા ઝાઝા, તે ન સુણ્યા શું અન્યે. ૧૩૧
મારા હરિ તો હરિને પામ્યા, પારથને મત્તહાથી;
કુત્સિત કર્મ કરે શું પાછળ, સુભટ સુધન્વા સાથી. ૧૩૨
તે માટે મુજ ભુવન જાવું, મહા મોટા મુદ્ગળ ધારી;
કેશ ગ્રહી કપટીને તાણી, આણો ક્ષિતિ ઉતારી. ૧૩૩
કૃષ્ણવિમુખને કદા નિકટે, કર્પી આણો વીર;
જૈમિનિ કહે સાંભળ જનમેજય, એવું બોલ્યો ધીર. ૧૩૪
એમ સુણીને યવન ગયા તે, સત્વર ગતિ અતિ હર્ખી;
સુભટ સુધન્વા કેરૂં મંદિર, રત્ન જડિત રહ્યા નિર્ખી. ૧૩૫
એવે સન્મુખ આવ્યો નિરખ્યો, ભોગ મુક્ત ભૂપાળ;
નૃપનું કાવ્યું વચન કહ્યું તે, વજ્ર સમુ તત્કાળ. ૧૩૬
મહાબળ સાંભળ અમો યાં આવ્યા, તુજને સાવા કાજ;
આજ્ઞાભંગ કરો કયમ નૃપની, [1]તેજ ગતિ મહારાજ. ૧૩૭
પાછળ શીદ રહ્યા કહો સ્વામી, કીધું કામ અનાટ;
તાત તમારે પ્રેર્યાછું અમો, મહાબળથી તે માટ. ૧૩૮
અમને ભૂપે કહ્યું છે, ભૂતળ તાણી લાવો;
[2]માટે પ્રાર્થના કરી નૃપને, નિકટે ઉઠી આવો. ૧૩૯
પદ્મવ્યૂહ પામી નૃપ ઉભો, યુદ્ધ કુશળ બળ માંય;
જૈમિનિ કહે સાંભળ જનમેજય, વચન વદે એમ ત્યાંય ૧૪૦
તેના વચનથકી મન જાણ્યું, કોપ્યો મુજને તાત;

---

૧ જગતપતિ પ્ર.૧. ૨ પારથ પ્રહારી નૃપને કહુંછું, નિકટે ઉઠી આવો પ્ર. ૨

સહસા તેની સાથે ચાલ્યો, રથ બેશી વિખ્યાત. ૧૪૧
યોજન ત્રણ પડી તે સેના, સાગર સરખી સાખી;
સેનામાં નિજ તાત નિહાળ્યો, અર્જુન જય અભિલાખી. ૧૪૨
કુપિત પિતાની પાસે આવ્યો, કરતો પુત્ર પ્રણામ;
કોપ્યો ભૂપતિ શૂર સુધન્વા, પ્રત્યે બોલ્યો આમ. ૧૪૩
શામાટે તેં મુરખ મારી, મર્યાદા ઓલાંડી;
એમ સુણીને શૂર સુધન્વા, બોલ્યો સાહસ છાંડી. ૧૪૪
સુણજો તાત તમારી વધૂએ, જાચ્યું ત્યાં જળદાન;
તે માટે મુને અસુર થયું છે, આવંતાં રાજાન. ૧૪૫
હંસધ્વજ કહે મૂર્ખ તનુ તેં, સન્મુખ કૃષ્ણ ન જાણ્યા;
બાળ તેં બોળ્યું કુળ મારૂં, અંતર ઈશ ન આણ્યા. ૧૪૬
પ્રથમ પ્રિયાને જળ સમર્પી, પછે પળ્યો પુર બા'ર;
તેણે તારા પૂર્વજની, [૧]નવ તૃષા પામે પાર. ૧૪૭
તેણે જળે તારી મારી, હરિ વિણ તરસ ન જાય;
નરની તૃષા પૂર્ણ કરવા, સમર્થ વરૂણ ન થાય. ૧૪૮
હય રક્ષણ કરવાને આવ્યા, સવ્યસાચી બળવાન;
એક ક્ષણ રણમાં નવ મૂકે, અર્જુનને ભગવાન. ૧૪૯
તારૂં બળ ધિક્કાર વિચાર, ન ધર્મ તથા ધિક્ જાણું;
આવ્યા સુણી હરિ અર્જુનને, કયમ કામ વિષે મન આણ્યું. ૧૫૦
એ વિધિ કૃષ્ણ પરાંગમુખ તુજને, તેલકઢામાં નાખું;
કામી મલિન કુંવર હું તારો, એ અપરાધ ન સાંખું. ૧૫૧
તાતી તેલ કઢામાં નાખું, કંઠ ગ્રહી તુને આજ;
અહો દૂતો! તમો જાઓ જ્યાંહાં છે, શંખ લિખિત મહારાજ ૧૫૨
પુરોહિતને જઇ પૂછો કહેજો આ સઘળું વૃતાંત;
શંખ લિખિત જે કહેશે તે, મેં કરવું સિદ્ધાંત. ૧૫૩
તેનું વચન ઉલ્લંઘુ હું નહિ, [૨]યાવત જીવ અવશ્ય;
પુનરપિ (તે) તેલ કરો અતિ તાતું, કારણ કુંવર કવશ્ય. ૧૫૪
પારથ આદે યોદ્ધા જે કોઇ, મુજ મર્યાદા જાણે;
જૈમિનિ એવી વાણી કહે તે, જનમેજય પ્રમાણે. ૧૫૫

---

૧ પણ તૃષા ન પામે પા'ર પ્ર. ૧. ૨ યાવત જીવ અવસ પ્ર. ૨

એ વિધિ મહીપાળે પ્રેર્યા, સેવક સઘળા ધાય;
શંખ લિખિત પ્રત્યે જઇ બોલ્યા, દૂત કહે સુણો રાય. ૧૫૬
તમને કાંઇ નૃપ પૂછે સંશય, ધર્મ તણું સંકષ્ટ;
પુત્ર સુવનવા પૃષ્ટ રહ્યો, નૃપ વચન ઉલ્લંઘી સ્પષ્ટ. ૧૫૭
ઋતુદેવાને વીર રહ્યો, કો'નીત પુરોહિત ઘટતી;
તૈલ સમીપે આણ્યો બાળક, કહણુ કહ્યા તનુ અડતી. ૧૫૮
પ્રેમ પરહરી પુત્ર તણોને, તૈલ વિષે નૃપ નાખે;
આજ્ઞા એક તમારી માને, પુત્રપણે નવ સાંખે. ૧૫૯
લિખિત કહે દૂતો તમો જઈને, હું કહું તે કહો ત્યાંય;
વચન આપણું સાચું ન કરે, પાપી પૃથ્વીગાંય. ૧૬૦
તે લોભીનર દારૂણ નરકે, બહુ દિન રહે સુખ ત્યાજ;
સત્ય રાખવા કૌશિકને, હરિશ્ચંદ્રે આપ્યું રાજ. ૧૬૧
પોતાનાં સુત વનિતા વેચ્યાં, સત્ય વાત ના છાંડી;
ગંગાતીરે ધીર નૃપતિ, નિજ નાર હણવા માંડી. ૧૬૨
કાશીમધ્યે મુઆ પુત્રની, કાયાથી પટ તાણ્યું;
સત્ય રાખવા હરિશ્ચંદ્રે, એ રીતે ધીર આણ્યું. ૧૬૩
વચન રાખવા દશરથ રાયે, રાઘવ વનમાં વાસ્યા;
પોતે વચન પ્રમાણ્યું, પૂરી, કૈકેયીની આશા. ૧૬૪
એણે એમ કહ્યું જે મારો, પુત્ર સહોદર જેહ;
ભંગ આજ્ઞા કરશે તો તે, તૈલ નાખવો તેહ. ૧૬૫
પ્રકટ પુત્રને નહિ નાખે તો, મિથ્યા ભૂપ વચન;
પારથ પરમેશ્વરને, વિમુખ થયો એ તન. ૧૬૬
મનમથ વશ મંદિરથી નાખ્યો, એવા સુતને રાખે;
અમો બંધુ બે જઈએ યાંથી, શંખ લિખિત એમ ભાખે. ૧૬૭
એણે દેશ ન રહેવું નિશ્ચે, જેમાં જનપતિ જૂઠો;
તેને સંગે તેવા થઇએ, આપણ જઇએ ઊઠો. ૧૬૮
એવું વચન કહીને ત્યાંથી, શંખ લિખિત બે જાય;
ગામ ત્યજીને ગયા તે પછે, દૂત ગયા જ્યાં રાય. ૧૬૯
રાજાને જઇને સંભળાવ્યું, પુરોહિતનું વૃત્તાંત;
મા'મતિ નૃપતિ ગુરૂને ગમને, દુઃખ પામ્યો સિદ્ધાંત. ૧૭૦

જૈમિનિ કહે સાંભળ જનમેજય, હંસધ્વજ કહે વાણી;
અરે પ્રધાનો! તપ્ત તૈલમાં, સુતને નાખો તાણી. ૧૭૧
અરે સુમતિ! હું ચાલ્યા પુંઠી, પુત્ર સુધન્વા જેહ;
પારથ જોતાં તપ્ત તૈલમાં, તમો નાખવો તેહ. ૧૭૨
હુંતો જાવું પુરોહિત પ્રત્યે, પ્રણમી વિનયે મનાવા;
પુનરપિ પાછો આવું ખાવા, યુદ્ધ કરવા જાવા. ૧૭૩
એવું વેણુ કહીને રાજા, આવ્યો પુરોહિત પાસ;
નમસ્કાર કરી તેડી લાવ્યો, કઢા નિકટે વાસ. ૧૭૪
સચિવ સુમતિએ સર્વે કીધું, નૃપનું ભાખ્યું કામ;
શૂર સુધન્વા પ્રત્યે બોલ્યો, વળતો મંત્રી આમ. ૧૭૫
શૂર સુધન્વા તુજને નિરખી, શું કરૂં હું કાજ;
તારા ઉપર દારૂણ કારણ, મહારાજાનું આજ. ૧૭૬
કુંવર કહે તું પરવશ મંત્રી, નૃપનું શાસન વેદુ;
તાત વચનથી રામે તત્ક્ષણ, જનનીનું શીર છેદ્યું. ૧૭૭
મેં તો પુણ્ય ક્રિયા કીધી છે, મુજને છે પ્રતિત;
તપ્ત તેલમાં નાખો મુજને, નથી ગર્ણુતણી મન ભીત. ૧૭૮
જૈમિનિ કહે સાંભળ જનમેજય, એમ સુધન્વા બાળ;
સ્નાન કરી શુભ અંબર પે'રી, તુલસીદળની માળ. ૧૭૯
વિઠ્ઠલ વચન વિચારે મનમાં, કેશવ કીર્ત્તન વાણી;
[1]એવો સાર સુધન્વા જઈને, સચિવે ઝાલ્યો પાણિ. ૧૮૦
ઓચીંતો ઉપાડી નાખ્યો, તપ્ત તેલમાં બાળ;
મંત્રીને મન દુઃખ ઘણું પણ, કોપ ઘણો ભૂપાળ. ૧૮૧
તે સમે જે શૂર સુધન્વા, એવી બોલ્યો વાણી;
સાંભળ રાજા જનમેજય, હું તુજને કહું પ્રમાણી. ૧૮૨
જ્વાળા વ્યાકુળ તેલ કળકળે, ભીષણ ભમરા થાય;
અન્ય તણું સુખ દેખીને જયમ, દુર્જન મન ઉભરાય. ૧૮૩
સુણ જનમેજય વળતો શૂર, સુધન્વા બોલ્યો માને;
ત્રાહે ત્રાહે ગોવિંદ કહ્યું મેં, તેહ સુણતાં કાને. ૧૮૪
શ્રવણ કરીને સદ્ય પધાર્યા, તે કારણ મેં જાણ્યું;

---

૧. એવો સાર સુધન્વા જેબે, જૈને ઝાલ્યો પાણિ. પ્ર. ૨.

મારો સેવક શૂર સુધન્વા, એવું અંતર આણ્યું. ૧૮૫
કામ પડે તમને સંભારે, પતિત પણ પશ્ચાત;
કષ્ટ પડે તમને સંભારે, ભય વિકળ જે જાત. ૧૮૬
સુખ સંયુક્ત ન સમરે તમને, સાંભળ જો કહું સાચું;
કષ્ટ સમા સુખને ધિક્ છે, હરિહિત વર્જિત તે કાચું. ૧૮૭
ગજવર ધ્રુવ પ્રલ્હાદ દ્રૌપદી, ગોપાદિક જે સંત;
સર્વે કેશવને સમરે, વિપત્ત પડચે અનંત. ૧૮૮
પ્રથમ હરિ તમો તેણે સમર્યા, તે પણ દુઃખથી રાખ્યા;
અંત કાળમાં સ્મરણ તારે, મુક્તિ તે અભિલાખ્યા. ૧૮૯
તારા નામ તણા મહિમાથી, મુજને થાશે મુક્તિ;
તોએ પણ જન નિંદા કરશે, મર્ણ થતાં આસક્તિ. ૧૯૦
કેશે લોક સુધન્વા પામ્યો, કદા (એ) કુડુ મર્ણ;
યુદ્ધ કરીને સંતોષ્યા નહિ, અર્જુન અશરણશરણ. ૧૯૧
ગાંડિવ છૂટ્યા શરઘાતે, નવ કટકા કીધું અંગ;
સમર્થ શૂર સુધન્વા પામ્યો, ચોર તણી પેર ભંગ. ૧૯૨
એણે શરે ન છાયા નરહરિ, સૈન્ય ન કીધું ચૂર;
એવાં વાક્ય કહીને મારી, નિંદા કરશે શૂર. ૧૯૩
દેહ નિંદાથી અધુના અમને, ઉગારો અવિનાશ;
પંચાળી પટ પૂરી રાખી, લજ્જાજળનિધિ વાસ. ૧૯૪
કૃષ્ણ તમો કૃષ્ણા ઉગારી, સમીપ ભીષ્મ દ્રોણ;
જૈમિનિ કહે સાંભળ જનમેજય, શૂર સુધન્વા પોણ. ૧૯૫
શૂર સુધન્વા એમ કહે, મહામહિમા ભવ ભંજન;
તેલ થયું અતિ શીતળ જાણે, સ્વજન કેરૂં મન. ૧૯૬
તાતા તેલ વિષે મુખ શોભે, શૂર સુધન્વા કેરૂં;
કોમળ કુંડળ અમલ વિલોચન, હર્ષે હાસ્ય ઘણેરૂં. ૧૯૭
લોક નિહાળે હસ્તુ મુખ, જાણે, જળમાં ફૂલ્યાં કમળ;
અતિ દુઃખ પામ્યા આંસુ મૂકે, ભૂમિ પડ્યા ફરી વિમળ. ૧૯૮
આહા કરે ત્યાં નર, કરશું કૂટે હૃદય;
શીર ધૂણાવે હાથ હલાવે, લોક થયા અતિ સદય. ૧૯૯
લોક કહે એ રાજા અમને, પુત્ર સુધન્વા દામ;

આગ વિષે કયાં નાખ્યા નહિ, આ તનુ આવે શે કામ. ૨૦૦
ચાલો આપણ યદુનંદનને, પારથ પાસે જઈએ;
જૈમિનિ કહે જનમેજયને, તે દુઃખ જઈને કહીએ. ૨૦૧
હંસધ્વજને શંખે દીઠો, તૈલ વિષે સુત તરતો;
ગોવિંદ દામોદર માધવ, અતિ નામ ભલાં ઉચ્ચરતો. ૨૦૨
હંસધ્વજને શંખ કહેએ, કાંઈક દીસે કપટ;
તાતી આગ્યે તેલ તપ્યુ નહિ, હું નિરખંછું નિકટ. ૨૦૩
કંઇ એક ઔષધ મંત્ર લહે છે, તારો કપટી કુમાર;
જોતાં કયાંહાં આ તૈલ તપ્તને, કયાં હસતું મુખ સાર. ૨૦૪
શ્રીફળ એક અનુપમ નાખો, તેલ વિષે મુજ દૂત;
તૈલ તણી ત્યાં સઘ પરીક્ષા, થાશે અતિ અદ્ભુત. ૨૦૫
તીવ્ર વાકય સુણીને દૂતે, તાતા તેલ સમાન;
મુનિના ભયથી શ્રીફળ નાંખ્યુ, તેલ વિષે રાજાન. ૨૦૬
નાખતાંખેવ થયું બે કટકા, ઉડયું આકસ્માત;
શંખ લિખિત તણે લેલાટે, તત્ક્ષણ લાગી ઘાત. ૨૦૭
બે કટકા બે દ્વિજને લાગ્યા, ભાગ્ય ભાડે ભાળે;
તેલ તણી ધારા અધિકેરી, ઉછળતી અતિ ઝાળે. ૨૦૮
ઈતિ ભારત અશ્વમેધ પર્વમાં, સતરમો અધ્યાય;
શૂર સુધન્વા કેરા પણનો, જે મધ્યે મહિમાય. ૨૦૯
જે અધ્યા'માં શ્લોક થયા છે, [1]શત બે દશ વિચાર;
રત્ન કહે યત્ને કરી કીધાં, [2]યથા અર્થ પદ સાર. ૨૧૦

## અધ્યાય ૧૮ મો રાગ રામગ્રી.

પુનરપિ પૂછે પરીક્ષિત્ તનજી, સાંભળ સાચું જૈમિનિ મુન્યજી;
મહા બળિયો તે રાજકુમારજી, કયમ કરી આવ્યો ત્યાંથી બા'રજી.૧
પારથ સાથે કયમ યુદ્ધ કીધજી, જૈમિનિ મુજને સંશય સિદ્ધજી;
શંખે દીઠો બળતો બાળજી, શું કીધું તે મુનિ તત્કાળજી. ૨

### ઢાળ.

શું કીધું તત્કાળ જૈમિનિ, સાંભળીએ વાણી;

૧ શત બે તુન્ય વિચાર. પ્ર ૧ લી. ૨ બે શત સતર સાર. પ્ર. ૧

રાય જનમેજય પ્રત્યે, ઉચ્ચર્યા અંતર આણી. ૩
સુધન્વાને તેલ મધ્યે, પડ્યો પેખી મુન્ય;
દાસને પૂછે પડતામાં, શું ભણ્યો શિશુ પુણ્ય. ૪
કાંઇ એક ઔષધ મૂળ એણે, આરોપ્યું મુખમાંય;
એમ શંખની વાણી સુણીને, વદે સેવક ત્યાંય. ૫
મહામતિ હરિભક્ત હરિ વિણુ, ના સંભારે અન્ય;
સકળ કારજ વિષે સમરથ, તે હરિ સમર્યા મન. ૬
એના અધર જૂઓને ફરકે, મુખે માધવ નામ;
જેના અધર મધ્યે અંગનાના, દંશ દીસે ઠામ. ૭
એમ સુણી સેવક વચન, બોલ્યો શંખ જેહનું નામ;
જે માટે એ સાધુ સમર્યા, તપ્ત તનુએ શ્યામ. ૮
મુજ કઠિનને ધિક્કાર, નિકટ રહ્યો નિરખું બાળ;
મુજ દેહનું દેહાંત પ્રાશ્ચિત, કરૂં કાંઈ વિશાળ. ૯
એવું વચન કહીને તેલમાં, જઇ પડ્યો મુનિનાથ;
સુધન્વાશું વચન બોલ્યો, સબળ ભીડી બાથ. ૧૦
અહો ક્ષત્રિ ! સાધુ તું, હું અસાધુ દ્વિજ વર્ણ;
જે નખાવ્યો તુને તેલમાં, હું કઠિન અંતઃકર્ણ. ૧૧
જે ન જાણે જગદીશને, તે મહા પાપી થાય;
શ્રી કૃષ્ણુ વર્જિત નષ્ટ તે, મહા કષ્ટ નરકે જાય. ૧૨
ત્રય તાપને સંતાપ વર્જિત, હરિ ભજતાં જાય;
તું વન્હિએ ક્યમ બળે બાવા, પરમ વૈષ્ણુવ રાય. ૧૩
જેહને મુનિ મને ન દેખે, ચર અચર ગુરૂ નિરધાર;
[1]તેં પ્રાણુ તજતાં વાણીએ, વધા વિશ્વાધાર. ૧૪
તુજ તનુને સ્પર્શે કરી, મુજ પવિત્ર થાશે કાય;
તુજ દેહ વિણુ પાવન બીજો, નથી અન્ય ઉપાય. ૧૫
તમો રાજાને, અન્ય રાજ સુતને, કરો પુંત્ર પવિત્ર;
ઉઠય તું આ તેલમાંથી, મુને ઉદ્ધાર્ય મિત્ર. ૧૬
જો કૃષ્ણુ પાંડવ સાથે સાધે, સારથી કેરૂં કામ;
તમો અધુના કરો અર્જુન, શું, ઉચિત સંગ્રામ. ૧૭

---

૧ તે પ્રાણુ જાતે અખિલ વાણે, જાપ્યો વિશ્વાધાર. પ્ર. ૧

જગતમાં યશ સ્થિર કરીને, પછે મંગળ પામ્ય;
રાય જનમેજય પ્રત્યે એવું, કહે જૈમિનિ સ્વામ. ૧૮
તેલથી તેને ગ્રહીને, પધાર્યા મુનિ બાર;
કહે રાજાને જૂઓ નૃપ, સનાતન સુતસાર. ૧૯
એ સુતે સત્ય વિદ્યા તણું, કાંઇ એક સાધ્યું મૂળ;
નૃસિંહને મહામંત્ર જાપે, રહ્યું વપુ અનુકૂળ. ૨૦
મુને પાવન કર્યો તુજને, પવિત્ર કરશે તન;
પછે પુત્રને પરિરંભણ કરી, વદે ભૂપ વચન. ૨૧
મેં પિતાએ તુજ તજ્યો, પાવક તમ તૈલ મોઝાર;
ન પ્રજાળ્યો પાવકે તે, કૃષ્ણ મહિમા સાર. ૨૨
તુને પાડી પ્રકટ કીધો, કૃષ્ણ મહિમા મુન્ય;
[1]તું દંડ પામ્યો પ્રકટયું એ, પુરોહિતનું પુણ્ય. ૨૩
હવે શાને કરો છો તમો, સ્મરણ સમ્યક પેર;
ઉઠ સુત સંગ્રામ જાવા, બેશ રથ ઉપેર. ૨૪
પાર્થ-સારથી અતિથિ ને, દેખાડ હરીને આજ;
સુધન્વાની પ્રત્યે બોલ્યા, ભૂપને દ્વિજરાજ. ૨૫
સુધન્વાનો સુભગ રથ, જેનું આંગણ સાર;
સુવર્ણની શેરે ભર્યો, મણિ જડયો નાનાકાર. ૨૬
ધ્વજા લાંબી લે'કતી, ચીચવે ચક્ર વિશાળ;
ચોપાસ ફરતાં જાળિયાં, માળિયાં ઝાક ઝમાળ. ૨૭
કનકવર્ણા વાજી રાજે, જોતર્યા રથે ચાર;
ચોપાસ ચમ્મર ચળકતાં, ઢળકતાં ભારાભાર. ૨૮
રથ તણી ઉપર આવર્યા બહુ, હેમ કેરા હાર;
કુસુમ માળા વિશાળા, શોભતો રથ શણગાર. ૨૯
સૂત લાવ્યો જોતરી, ઘુઘરી ફરતી હાર;
કિંકિણીના શબ્દ છંદે, નાચતો નિરધાર. ૩૦
એવા રથ ઉપર ચઢી, બેઠો સુધન્વા મહાશૂર;
કહે જૈમિનિ શોભતુ તે, સૈન્ય સાગર પૂર. ૩૧
તે સમે સૈન્યા શોભતી, અતિ ભૂપતિની ભાન;

---

1 તું દંડ પામ્યો પ્રકટ કીધો, એ પુરો. પ્ર. ૧

ભયાનક દળ બન્ને જેનું, કાળચક્ર સમાન. ૩૨
વીર વદનેથી પડયાં, તાંબૂલ ભૂમિ મોઝાર;
અવનિ ઉપર ઓપતા તે, ચંદ્રબિંબાકાર. ૩૩
યથા સંધ્યા સમે તારા, રક્ત અતિ આકાશ;
તથા તે તાંબૂલના, તરચકા ચારે પાસ. ૩૪
વીર સાર શરીર મૃગમદ, સહિત ચંદન લેપ;
[1]તે સ્રવે સ્વેદ સમેત હેતે, સુગંધી સંક્ષેપ. ૩૫
પરસ્પર સંહર્ષી કંઠે, ગાળમોતી ધન્ય;
પૃથ્વીપર ટુટી પડે, દીસતી પરીક્ષિત્તન. ૩૬
કવચ ટોપ વિચિત્ર કાંતિ, પ્રસરતી રણ મધ્ય;
તે તેજ અદ્ભુત ન સેં'વાતું, નયન મીલિત સદ્ય. ૩૭
પડયુ ચંદન પૃથ્વીથી, દીવને પમાડે વાત;
નરશીરથકી લઇ કુસુમ ઉચાં, ઉડાડે *ઉપવાત. ૩૮
પુરૂપ શીરથી પુષ્પ ઉડે, અનિલ એમ જણાય;
સ્વર્ગવાડી પુષ્પ પરિમલ, જીતવા તે જાય. ૩૯
મનુષ્યના મુખને સુગંધે, પરી જીત્યો જેહ;
સંગ્રામ ભૂમિ વિષે ભમતો, મલય મારૂત તેહ. ૪૦
ગજ શુંડની સીત મદ્ય પૂરણ, પૃથ્વી કીધ સમાન;
હય ખુરે ખોદી તે રજે, પાછી કરી કર્દમવાન. ૪૧
રથ ચક્ર રવ ગંભીર ગર્જન, તેથકી તત્કાળ;
સૌ ધન સાગર ગર્જના તે, સમી ગઇ મહીપાળ. ૪૨
પાળા તણે પગલે કરી, કાંપતી પૃથ્વી ત્યાર;
હવે હંસધ્વજ કહે ભડ, ગ્રહો ઘોડો સાર. ૪૩
એમ સુણીને તત્ક્ષણ હય, ગ્રહી લાવ્યા વીર;
પરમ પૂજિત વાજી વર તે, ધૂપ વાસિત ધીર. ૪૪
હય પદ્મવ્યૂહે રખાવ્યો, તે સુત સહોદર પાસ;
પછે પારથ સાથ વઢવા, ઉદ્યમ્યો હરિદાસ. ૪૫
[3]સુધન્વાને સુરથ સુંદર, સુમતિ વર પ્રધાન;

---

૧ તે સર્વે સવદ સમે, તેહને સુગંધી સંક્ષેપ. પ્ર ૨ * ઉપઘાત પ્ર. ૧. ૨.
૩ સુધન્વાને સુમતિવર, સુમતીરથ પ્રધાન પ્ર. ૧

વીરકેતુ ત્રીવ્રરથ શત,ધનવા મહા બળવાન. ૪૬
સુમતિના એ ત્રણ સુતને, વળી બીજા યોદ્ધ;
યથા સુખ મુખ પરવરે, ધરી પાર્થ સાથ વિરોધ. ૪૭
પછે રણ નિશાન વાગ્યાં, પટહ ગહા દળ નાદ;
ત્રંબાળુ શૃંગી ચંગ સ્વર, સરણાઇ સુંદર સાદ. ૪૮
ઢોલ ઢમકે ઘોર ભેરી, [1]કર્ણને કરનાટય;
ઝાંઝ ઝમકે તાળ ઠમકે, વાંસળી [2]રવિશ્રેષ્ટ. ૪૯
નગારાંની ઘોર ડંડે, શંખને રણશીંગ;
વજાડે વાજીંત્ર કુશલી, વળી વીર ઉમંગ. ૫૦
તે નાદ જાણે તડિત પડતા, તડાકા શુદ્ધ બુદ્ધ;
કહે જૈમિનિ સાંભળો, ભૂપાળ ભારત યુદ્ધ. ૫૧
પછે પાર્થ પ્રદ્યુમ્નશું, વચન બોલ્ય એશ;
જોરે અધુના અશ્વ લીધો, હંસકેતું નરેશ. ૫૨
તે વાજીને મૂકાવવા, કોણ કોણ જાશો વીર?
સુત સહિત તું બળવાન ને, વળી યૌવનાશ્વશું ધીર. ૫૩
અનુશાલ્વ વીરને, વળી સાત્યિકિ કૃતવર્મ;
વૃષકેતુ મહાબળ વળી, ઉત્તરાસુત પર્મ. ૫૪
વળી નીલધ્વજ બળી જેને, હુતાશન યામાત;
એટલાને અન્ય બળિયા, વળી હું સાક્ષાત. ૫૫
સબળ બળિયા શત્રુને, પરદેશ આવ્યા આંય;
તું સર્વનો સેનાપતિ, હું તુને પૂછું ત્યાંય. ૫૬
એમ સુણી પ્રદ્યુમ્ન ઉચ્ચર્યો, [3]સંગ્રામ સીમ અડાલ;
[4]મહાભાગ્ય એવું કાંહાંકે', વીસર્યો હરિનો બાળ. ૫૭
સર્વસ્વ પાંડવ રૂપ મુજ, કર સમર્પ્યું અવિનાશ;
હું સમર્થ સુત થઇ પિતાનું, ધન કયમ પમાડું નાશ. ૫૮
એમ કહ્યું ત્યારે પાસ હુતા, ધર્મ ભીમ સુધીર;
હવે રણમાં મારૂં બળ, જૂઓ પારથ વીર. ૫૯

---

૧ નરફેરી કાળિયે પ્ર. ૨. ૨ વાંસળી સાળિયે પ્ર. ૨. ૩ એસેન મહા આડોલ પ્ર. ૨. ૪ મહાભા એ શું ઉચ્ચર્યો હરિનો બોલ. પ્ર. ૧

હંસકેતુ સુધન્વાને, સુરથ સુમતિ સોધ;
એને હસી સંતોખું શરે, કરી વિડારૂં વર ગોધ. ૬૦
એ રાયને તું જાણજે, નિજ નાર રસિયો અત્ય;
કહે જૈમિનિ જનમેજયને, મહાભારતની ગત્ય. ૬૧
એમ પ્રદ્યુમ્નનું વચન સુણી, વૃષકેતુ કરી પ્રણામ;
વચન બોલ્યો વાગમી, નવ ઘટે કહેવું આમ. ૬૨
આ સૈન્ય ક્યાં ને ક્યાં તમો, એ પ્રલય ઉત્પતિકાર;
શા કામ સારૂ તમો બંને, કરો યુદ્ધ વિચાર. ૬૩
જે વદન ફુંકે ફરે ગગને, તૂલ હળવા પુર્ખ;
તેને અર્થે કોણ પ્રેરે, વાડવઅગ્નિ મૂર્ખ. ૬૪
જ્યમ સકળ પાપણ તણે પ્રા'રે, પડે પૃથ્વી પાર્થ;
તેને અર્થે ગરૂડને, કોણ પ્રારથે નિઃસ્વાર્થ. ૬૫
સ્વલ્પ શીકર વરસતાં, જે થાય રજનો લોપ;
તે રેણુ સમાવવા વરૂણને, કોણ પ્રારથે કરી કોપ. ૬૬
તે માટ પારથ એહ દળ તો, મુને ભાસે ત્યમ;
તમો મુજને કહો તો, હું ન આણું હય ક્યમ ? ૬૭
તથા મુજને અશ્વને, મૂકાવવાની આશ;
યમદૂત બાંધ્યા જીવને, જ્યમ છોડવે હરિદાસ. ૬૮
હવે હું સંગ્રામ મધ્યે, જાઊંછું જો પાર્થ;
કહે જૈમિનિ વીર તે, વૃષકેતુ સાથે સ્વાર્થ. ૬૯
પારથે વાર્યો થકો, વૃષકેતુ ચાલ્યો વીર;
સુધન્વાના સૈન્યમાં જઇ, શંખ દીધો ધીર. ૭૦
અતિ અનુપમ રથ ધ્વજ તો, ફરકતી ફરહર સાર;
સારથીની પ્રત્ય વળતો, વદે કર્ણકુમાર. ૭૧
હવે સારથી હાક્ય રથ તું, પદ્મવ્યૂહ મોઝાર;
તાડ તેતર સમા વાજી, વિરાજીત આકાર. ૭૨
પછે સારથીએ હકાર્યા, રણચતુર ચારે ઘોટ;
કશાએ તાડ્યા તત્ક્ષણ, તુરંગ દીધી દોટ. ૭૩
વિલોકી વૃષકેતુને, પછે સુધન્વા કહે વાણ;

એ કોણ આવે અણવિલોકી, પદ્મવ્યૂહ અજાણ? ૭૪
એની ધ્વજા ઉપર વૃષભ દીસે, ધનંજય તો નો'ય;
એ અન્ય બીજો વીર દીસે, સબળ બળીઓ કોય. ૭૫
ધનંજય ધડકતાં ભડકે, બળે ભૂભૃત પ્રૌઢ;
તે માટે આવે એકલો, અણગણી અમને ગૂઢ. ૭૬
એ વિશારદ વીર પ્રત્યે, જવું મુજને દાખ્ય;
હે સારથિ! એ વીર સન્મુખ, માહરો રથ રાખ્ય. ૭૭
એમ સારથીએ સાંભળીને, સુધન્વા વર વીર;
વૃષકેતુ સન્મુખ મેળવ્યો ત્યાં, મળ્યા બંન્યો ધીર. ૭૮
હવે સુધન્વા વૃષકેતુ પ્રત્યે, હસી પૂછે આમ;
તું કોણ કોનો દિકરો, તારૂં શું કહે નામ? ૭૯
વૃષકેતુ વળતો ઉચ્ચરે સુણ, સુભટ સાચી વાત;
તેં ભેદવા ઇચ્છો રવિ, મુજ તાત કેરો તાત. ૮૦
[1]તે સૂર્યસુતમાં સમોતો, જે કર્ણ નામ કુમાર;
દાતાર મધ્યે દીપતો, તે પિતામારો સાર. ૮૧
પ્રકટ કશ્યપ કુળ વિષે, વૃષકેતુ મારૂં નામ;
વૃષકેતુની વાણી સુણી, બોલ્યો સુધન્વા અભિરામ. ૮૨
હંસધ્વજનો કુવર હું ને, સુધન્વા શુભ નામ;
મધુછંદ નામે ઋષિ મારો, વંશકારક કામ. ૮૩
રહે ઉભો રણ વિષે, મુને પરાક્રમ દેખાડ;
જ્યમ પિતામહ તુજ તિમિર હરે, ત્યમ તુંએ સેના પાડ. ૮૪
પોતા તણું કુળ વર્ણવે, જે હોય પુરૂષ હીણ;
એવું સુણી વૃષકેતુ કે', સુણ સુધન્વા પ્રવીણ. ૮૫
સ્વબળ દેખાડું તને હું, સાયકે કરી સાર;
આ જોરે મારા બાણ તીક્ષણ, ધાર તેજ અપાર. ૮૬
તુજ સેનમાં મારા શર, આવશે આકસ્માત;
તે વચન અનૃત થાય ક્યમ, જે કહું સાચી વાત. ૮૭
કહે જૈમિનિ એમ કહી, વૃષકેતુ વર્ષે બાણ;
તેને શરે છાયો સુધન્વા, કૃતસિંહનાદ પ્રમાણ. ૮૮

---

[1] તે સર્વ સુતમાં સમાતો. પ્ર. ૨

મહાબળ વૃષકેતુના પર, વર્ષ્યાં પ્રૌઢાં બાણ;
ગજ અશ્વ રથ પાળા તણા, તે ઘડી લીધા પ્રાણ. ૮૯
સુધન્વા સેનાપતિ, વૃષકેતુએ ભડ ભેદ;
સકળ સેના સુધન્વાની, નિરખીએ શર છેદ. ૯૦
વૃષકેતુએ સ્મિત હસિત પ્રેર્યા, પંચસાયક અઘ;
સુધન્વાનો સારથી હય, ધ્વજા છેદ્યાં સઘ. ૯૧
સર્વ યોદ્ધા દેખતાં, આવરી સેન્યા તેન;
ગૃધપુખશું તીક્ષ્ણ શરે, શત ભાત્ય પાડ્યું સેન. ૯૨
કર્ણસુત કોપે ચઢ્યો, છેદતો બહુ વાજીત્ર;
છત્ર ચામર ધ્વજા છેદ્યાં, યુદ્ધ મધ્યે ચિત્ર. ૯૩
હસ્તી શુંઢાકાર છેદ્યા, શણગાર[1]શું કર ત્યાંય;
અધર ડાળી દંત માંહે, રડવડે શીર રણમાંય. ૯૪
નિજ સેન્ય વેધ્યું વિલોકીને, સુધન્વા ધરે ધીર;
બીજે રથે બેઠો જઇ, વૃષકેતુ જાણ્યો વીર. ૯૫
વૃષકેતુ વાજી વિડાર્યા, સારથી ધ્વજ પ્રા'ર;
તૂલ ગણીને પંચ બાણે, હણ્યો કર્ણકુમાર. ૯૬
વૃષકેતુ કેરૂ ધનુષ્ય છેદ્યું, સુભટ ભાથા સાથ;
પછે પંચ બાણે વિડાર્યો, વૃષકેતુ સેનાનાથ. ૯૭
વૃષકેતુનું તનુ ભમી, ઉડી, પડ્યું સેના માંય;
કર્ણસુતના સેનમાં તે, થયું અદ્ભુત ત્યાંય. ૯૮
મૂર્છા ત્યજી ધર્માત્માએ, તે સમે જોયું અક્ષ;
તે સમે દીઠી ઘોર સેના, આપણી નિર્લક્ષ. ૯૯
રણ માંહ્ય દીઠો આતમા, વીંટી રહ્યા સૈ સાથ;
રથ લોપ દેખી કોપ વાધ્યો, ધનુષ્ય ધાર્યું હાથ. ૧૦૦
પછે તાણી તર્ત નાખ્યાં, કનક કેરાં બાણ;
[2]સર્વાંગ સાયકે છેદતો, ભેદતો પરના પ્રાણ. ૧૦૧
હંસકેતુ તણી[*]સેના, સાસ હીણી કીધ;
[3]કર્ણકુંવર પછે બીજે, દળે ઘેરી લીધ. ૧૦૨

---

૧ શુંશી ત્યાંય, પ્ર. ૨  ૨ સર્વ સાયક છેદતા, ને ભેદતા પરમાણ પ્ર. ૨  ૩ કર્ણકુંવરે પ્ર. ૧

શક્તિ તોમર ભક્ષ ભિંડિપાલ, મારે વીર;
મોગરીના માર મારે, ઘોર ઘાતી ધીર. ૧૦૩
નારાચને કર પત્ર તીક્ષણ, ભૂશુંડિના માર;
ગદા પટ્ટીસ પરિઘ પડતા, ત્રિશૂળના પ્રા'ર. ૧૦૪
શસ્ત્ર અસ્ત્રે કર્યો આકૂળ, કર્ણસુત રણમાંય;
વિલોકી વસુદેવનંદન, નામ જપતો જાય. ૧૦૫
પછે સારથી સંગ્રામમાં, રથ અન્ય આણ્યો જોડ;
કર્ણસુત સમીપ મેલ્યો, રચી રચના કોડ. ૧૦૬
વૃષકેતુ તે રથે બેશી, કરતો પુનઃ શરધાય;
સુધન્વાને મારતો, વીચ વીચ હસ્તો જાય. ૧૦૭
સર્વત્ર સાયક વૃષ્ટિ કરતો, કટકના લે પ્રાણ;
તેને સુધન્વાએ હૃદે મધ્યે, પંચ માર્યા બાણ. ૧૦૮
મૂર્છા પડ્યો વૃષકેતુ સત્વર, સારથીએ ત્યાર;
પછે પાછો ફેરવ્યો રથ, મહારણથી બા'ર. ૧૦૯
એવે સમે સંગ્રામમાં, હરિકુંવર આવ્યો સદ્ય;
સુધન્વાને કહે પ્રદ્યુમ્ન, રહે ઉભો અદ્ય. ૧૧૦
સુધન્વાને ઘોરતર, શર પાંચ માર્યા કામ;
સુધન્વાનો સારથી પછે, પમાડ્યો યમધામ. ૧૧૧
કૃષ્ણસુત કોપે ચઢ્યો, રથ સહિત હયવર [1]સ્વાર;
[2]તીક્ષણ બાણે કર્યા કટકા, વીશ કીધા ત્યાર. ૧૧૨
જુંસરાના આઠ કટકા, ત્રણ બાણે કીધ;
એક બાણે ત્રણ કટકા, ધનુષ્ય છેદ્યું સીધ. ૧૧૩
પ્રદ્યુમ્નનું પરાક્રમ જાણી, સુધન્વા મહાધીર;
પછે પોતા તણું પ્રાક્રમ, પ્રકટ કીધું વીર. ૧૧૪
બે બાણ બળ સાથે હણ્યા, હય કર્યા કટકા આઠ;
જુંસરૂં રથ સાથ છેદ્યું, સોળ કટકા કાઠ. ૧૧૫
પ્રદ્યુમ્નનું ધનુષ્ય છેદ્યું, સુધન્વાએ સદ્ય;
એક બાણે કરી કટકા, પંચ કીધા અદ્ય. ૧૧૬
સારથીનું શીશ છેદ્યું, તે શરે કૃતવાદ;

---

૧ ચાર પ્ર. ૧. ૨ તીક્ષણ બાણે વીશ કટકા, કરી કીધા ત્યાર. પ્ર. ૧

ત્રણ શરે પ્રદ્યુમ્નને હણી, કર્યો કેસરી નાદ. ૧૧૭
તે બેહુ બળીઆ વીર રણમાં, ચતુર રાજકુમાર;
અવનિ ગગને યુદ્ધ કરતા, યથા ખેચર સાર. ૧૧૮
પછે પડ્યા બંને વીર રણમાં, રૂધિર રાતા ક્રોધ;
સુધન્વા ગાજ્યો પછી, રથ અન્ય બેઠો યોદ્ધ. ૧૧૯
પછે પાર્થ તણા યોદ્ધા, હણ્યા બાણુ હજાર;
કૃતવર્મા પાસે જઈને, નવ બાણ માર્યા ત્યાર. ૧૨૦
કૃતવર્મે કીધા ત્રણ કટકા, સુધન્વાના બાણ;
પછે પંચ બાણે વક્ષ વેધ્યો, સુધન્વા નિરવાણ. ૧૨૧
નવ બાણ નાખ્યાં સુધન્વાએ, જ્યાં હતો કૃતવર્મ;
રથ અશ્વ સારથી છેદીઆ, ને કર્યું અદ્ભુત કર્મ. ૧૨૨
પછે પીડ્યો સાયકે, કૃતવર્મ નાઠો દૂર.
એવે સમે અનુશાલ્વ આવ્યો, સુધન્વાશું શૂર. ૧૨૩
શર સહિત કરમાં ધનુષ્ય ગ્રહી, સુભટ બોલ્યો વાણ;
સુધન્વા સંતોખીઆ તેં, ઘણા યોદ્ધા જાણ. ૧૨૪
મુજ દેખતાં બળ સબળ કીધું, મુને કૌતુક એહ;
હવે મારા બાણ સે'જે, સર્વ જોતાં તેહ. ૧૨૫
અનુશાલ્વે પછે એક મેલ્યો, અનળ બળતો બાણ;
અનુશાલ્વ કરથી વછૂટ્યો, શર સબળ દારૂણ જાણ. ૧૨૬
તે છેદવાને સુધન્વાએ, સબળ કીધો શ્રમ;
તો પણ અનુશાલ્વનો, શર ના છેદાયો પરમ. ૧૨૭
તે સુધન્વાના હૃદેમાં, જઇ પ્રવેશ્યો શર છેદ;
અનુશાલ્વે વળતો કર્યો, પર સર્વ સેના ભેદ. ૧૨૮
નવ બાણ માર્યાં સુધન્વાને, વિરથ કીધોવીર;
પછે પડ્યો પૃથ્વી ઉપરે, સુધન્વા મહા ધીર. ૧૨૯
પછે દાનવરાજ દીપ્યો, ગાજતો ભડભાણ;
[1]પછે મહારથી સુધન્વાનુ, ટળ્યું મૂર્છા માન. ૧૩૦
[2](પછે)એક બાણે કરી હણ્યો, શાલ્વાનુંજ રણધીર;
તે શરે ભેદ્યો ભૂપ ભૂતલ, પડ્યો શાલ્વ વીર. ૧૩૧

---

૧ ગાજતા પછે મહારથી, તે સુધન્વાના જાણ. પ્ર, ૧ ૨ પછે એક બાણે કરી વેધ્યો, દૈત્યપતિ રણધીર. પ્ર. ૧

સુધન્વાએ વિવિધ સેના, ધનંજયની જેહ;
નારાચ નાખી અપરિમિત, શત ભાલ્ય છેદી તેહ. ૧૩૨
મહા ભડ માતંગ માર્યા, સુધન્વાએ ત્યાંય;
રૂધિરનો પ્રવાહ કર્દમ, માંસનો મહીમાંય. ૧૩૩
માતંગ મસ્તક વિષે, હય શિર્ષ સર્વ સમાય;
સંતાય હય શીશ બહુ, નવ દેખીએ રણમાંય. ૧૩૪
અસ્વાર સાથે અશ્વ કાપ્યા, કર્યા બએ ભાગ;
અગ્ર ભાગે આવતા રણ, પડયા પશ્ચિમ પાગ. ૧૩૫
નર અશ્વ ખર ગજ ઉષ્ટ્ર કેરૂં, રૂધિર બહુ વહી જાય;
સુધન્વાએ વિવિધ બાણે, કર્યા રણમાં ઘાય. ૧૩૬
બળિયા તણા બહુ બાહુ છેદ્યા, રૂધિરમાં વહી જાય;
તત્ક્ષણ તાણી જતા ખગ, ગગનમાં જઇ ખાય. ૧૩૭
પછે પારથ તણું દળતે, વિમુખ નાઠું જાય;
ઇતિ ભારત અશ્વમેધમાં, અઢારમો અધ્યાય. ૧૩૮
સુધન્વાના યુદ્ધ મધ્યે, શ્લોક સત તેવીશ;
રત્ન કહે યત્ને કર્યા, પદ એકસો ચાળીશ. ૧૩૯

## અધ્યાય ૧૯ મો. રાગ સામેરી.

જૈમિનિ કહે સાંભળ ભૂપાળ, વળતો શૂર સુધન્વા બાળ;
રણમાં ઘોર કરી ગર્જના, સન્મુખ શત્રુને તર્જના. ૧
તત્ક્ષણ સાંધ્યા શીતેર બાણ, સાત્યકિને શર માર્યા તાણ્ય;
પછે સાત્યકિ કોપે કે'ર, ભાલા માર્યા પંચ્યોતેર. ૨
ધ્વજા સારથી છત્ર તોખાર, રથ ત્રિવેણુ ગાદી સાર;
પાશ્વધારને રથ ભંડાર, એ સર્વ છેદ્યું શર પ્રા'ર. ૩
ક્રોપ્યો શૂર સુધન્વા પીન, સાત્યકિ સદ્ય કર્યો રથ હીન;
બંને ભડ રથ હીણા થયા, બીજે રથ બેશી રણ રહ્યા. ૪
બંને મૂકે બાણ હજાર, આચ્છાદ્યું અંબર નિરધાર;
બંને બાણ વિશારદ અંગ, રૂધિર પ્રવાહ વહે રણરંગ. ૫
ફાગણ ફૂલ્યો કેશુ-ફૂલ, શરીર શોભંતાં તે તુલ્ય;
મૂકી શક્તિ સુધન્વા તપ્યો, સાત્યકિ યાદવને પીડતો. ૬
શક્તિ ઘાતથી સાત્યકિ પડયો, મૂર્છા થઈ અવનિ આખડયો;

સાત્યકિ મૂર્છા નિર્ખતવાર, રણમાં થયો હાહાકાર. ૭
તે દેખીને પારથ તણા, મહા નામી ભડ ભાગ્યા ઘણા;
વળી પારથ મહારથમણિ, આવ્યા સઘ સુધન્વા ભણી. ૮
ઉભો રહે ઉભો રહે અહાં, મારી આગળ જાઇશ કહાં;
અર્જુન બોલ્યો સાંભળ ધીર, તેં જીત્યા બહુ મહાવીર. ૯
તારૂં બળ અધિકેરૂં ધીર, તું છે શક્ર સરીખો વીર;
યુદ્ધ કર્યા મેં રણમાં ઘણાં, દ્રોણ કર્ણ કૃપ ભીષ્મજ તણાં. ૧૦
કાલખંજન અસુર આથડયો, શંકર સરખા સાથે વડયો;
તેવો વિસ્મે પામ્યો નહીં, જેવો તુજને દીઠો સહી. ૧૧
શૂર સુધન્વા બોલ્યો ફરી, સાંભળ પારથ પ્રીતે કરી;
જે સદા સંગ્રામે શુદ્ધ, પારથ તેં જીત્યાં છે યુદ્ધ. ૧૨
હિતકારી કેશવ જ્યારથી, તારે રથ હુતા સારથી;
હવણાં છે તું હરિએ હીન, માટે વિસ્મય પામે દીન. ૧૩
યદ્યપિ તેં મૂક્યા માવજી, હરિએ તું કયમ મૂકયો ત્યજી;
મહા યુદ્ધ એ મારૂં સહી, તુને માધવ મૂકે નહીં. ૧૪
પારથ યુદ્ધ કરવા હુંસથી, કહે તું સમર્થ છે કે નથી;
સુણ પાર્થ તારો તોખાર, યજ્ઞ રૂપ બાંધ્યો નિરધાર. ૧૫
અશ્વમેધને કરશે આજ, મોટા હંસધ્વજ મહારાજ;
મારૂં ને તારૂ યુદ્ધ એવ, અધુના આવી જોશે દેવ. ૧૬
સંગ્રામે તું અર્જુન જેહ, કૃષ્ણ સહિત મેં કરવો તેહ;
જૈમિનિ કહે સાંભળ રાજન, વળતા અતિ કોપ્યા અર્જુન.૧૭
શૂર પ્રત્યે સાંધ્યા શત બાણ, તે નાખ્યા નર પ્રત્યે તાણ્ય;
હાસ્ય કરી હંસધ્વજ તને, તે પણ છેદ્યાં નિરભય મને. ૧૮
રણ સુધન્વા નર નવ ગણ્યો, દશ બાણે કુંતાસુત હણ્યો;
શત સહસ્ત્રને અયુત અપાર, વળતા વેધ્યા વીર હજાર. ૧૯
વળતા મૂક્યા બાણ અનેક, ધીર ધનંજય છાયો છેક;
આવંતા તે શર પાંડવે, તિલ તિલ કટકા કીધા હવે. ૨૦
કોપ્યો કુંતાનો સુત યદા, અગ્ન્યાસ્ત્ર પ્રયોજ્યું તદા;
શૂર સુધન્વા ઉપર પાત, વર્ષે બાણ તણો વરસાત. ૨૧

[1]ભારતના શર ભેદાઇ પડે, આકાશે પક્ષી નવ ચઢે;
બાણુ તણા અંધારા માંય, જગ્ત જડાયું દીસે ત્યાંય. ૨૨
સુધન્વાની સેના જેહ, પાવકમાં પ્રજાળી તેહ;
જ્વાળા આકુળ અગ્નિ બળે, [2]પોતાની સેના પરજળે. ૨૩
આગ્ન્યાસ્ત્ર વિલોકી બાળ, વરૂણાસ્ત્ર સાંધ્યું તત્કાળ;
અગ્નિ સમાવવા ઉત્તમ સૃષ્ટ, ત્યાંથી પ્રકટી મોટી વૃષ્ટ. ૨૪
અગ્નિમાં ઘન વ્યાપ્યો વળી, આકાશે ઝળકે વિજળી;
પાંડવનું દળ તાણ્યું તોય, ઉપર વૃષ્ટિ શલ્યાની હોય. ૨૫
ભ્રમણ કરે મોહ્યો મન ભંગ, શીતે સંકોચાયાં અંગ;
ચાતકને મદ માતા મોર, ઘન માની મન કરતા સોર! ૨૬
જેજે વાજાં ચર્મે મઢયાં, ભીજી ભાગ્યાં જળમાં પડયાં!
કાંચન ચંપકવર્ણા વીર, પે'ર્યાં સૂક્ષ્મ વસ્ત્ર શરીર. ૨૭
ભીન્યા વાગા વળગ્યા સહી, દેહ સમાણા દીસે નહીં;
છત્ર ચર્મ કરી ઉપર ધર્યા, સલિલે શોભા હીણા કર્યા. ૨૮
પડી પાંખ શર ભીન્યા સહી, શત્રુ સામા ચાલે નહીં;
અતિ વૃષ્ટિ અંધારૂં ઘણું, ના લહે નર અન્ય આપણું. ૨૯
(તે) દેખી પારથ ભૂપાળ, વાયુઅસ્ત્ર સાંધ્યું તત્કાળ;
વાયુ અસ્ત્રે વેધ્યા વરસાત, ભાગી ધ્વજાને પૃથ્વી પાત. ૩૦
ગજ ઘોડા ખર ને નર રાશ, અનિલે ઉડાડયાં આકાશ;
એવામાં અર્જુનનું ચાપ, શૂર સુધન્વાએ છેદ્યું આપ. ૩૧
અર્ધચંદ્ર શરે ધનુ છેદ, ત્રણ શરે પ્રત્યંચા ભેદ;
કોપ્યો શૂર સુધન્વા જાણ, [3]ભાથામાંથી છેદ્યાં બાણ. ૩૨
કહે સુધન્વા સાંભળ રથી, ન હણાય તારો સારથી;
તારૂં અંગ શરે ક્ષત થયું, કહે તારૂં પ્રાક્રમ ક્યાં ગયું. ૩૩
હરિ સારથી મૂક્યો જ્યારથી, કીધો આ પ્રાકૃત સારથી;
હરિ સારથી સંભારી વઢો, નહિતો અર્જુનઓ આ પડયો. ૩૪
જૈમિનિ કહે સાંભળ રાજન, વળતું શું કીધું અર્જુન;
વામ કરે કરી સા'યા તુરી, ત્યમનું ત્યમ યુદ્ધ માંડયું ફરી. ૩૫

---

૧ ભારત તે શર મેઘા પડે, પ્ર. ૨ ૨ પોતાની સેનાને ગળે પ્ર. ૨
૩ છેદ્યા ભાલા જાણુ નિરવાણ. પ્ર. ૨

જ્યારે સમર્યા શ્રીગોવિંદ, રથ બેઠા દીઠા આનંદ;
મૂક્ય મૂક્ય અર્જુન એ તુરી, અકસ્માત બોલ્યા એમ હરિ. ૩૬
અર્જુન નારાયણને નમ્યો, વાસુદેવનો આગમ ગમ્યો;
પારથ શર મૂકે પ્રકાશ, શૂર સુધન્વાને ચોપાસ. ૩૭
સુભટ સુધન્વા બોલ્યો વાણ, દીઠા છે જી સારંગપાણ;
પાંડવ અર્થે આવ્યા તમો, ઉત્તમ તનુ અવિલોક્યા અમો. ૩૮
સર્વ જ્ઞાનપણું મહારાજ, અમો તમારૂં જાણ્યું આજ;
પાર્થે પામ્યો હરિ સારથી, મુજને માર્યે પ્રતિજ્ઞાસથી. ૩૯
એવું બોલે અર્જુન વીર, કરૂં પ્રતિજ્ઞા સાંભળ ધીર;
ત્રણ બાણે સુંદર શીશ, તારૂં હવડાં હું પાડીશ. ૪૦
પ્રાણ ન લેવું જો તાહરા, નરક પડે પૂર્વજ માહરા;
સત્ય વચન જો જૂઠું થાય, નિશ્ચે પૂર્વજ નરક પળાય. ૪૧
યત્ન કરી તારૂ તનુ રાખ્ય, કંઇ પ્રતિજ્ઞા તું પણ ભાખ્ય;
સુણી સુધન્વા બોલ્યો વાણ, આવતાં જે તારાં બાણ. ૪૨
ત્રણ ત્રણ કટકા નવ કરૂં, ઘોર નરકમાં હું સંચરૂં;
પછે સુધન્વાએ શત બાણ, મધુસૂદનને માર્યાં તાણ. ૪૩
હર્ષ ધરી હરિ હૃદયે હણ્યા, મહાબળીએ ગોવિંદ નવ ગણ્યા;
રથ વિષે બેઠા બળવીર, સહિત અશ્વને અર્જુન ધીર. ૪૪
તે રથ ફરવા લાગ્યો વક્ર, ઘટ ઘડવાનું જેવું ચક્ર;
ચોપાસે દશ બાણે તહી, ધીર ધનંજય છાયો સહી. ૪૫
એક નલ્વ પ્રમાણે નવો, પાર્થ રથ પાછો ખેસવ્યો;
હંસધ્વજતને એમજ કર્યું, શ્રી હરિએ વાયક ઉચ્ચર્યું. ૪૬
જોજો અર્જુન દીસે ઘણું, પ્રાક્રમ શૂર સુધન્વા તણું;
ત્રણ શરે મારૂં સર્વથા, કરી પ્રતિજ્ઞા વધની વૃથા. ૪૭
મુજને પૂછ્યા પાખી આમ, તેં કાં કીધું સાહસ કામ;
જે દુઃખ જયદ્રથ વધતાં થયું, તે તુને ક્યમ વીસરી ગયું. ૪૮
તારો રથ મેં રાશે ગ્રહ્યો, ચર્ણ વિચલી ચાંપી રહ્યો;
તોય સુધન્વા કેરે શરે, નલ્વ માત્ર પાછો પરવરે. ૪૯
એ સુધન્વા સબળો ધીર, એક પત્નીવ્રત પાળે વીર;
એ વ્રત મેંને તેં નવ થાય, મોટું કષ્ટ પડ્યું કુરૂરાય. ૫૦

એમ સુણી બોલ્યા અર્જુન, સાંભળો સાચું શ્રીભગવન;
ત્રણ બાણે એહનું શીશ, નિશ્ચે પાડું શ્રીજગદીશ. ૫૧
તદા અમો અતિ દુઃખિયા થતા, જો યાદવજી ન આવતા;
જૈમિનિ કહે સાંભળ ભૂપતિ, અર્જુન બાણજ મૂકે અતિ. ૫૨
પારથ વદતો વેગે કરી, દશ દિશા બાણે આવરી;
શૂર સુધન્વા કોપ્યો આપ, શર સાંધી ધૂણાવે ચાપ. ૫૩
રાતાં લોચન રીસે ભર્યાં, ઇશ પ્રત્યે વાણી ઉચ્ચર્યાં;
પેહેલાં જયમ ઉપકારજ કર્યો, ગોરક્ષણ ગોવર્ધન ધર્યો. ૫૪
તેમ અધુના શ્રીદેવ દયાળ, પાંડવને પાળો ગોપાળ;
અતઃપર પારથ મહાબળી, ધનુષ્ય વિષે શર સાંધ્યો વળી. ૫૫
કાળ અનળ સરખો શર ગણી, મેલ્યો સદ્ય સુધન્વા ભણી;
તે શર નિરખી હરિએ ઘણું, સોંપ્યું સુકૃત પોતા તણું. ૫૬
ગિરિ ગોવર્ધનધારી હરિ, ધેનુ તણી જે રક્ષા કરી;
તેણે પુણ્યે સારંગપાણ, તત્ક્ષણ તેહ પ્રતિષ્ઠો બાણ. ૫૭
તેનું યુદ્ધ જોવાને પાસ, દેવ રહ્યા ઉભા આકાશ;
કૌતુકકારી વર આપવા, સુર આવ્યા સ્થાન રથાપવા. ૫૮
સુરનારી આભૂષણ ભરી, આવી દિવ્ય વિમાને કરી;
સુભટ સુધન્વા સાગરમણિ, હરિને સુર હિતકારી ગણી. ૫૯
બળિઓ બાળક બોલ્યો વાણ, એ સાયક છેદું નિરવાણ;
બહુ પુણ્યે કરી પોખ્યો બાણ, જો નવ પાડું પૃથ્વી જાણ. ૬૦
તો મુજ સુકૃત મિથ્યા થજો, તસ્કર રાક્ષસ ભક્ષી જજો;
મેં પ્રકાશ્યું પ્રકટ કરી, મારૂં પ્રાક્રમ જો જો હરિ. ૬૧
એમ પ્રકાશ્યું સુધન્વા સાચ, અર્ધચંદ્ર નાંખ્યો નારાચ;
આવંતો અર્જુનનો બાણ, તે બાણે છેદ્યો નિરવાણ. ૬૨
ભલો સુધન્વા ભૂતળ ભડયો, પારથનો શર ભાગી પડયો;
વિસ્મય પામ્યાં ત્રણ ભવન, સુરવર વિસ્મય પામ્યા મન. ૬૩
સત્વર ગત કરતો સંગ્રામ, દીઠો શૂર સુધન્વા નામ;
પાર્થજી પોતે પરમાણ, જેવે સાંધ્યો બીજો બાણ. ૬૪
તેવે તે શર મધ્યે ફરી, અતિશે સુકૃત આપ્યું હરિ;
પાંડવને પાળવા ત્યાર, ભૂમિદાન ફળ આપ્યું સાર. ૬૫

સુધન્વા કહે સાંભળ શ્યામ, પાર્થ અર્થે કીધું કામ;
સુકૃત સર્વે સમર્પ્યું તમો, એ સાયકને છેદું અમો. ૬૬
મારૂં પણ સુણ્ય ગાંડિવપાણ, જો નવ છેદું તારો બાણ;
વસિષ્ઠ સાથે અરૂંધતી આપ, તે માર્યાનું મુજને પાપ. ૬૭
તો પોતાનું પ્રાક્રમ કરી, સાંધે શર સંભાળે ફરી;
ધન્ય ધનંજય મહા તું વીર, તારે અર્થે શ્રી હરિ ધીર. ૬૮
નિજ સુકૃત સોંપે નિરધાર, તારા પુણ્ય તણો નહિ પાર;
શીરે રક્ત નયન અર્જુન, સાંધ્યો શર શત્રુ તર્જન. ૬૯
કાળ અનળ સરખો શર સોય, ધન ખચેં જ્યમ કૃપી કોય;
દેવ રહ્યા આકાશે કહે, મહી મંડળમાં માણુસ રહે. ૭૦
અધુના આ સ્થાનક શું વસે, કોણ સુભટ એમાં જીતશે;
શરવન્હિ વાધ્યો ચોપાશ, બાણ ગયો ઉડી આકાશ. ૭૧
પાર્થ કરથી છૂટયો બાણ, જાણે કરશે પ્રલય પ્રમાણ;
મહા બળિઓ હંસધ્વજ બાળ, તેહ શર છેદ્યો તત્કાળ. ૭૨
પોતાના પ્રાક્રમથી જાણ, સત્વર છેદ્યો બીજો બાણ;
દીધો શંખ સુધન્વા છંદ, આપણના દળને આનંદ. ૭૩
હંસધ્વજ હરખ્યો મન માંય, છેદ્યો બાણ સુધન્વા ત્યાંય;
ધરતી થર થર કાંપી તદા, અર્જુનનો શર છેદ્યો યદા. ૭૪
એવે અર્જુનને કહે ઇશ, ત્રીજો શર તું નવ સાંધીશ;
પંચજન્ય પૂરૂંછું હુંય, દેવદત્ત દે પારથ તુંય. ૭૫
હું સાથે તું પારથ વીર, નિરખ ધનંજય એહનું ધીર;
જગત વિષે તે જીવ્યું ધન્ય, કીર્ત્તિ વ્યાપે ત્રણ ભુવન. ૭૬
સર્વ કામને કીર્ત્તિ ઘણી, પાળે પ્રતિજ્ઞા પોતા તણી;
પૂર્વ પુણ્ય સમર્પી હુંય, એ વિધિ એહને પાડુ છુંય. ૭૭
તું શર મારે છે મહારથી, તોય પણ એ પડતો નથી;
એવું વચન ઉચ્ચારી કરી, પંચજન્ય પૂર્યો શ્રી હરિ. ૭૮
શંખ સુણીને સત્વર થયો, દેવદત્ત પારથે પૂર્યો;
પૂરી શંખ પુનઃ પરબ્રહ્મ, બોલ્યા પંકજલોચન પર્મ. ૭૯
પાર્થે શર ઝાલ્યો કર મધ્ય, શીઘ્ર આજ્ઞા માનો અદ્ય;
જૈમિનિ કહે સાંભળ ભૂપતિ, અર્જુન ઉદ્યમ માંડયો અતિ. ૮૦

કરમાં શર સાંધ્યો તત્કાળ, મહાબળિયો પાર્થ ભૂપાળ;
શ્રી હરિએ તે શર તત્ખેવ, કઠિન કર્યો સ્થાપિ સ્થિર દેવ. ૮૧
પાછળ મૂક્યા બ્રહ્મા એવ, મધ્યે મૂક્યા શ્રી મહાદેવ;
બાણુ તણું ફળ આગળ અણી, સ્થાપ્યા આપ ત્રિભોવન ધણી. ૮૨
શરમાં સુકૃત સોંપ્યુ સાર, કીધું જે રામાઅવતાર;
કરે લોક સહુ હાહાકાર, પારથે તે શર સાંધ્યો જ્યાર. ૮૩
સાંધ્યો દેખી દીર્ઘ બાણુ, શૂર સુધન્વા બોલ્યો વાણુ;
ગોવિંદજી તે જાણ્યું અમો, જે જે કામ કરોછો તમો. ૮૪
પાર્થ કેરૂં કરવા કાજ, મારો વધ માંડયો મહારાજ;
શરને અગ્રે ઉભા તમો, વિશ્વતનું જાણ્યા છું અમો. ૮૫
પાર્થ કાંઇ પ્રતિજ્ઞા સાર, [1]સપ્રીતે સંગ્રામ સંભાર;
એમ સુણી બોલ્યા અર્જુન, સાંભળ શૂર સુધન્વા ધન્ય. ૮૬
આ બાણે તારૂં શીર સહી, મુકુટ સહિત જો પાડું નહિ;
હરિ હર મૂર્ત્તિ ભાંજે પાપ, તે અઘ મુજને લાગે આપ. ૮૭
એમ કહીને અર્જુન રહે, શૂર સુધન્વા એવું કહે;
જે કો કાશી મધ્યે જાય, મણિકર્ણિકા મધ્યે ના'ય. ૮૮
સાંજે શંકર પૂજા કરે, પાટુ મારી પૂજા હરે;
તેવું પાતક મુજને સહી, એ શરને જો છેદું નહિ. ૮૯
જૈમિનિ કહે જનમેજય જાણુ, વળતો પાર્થે સાધ્યો બાણુ;
જળહળતો બળતો પાવકે, કોજન સામું જોઇ નવ શકે. ૯૦
ગગન ગયો શર છોડી ધરા, અકળાતી ધાતી અપ્સરા;
આકાશે અજવાળું ઘણું, ભયથી સુર પામ્યા નરપણું. ૯૧
વાજે જે વાજીંત્ર બહુ, શરને નાદે છાયાં સહુ;
તેણે બાણુ ભમાવી મહી, તોયે સુધન્વા મોહ્યો નહિ. ૯૨
રીસ ભર્યો ભારતશું ભણે, તું ઉભો આંગણુ રણુ તણે;
દેવ મહારૂદ્રાદિક જેહ, મારા શરને રાખે તેહ. ૯૩
એ શરને છેદું નિરધાર, આ માર્યો મેં કુંતિકુમાર;
લાજે મુજ હંસધ્વજ તાત, ન હણું તો લાજે મુજ માત. ૯૪
પ્રભાવતી જે મારી નાર, તે મુજને કહેશે ધિક્કાર;

---

૧ સંપ્રતિ સંગ્રામે સંભાર. પ્ર ૧

તુજને હું નાણું નર સહી, પાર્થસારથી આવ્યો અહી. ૯૫
આણે કાળ કહ્યું છું અમો, રણ મૂકી નવ જાતું તમો;
ઉભા અચ્યુત કરજો યુદ્ધ, પ્રાક્રમ કરજો પારથ શુદ્ધ. ૯૬
સુધન્વાએ કહી એવી વાણ, કૃષ્ણ! કૃષ્ણ! કહી છેદ્યો બાણ;
મધ્યે છેદ સુધન્વા અડચો, અડધો શર પૃથ્વીમાં પડચો. ૯૭
તેવો સાયક છેદ્યો જ્યાર, મહીમાં હવો હાહાકાર;
રણ મધ્ય સુધન્વા જાણ, સ્કંધે આપ અફાળે પાણ. ૯૮
ત્રીજો બાણ થયો જ્યમ નાશ, શશિ મંડળ કંપ્યું આકાશ;
[1]પૂર્વજ ઇંદ્ર કિરીટિ તણો, સજળ થયો નિર્જળતા હણો. ૯૯
શીર અંગે નિરલજ્જતા શશિ, સૌને મન અદ્ભુતતા વશી;
ઉજ્વળ કુંડળ ઓપે ઘણું, એવું શીશ સુધન્વા તણું. ૧૦૦
પ્રૌઢ પ્રાક્રમનો ભંડાર, એવું મુસ્તક સુંદર સાર;
અગ્ર ભાગ શર ઉડચો ઘણું, છેદ્યું શીશ સુધન્વા તણું. ૧૦૧
ઇતિ ભારત અશ્વમેધ મોઝાર, ઓગણીશમો અધ્યા' સાર;
રત્ન કહે યત્ને કરી કર્યો, પચાણું શ્લોકે વિસ્તર્યો. ૧૦૨

## અધ્યાય ૨૦ મો રાગ ગોડી.

કહે જૈમિનિ સાંભળ રાય, કહું મહાભારત મહિમાય;
શૂર સુધન્વા કેરૂં શીશ, છેદ્યું અર્જુન ઉભા ઈશ. ૧
તત્ક્ષણ ઉડયું તે આકાશ, જઇ પડયું કૃષ્ણ પદાંબુજ પાસ;
મુખે જપતું કેશવ રામ, નૃસિંહ નૃસિંહ લેતું નામ. ૨
શીર હીણ સુધન્વા પીડે, રણાંગણમાં ભમતો હીંડે;
જે હાથ ચઢે ગજ વાજી, તેને તે ધડ નાખે ભાજી. ૩
ગજ રથ ઘોડા ગ્રહી ઉછાળે, કોને બે કર સાહી અફાળે;
તે ધીર તણું ધડ ધાતું, પાર્થ સૈન્ય હણ્યું મદમાતું. ૪
તે શીર સુધન્વા કેરૂં, નિજ પદ પાસ પડયું હરિ હેર્યું;
તે સુંદર સ્મિતયુત સોયું, હરિએ હાથે ગ્રહીને જોયું. ૫
પ્રકટી વીર વદનથી જ્યોત, પેઠી હરિ-મુખમાં ઉદ્યોત;
તે પ્રીત સુધન્વા કેરી, જાણે યાદવરાય ઘણેરી. ૬

---

૧ પૂર્વજ ઇંદ્ર કીટી તણો, સજળ થયો નિરલજતા હણો. પ્ર. ૧

હરિને વૈષ્ણવ વા'લો જેહ, બીજો કોઈ ન જાણે તેહ;
વળતું તે શીર સાં'યુ સઘ, નાંખ્યુ હંસધ્વજ રથ મધ્ય. ૭
તે શીર શોભાનો ભંડાર, જળકે કુંડળ જ્યોતિ અપાર;
તે હંસધ્વજે ભુજ ઝાલ્યું, પ્રાણપે પુત્રનું શીશ વા'લું. ૮
શીરને સન્મુખ સાહીને જોતો, એવું બોલ્યો રાજા રોતો !!
શું કીધું સુધન્વા આપ, કાં ના બોલે મારા બાપ! ૯
હું તો તાતજ તારો છુંય, કાં મુને ઓળખતો નથી તુંય;
શું રીસાયો મુજ સાથ, મેં વેર વસાવ્યું હાથ. ૧૦
જે તેલ કઢાની જ્વાળ, તેમાં નાખ્યો મેં તું બાળ;.
ટાળી પુત્રપણાની પ્રીત, મેં દીધો દંડ અનીત. ૧૧
તેં પાળી પ્રતિજ્ઞા પ્રશ્ન, રણ સંતોખ્યા અર્જુન કૃષ્ણ;
વળી પ્રભાવતીનો કામ, તેં સમાવ્યો અભિરામ. ૧૨
કહે જૈમિનિ સુણ રાજન, ભૂપતિ અતિ દુઃખ ભાજન;
નિરખી સુતના શીરનું રૂપ, ફરી મુખ ચુંબન કરતો ભૂપ. ૧૩
વળતું આપ લલાટની સાથે, સુતલલાટ અડકાડયું હાથે;
એવી યુક્તિ કરી ઘણીવાર, રથમાં રાય રહ્યો તેણી વાર. ૧૪
સુતને શોકે પીડયો તાત, પુનરપિ પૂછે ભૂપતિ વાત;
ઉઠ ઉઠ કુંવર એકવાર, બળકરી બાંધ્ય પાર્થ-તોખાર. ૧૫
તારા બીરૂ ભડ પ્રદ્યુમ્ન, તેશું યુદ્ધ કરો હે તન!
જનુનીનું કહ્યું તેં કીધું, જે કામ કવલાએ દીધું. ૧૬
જે તુને કહું હું વાત, સુણે [1]સુરથાદિક તુજ ભ્રાત;
મેં જેહ સુધન્વા યાચ્યો, નવ બોલે ચાલે રાચ્યો. ૧૭
સુણી હંસધ્વજની વાત, વળતો સુરથ કહે સુણ તાત;
તમો શીદ રૂઓછો બાપ, રણાંગણમાં ઉભો આપ. ૧૮
જે માર્યો બાળક બાણે, તેનું શીદ ગ્રહે શીર પાણે;
પછે હંસધ્વજ કહે વાણ, સાંભળ પુત્ર કહું પ્રમાણ. ૧૯
હું રૂદન કરૂંછું જેહ, તેનું કારણ સાંભળ તેહ;
છેદું મુસ્તક સુતનું અર્ણ, આવી સઘ પડયું હરિચર્ણ. ૨૦
જે પામ્યું શ્રી હરિચર્ણ, શા માટે ત્યજ્યું હરિશર્ણ;

---

૧ સુણો સુરથાદિક ભ્રાત,

જો પૂર્વેનાં સુકૃત હોય, તો હરિ સંગત પામે સોય. ૨૧
કાંઈ પ્રકટ્યો પાતક ભોગ, (માટે)થયો વિષ્ણુ તણો વિયોગ;
કંઈ પાપ સુધન્વા કેરૂં, અથવા મારૂં પાપ ઘણેરૂં. ૨૨
હરિચર્ણુ કમળપર શીશ, જ્યમ ભ્રમર ભમે ત્યમ દીસ;
હરિના પદ પામી એહ, ક્ષણું એક રહ્યું નહિ તેહ. ૨૩
હું તો એહજ વિસ્મય પામું, હરિએ નાખ્યું શીશ મુજ સામું;
અહો સુરથ! સુધન્વા-શીશ, જો મુજ ઉપર નાખ્યું ઈશ. ૨૪
જો શીશ સહોદર કેરૂં, ઉજ્વળ કુંડળ તેજ ઘણેરૂં;
શીર નાખું છું હરિ-રથમાંય, ફરી એને મળીશું ક્યાંય. ૨૫
કહે જૈમિનિ બળતુ રાય, શીર નાખ્યું હરિ-રથ માંય;
હરિએ સા'યું શીર કરવાળી, નાખ્યું ગગન વિષે ઉછાળી. ૨૬
વળતો હંસધ્વજ ભૂપાળ, સુરથે પ્રતિબોધ્યો તત્કાળ;
જો જો તાત કરૂ હું યુદ્ધ, અર્જુન અચ્યુત સાથે શુદ્ધ. ૨૭
તુજ દેખતાં મુજ તાત, સૌ સૈન્ય જૂએ વિખ્યાત;
મારો બળિયો બાંધવ લીધો, શ્રીકૃષ્ણે મુખમાં પીધો. ૨૮
તે કેશવને હું જાણું, મહારથી પાર્થને પ્રમાણું;
તો હરિ દેવકીસુત કહેવાશે, મારી આગળ નિશ્ચળ થાશે. ૨૯
એવું સુરથ બોલ્યો ભાવી, પછે રથ ઉપર બેઠો આવી;
સુરથ સાથે ઘણું દળ લાવ્યો, પાર્થ સામો વઢવા આવ્યો. ૩૦
નિજ શંખ વજાડચો સુસાદ, સુરથે કીધો કેસરીનાદ;
નાદે ફાટી પડયું પાતાળ, સાંભળ જનમેજય ભૂપાળ. ૩૧
કરમાં ધીર ધનુષ્યને ધારી, પાર્થને કહે સુરથ વિચારી;
રણુમાં ઉભો રહે ઉદ્દામ, કર્યની હું સાથે સંગ્રામ. ૩૨
હે હરિ! અર્જુનને ઉગાર્યે, મુજ સુરથ રિપુ નિરધાર્ય;
મુજ બંધુ સુધન્વા માર્યો, નિજ સુકૃત આપી તાર્યો. ૩૩
તે બાળક તું ચેષ્ટાકારી, તેં તો હાની ન દીઠી તારી;
સાંભળજે તું સારંગપાણુ, જ્યમ કોઈ એક બાળ અજાણુ. ૩૪
આપે મુક્તાફળ જે માટે, તે બદરી ફળને સાટે;
ત્યમ પુણ્ય હરિ તમે આપ્યું, સાટે શીશ સુધન્વાનું કાપ્યું. ૩૫
તમો એનું જીવન લીધું, તે તો બદરી ફળ વત કીધું;

આપે મુક્તાફળ અવગાહ્યો, જો જો એમાં કોણ વવાયો. ૩૬
તમો નેટ થયા ગોપાળ, મુને જાણો હે કરૂણાળ!
ગયો બંધુ સુધન્વા કાંય, તેને નવ દેખું હું આંય. ૩૭
અધુના પાંડવને હું પામી, સબળો હર્ષ થયો છે સ્વામી;
હવે જૈમિનિ કહે સુણ ભૂપ, તેની સાંભળી વાણી અનુપ. ૩૮
હરિ બોલ્યા પારથ પ્રત્ય, હે અર્જુન! સાંભળ સત્ય;
તેં એની આગળ આજ, નવ ઉભું રહેવું રાજ. ૩૯
એ બંધુ તણે દુઃખે બાળ્યો, વળી પૂર્ણ. પુણ્યે પખાળ્યો;
વળી બીજા તારા વીર, જાશે સુરથ સમીપે ધીર. ૪૦
જો અર્જુન તું રણ જાય, તો આજ અઘટતું થાય;
વળતા પાર્થ બોલ્યા વાણી, સાંભળ સાચું સારંગપાણિ. ૪૧
તમો મારાં અશુભ અપાર, તે ક્ષણમાં કીધાં પ્રા'ર;
તો એ સુરથ ભડ સારૂં, શું ભુંડું થાશે મારૂં. ૪૨
કહે કૃષ્ણ સુણો અર્જુન, [1]અતિ ચિંતા સહિત મન;
એ સબળ સુરથનો કોપ, જાણે કરશે સૃષ્ટિ લોપ. ૪૩
નવી સૃષ્ટિ કરવા કાજ, મોટી ચિંતા વિધિને આજ;
એ સુરથ તણું બળ પ્રોઢું, જોતાં તારૂ બળ છે થોડું. ૪૪
તું આજ કહ્યું કર્ય મારૂં, મારે વશવર્તિ મન તારૂં;
જે પ્રદ્યુમ્નાદિક વીર, એને હણશે હમણાં ધીર. ૪૫
એને હણવા અર્થે રાય, નવ દેખું અન્ય ઉપાય;
મેં સુકૃત સઘળું આપ્યું, એના બંધુ તણું શીર કાપ્યું. ૪૬
મહા કષ્ટ કરી મેં માર્યો, એમ કરી અર્જુન (તું) ઉગાર્યો;
એને પાતક હોય થોડું, વળી પુણ્ય પ્રકાશે પ્રોઢું. ૪૭
એનો જય થાશે નિરધાર, એમાં સંશય નહિ લગાર;
એના દેહમાં એક વિશેક, વાધ્યું સુકૃત કેવળ એક. ૪૮
જેણે દિવસે પુણ્ય ન હોય, તે દિન તસ્કર ભય જોય;
પન્નગ પાવક વ્યાઘ્ર બીહાવે, જ્યારે સુકૃત વિણ દિન આવે. ૪૯
કહે જૈમિનિ સાંભળ રાય, મોટા સુકૃતનો મહિમાય;
રણમાં એમ કહી અવિનાશ, તેડ્યો રૂક્મિણીનંદન પાસ. ૫૦

---

૧ અતિ ચિંતા વિધિને મન. પ્ર ૧.

તમો મહાબળ સઘળા વીર, રણમાં હણજો સુરથ શીર;
હું અર્જુનને ગ્રહી માન, [1]અધુના થઈશ અંતર્ધ્યાન. ૫૧
સુણી અચ્યુતનો અવબોધ, ચાલ્યા યુદ્ધ કરવા સૌ યોદ્ધ;
હરિએ દુષ્ટ સમો તે ટાળ્યો, રણથી પાર્થનો રથ વાળ્યો. ૫૨
જોજન ત્રણ પડયું દળ જેહ, અચ્યુત આવ્યા તેને છેહ;
પછે શૂર સુરથ તે ઠામ, માંડચો બીજા શું સંગ્રામ. ૫૩
વળતો સુરથ અતિ ક્રોધે, બંધવ હણનારાને શોધે;
બીજા સર્વ સુભટને પેખે, હરિ અર્જુનને નવ દેખે. ૫૪
શત્રુ સુધન્વાનો જેહ, હું નવ દેખું રણમાં તેહ;
સઘળા [છે] બાળક ભૂર, તેશું યુદ્ધ કરૂં કયમ શૂર. ૫૫
કયાં છે અર્જુન અચ્યુત આધી, મારા બંન્યે તે અપરાધી;
પેહેલી આ સેના સંઘારૂં, વળતી તે બંધેને મારૂં. ૫૬
મારી આગળ તે કયાં જાશે, ઉર્ધ્વ અધમાં કયાં સમાશે;
એવો નિશ્ચે કીધો ઉર, વળતો સુભટ પ્રત્યે કે' શૂર. ૫૭
સુણો સુભટો મારૂં પ્રશ્ન, કયાં છે કુંતાસુત ને કૃષ્ણ?
ત્યારે યોદ્ધા જલ્પે જાણી, સુરથ પ્રત્યે વદતા વાણી. ૫૮
અરે! શું મિથ્યા બોલે આળ, ભાસે બીકણુ સરખો બાળ;
અમો ઉભા રણમાં શૂર, પેહેલો તે સાથે ભડય ભૂર. ૫૯
પછે હારીશ હરિને હેરી, દેખીશ પાર્થ તારો વેરી;
એવાં વચન કહીને યોદ્ધ, આવી વીંટચો સુરથ ક્રોધ. ૬૦
તે સર્વેકો ધરી ધીર, સુરથે શરશું વેધ્યા વીર;
કો ભૂમિ પડચો ભડ ભેદી, કો બે ભાગ કર્યા મધ્ય વેધી. ૬૧
કોનાં છેદ્યાં અંગ શું રીસ, સુરથે છેદ્યાં કોનાં શિશ;
(કો) વીર વાહન રૂધિરે ચૂતા, સર્વે રણ શયનમાં સૂતા. ૬૨
સુરથે સેના હણી તેવાર, યોદ્ધા કરતા તે હાહાકાર;
જોજન ત્રણ પડયું દળ ત્યાંય, રચના વ્યૂહ તણી જે માંય. ૬૩
તે સર્વ પમાડયું નાશ, આવ્યો સુરથ હરિની પાસ;
ત્યાં દીઠા અચ્યુત ઉભા, હરિ પાર્થ સાથે શોભ્યા. ૬૪
પછે બાણ તણા ગણ વેર્યા, સુરથે (શ્રી) યદુનંદન ઘેર્યા;

---

૧ થઇશ અંતર અધુના જાણ. પ્ર. ૨.

વીંધ્યો પાર્થ પણ નિરવાણ, માર્યા કાકપત્રનાં બાણ. ૬૫
વળતો ધીર ધનંજય વીર, રહે રહે કહી તાણ્યાં તીર;
વળતો સુરથ સહસ્ર બાણે, વીંધ્યો સારથી સહિત પાણે. ૬૬
છેદ્યું ધનુષ્ય પ્રત્યંચા સાથે, છેદી ધ્વજા સુરથ કુરનાથે;
પછે સુરથ તણો રથ જેહ, કીધો તિલ તિલ કટકા તેહ. ૬૭
કરી સુરથ તણા કર ઠાલા, માર્યા પાંડુસુતે શત ભાલા;
પછે કોપ્યો સુરથ શૂરો, બાણ અનેકે અર્જુન પૂર્યો. ૬૮
નાખે નાના વિધિનાં અસ્ત્ર, બંધે વીર વઢે શત શસ્ત્ર;
વળતા પાર્થશું પ્રમાણ, બોલ્યા વિઠ્ઠલ સુંદર વાણ. ૬૯
પાર્થ સુરથ તણું જો ધીર, કેવો યુદ્ધ કરેછે વીર;
સુરથ સુધન્વા વીરની દેહ, હણશે સઘળી સેના તેહ. ૭૦
આપણ નાઠા એથી ઉઠી, નથ તજી આપણી પુઠી;
મારી તારી આગળ તેહ, રણમાં એકજ દીસે એહ. ૭૧
એને બાણે વ્યાપ્યું જગત, તોય વઢતો દિસે વિગત;
હરિનું વચન સુણી અર્જુન, બોલ્યો રીસ સહિત વચન. ૭૨
સાંભળ દેવ સુરથને વારૂ, તારી આગળ અધુના મારૂં;
મારે કાંઇ અસાધ્ય ન હોય, તારે પ્રસાદે કરી સોય. ૭૩
જૈમિનિ કહે સાંભળ રાય, એમ કહી અર્જુન કીધા ઘાય;
પાર્થ મારે દૃઢ ધનુ તાણે, છાયો સુરથ સુભટ શત બાણે. ૭૪
પાર્થ કેરે બાણે ત્યાં ઝુડયો, વળતો સુરથનો રથ ઉડયો;
રણમાં સુરથ પણ નવ સાંખે, નરહરિ પર બહુ શર નાખે. ૭૫
પછે બોલ્યો સુરથ સુજાણ, ઉજ્વળવાહન પ્રત્યે વાણ;
અરે પાર્થ તું રથ રાખ્ય, વેધું બાણ તણા ગણ નાખ્ય. ૭૬
ભમતો પાર્થનો રથ ભૂપ, સુરથે માર્યા બાણ અનુપ;
પછે પાગ વિષે રથ બ્રહ્મ, ચાંપ્યો પારથનો રથ પર્મ. ૭૭
શ્રી હરિ પૃથ્વીમાં રથ ચાંપ્યો, તોય સુરથ શરે કરી કાંપ્યો;
રથ તોયે ન રહે ઠામે, શ્રી હરિ મન વિસ્મય પામે. ૭૮
પછે તીક્ષણ બાણે તેહ, ભેદ્યા અચ્યુત અર્જુન બેહુ;
પૂર્યો પંચજન્ય ભગવાને, દીધો દેવદત્ત અર્જુને. ૭૯
પછે રીસ કરીને કૃષ્ણ, પૂછે પાંડવપતિને પ્રશ્ન;

આ આપણો રથ જેહ, મુજ ગુરૂ ચર્ણે ચાંપ્યો તેહ. ૮૦
જે સુરથ તણા શર આવે, તે તુજ રથને કંપાવે;
માટે ભુંડા ભૂપતિ ભેદ, સત્વર સુરથનો રથ છેદ. ૮૧
પછે પાર્થ કોપે ભરાયો, બાણે સુરથ તણો રથ છાયો;
રથ સારથી હય ધ્વજ સાથે, છેદ્યો હસ્તિનાપુરને નાથે. ૮૨
શત ભાગ કરી રથ ઢાળ્યો, પારથે કીધો સુરથ પાળો;
પછે પવનતનુ હનૂમાન, પૂંછે વીંટો પારથ રાજાન. ૮૩
પૂંછે પારથનો રથ સાંધ્યો, દૃઢ કરી ધરણી તળ બાંધ્યો;
દૃઢ કરી ધરણીધરે ઝાલ્યો, વળતો સુરથ શરે નવ હાલ્યો. ૮૪
પછે સુરથ કહે સુણ શ્યામ, જાણ્યું કેશવ તારૂં કામ;
હે ભૂધર! તારે ભારે, બાંધ્યો પારથનો રથ જ્યારે. ૮૫
તમો હરિને હનુમંત વીર, ચાંપ્યો રથ ધરણીમાં ધીર;
તેને કરમાં ઝાલીશ હુંય, જો જો ઉર્ધ્વ ઉછાળું છુંય. ૮૬
પછે એમ કહીને ધાયો, સુરથે પાર્થનો રથ સા'યો;
જો જો પરાક્રમ કીધું ઉદગ્ર, સા'યું પારથ રથનું અગ્ર. ૮૭
સુરથે ઉખેડી રથ તોળ્યો, હર્ષે હસિત વદન અતિ બોલ્યો;
અરે પાર્થ! હું નહિ સાંખુ, કે'ની તારો રથ કયાં નાખું! ૮૮
કહે તો સાગર જળ રથે ભેળું, કહે તો મેરૂ તણે શીર મેલું;
અથવા હસ્તિનાપુરમાં પાડું, અર્જુન રથ કહે ત્યાં ઉડાડું. ૮૯
રથે બેઠા અર્જુન જોય, માર્યો પંચ શર શું સોય;
પડયો મૂર્ચ્છિત શૂર સુજાણ, મૂકયો પાર્થ-રથ નિરવાણ. ૯૦
મૂકી મૂર્ચ્છા સુરથ એઠો, આવી બીજા રથ પર બેઠો;
રીસે રક્ત નયન તે બેહુ, પુનરપિ યુદ્ધ કરતા તેહુ. ૯૧
મૂકે અર્ધચંદ્ર બહુ બાણ, (વળી) વચ્છદંત શિલીમુખ જાણ;
[1]સૂકરકર્ણ તણા શર સાંધ્યા, કંટકમુખના સાયક બાંધ્યા. ૯૨
એવે સુરથ કહે સુણ પાર્થ, કાંઈ પ્રતિજ્ઞા કર્ય સ્વાર્થ;
તારી સત્ય પ્રતિજ્ઞા થાય, મેં તો એમ સુણ્યું છે રાય. ૯૩
એવે અર્જુન બોલ્યો વાણી, સાંભળ સુરથ કહું હિત આણી;
તુજને મારીશ હું વિખ્યાત, ઉભો અવિલોકે તુજ તાત. ૯૪

---

૧ સુકતકલના નાલી બાંધે, કટક મુખના સામે સાંધે. પ્ર. ૨.

મારી એક પ્રતિજ્ઞા ૧શાખ, તું પણ કાંઈ પ્રતિજ્ઞા ભાખ્ય;
વળી સુરથ કહે સુણ સૌમ્ય, તુને રથથી પાડું ભૌમ્ય. ૯૫
જો મુજ વચન થાશે શૂન્ય, તો નાશ થજો મુજ પુણ્ય;
એવે સુરથ વઢયો મન હરખી, છાયો પારથ રથ શર વરખી. ૯૬
એવું પરાક્રમ કીધું વીર, તે વિધ ધનંજય ધીર;
પાર્થે સુરથ તણા રથ ગાંજ્યા, શત ઉપર આઠ રથ ભાંજ્યા. ૯૭
બહુ વિધિ સેના મારી વીર, એમ કીધું ધનંજય ધીર;
સુરથે અર્ધચંદ્ર શર ભેદી, વીરે પાર્થ પ્રત્યંચા છેદી. ૯૮
વળી મૂકી બાણ અપાર, કીધો પાંડવ પ્રત્યે પ્રહાર;
પુનરપિ પાર્થને મન આવ્યું, બળમાં બીજું ધનુષ્ય ચઢાવ્યું. ૯૯
રથ વિના પાળો સુરથ સુજાણ, માર્યા બહુ બાણે નિરવાણ;
પાર્થે સાધે અર્ધચંદ્ર બાણ, માર્યો ભુજ બળે નિરવાણ. ૧૦૦
પાર્થે મેલ્યો એકજ બાણ, તત્‌ક્ષણ છેદ્યો દક્ષણ પાણ;
ભુજ ભૂષણ શર શણગાર, પૃથ્વી પર પડીઓ ત્યાર. ૧૦૧
ઝળકે જ્યોતિ ત્યાં તરફડતો, અર્જુન વીર વિલોકે વઢતો;
પછે સુરથે સુમતિ કીધી, વામ ભુજે ગદા ગ્રહી લીધી. ૧૦૨
ગાર્યા પાર્થના હય કોપી, માર્યા માધવ લજ્જા લોપી;
પછે હાથી એક હજાર, પૃથ્વી પાડયા તેણી વાર. ૧૦૩
રથ ભાંજ્યા દ્વય સહસ્ર, ધાયા ઘોડા અયુત અસ્ત્ર;
રણમાં વીર ઈતસ્તત ફરતો, ગજ રથ ઘોડા ચૂરણ કરતો. ૧૦૪
રહે રહે અર્જુન ઉભો આજ, રહો રહો ઉભા હરિ મહારાજ;
ઉભા રહો રાજા સર્વ, એવું કહેતો સુરથશું ગર્વ. ૧૦૫
પછે કોપ્યો સુરથ અપાર, પાળા પાડયા દશ હજાર;
પછે ભારત ભૂપે ભેદ્યો, સુરથ પાણિ ગદાયુત છેદ્યો. ૧૦૬
બંધે બાહુ રહિત તે વીર, બોલ્યો પારથ પ્રત્યે ધીર;
સાંભળ કુંતાસુત ભૂપાળ, તારા પંજરને તું પાળ. ૧૦૭
હે સાંભળજે જદુરાય, પાર્થ અર્થે સ્વાર્થ ગમાય;
હવે પાર્થ રથ હિત પાળ્ય, હું આવ્યો તારો કાળ. ૧૦૮
કહે જૈમિનિ સાંભળ રાય, મોટો મહાભારત મહિમાય;

---

૨ સાખ્ય. પ્ર. ૧.

પછે સુરથ ભુજા વિણ ધાતો, ઉડી અર્જુન સામો જાતો. ૧૦૯
તેને આવંતો અવિલોકી, અર્જુને માર્યા નવ શર મૂકી;
વાગ્યા હૃદે વિષે શર લાગ, છેદ્યા સર્વ સુરથના પાગ. ૧૧૦
તેહ હસ્ત ચરણુ વિણુ ત્રુહ્યો, તેવે અર્જુન સામો ઉઠ્યો;
એવે ભારતે ભેદ વિચાર્યો, સહુ દેવ મળી શર માર્યો. ૧૧૧
તેણે સુરથ તણું શીર છેદ્યું, કુંડળ મુકુટ સુલોચન વેધ્યું;
એવું મસ્તક મોહન રૂપ, છેદ્યું સુરથ તણું સુણુ ભૂપ. ૧૧૨
છેદ્યા પાગ તણું ધડ એહ, ધાતા ધીર ઈતસ્તત તેહ;
પર્વત શિખર સમું તે જાતું, પાંડવ સૈન્ય હણ્યું મદમાતું. ૧૧૩
ઉડી મસ્તક આવી લાગ્યું, ભડથી ભારત ભાળે લાગ્યું;
તેણે પાર્થ મૂર્ચ્છા પામ્યો, પાંડવવીર તણો મદ વામ્યો. ૧૧૪
(પછે) પડયું પૃથ્વીમાં તે શીશ, સ્પર્શ્યું પાગે જ્યાં જુગદીશ;
ઇતિ મહાભારત મહિમાય, વીત્યો વીશમો અધ્યાય. ૧૧૫
કહે રત્ન કરંતો યત્ન, [1]જેમાં માર્યા સુરથ સપત્ન;
શત ઉપર એકજ શ્લોક, ઉત્તમ અશ્વમેધ અવલોક. ૧૧૬

## અધ્યાય ૨૧ મો રાગ કેદારો.

સુરથ તણું શીર કર ધરી, પારથશું બોલ્યા હરિ;
ઉડાડયા અર્જુન રથ મધ્ય રણ્યારે. ૧
સાંભળ પારથ મહારથી, તું કયાં ઓળખતો નથી;
સત્યવાદી સુરથ તણા ગુણુ મેં લહ્યારે. ૨

### ઢાળ.

મેં ગુણુ જાણ્યા સુરથ તણા, એમ બોલ્યા શ્રી હરિ વાણી;
એમ સુણીને અર્જુન બોલ્યા, સાંભળો સારંગપાણિ. ૩
એણે પાડયો પણુ હું ઉઠયો, રાજ પ્રતાપે પુણ્ય;
એથી કૌતક બીજું નહિને, એથી ધન્ય નહિ અન્ય. ૪
એ મસ્તક મુજ ભુજમાં આપો, વિઠ્ઠલજી હું વંદું;
એ શીર સ્પર્શી શૂરપણું ઘણું, પામી અતિ આનંદું. ૫
શ્મશ્રુ સહિત તે શીર ગ્રહી, વંધ્યું પારથ વીરે રણમાં,

---

૧. જેમાં આરાધ્યો સુરથનો પત્વ. પ્ર. ૨.

શ્રીકૃષ્ણે ખગપતિ સંભાર્યો, તે આવ્યો એક ક્ષણમાં. ૬
વિનતાસુત નિજ સ્વામી આગળ, આવી ઉભો ત્યાર;
કૃષ્ણ કહે આ શીશ ગ્રહીને, પાડો પ્રયાગ મોઝાર. ૭
ગરૂડ કહે સાંભળ ગોવિંદજી, તે કારણ મેં જાણ્યું;
ગંગા યમુના સરસ્વતિ તે, પાણી માત્ર પ્રમાણું. ૮
સુરથ તણું શીર ત્યાં મોકલતાં, કારણ થાશે શુંય;
શાને મસ્તક ત્યાં મોકલશો, સાક્ષાત ઉભો તુંય. ૯
જ્યાર લગી માણસનાં અસ્થિ, ગંગાજળમાં હોય;
ત્યાર લગી અમૃતનું ભોજન, કરે સ્વર્ગમાં સોય. ૧૦
સુરથ તણું જે તેજ પ્રવેશ્યું, તારા મુખમાં આણી;
તોયે ત્યાં હું જાઈશ જાદવ, મહત આજ્ઞા જાણી. ૧૧
તારો હું સેવક છું સ્વામી, આપો શીર મુજ પાણ;
ગરૂડ તણી વાણી મન આણી, બોલ્યા સારંગપાણ. ૧૨
સાંભળ સેવક એ મુસ્તકથી, પ્રયાગ પાવન થાશે;
મારા કોશ વિષે શીર નાખ્યે, પાતક સઘળાં જાશે. ૧૩
જૈમિનિ કહે તે શીશ ગ્રહીને, ઉડ્યો ખગપતિ જેવે;
તેવામાં તે પન્નગશત્રુ, દીઠો શ્રી મહાદેવે. ૧૪
પાર્વતીયુત વૃષભે બેઠા, ગણવ્રત અતિ કૈલાસ;
[1]ત્રિશૂળ યુક્ત વરદાનજ દેતા, ભગવાન પૂર્ણ પ્રકાશ. ૧૫
શંભુ ચરાચર ગુરૂ સૃષ્ટિકર, લોક તણો કરતાર;
[2]બ્રહ્માદિક સુર જેને સેવે, સુરથ તણું શીર સાર. ૧૬
કશ્યપસુત શીર ગ્રહીને જાતો, પ્રયાગ પ્રત્યે દેવ;
ત્યારે ભૃંગીશું ભવ બોલ્યા, ગરૂડ પ્રત્યે જા એવ. ૧૭
પાર્વતી પૂછે શિવ શું છે, પન્નગરિપુની પાસ;
વિરૂપાક્ષ કૌતુક છે મુજને, શંકર કહો પ્રકાશ. ૧૮
એમ સુણીને શંકર બોલ્યા, સાંભળ સુંદરી વાણ;
પાર્થ વીરે સુરથ હણ્યો છે, તેનું મસ્તક જાણ. ૧૯
ગરૂડ ગ્રહીને ઉડ્યો અબળા, પ્રેર્યો પદ્માનાથે;

---

૧ સુર સહિત વરદાને શ્રીભગવાને પૂર્ણ પ્રકાશ પ્ર.ર. ૨ બ્રહ્માદિક સુર જેને સેવે સુરથ તણું શીર સાર.

પ્રયાગમાં પધરાવવા ચાલ્યો, સુરથ તણા શીર સાથે. ૨૦
તે લેવાને મેં મોકલીઓ, ભૃંગીગણ રણુરાજ;
રૂંઢમાળમાં પ્રોવા મસ્તક, ઉજ્વળ કુંડળ આજ. ૨૧
એના બંધુ સુધન્વા કેરૂં, શીશ હર્યુંછે પે'લું;
સુરથ તણું શીર બીજું માટે, ભૂષણ થાશે વે'લું. ૨૨
જે કો ધર્મ ધુરંધર દાતા, જાણે પર ઉપકાર;
શૂર તથા જીતકામ તણા એ, મારે મંડનહાર. ૨૩
એવા નરનાં મુસ્તક ધારૂં, બીજાનાં નવ રાખું;
જૈમિનિ કહે સાંભળ જન્મેજય, રાજા સાચું ભાખું. ૨૪
શંકર કેરૂં વચન સુણીને, ભૃંગી ધાયો ધીર;
ગરૂડ કને આવ્યો અતિવેગે, વાણી બોલ્યો વીર. ૨૫
ભૃંગી કહે સુણ વિનતાસુત તું, મારે કર શીર આપ;
તુંથી બળે અહીશ હું બાવા, ન લહે મુજ પ્રતાપ. ૨૬
હું તો પન્નગ નહિ ને પરડ નહિ, હું ન ગણું તારો ત્રાસ;
મૂક્ય મૂક્ય મસ્તક ના જાણે, મારૂં તેજ પ્રકાશ. ૨૭
ત્યાર પછી પક્ષીવર ગરૂડે, તેને મારી પક્ષ;
પ્રયાગ ગયો પક્ષીને આવ્યો, ભૃંગી જ્યાં ત્રયઅક્ષ. ૨૮
પક્ષ પવનથી ભૃંગી ઉડ્યો, સૂકા પત્રસમ જાણ;
પાર્વતી ભૃંગીને દેખી, શંકરશું કહે વાણ. ૨૯
અરે મૂઢ શિવ-દૂત ન જાણે, હરિ-વાહનનું શૂર;
જેની પાંખ પવનથી આવ્યો, હર પાસે તું ભૂર. ૩૦
શંકરને શું કહીએ જે તું, પ્રેર્યો દુર્બળ દેહ.
મહા બળિયો માધવનું વાહન, પન્નગપ્રાશન તેહ. ૩૧
જેને વાહન વૃદ્ધ વૃષભનું, સાગર ગામિની નાર !
ગજનું ચર્મ અનુપમ અંબર, ખટવાંગાયુદ્ધ ધાર. ૩૨
વનિતા વચન સુણી સંતોષ્યા, શંકર બોલ્યા વાણી;
અરે વૃષભનંદી તમો આપો, સુરથતણું શીર આણી. ૩૩
દૂત તણું બળ દેવી જાણે, એવું કરજે ભાઇ;
મહાદેવે મોકલીઓ નંદી, ગરૂડ કને ગયો ધાઇ. ૩૪
સુરથ તણું સુંદર શીર લેવા, કોપ કરી વૃપ દોડ્યો;

[૧]નંદીની નાસાને પવને, દેહ ગરૂડનો ઉડયો. ૩૫
ભૂતળ મધ્યે ભમતો હીંડે, તે કાળે તાર્ક્ષ;
પોતાને પવને ઉડાડયો, તે સેંવાયો પક્ષ. ૩૬
જ્યમ નંદી નિસાસા મૂકે, ત્યમ ઉડે ખગ ભાણ;
[૨]તૂલ્ય સરીખો ગરૂડ થયોને, નંદી નાગ સમાન. ૩૭
ઉડયો ગરૂડ ગયો વનમાં, સરિતા સર્વ ભમાવ્યો;
મૃત્યુલોક સાગર ગિરિ ભમતો, સત્યલોકમાં આવ્યો. ૩૮
એવે દૈવ વશે કરી દીઠો, આગળ આવ્યો પ્રાગ;
તેમાં મસ્તક મૂકયુ ગરૂડે, સમર્યા હરિ મહાભાગ. ૩૯
પાણી મધ્યે પડયું શીર લીધું, નંદી વૃષભે ત્યાંય;
ગરૂડ ગયો ગોવિંદજી પાસે, હર્ષી ઉભો હરિ જ્યાંય. ૪૦
નંદીએ તે મુસ્તક સુંદર, સોંપ્યુ શિવને પાણ;
મહાદેવે તે મુસ્તક કીધું, મણિનાયક નિરવાણ. ૪૧
સુરથ સુધન્વા કેરાં મસ્તક, મહાદેવે ત્યાં જોયાં;
મણિનાયક સુખદાયક જાણી, રૂંઢમાળમાં પ્રોયાં. ૪૨
જૈમિનિ કહે સાંભળ જનમેજય, હંસધ્વજ મહારાજ;
પુત્ર પડયો પેખીને ચાલ્યો, યુદ્ધ કરવા કાજ. ૪૩
મહાબળીઓ રથ બેશી ચાલ્યો, પુરને લોકે પૂજ્યો;
પૃથ્વી સઘળી કાંપી ત્યારે, શેષનાગ પણ ધ્રુજ્યો. ૪૪
હંસધ્વજના સેનથકી ત્યાં, સળકયો શેષ શું સાર;
કૃષ્ણે કોપ સહિત નૃપ દેખી, ભેદ વિચાર્યો ત્યાર. ૪૫
રથથી હેઠા ઉતરિયા હરિ, બાહુ પસાર્યા બેહુ;
પાતકહારી હંસધ્વજની, પ્રત્યે બોલ્યા તેહુ. ૪૬
આવો ભૂપતિ ભેટો મુજને, તુજમાં હું પ્રસન્ન;
રણમાં શોક તજો રાજાજી, સુતની સોચના મન. ૪૭
હરિને દેખી હંસધ્વજ પણ, રથથી અવનિ આવ્યો;
ભૂધરને ભેટી કરી ઉભો, હાસ્ય કરી મન ભાવ્યો. ૪૮
સુતનો શોક અમારે શાનો, અનાથ કેરાનાથ;

---

૧ નંદીના નિસાસા પવને પ્ર. ૧. ૨ તુલ્ય સરીખો નંદી થયોને, ગરૂડ નાગ સમાન પ્ર. ૨.

તુજને પામ્યો પરમેશ્વર, મુજ મસ્તક મૂકો હાથ. ૪૯
ભવનો ભય મુજને નથી માધવ, કાળ તણો ભય કેવો;
એમ સુણી શ્રી સારંગપાણિ, ઉત્તર આપે એવો. ૫૦
હંસધ્વજને અચ્યુત કહે તું, મૂકય તુરંગ અમારો;
રક્ષા કરજે અર્જુનની હું, જાવું અહીં જશ તારો. ૫૧
હું જ્યમ પાંડવ કેરે અર્થે, તરત તજું છું તન;
ત્યમ તમો પારથને પાળો, રણ મધ્યે રાજન. ૫૨
આ જો જો મુજ મિત્ર રહ્યો, આ રથ ઉપર અર્જુન;
એમ કહીને અર્જુન તેડયો, કેશવ કષ્ટ નાશન. ૫૩
ભારત ભૂપતિને ભેટાડી, મૂકાવ્યો તોખારઃ
પંચ દિવસ પ્રાહુણા રહીને, (પુરથી) જાતા જુગદાધાર. ૫૪
રાય યુધિષ્ઠિર કેરે નિકટે, જઇ સર્વ નિવેદ્યું સાર;
બંધનથી છોડાવ્યો ઘોડો, ભમતો ભૂમિ મોઝાર. ૫૫
હયની પાછળ પારથ જાતા, હંસધ્વજને તેડે;
પ્રદ્યુમ્નાદિક વીરે વીંટયો, ઉત્તર દિશ હય કેડે. ૫૬
તોયે તુરી આધેરો ચાલ્યો, ભૂરિ ભયાનક દેશ;
તે હયને નવ મૂકે પારથ, પાસે પંચ નરેશ. ૫૭
હંસધ્વજ પ્રદ્યુમ્ન અનુશાલ્વ, વૃષકેતુ વર વીર;
પાંચમ શૂર સુવેગ કહાવે, પારથ સાથે ધીર. ૫૮
સરોવરમાં જળપાન કરવા, પેઠો તેહ તોખાર;
તે જળપાને ઘોડો પામ્યો, ઘોડીનો આકાર. ૫૯
તે દેખી સહુ વિસ્મે પામ્યા, દૈવ તણી ગતિ જોય;
તુરંગ તણી તુરંગી થઇ, (બાળા) દારૂણ વન આ કોય. ૬૦
પાછળ સર્વે આવી પોહત્યા, [1]વીર પરમ પ્રકટ;
જળ મધ્યે તે ઘોડી પેઠી, વ્યાઘ્ર થઇ વિકટ. ૬૧
અર્જુન આદિક યોદ્ધા બોલ્યા, કર્ણકુંવર વિશાળ;
જળ મધ્યેથી બાહેર આવ્યો, વ્યાઘ્ર મહા વિકાળ. ૬૨
એમ સુણી જનમેજય પૂછે, જૈમિનિ કહો સંદેહ;
એ આશ્ચર્ય તમો ઉચ્ચાર્યું, તે વન મધ્યે જેહ. ૬૩

---

૧ પરમ પટ નિપટ. પ્ર. ૨

કારણ કોણ હશે એ જળમાં, જ્યાં પેઠો તે તોખાર;
તત્ક્ષણમાં તુરંગી થઈ, તેનું કારણ કહો નિરધાર. ૬૪
તે સરોવરમાં કવણ હશે ને, કારણ કવણ પ્રમાણ;
કારણ કોણ થયો હય વડવા, સર્વે તમો તે જાણ. ૬૫
પુનરપિ કયમ થયો તે વાજી, મુનિ માંડી કહો વૃત્તાંત;
જનમેજયનાં વચન સુણીને, જૈમિનિ બોલ્યા શાંત. ૬૬
સાંભળ રાજા વાત પુરાતન, તે સરોવર વન માંય;
તે સરોવર વન પાર્વતીએ, તપ કીધું છે ત્યાંય. ૬૭
મનમાં એમ ધર્યું ઉમયાએ, શંકર પ્રસંન થાય;
સ્વામી હું તુજ તપ સાધું છું, સા'ય થજો શિવરાય. ૬૮
એમ વિચારી ઉમયા દેવી, તપ કીધું બહુ કાળ;
એવે આવ્યો વિઘ્ન કરવા, દાનવ એક વિકાળ. ૬૯
ઉમયા પ્રત્યે આવી બોલ્યો, શીદ કરો તપકાજ;
સુંદર રૂપ તમારૂં સુંદરી, શું અણ પામ્યું આજ. ૭૦
તુજને હું મન વાંચ્છિત આપું, ઘર નારી થા મારી;
એવું વચન સુણીને ઉમયા, અદ્‌ભૂત કોપ ઉચ્ચારી. ૭૧
રીસે રકત નયન તે શાપ્યો, થારે ભસ્માકાર;
ભસ્માકાર કરી ફરી બાળ્યાં, ભૂદર જા નિરધાર. ૭૨
આજથકી આ વન આવે, આ સરોવર પ્રવેશે;
તે દુર્જન નર નિશ્ચે થાજો, વનિતા કેરે વેશે. ૭૩
તે દિનથી નૃપ એ વન [illegible], પેસે નર જે કોય;
નારી લક્ષણ તતક્ષણ દાસે, [illegible] ૭૪
તે માટે એ અશ્વ તત્ક્ષણ, જળ સ્પર્શે કરી આપ;
વડવાપણુને પામ્યો વાજી, તેનું કારણ [illegible]. ૭૫
બીજું પ્રશ્ન તમો જે પુછ્યું, વ્યાઘ્ર થયો કયમ વાજી;
તેનું કારણ સાંભળ રાજા, મારૂં વચન વિરાજી. ૭૬
કૃતયુગમાં એક બ્રાહ્મણ હુતો, અકૃતવ્રણ અતિ નામ;
સઘળી અવનિ અટન કરંતો, આવ્યો તેણે ઠામ. ૭૭
તે સ્થાનક તપ આચરતો, કદાપિ તે મહાભાગ;
તેણે સ્થાનક આવ્યો વાડવ, દીઠું તેહ તડાગ. ૭૮

શુદ્ધ મને ત્યાં નાવા પેઠો, કીધો મંત્ર ઉચ્ચાર;
વિધિવત સ્નાન કરીને આવ્યો, જળમાંથી તે બા'ર. ૭૯
કોઇએક જળનો ગ્રાહ દ્વિજને, ચર્ણે વળગ્યો ત્યાંય;
દંતવડે ડસતો વાડવને, આકર્ષે જળ માંય. ૮૦
ફરી ફરી વારિમાં તાણે, દીઠો દારૂણ ગ્રાહ;
પાપી કોણ તાણે પાણીમાં, મુજને અપઅવગાહ. ૮૧
દુષ્ટ દૈત્ય કે દાનવ હોશે, અથવા મોટો મીન;
એવા દુષ્ટ ઉદકમાં પેઠો, હું શાને મતિ હીન. ૮૨
ચિત્ત વિષે એવું ચિંતવતો, કોપ સહિત મુનિ આપ;
જળના દૈવત સરખો દીધો, દુષ્ટ ઉદકને શાપ. ૮૩
આ જળ મધ્યે જે કો કરશે, સ્પર્શી જળમાં સ્નાન;
વ્યાઘ્ર રૂપ તે તત્ક્ષણ થાશે, મારૂં વાચક માન. ૮૪
એવું કહીને ચાલ્યો વાડવ, બળે મગર મૂકાવી;
તે દિનનું દુષિત છે પાણી, સાંભળ ભૂપતિ ભાવી. ૮૫
તેં જે મુજને પૂછ્યુ રાજા, તે મેં કહ્યું સર્વ;
પુનરપિ અશ્વ થયો [1]તે, સાંભળ વર્જિત ગર્વ. ૮૬
ધીર ધનંજય હયને દેખી, વ્યાઘ્ર વિષમ આકાર;
મનમાં સમર્યા સારંગપાણિ, જાણી જુગદાધાર. ૮૭
જેને પ્રતાપે મૂકયા, દુર્યોધનથી પે'લા;
તે વિઠ્ઠલજી વિષમ સમામાં, વ્હારે ચઢજો વે'લા. ૮૮
નિશ દિન મારા સૈન્ય સુભટને, [2]મોહન મનમાં ધારો;
તે ત્રિકમજી યજ્ઞ યુધિષ્ઠિર, કેરો સિદ્ધ સુધારો. ૮૯
એમ કહી ચતુર્ભુજ ચિંતન કરીને, નિરભય ઉભા પાર્થ;
તેણે કાળે વ્યાઘ્ર તણો ફરી, અશ્વ થયો તે સ્વાર્થ. ૯૦
પૂર્વ રૂપ વિલોકયો વાજી, મોદભર નર વર નાચ્યો;
નાનાવિધિ વાજીત્ર વજાડે, ચાલ્યો ચતુર સુરાચ્યો. ૯૧
દૈવ ગતિથઇ ઘોડો ચાલ્યો, પજ્યો તુરંગ સુસાજ;
નાનો વિધિના દેશ વિષે જ્યાં, યુવતી કેરાં રાજ. ૯૨

---

૧ ક્યમ ત્યાંહાં, સાંભળ તેની ગત્ય. પ્ર. ૧. ૨ તે, તુજને મનમાં ધારે. પ્ર. ૧

જે જનપદમાં ઝાઝી જુવતી, જળાહળ જોબન દીવે;
રમણીય રામા રાજ્ય કરે ને, પુરૂપ ત્યાંહાં નવ જીવે. ૯૩
[1]તેને રૂપ રસે જે મોહ્યો, સુંદર સુખ મુખવાસ;
લોચન તીરે તાડ્યો પાડ્યો, કોમળ વચન વિલાસ. ૯૪
સુંદર સ્વર ને ગાને નૃત્યે, સાદર સ્મિત હિત ગૂઢ;
એ વિધિ વાહ્યો જે નર, તેની સંગતી કરતો મૂઢ. ૯૫
[2]રત્ન સમર વંહિત મુખ દીસે, કરતો વિધ વિહર્ણું;
એક વાર મહિલાને મળતો, વળતો પામે મર્ણું. ૯૬
નખ પ્રહાર કરે ઉચ્ચરતી, મોહી અરે મહારાજ;
મારે મુષ્ટિ ઘાત કરે વળી, કુચ લૂછે નિઃકાજ. ૯૭
જીવ્હાપાત સમદક બોલે, પક્ષી પેર વિલાસ;
ચંદન વિક્ષણ વદન વદંતી, હું છું તારી દાસ. ૯૮
આવ્યો પણ યાંથી જા જુદા, તે સંભારી કન્યા;
જનની કે ભગિનીને નિકટે, જાની શમનકૃત અન્યા. ૯૯
ભાવ તણે લાભે કરી આવ્યું, આપણુ કેરૂં મૃત્ય;
એવે વચને વાહ્યો વિપર્યી, પામે મર્ણુંજ સત્ય. ૧૦૦
તે નર સાથે નારી કરતી, પાવક માંહ્ય પ્રવેશ;
કોઇક જીવે ગર્ભ ધરે તે, પુત્રી પ્રસવે એશ. ૧૦૧
તે ઘોડાની પાછળ પાંડવ, પંચ સુભટ મન ભાવ્યા;
અર્જુન કહે મહા વીરો આપણ, સ્ત્રીમંડળમાં આવ્યા. ૧૦૨
એ દેશ વિશે પણ કન્યા રહેછે, મહા બળવતી બાળા;
આપણના ઘોડાને ગ્રહે તો, હોશે મહા જંજાળા. ૧૦૩
એવું બોલે અર્જુન એવે, દયિતાનું દળ આવ્યું;
અશ્વ ચઢીને ચંપકવર્ણે, મુકતા ભરણે ભાવ્યું. ૧૦૪
નાનાં ભૂષણ ને અંબર, ત્યાં ભાવ હાવ હજાર;
ચામરકારી ભાથા ભારી, ધારી ધનુષ્ય સાર. ૧૦૫
તેમાં કોઇએક અબળા અર્જુન, અશ્વ ગ્રહીને ચાલી;
આપણની રાણીને આપી, દેખાડી થઇ વા'લી. ૧૦૬

---

૧ તેના ઉપર સેજે મોહ્યો. પ્ર ૨ ૨ સતને સમરૂત વિષમ વેડંસંન કરતો. પ્ર, ૨,

રાય યુધિષ્ઠિર કેરો બાંધવ, આ હયવરને રાખે;
કાં'તે કીજે મૂકી દીજે, નેટ તમારે ભાખે. ૧૦૭
હયશાળામાં બાંધ્યો હયવર, રાણી કે' યુદ્ધ જાવું;
તે સ્ત્રીએ તેમ કીધું આવી, નાર નરશું હાવું. ૧૦૮
ઇતિ ભારત અશ્વમેધ પર્વમાં, એકવીશમો અધ્યાય;
જે અધ્યામાં અશ્વ ગયો, સ્ત્રી રાજ્યે મહિમાય. ૧૦૯
જે અધ્યા'માં શ્લોક થયા છે, શત ઉપર વળી એક;
રત્ન કહે યત્ને પદ કીધાં, શત ને નવ વિવેક. ૧૧૦

## અધ્યાય ૨૨ મો રાગ ધનાશ્રી.

જૈમિનિ કહે સાંભળ જનમેજય, મહાભારત મહિમાયજી;
એણી રીતે રાણી ગાંડિવ, પાણી સામી જાયજી. ૧
વિધુવદની વનિતાની સાથે, એક લક્ષ્ય સમુદાયજી;
અશ્વ તણી અસ્વારી નારી, પારથ પ્રત્યે જાયજી. ૨
એક લક્ષ બીજી બળવંતી, ગજ વર ઉપર બેઠીજી;
ઉન્નત સ્તનને સોળ વર્ષમાં, અર્જુન સાથે એઠીજી. ૩
ત્રીજી લાખ તરૂણી સુંદર, ગજ બેશીને ઊભીજી;
ત્રણ લાખ તરૂણીમાં રાણી, સુંદર રૂપે શોભીજી. ૪
નામ પ્રમીલા રાણી બોલી, પાર્થ પ્રત્યે વાણીજી;
તારો તેજી મેં બાંધ્યો છે, તે મૂકાવો મતિ આણીજી. ૫
મારી સાથે વઢની વિજયી, હું બળ ભાજીશ તારૂંજી;
મારો માર તું સે'જે સ્વામી, તું બળ જોજે મારૂંજી. ૬
પે'લો પારથ મહારથ નારે, લોચન બાણે બેધ્યોજી;
વળતો શૈલ સમો શર મૂકી, ઉર ઉપર નર વેધ્યોજી. ૭
સસ્મિત સુંદરી સ્તનને અગ્રે, આકુળ કીધા યોદ્ધજી;
વળતા પંચે વીર વિડાર્યા, હાર્યા વિષમ વિરોધજી. ૮
કર્ણકુંવર વિણ બીજા યોદ્ધા, મોહ્યા મતિ વિસારીજી;
રાણી કહે અર્જુન હું ઉમયા, નવ જાણે ગતિ મારીજી. ૯
હવણાં હું તુજને જીતીને, દાસ કરીશ હું હાયેજી;
ત્યાગ કરીને શું કરશો, મધુપાન પીઓ મુજ સાથેજી. ૧૦
એવું સુખ દેખાડું અર્જુન, જે નવ દીઠું કહીંએજી;

અર્જુન કહે તારા સંગમથી, સાંભળીએ મૃત્યુ અહીંએજી. ૧૧
અધ્વર અર્થે અર્જુન વિણુ એ, વાજીને કાણુ રાખેજી;
એ વાણી મન આણી રાણી, વચન પ્રમીલા ભાખેજી. ૧૨
મર્ણ તમારૂં અધુના ઉદયું, માનો મનશું વિચારજી;
લોચન પાતે કે શરઘાતે, નવ જીવો નિરધારજી ૧૩
મારે તો મરવું કે ફરવું, પારથ તારે હાથજી;
તારો આશ્રય કે લય પામું, એ નિશ્ચય નર નાથજી. ૧૪
મર્ણ થશે પણુ મારો સંગમ, પામી સુખિયા થાશોજી;
નહિતો બાણુ તણે ગુરૂ ઘાતે, મર્ણે મિથ્યા જાશોજી ૧૫
બેહુ પ્રકાર વિષેથી એકુ, પક્ષે જીતીશ આજજી;
શર સંયોગે કે સંભોગે, જીતીશ હું મહારાજજી. ૧૬
બંધે પક્ષે મર્ણ પ્રકાશ્યું, ધીર પુરૂષ ધર્ય કર્ણજી;
અન્યોન્યે અવિલોકતાં, ઉદયું આપણું મર્ણજી ૧૭
તે માટે મુજ સુંદર યૌવન, ભોગવ ભડ નિરધારજી;
અર્જુને અબળા અવિલોકી, પીડિત કામ પ્રહારજી. ૧૮
તે લક્ષણુ નિરખી સંભારી, શૂર્પણખા નિરધારજી;
ખટ બાણે મારી નારી, શર છેદ્યા પંચ પ્રકારજી. ૧૯
વળતા સાત શરે કરી માર્યા, નારે ધનંજય ધીરજી;
પુનરપિ બાણુ હજારે કીધા, અદૃશ્ય અર્જુન વીરજી. ૨૦
પુનરપિ પારથ નિજ કારમુકમાં, સાધ્યું મોહન અસ્ત્રજી;
નાર ત્રણ શરે કરી છેદ્યું, સાધતામાં શસ્ત્રજી. ૨૧
અર્જુનને અબળા કે મૂરખ, મોહનાસ્ત્ર ન શોભ્યુંજી;
ધીરે બીજું ધનુષ્ય ચઢાવ્યું, કુંતાતન મન ક્ષોભ્યુંજી. ૨૨
જેવે તેને તાડે તેવે, આકાશવાણી આમજી;
સ્રીવધ મિથ્યા મ કરો સ્વામી, નર નિંદે સંગ્રામજી. ૨૩
એ યુવતી જીતાય નહિ તમો, અયુત વર્ષ વહી જાયજી;
જો જીવ્યાતું મન રાખે તો, એને વરોને રાયજી. ૨૪
એને એમ કહો જે તુજને, ગ્રહી જાઈશ મુજ ગામજી;
તે વાણી મન આણી અર્જુન, કીધું તે વિધ કામજી. ૨૫
નાર પ્રમીલા વીર વર્યો તે, મૂકી મન વિરોધજી;

હસ્તિનાપુરમાં સંગમ આપીશ, એમ કીધો અવબોધજી. ૨૬
હમણાં તો (હું) હય રક્ષા કરતો, વ્રતમાં આશ્રય મારોજી;
દેવકીસુતનાં દર્શન કરતાં, વિષદોષ જશે સ્ત્રી તારોજી. ૨૭
આ સઘળી નારીનો નાયક, મળશે મારે ગામેજી;
મારો હય મૂકી દે માનની, હું જાઉં નિજ કામેજી. ૨૮
મારી સાથે આવ્ય ત્રિયા કે, જા હસ્તિનાપુર વાસજી;
વળતો વાજી મૂકી ચાલી, નાર યુધિષ્ઠિર પાસજી. ૨૯
વાજી ચાલ્યો વૃક્ષ વિષે, સ્ત્રી રાજ્ય તજીને ઘાટેજી;
જેણે સ્થાનક મત્તમતંગજ, માણસ લાગે ઝાડેજી. ૩૦
ઝાડે લાગે ગોધણ સ્ત્રીજન, પશુ અવિ ખરની જાતજી;
મધ્યાને તે યૌવન પામે, જન્મ ધરે પ્રભાતજી ૩૧
સાયંકાળે સઘ મરે તે, માણસ નાનાં રૂપજી;
વિસ્મય વિકસિત લોચન તે સ્થળ, આવ્યા અર્જુન ભૂપજી. ૩૨
અશ્વ સહિત અર્જુન અવિલોક્યા, નાના વિધના દેશજી;
જ્યાં કર્ણ તણાં ઓઢણ આસ્તર્ણ, દીઠા દેશ નરેશજી! ૩૩
આંખ એકને એક ચર્ણ જ્યાં, અશ્વમુખા નર વેશજી;
ત્રણ નયન ને દીર્ઘ નાસિકા, ત્રણ ચર્ણના દેશજી. ૩૪
શૃંગ સહિત ને એક શૃંગ નર, ખરમુખ દેશ નિહાળ્યોજી;
ભીષમ રાક્ષસની નગરીને, પામ્યો હરિ નર પાળોજી. ૩૫
તે નગરમાં રાક્ષસ વસતા, સઘ પુરૂષને ગ્રસતાજી;
રીસ ભર્યા રાક્ષસ બહુ જોગી, કળા કટકને હસતાજી. ૩૬
ત્રણ કોટિ ત્યાંહે વસતા, ભીષણ આગળ કામજી;
ભીષણ કેરો પુરોહિત પનોતો, ભેદહારી દ્યુતિ નામજી. ૩૭
બ્રહ્મરાક્ષસે ભમતો દીઠો, વનમાં તેહ તુરંગજી;
અર્જુનનો હય અવિલોકીને, આવ્યો ભીષણ સંગજી. ૩૮
માણસ કેરી મધ્યત્વચાનું, ઉપવીત પે'રી આપજી;
ક્રૂર કપાળ તણી જપમાળા, કરમાં કરતો જાપજી. ૩૯
કરિવર કેરા કુંભસ્થળનું, પૂરણ પાણિ પાત્રજી;
નરના લોચન ડોળા કેરી, માળા મંડિત ગાત્રજી. ૪૦
એક ઊંટ ને હાથી જોડી, કુંડળ કર્ણે જાણજી;

કરિણી ક્રોડ તણા કાઠાનો, દીર્ઘ દંડ પ્રમાણજી. ૪૧
એવો બ્રહ્મરાક્ષસ આવી, ભાખે ભીષણ પ્રત્યેજી;
તારો અરિ અર્જુન આવ્યો, (યાં) હયરક્ષણને કૃત્યેજી. ૪૨
તારો તાત હણ્યો છે એના, ભ્રાત ભીમે લાગજી;
તેના લઘુ બંધવ અર્જુનને, ઝાલી આચર્ય ત્યાગજી. ૪૩
મુજ આજ્ઞાએ સર્વ સુલક્ષણ, આચરની હયમેધજી;
હું તારો આચારી બીજા, બ્રાહ્મણ નિશાચર ભેદજી. ૪૪
બીજા બ્રાહ્મણ રાક્ષસ કુલિયન, ચાતુરમાસ વ્રતધારીજી;
સુરાપાન આચરતા નિત્યે, રૂધિર તણા પણ આ'રીજી. ૪૫
શ્રાવણમાસ તણું વ્રત કરતા, આચરતા ઉપવાસજી;
માસ તણી અપવાશી અબળા, કેરું ખાતા માંસજી. ૪૬
ભાદરવામાં ઉર્ધ્વરેતાથી, સુખે (તે) જઠર ભરતાજી;
આશ્વિનમાસે જટા સહિત જોગીનું ભક્ષણ કરતાજી. ૪૭
કાર્તિકમાસે કુંવારીકાના, માંસ અહારે રહેતાજી;
તારા પુરમાં એવા બ્રાહ્મણ, ઉત્તમ વ્રતને વહેતાજી. ૪૮
તે માટે પારથને ઝાલો, હયને સેન સમેતજી;
ઘણા દિવસના વ્રતવાસી છે, બ્રહ્મરાક્ષસ તુજ હેતજી. ૪૯
પારથ કેરા ગજ રથ ઘોડા, કેરાં ભક્ષણ કરશેજી;
ઉન્હાં ઉન્હાં રૂધિર પુરૂષનાં, ઉદર અનુપમ ભરશેજી. ૫૦
મદે ભર્યા માણસને માંસે, તપિયા સુખિયા થાશેજી;
પે'લાએ નરમેધ કર્યો છે, રાવણ લંકાવાસજી. ૫૧
તેણે આગે તૃપ્ત થયા છે, બ્રહ્મરાક્ષસ સૌ કોયજી;
અબુના ભીષણ તારે યાગે, તૃપ્તિ અમારી હોયજી. ૫૨
ભીષણ કે' હું સર્વ કરીશ જે, તમો કહ્યું મુજ તાતજી,
પિતા તણો શત્રુ પુર આવ્યો, કયમ ન ગ્રહું વિખ્યાતજી. ૫૩
તમ સરખા વિદ્યાનિધિ બ્રાહ્મણ, મારી પાસે આવેજી;
હું પુછું છું ગુરૂજી તમને, કેવું ભોજન ભાવેજી. ૫૪
જેવું ભાવે તેવું ભોજન, અર્જુન દળથી આપુંજી;
તે માટે અતમરૂચી ઉચ્ચરો, યજ્ઞ કરી યશ સ્થાપુંજી. ૫૫
મેદહી તે બ્રાહ્મણ નિશાચર, વાણી બોલ્યો ત્યારેજી;

માતા લોચન માણસની વળી, મેદ તણી રૂચી મારેજી. ૫૬
ગજ વાજીવર કેરાં લોચન, મદે પચ્યાં પ્રમાણજી;
તારે પ્રસાદે કરી મારી, તૃપ્તિ થશે નિરવાણુજી. ૫૭
પાળા એક હજાર તણું મુજ, ભોજન છે શુણ તુંયજી;
તારે યજ્ઞે બીજા સરખો, બહુ આ'રી નહિ હુંયજી. ૫૮
તેનું વચન સુણીને રાક્ષસ, આનંદ પામ્યો અત્યજી;
સુંદર મંડપ કીધો ઋત્વિજ, પાસે પુરોહિત સત્યજી. ૫૯
યજ્ઞ કરવા, પાર્થ સેના, સાથે વઢવા આવ્યોજી;
સાથે રાક્ષસ ઘોર સ્વરૂપી, ત્રણ કોટિને લાવ્યોજી. ૬૦
પર્વત પર બેશી રાક્ષસીએ, જોયા ગાંડિવપાણિજી;
હનુમંતને અવિલોકી કોએક, રાક્ષસી બોલી વાણીજી. ૬૧
નાસો રે નાસો રે નાઠું, આયુષ આજ તમારૂંજી;
તે વાનર મેં દીઠો જેણે, રાક્ષસનું દળ માર્યુંજી. ૬૨
લંકામાં દીઠો છે જૈ સ્થળ, જનકસુતા ભયભીતીજી;
અશોકવનમાં મેં દીઠો એ, તે દિનની હું બીતીજી. ૬૩
જૈમિનિ કહે સાંભળ જનમેજય, એવું મનમાં આણીજી;
લંબોદરા નામે એક રાક્ષસી, તે શું બોલી વાણીજી. ૬૪
હસ્ત ચર્ણને દુર્બળ લાંબી, નલ્વ પ્રમાણે ગ્રીવાજી;
મારી આગળ ન કહીશ રાવણ, મનુષ્યે માર્યો બીવાજી. ૬૫
અરે ભીરૂ ! એ વનચરને, ભક્ષું હું તું જોતેજી;
બીજી બોલી અરે દુર્બળા, એશું બોલી પોતેજી. ૬૬
આ જોરે મારા સ્તન લાંબા, પૃથ્વીમાં પથરાતાજી;
જોજન લાંબા વાંસે નાખ્યા, ભાંજે વૃક્ષ ભરાતાજી ! ૬૭
પાંડવને પાડું સ્તન પ્રા'રે, હનુમંતનું બળ ભાંજુજી !!
બીશોમાં રાક્ષસીઓ અધુના, અર્જુનનું દળ ગાંજુજી. ૬૮
નરની ગણના નથી મુજને, ભૂપે હું નથી જાણીજી;
એવે ત્રીજી રાક્ષસી બોલી, સાંભળ સુંદરી વાણીજી. ૬૯
જોજન સ્તન તારા મુજ આગળ, બીલી ફળ સમ આણુંજી!!
મારે યોજન સ્તનના ચૂચક, જો તેનું પરમાણુંજી! ૭૦
સર્વ તણો ભય ભાંજું હમણાં, હનૂમંતને હું મારીજી;

એવું વચન કહીને નિરખ્યું, સૈન્ય નિશાચર નારીજી. ૭૧
આહાકાર કરીને ઉઠી, ભારતસેના સામીજી;
ભ્રમણ કરતાં સ્થૂળ સ્તન કેરી, નરસેના ક્ષય પામીજી. ૭૨
મારી કટકને કટકા કરતી, કુચ વાગે ગજ ભાગેજી!
તે તે સેના કટકા થાતી, જ્યાં તેના સ્તન વાગેજી. ૭૩
એકલી એ અર્જુનની સેના, સઘળી (લઘુ) કટકા કીધજી;
ગજ રથ ઘોડા તે પાપણીએ, અતિ ઉછાળી દીધજી. ૭૪
બીજી બહુ રાક્ષસીએ રણમાં, રાજ્યકુંવરને માર્યાજી;
(મોટા) રાક્ષસ રીસ ભર્યા તેણે, વઢતા(માં) વીર વિડાર્યાજી. ૭૫
ભીષણ કહે સાંભળ ભારત તું, રણમાં ઉભો રે'જેજી;
દૈવગતિ મુજ દષ્ટે પડયો છું, માર અમારો સે'જેજી. ૭૬
ભીમે મારો તાત હણ્યો ત્યારે, હું નો'તો નિકટજી;
તે માટે નરમેધ કરીશ હું, તુજને જીતી વિકટજી. ૭૭
વળતો ભીમ તણો વધ કરીને, કરવું શોણિતપાનજી;
વળતા મૂકયા બાણ ઘણા, ગિરિ વૃક્ષ મુદ્‌ગર મા'નજી. ૭૮
સૌ રાક્ષસશું તેણે દુષ્ટે, પીડયો પાંડવ ત્યારેજી;
એવા રાક્ષસને પાંડવ ત્યાં, બાણ તણા ગણ મારેજી. ૭૯
શત સહસ્ર રાક્ષસ સઘળા તે, પામ્યા યમસદનજી;
હનૂમાને રાક્ષસીઓ કેરૂં, કીધું અતિ(શે) કદનજી. ૮૦
નિજ પૂછે વીંટી પાપણીઓ, પૃથ્વી સાથ પછાડીજી;
પ્રાણ ગયા દેહ ચૂર્ણ થયા વિષ,લેપિત કુચ પડી આડીજી. ૮૧
કેટલીક નાઠી ત્રાઠી જઇ, પર્વત શિખર પ્રવેશજી;
રાક્ષસ મારણ મંત્ર સહિત, શર અર્જુન મૂકે એશજી. ૮૨
અર્જુનથી ભયભીત થઈને, દુષ્ટ ગયા રણ નાશીજી;
રીસ ભર્યો ભીષણ એવામાં, માયા એક ઉપાશીજી. ૮૩
ઘેટાને ઘોડા બહુ કીધા, કેસરી કરિવર મોટાજી;
વ્યાઘ્ર શરભ ને ચિત્રક પોતે, ચોદીશ દે'તા દોટજી. ૮૪
તે માયા સંકેલી ભીષણ, માયા કીધી અન્યજી;
પોતે મુનિવરવેશ ધર્યો એક, આશ્રમ કીધો ધન્યજી. ૮૫
ગંગાતીરે શિષ્ય ભણાવે, નિસ્પૃહ થઇ નિરધારજી;

અર્જુનને કહે રાક્ષસ અમને, દેછે કષ્ટ અપારજી. ૮૬
અહો ધનંજય રાક્ષસ ભયથી, સુખે ન સાધન થાયજી;
ભલે પધાર્યા પ્રાધુણિક રહો, અશન કરો કુરૂરાયજી. ૮૭
ઋષિને આશ્રમ અશન કરંતાં, ક્ષત્રી પામે ક્ષેમજી;
કોઈ એક કાળ રહો મુજ પાસે, મુજને ભાસે એમજી. ૮૮
અરે ધનંજય તુજને ઉત્તમ, વિદ્યા એક ભણાવુંજી;
તે વિદ્યાથી અણમાર્યાએ, રાક્ષસ મરશે હાવુંજી. ૮૯
માયા જાણી પાર્થ ભૂપે, માર્યો ભીષણ યત્નજી;
તેનું કંચન પોતે લીધું, નાના વિધિનાં રત્નજી. ૯૦
તેતર સરખા તેજી લીધા, કુંડળ છત્ર અનૂપજી;
ભીષણ કેરી સઘળી સંપતી, લીધી ભારત ભૂપજી. ૯૧
વળતો અશ્વ સહિત તે આવ્યો, ઉજ્વળવાહન ત્યાંયજી;
બભ્રુવાહન પુત્ર તણું પુર, મણિપૂર નામે જ્યાંયજી. ૯૨
જે નગરમાં સત્યવ્રત નર, નાર પતિવ્રત પાળેજી;
નિગમ શાસ્ત્રમાં નિપુણ મહાજન, મણિપૂર મધ્યે માલેજી. ૯૩
ચિંતન એક ચતુર્ભુજ કેરૂં, ચિંતા અન્ય ન આવેજી;
તેણે ઠામે બંધન નામે, કેશ પુષ્પનું કા'વેજી. ૯૪
પુણ્ય સહિત પશુ બંધન કરતાં, કરૂણા કોમળ દામજી;
મારી નામે સારી કહેતા, નર નારી અભિરામજી. ૯૫
પુરૂષને ત્યાં સ્વપ્ન વિષે નહિ, અનૃત વાત ઉચ્ચારજી;
યાચકને યાચ્યાં નર આપે, દેહ લગી દાતારજી. ૯૬
નીચ વર્ણ પણ સંસ્કૃત વાણી, કરતા મુખ ઉચ્ચારજી;
એવા નગ્ર વિષે વાજીવર, આવ્યો તે નિરધારજી. ૯૭
પુષ્ટ પુરૂષ ત્યાં હર્ષે હીંડે, આનંદ ઉત્સવ ઓટજી;
બભ્રુવાહનના પૂર પાછળ, રૂપ કનકનો કોટજી. ૯૮
હંસધ્વજ સરખા મહારાજા, કર આપે પ્રતિવર્ષજી;
સુવર્ણ પૂર્ણ સહસ્ત્ર શકટ ભરી, આપે અતિ ઉત્કર્ષજી. ૯૯
કનક રત્ન રૂપાની રચના, શેરી સુંદર રૂપજી;
પોળ પરમ પ્રાસાદ મહામઠ, એવું નગ્ર અનુપજી. ૧૦૦
કૃષ્ણે જાણે મહીમાં આણ્યું, વૈકુંઠ બીજું એહજી;

એવું નગ્ર નિહાળી પૂછે, પાર્થ સુણ સંદેહજી. ૧૦૧
હે હંસધ્વજ! કહો મુજને, આપણ આવ્યા કયાંયજી;
એણી રીતે હંસધ્વજને, પારથ પૂછે ત્યાંયજી. ૧૦૨
ઈતિ ભારત અશ્વમેધ પર્વમાં, બાવીશમો અધ્યાયજી;
જે અધ્યા'માં મણિપૂર આવ્યો, અશ્વ અમિત મહિમાયજી.૧૦૩
એ અધ્યામાં શ્લોક થયાછે, સતાણું શુભ સંચજી;
રત્ન કહે યત્ન કરી કીધાં, શત ઉપર પદ પંચજી. ૧૦૪

**અધ્યાય ૨૩ મો. રાગ રામગ્રી.**

કહે જૈમિનિ સાંભળો, હે જનમેજય રાજન!
વાણી પાર્થની સુણી, કહે હંસકેતુ વચન. ૧
અરે અર્જુન સાંભળો હું, ઉચ્ચરૂં તે આજ;
બભ્રુવાહન નામ નૃપતિ, નગ્રનો મહારાજ. ૨
અહો અર્જુન સાંભળો કહું, એહનો ઉત્કર્ષ;
સહસ્ત્ર શકટ સુવર્ણ ભરી હું,મોકલું પ્રતિવર્ષ. ૩
એટલું કંચન અન્ય ભૂપતિ, આપતા ઉદ્દામ;
આવ્યા આપણ અશ્વયુત તે, નગ્ર મણિપૂર નામ. ૪
બભ્રુવાહન તણા ગુણ કહું, સાંભળો મહારાજ;
તેજસ્વી બળિયો ચતુર કરતો, નિગમ માર્ગે કાજ. ૫
આજ્ઞા માને વૃદ્ધનીને, ના ઇચ્છે પરનાર;
દાતાર મધ્યે મુખ્ય છે, જેવો જુગદાધાર. ૬
નૃપતિનો સેનાપતિ તે, સુમતિ નામે ધીર;
મહા બળિયો કોપિત, શંકરને સહે વર વીર. ૭
પ્રમાણ પ્રાક્રમ પારકુ ને, સંભળાવે સંતોષ;
ભવાડે ભૂપાળને નવ, કહે, કોનો દોષ. ૮
જો કદાચિત્ એના યોદ્ધા, ઝાલશે તોખાર;
[1]તો મહા કષ્ટે કરીને ફરી, મૂકશે નિરધાર. ૯
આપણા ભૂપાળ થાજો, સર્વ કો સાવધાન;
હંસધ્વજ એવું કહે તે, સમે સુણ રાજાન. ૧૦
ગૃધ્ર પક્ષી અધમ ઉડી, કરી બેઠો કોય;

---

૧ તો મહા કષ્ટે કરીને, મૂકાવશો નિરધાર. પ્ર. ૧.

મહારાજ અર્જુન મુકુટ ઉપર, મૃત્યુ સૂચવે સોય. ૧૧
તે વિલોકી વિસ્મય થયા, સર્વકો કાંપ્યા ભૂપ;
કહે જૈમિનિ સાંભળો, ભૂપાળ વાત અનુપ. ૧૨
તે તુરંગ મણિનગ્ર આવ્યો, નિહાળ્યો સૌ જન;
મહા વીર પારથ સમા, પાછળ, પળાતા રાજન. ૧૩
તે સહસ્ર શૂરા મોકલીને, ઝલાવ્યો રાજન;
મહા બળીઓ બભ્રુવાહન, રમતરસ વપ મન. ૧૪
તે સાહી આણ્યો સભા મધ્યે, હય નિહાળો ભૂપાળ;
મહા મનોહર પરમ પૂજિત, સહિત મુક્તા માળ. ૧૫
મણિ જડિત સિંહાસને બેઠો, રચિત રત્ન આરંભ;
સભા સુંદર મનોહર મણિ, જડિત કંચન સ્તંભ. ૧૬
સહસ્ર સ્તંભે શોભતી, અતિ ઘણી રચના ભૂપ;
પારેવ પોપટ મોર હંસા, કર્યા કૃત્રિમ રૂપ. ૧૭
સારિકા કોકિલા કીધાં, રત્ન કાંચન રૂપ;
એ રે જાણે ઉડશે, જીવતાં જેવાં ભૂપ. ૧૮
રત્ન તરૂવર રાજતા, મદમત્ત હાથી હાર;
મૃગ મનોહર મયૂર સુંદર, કર્યા કૃત્રિમ સાર. ૧૯
રત્ન કેરા દીપ મૂકયા, સભામાં ઉદ્યોત;
સુગંધિત શુભ તૈલ પૂરણ, કનકદીવી સોત. ૨૦
ઝલક જયોતિ કપૂરદીપક, કર્યા નાના ભાત્ય;
ભૂપનાં આભ્રણ ઓપે, એન આયુદ્ધ કાંત. ૨૧
કપૂરકણ પૃથ્વી પડ્યા, શુકલતાનાં આસ્તર્ણ;
તેણે કરીને સભા શોભે, અખિલ ઉજ્વળ વર્ણ. ૨૨
અગર ધૂપ ઉવેખીઆને, કુસુમ ગંધ અપાર;
સરસ કેસર છાંટણાં, કસ્તુરિકા અંબાર. ૨૩
સભા સ્થિતિ આલોકને, આનંદ આપે સોય;
ચિત્રાંગદાનો કુંવર ત્યાં રહી, તુરંગમને જોય. ૨૪
હય લહ્યો રાજા ધર્મનો, પાર્થ પાળવો માન;
સુબુદ્ધિ પ્રધાનને તે, પૂછતો રાજાન. ૨૫
સુણ મંત્રી માતા મારી, તે પાર્થ કેરી નાર;

સાંભળો કહું તેહનું, વૃત્તાંત તે નિરધાર. ૨૬
એકવાર માતા નાચતી તે. પિતૃભવન મધ્યે આપ;
તાલ હીણી તે થઇ, પિતાએ દીધો શાપ. ૨૭
જા મધરી થઇ વિનતા જળમાં, રહે રામા અધ;
ચર્ણ અર્જુનના અડતાં, શાપ છૂટીશ સધ. ૨૮
તુને તે મૂકાવશે ને, થશે તુજ ભરતાર;
ત્યમ થયું મારી માતને, હું પુત્ર પ્રસવ્યો ત્યાર. ૨૯
મુજ માતને મૂકી ગયા, નર યુધિષ્ઠિરની પાસ;
હું પછે પામ્યો રાજ્ય પ્રૌઢું, પાર્થસુત પ્રકાશ. ૩૦
શું કરૂં મીત્રી સુબુદ્ધિ મેં, અઘટતું એ કીધ;
હું અલ્પ બુદ્ધિ અજાણે, વાજી પિતાનો લીધ. ૩૧
સુબુદ્ધિ કહે પ્રથમ તમો, ક્યાં વિચાર્યું નહિ તેહ;
વર્ષ સુધી તમો વાજી, રાખવો ત્યાં એહ. ૩૨
આજ્ઞા એવી પિતાની, હયચોર એવા પર્મ;
પિતાની પૂજા કરે, સત્પુત્રનો એ ધર્મ. ૩૩
અરે નૃપ આવી વિધિ, ધન્ય (તે) રાજ્ય રચના ધન્ય;
સમરપો અર્જુન ગુરૂને, કરવા મન પ્રસન્ન. ૩૪
સર્વ કો નર નારી શરણ આવી, પરવરે સમુદાય;
ચઢી કુંજર કુમારી, કુંતા તન પાસે જાય. ૩૫
નૃત્ય કરતી નાયકા, ગાયકા કૃત ગાન;
અમો સર્વે શૂર ને વળી, મહાજન સન્માન. ૩૬
જવું સન્મુખ જનક તારો, ભક્ત હરિનો સાર;
અશ્વ જઇને આપવો, એ સુખી સાર વિચાર. ૩૭
કહે જૈમિનિ સાંભળો, હે જનમેજય રાજન!
સુબુદ્ધિનું વચન સુણીને, ત્યમ કરે બભ્રુવાહન. ૩૮
દળ સહિત ચાલ્યો શીઘ્રગતિ, ગ્રહી તુરંગગ ગતગર્વ;
સાથે તેડયા વિપ્રવરને, નગ્ર મહાજન સર્વ. ૩૯
કસ્તુરી કપૂર ચંદન, ભર્યાં શકટ સંભાર;
રત્ન કાંચન પજે પૂરણ, શકટ કેરી હાર. ૪૦
મદમત્ત હાથી મલપતા, શશિ સમા ઉજ્વળ વર્ણ;

કનક રચના રચિત રથ, અર્પવા અર્જુન ચર્ણ. ૪૧
અશ્વ યૂથે આવર્યો, અર્જુન પ્રત્યે જાય;
વાજીત્રના બહુ નાદને, જય શબ્દ સબળો થાય. ૪૨
ચઢી ગુંજર કુમારી, વર્ષતી મોતી ધાર;
ધૂપ કેરા ધૂમ દૂર્વા, અષ્ટવ્રીહિ ગ્રહી સાર. ૪૩
જ્યાં રહ્યો સેના સહિત, વાનરકેતુ કુંતીકુમાર;
પ્રદ્યુમ્નને આગળ કરી, યૌવનાશ્વસુત શું સાર. ૪૪
નીલધ્વજ અનુશાલ્વ સુધર્મા, હંસધ્વજ મહારાજ;
સૈન્યાનાયક સાત્યકિ નિજ, નિકટ સુંદર સાજ. ૪૫
કૃતવર્મા યાદવ પરમ સર્વે, સહિત અર્જુન ધીર;
તેને નિરખી કરિથી ઉતર્યો, તે બભ્રુવાહન વીર. ૪૬
સાૈકો નૃપતિ નિરખતાં, નરપુત્ર પાગ પળાય;
નિજ નામ કહેતો આવતો, દંડવત્ કરતો જાય. ૪૭
તે ભેટ સઘળી સમર્પી, અર્જુન આગળ ત્યાર;
પાર્થપાય પખાળવા નિજ, કેશ છોડયા સાર. ૪૮
કેશ લૂંછ્યા શીશના નર, ચર્ણ નિર્મળ કીધ;
કુસુમ વરખે કન્યકા, મુક્તા મનોહર સિદ્ધ. ૪૯
મહા બળિયો બભ્રુવાહન, દંડવત્ પ્રણિપાત;
પાર્થની પાસે રહ્યો તે, કંઠ ગદગદ જાત. ૫૦
પાગ લાગ્યો પાર્થને, પુનરપિ બોલ્યો વાણી;
ઉલૂપીએ વધાર્યો મુજને, પુત્ર તારો જાણી. ૫૧
તીર્થ યાત્રાને વિષે, તમથકી હું ઉત્પન્ન;
ચિત્રાંગદાએ પ્રસવ્યો, અર્જુન હું તુજ તન. ૫૨
બભ્રુવાહન નામ મુજ, મેં ન જાણ્યો તુજ વાજી;
આ રાજ્ય સઘળું ગ્રહો, મુજને શીખવો શુભ સાજી. ૫૩
એમ કહીને પડ્યો પાગે, પાર્થને પુનરેવ;
ક્ષમા કરજો એમ કહેતો, સબળ સેવક એવ. ૫૪
એમ કહેતો સુણીને, અર્જુન કેરા યોદ્ધ;
પ્રદ્યુમ્ન આદે સર્વ દેતા, પાર્થને પ્રતિબોધ. ૫૫
નર પુત્ર કહેછે પરમ હિત, શે નથી સા'તા હાથ;

અહંકારી પડ્યો પાગે, ઉઠાડ અવનિનાથ. ૫૬
મહા પ્રતાપી નિજ પુત્ર કેરી, નિરખ સંપતિ સોય;
કહે જૈમિનિ સાંભળો, ભૂપાળ ભાવી હોય. ૫૭
વચન એવું સાંભળી, અર્જુન ચૈતન્ય અસ્ત;
[1]વચન બોલ્યો વીર એવું, ભવિતવ્યના ગ્રસ્ત. ૫૮
પાગ પાદુ પ્રા'ર મારી, બભ્રુવાહનવીર;
મુકુટ મસ્તક પાગ પાડ્યો, કોપ કરીને ધીર. ૫૯
તું નહિ ઔરસપુત્ર મારો, ભયભીત શરીર;
ચિત્રાંગદાએ વૈશ્યથી, તું પુત્ર પ્રસવ્યો વીર. ૬૦
પ્રથમ ઘોડો ગ્રહ્યો શાને, પરાક્રમથી પ્રૌઢ;
ભયે કરીને વૈશ્ય વર્તતું, શીદ આપે મૂઢ. ૬૧
મેં નથી પ્રસવ્યો અન્ય સુત, તું સમો કાયર કોય;
મહા બુદ્ધિ બળને સબળ શૂરો, પુત્ર હુંનો સોય. ૬૨
તે યુધિષ્ઠિર ને મુને વલ્લભ, ગયો મહા ગુણવાન;
સુભદ્રા આનંદદાયક, ક્ષત્રી ધાયક નામ. ૬૩
જેણે દ્રોણ આદે યોદ્ધ રણમાં, વિમુખ કીધા વીર;
વળી ચક્રવ્યૂહ વેધી કરીને, ધર્મ રાખ્યો ધીર. ૬૪
તું જણ્યો જાંબુક સિંહ ક્યાંથી, સુભદ્રાનો તન;
હે મૂઢ! મારે શરે સેના, નથી કીધી ભિન્ન. ૬૫
તુજ હ્રદે મુજ શર નથી લાગ્યા, ક્યાં થયો ભયભીત;
ગંધર્વ કેરી સુતા તારી, માત નાચણુ નીત્ય. ૬૬
ધનુષ્યને નિજ રાજ્ય ત્યજી, નટ થઇ નીસર્ય નષ્ટ;
આ મનોહર રથ મૂક્ય મૂરખ, કુલાંગારક સૃષ્ટ. ૬૭
ક્ષત્રી ધર્મ થઈ રહેવું, તુને ન ઘટે નેટ;
હાથ મોટો વાંસ ગ્રહીને, બાંધ્ય માદલ પેટ. ૬૮
વાલેય વાંસે ધરીને તું, રજ્જુ ઉપર નાચ્ય;
કહે જૈમિનિ સાંભળો, ભૂપાળ મનમાં રાચ્ય. ૬૯
જે વચન બોલ્યા પિતા તે, સર્વ ગ્રિછ્યો બાળ;
કોપ વશ વીર હશી બોલ્યો, પાર્થ સુત તત્કાળ. ૭૦

---

૧ વચન બોલ્યા વીર વર, નવિતવ્ય નાસે ગ્રસ્ત. પ્ર. ૨

હવે બભ્રુવાહન બોલિયો, સાંભળો કુંતાતન;
મેં સર્વ વાયક સહ્યાં પણ, નવ ખમાય એક વચન. ૭૧
મુને વૈશ્યનો જન્મ્યો કહ્યો, માતને દીધ કલંક;
સંસાર મધ્યે સર્વ કોને, એહની આશંક. ૭૨
હવે ક્ષત્રીપણું પ્રકટ કરૂં, ધરૂં તારી પાસ;
મહાજન ને કન્યકા સહુ, પધારો પુરવાસ. ૭૩
યાંહાં રહેજો યોદ્ધ સર્વે, હય ગ્રહી બાંધો ધન્ય;
કોણ રીતે કરીને, મૂકાવશે અર્જુન. ૭૪
સુભટ સેના સજ કરીને, બળે સાહો સોય;
સુમતિ આદે સુભટ મારા, સાવધાનજ હોય. ૭૫
તે સર્વ ત્યમ કરતા હવા, ત્યાં રહ્યા ગ્રહી તોખાર;
મહા ઘોર સેના રહી, કિલ કિલ શબ્દ નાનાકાર. ૭૬
મહા મુકુટ ચામર ચળકતા, ગળે ઢળકતી રૂદ્રાખ;
નવ રત્ન કાંચન વિભૂષિત, આભ્રણ કુંડળ લાખ. ૭૭
વાજીંત્ર નાના વાજતાં, શુભ શંખ શબ્દ મહાન;
એક અર્બુદ માતંગગજ, ઘંટા સંયુત બળવાન. ૭૮
અરે રાજા! સાત કોટિ, સુભગ રથ રણ માંય;
અશ્વના અસ્વાર અર્બુદ, યુગ્મ ઉભા ત્યાંય. ૭૯
અતિકષ્ટિ પાળા બભ્રુવાહન, તણા અર્બુદ તર્ણું;
મહાવીર માતા ફરે ધાતા, કટક કુશળી ઘર્ણું. ૮૦
પરસ્પરમાં પ્રીત ધરતા, સમય સાધે વીર;
ચિત્રાંગદાને કુમારે, મોકલ્યા એવા ધીર. ૮૧
તેણે જઇ તત્ક્ષણ સેન વીંટયું, પાર્થનું પ્રમાણ;
ઘોર ઘેર્યું આયુદ્ધે જ્યમ, જગત મોહે જાણ. ૮૨
મહા ચીસ ને કિલ કિલ શબ્દે, બીહાવે બળવાન;
રહો રહો કહેતા ધોડતા, મોડતા પરનાં માન. ૮૩
પછે પોતે રથારૂઢ બેઠો, બભ્રુવાહન ત્યાર;
કનકની રચના ઘણી, રથ તણી શોભા સાર. ૮૪
ત્રણ માળે ચઢયો માફો, મધ્ય અસ્ત્ર અમૂલ્ય;
ઝલક જ્યોતિ મહામોતી, તણી ઉપર ઝૂલ્ય. ૮૫

ચમર ચળકે ધ્વજા ઢળકે, મયૂરવત તોખાર;
ઘુઘરી ઘમકારે લાજે, ઇંદ્રરથ આકાર. ૮૬
ત્યારે બભ્રુવાહન બોલિયો, તે પિતા પ્રત્યે ધાર;
વેણુ કહેતો કઠણુ રણુમાં, રહે ઉભો રાય. ૮૭
પાર્થ કરમાં ધનુષ્ય ધર, જો મારૂં બળ આજ;
મેં પિતા જાણી અશ્વ આણ્યો, શું કર્યું અપકાજ. ૮૮
હું રૂદ્ર આવ્યો રણુ વિષે, રાખશે તુજને કોણુ;
કહે જૈમિનિ બભ્રુવાહન, સબળ બોલ્યો વાણ. ૮૯
એમ બોલ્યો બભ્રુવાહન, સમરમાં સિદ્ધાંત;
તેડતો નિજ તાતને તે, સમયમાં અભ્રાંત. ૯૦
રીસ ભર્યો અનુશાલ્વ આવ્યો, રથારૂઢજ ત્યાર;
નવ બાણુ માર્યા બભ્રુવાહન, વીરને નિરધાર. ૯૧
શત બાણુ માર્યા બભ્રુવાહને, અનુશાલ્વ સામાં સિદ્ધ;
અનુશાલ્વે તે આવતા, લઘુ લઘુ કટકા કીધ. ૯૨
નિજ બાણુ છેદ્યા નિહાળી, કોપિયો પાર્થ-કુમાર;
શુકપુંખ કોટિ બાણુ મૂકયા, દૈત્ય પ્રત્યે ત્યાર. ૯૩
તે બેહુ બાણે વિભિન તનુ, રૂધિર રાતા દેહ;
વિરાજે મહારાજ પૂલ્યા, કુસમ કેશુ તેહ. ૯૪
તે બેહુ યોદ્ધા તણે બાણે, આવર્યું આકાશ;
જયમ મેઘ અભ્રે આવર્યો, ઇચ્છતા અરિનો નાશ. ૯૫
પછે ચાર બાણે હણ્યા હય, અનુશાલ્વના અનવધ્ય;
પાંચમે બાણે કરીને, સારથી માર્યો સદ્ય. ૯૬
સાતમે રથ-ધ્વજા છેદી, આઠમે શર ચાપ;
કનકપુંખ દશમે શરે, અનુશાલ્વ પાડયો આપ. ૯૭
પછે બીજે રથે બેઠો, ધનુષ્ય ધરી દનુતન;
રથ હીન કીધો બભ્રુવાહન, દાનવે પણ ધન્ય. ૯૮
બભ્રુવાહન તણું તન તે, કર્યું શસ્ત્રે છેદ;
ફરી બભ્રુવાહને, કર્યો દૈત્યરથનો ભેદ. ૯૯
અનુશાલ્વે પછી ગદા નાખી, પાર્થસુત ઉપેર;
નવ શરે અનુશાલ્વ વેધ્યો, નૃપે વાળ્યું વેર. ૧૦૦

તે સમે અનુશાલ્વ આગળો, પડચો મૂર્છા રોધ;
તેને અચેતન અવિલોકી રણુ, આવ્યો પ્રદ્યુમ્ન યોદ્ધ. ૧૦૧
રહે રહે કહેતો કૃષ્ણુસુત, પીડતો પરને ત્યાંય;
હે બભ્રુવાહ! હણ્યો બાણે, સપદિ જાઇશ ક્યાંય. ૧૦૨
કનકપુંખ દશ શરે કરી, હણ્યો મણિપુરભાણુ;
પછે કોપ્યો બભ્રુવાહન, અયુત શર સંધાણુ. ૧૦૩
પ્રદ્યુમ્ન કીધો યથાર્થ પછે, અન્ય જન્મ અનંગ;
પૂર્વ જન્મે હતો તેવો, કર્યો કાયા ભંગ. ૧૦૪
જેમ કામ પોતે ચિત્ત વેધે, કરે આકુળ આર્ય;
મહા પંડિત મૂઢ થઇ, નવ લહે કાર્યાકાર્ય. ૧૦૫
ચિરકાળ તે કંદર્પ બાંધ્યો, બભ્રુવાહન વીર;
કોણુ યોગી જે જય કરે, કંદર્પનો ધરી ધીર. ૧૦૬
જેણે સ્મરે.વષ કર્યા પુરૂષ, ન જાણે વિચાર;
ગોત્રજાયા સુતા પામી, ના મૂકે નિરધાર. ૧૦૭
જેણે સંત સંગમવંતને, પરભવ્યા પંડિત પ્રૌઢ;
તે પાર્થસુત શર સ્પર્શથી, ગત સ્વાર્થ મોહ્યા મૂઢ! ૧૦૮
પછે બભ્રુવાહને, પાર્થની સેના સાર;
ચતુરંગણી વેધી ઘણી, હણી બાણુ કોટિ પ્રકાર. ૧૦૯
તે નિહાળી હરિકુંવર વળી, બાણુ મારે પ્રૌઢ;
દળ સહિત મોહ્યો બભ્રુવાહન, સકળ વેધ્યા મૂઢ. ૧૧૦
મદ સહિત માતંગ માર્યા, મદનશર સર્વત્ર;
ભ્રમણુ કરતા રણાંગણુમાં, કવણુ વિસ્મય તત્ર. ૧૧૧
અગજોના કુંભ ભેદ્યા, પડચા કુંબલ કષ્ટ;
યક્ષ કેરી યોષિતા, આનંદ કરતી સ્પષ્ટ. ૧૧૨
કરિકુંભ કેરાં મનોહર મોતી, ગ્રહીને નિરધાર;
યક્ષ યુવતી કરે યૌવન,વતી હૃદયે હાર. ૧૧૩
મનુષ્ય કેરાં શીશમાં, સહી રૂધિરે પૂર્ણ;
પરસ્પર પાતી હવી, મારતી હસ્તી તૂર્ણ. ૧૧૪
હસ્તી મસ્તક રૂધિર પૂરી, હણે માંહોમાંહ્ય;
ગજદંત ચોસઠ યોગણી, મારતી રમતી ત્યાંય. ૧૧૫

હાથ માંહે હય ગ્રહીને, અદ્‌ભુત નૃત્ય કરતી નાર;
શુષ્કાંકને વૈતાલ રણમાં, કરે અતિશે આ'ર. ૧૧૬
માંસ ખાતા થયા માતા, રૂધિર લિપ્ત શરીર;
કોયક ભૈરવ યુવા વળી, કરે કૌતુક ધીર. ૧૧૭
ગજ ઘોડા નર કરભ કેરાં, શીશ કરમાં સા'ય;
ઉછાળ તો આકાશમાં, વળી નૃત્ય કરતો જાય. ૧૧૮
કંકાલ ભૈરવ યક્ષ કરતા, રૂધિર પાન પિશાચ;
ગજ તણા અંતર તણી તંત્રી, વજાડે કરી નાચ. ૧૧૯
કોઇ એક ખરમૃદંગ કરી, વજાડે વૈતાલ;
નર તણા મસ્તક-મણિના, ઘુઘરા પાગ વિશાળ. ૧૨૦
ગજ તણી ત્રૂટી શુંઢ ગ્રહી, પૂરતો મુખ વાય;
વજાડે કાળી કોઈએ, પિશાચ રાચે રાય. ૧૨૧
ગજ-કર્ણ ગ્રહીને કોય કરતા, ઝાંઝના ઝણકાર;
ઉંટ કેરી કોટ ખાધી, જાંબુકે ગત સાર. ૧૨૨
તાર કશી નર અંતરના વળી, વજાડે કોય જંત્ર;
કંઠ પદ ભુજ વિવર્જિત, વાજી પડયા વિણ અંત્ર. ૧૨૩
એ પાસ મેદે મઢયાં મુખ કો, વજાડે મૃદંગ;
બાં'ય ગ્રહી, એમ રમે રાય! વઢે વીર અનંગ. ૧૨૪
વીર કેરાં શીશ ગ્રહીને, કરે કૌતુક કાળ;
ક્રિડા તણા કંદુક કરી, ઉછાળતા વૈતાલ. ૧૨૫
જે જે સ્થળે દળ હણ્યું, કૃષ્ણકુંવરે વિકાળ;
રૂધિર કેરી નદી વેહેતી, વાળના સેવાળ. ૧૨૬
તે માંહ્ય બૂડયા મતંગજ, નર તણી ગણના કોણ;
દ્વિતિય વૈતરણિ કરી, હરિકુમારે ધરી પોણ. ૧૨૭
ઇતિ શ્રી મહાભારતે, અશ્વમેધ મહિમાય;
પ્રદ્યુમ્ન કેરા યુદ્ધનો, ત્રેવીશમો અધ્યાય. ૧૨૮
શ્લોક જે અધ્યા વિષે, થયા શતસતર રાય;
રત્ન કહે યત્ને કર્યા, પદ શત છવીશ સમુદાય. ૧૨૯

**અધ્યાય ૨૪ મો. રાગ કેદારો.**

જૈમિનિ કહે સુણ રાયજી, મહાભારત મહિમાયજી;

શોણિત્ સરિતાત્રડ કૈતક વસેરે. ૧
શ્વાન શિયાળ વખાણતાજી, હીડે શબને તે તાણતાજી;
કાઢતા નરનાં નેત્ર ભયે ભસે રે. ૨

**ઢાળ.**

ભસે ભયે સરિતાના ત્રઠમાં, સાંભળ કૈતક અન્ય;
પ્રદ્યુમ્નનું યુદ્ધ કહું તે, આણ્યું જોઈએ મન. ૩
માંસ તણો ત્યાં કર્દમ કીધો, નૃપાળ કેરો કોટ;
અતિ આનંદે યુદ્ધ કરતા, ભૈરવ દેતા દોટ. ૪
ગજના મેદ તણી મહા મોટી, કરતા કોઈ પડાઈ;
આંત્રસૂત્ર કેરી દોરી કરતા, ઉરાડે અકળાઈ. ૫
એવાં કૈતક અન્ય કરતા, પ્રદ્યુમ્નના રણ માંય;
કૃષ્ણ-કુંવર કોપ્યો અવિલોકી, બભ્રુવાહન ત્યાંય. ૬
શર મેલીને છેદ્યા હયવર; સારથી માર્યો શુદ્ધ;
પાર્થ પુત્રે પ્રદ્યુમ્ન પાડ્યો, મૂર્છાએ અતિ ક્રુદ્ધ. ૭
પાર્થપુત્રે પ્રદ્યુમ્ન કેરા, રથ ભાંજ્યા ત્યાં વીશ;
એક પડે ને બીજે બેસે, વઢતો એમ રતીશ. ૮
પાર્થપુત્રે સારથી સાથે, મૂર્ચ્છિત કીધો કામ;
પુનરપિ ઉઠયો પાર્થસુત શું, કરતો મહા સંગ્રામ. ૯
બળિયા બેહુ મહારણ રંગે, પ્રવેશ્યા પ્રકાશ;
પરસ્પરે રથ છેદી ઉડયા, પક્ષીવત આકાશ. ૧૦
ગગને ગમન કરતા બંને, મંડળ કરતા પાસ;
કેશવકુંવરે બભ્રુવાહન, ઉછાળ્યો આકાશ. ૧૧
કોપિત કૃષ્ણસુતે, પાર્થસુત, ઉછાળીને પાડયો;
પ્રદ્યુમ્નને પાર્થપુત્રે, પૃથ્વી સાથ પછાડયો. ૧૨
તેણે પ્રા'રે રૂક્મિણીનંદન, અતિશે પામ્યો કષ્ટ;
પુનરપિ ઉઠયો પ્રદ્યુમ્ન ત્રુઠયો, ગદા લઇને સ્પષ્ટ. ૧૩
તે ગદા પાર્થને પુત્રે, ત્રણ શરે કરી છેદી;
પાર્થપુત્રે પંચ શરે કરી, પ્રદ્યુમ્નની કાયા ભેદી. ૧૪
કમળાકુંવરે કોટિ પ્રકારે, વેધ્યો પાર્થ-કુમાર;
બંને શાસ્ત્ર કુશળ મહા બળિયા, ધનુર્ધારી નિરધાર. ૧૫

બંને ગગન ગમન કરી જાણે, અવનિ ગમનમાં પૂર;
માંહો માંહે માર સહિને, પૃથ્વી પડિયા શૂર. ૧૬
એક કોશ અવકાશે પાડ્યા, વૃક્ષ હણ્યા ગિરિ જ્યમ;
બભ્રુવાહન ઉઠયો પુનરપિ, નવ દીઠો રિપુ ત્યમ. ૧૭
બીજે રથ આવીને બેઠો, બભ્રુવાહન વીર;
ત્યાર પછે પાર્થની સેના, સંહારી ધરી ધીર. ૧૮
પાંડવની સેના સંહારી, શરે કરી પ્રકાશ;
શ્રી હરિની સ્થિતિ ચિંતવતાં, જ્યમ મોહ પમાડે નાશ. ૧૯
શરને વરસાદે કરી પર્વત,શિખર સરીખા પાડ્યા;
સીંદૂરાદિક ધાતુ તણા, પ્રવાહ વહંતા આડ્યા. ૨૦
શત સહસ્ર ધસે ધડ ઉઠી, મોટાં આયુદ્ધ ધારી;
મસ્તક હીણા ઝુઝે જોદ્ધા, બહુ સેના સંહારી. ૨૧
સંભોગે જ્યમ સ્રીના નખની, પીડ ન જાણે ધીર;
રણમાં તેમ શૂરાના શરની, વ્યથા ન જાણે વીર. ૨૨
કોઇક ખડ્ગ સહિત મહા શૂરા, પૃથ્વી ઉપર પાડ્યા;
કો પર્વત કો ગદા ગ્રહી કો, પાડ્યા અવનિ આડ્યા. ૨૩
કોઇ ત્રિશૂળધારી રણ સૂતા, શક્તિ સહિત સંગ્રામ;
કો એક ભોગળ ઝાલી સૂતા, હુતા અતિ ઉદ્દામ. ૨૪
ભૂર ભ્રૂકુટિ ને ધરી બરછી, કર ધારી કોદાળ;
અન્નાં કાતી મુશળને તોમર, કર ધારી ભીંડગાળ. ૨૫
ભાલાધરને ફરશીધારી, કાપે કાષ્ટ કુઠાર;
પટ્ટીશને જેષ્ટિધારી, અંકુશના ધરનાર. ૨૬
શસ્ત્ર અસ્ત્રના ધારી ધીરજ, પાર્થપુત્રે માર્યા;
[1]માવત સાથ મતંગજ માર્યા, ગજ અસ્વાર વિડાર્યા. ૨૭
અંકુશ ઘંટાશું રણ કરતો, પૂરણ રણનો સ્વાદ;
પારથની સેના સંહારી, કરતો કેસરીનાદ. ૨૮
એકેકાળે ગજ રથ પાળા, કવચ સહિત સહુ છેદી;
પાર્થસુતનો સાયક અતિશે, દૂર જતો ભડ ભેદી. ૨૯

---

૧ મહાબળિયા સંગ્રામે શૂરા, રણમાં તેહ વિડાર્યા.

જ્યાં જ્યાં ઝાઝાં તૃણુ ત્યાં ત્યાં, પાવક પ્રસરે જ્યમ;
બભ્રુવાહનનો શર રણુમાં, ગમન કરંતો ત્યમ. ૩૯
એવિધ એક ઉલૂપી પુત્રે, પાર્થસેના વ્યાપી;
પુનરપિ અનુશાલ્વ ત્યાં આવ્યો, કરવા યુદ્ધ પ્રતાપી. ૩૧
પ્રદ્યુમ્નને નીલધ્વજ રાજા, યૌવનાશ્વસુત સાથ;
હંસધ્વજ સુત સાથે આવ્યો, મેઘવર્ણ રણુનાથ. ૩૨
એ સૌ એક ઉલૂપી-સુતશું, યુદ્ધ કરવા અસમર્થ;
પંચ પંચ શર મૂકી માર્યા, એક વીરે અનર્થ. ૩૩
બભ્રુવાહન વીરે સૌનાં, મૂકાવ્યાં અભિમાન;
ગજ રથ અશ્વ સહિત તે ઉભા, મૌન ધરી રાજાન. ૩૪
છૂટા કેશ ને ભૂષણુ હીણા, વપ કર્યા તે બળિયા;
સૂકાં વદન કર્યા સૌ કોનાં, શીરથી ચમ્મર ઢળિયા. ૩૫
પોતાનું શોણિત કો પીતા, મન માની સોમપાન!
ભમતા શ્વાસ ભરાતા ધાતા, રણુાંગણુ રાજન. ૩૬
કોઈ કનકને બાણે વેધ્વા, નાશી જાતા યોદ્ધ;
આયુદ્ધ ગ્રહી રણુ ફતે' કરંતો, બભ્રુવાહન ક્રોધ. ૩૭
માંસ રહિત માતંગ વિષે કો, નાશી પેઠા બાવા;
મનમાં સુખ માને તેવામાં, મોટા વરૂ ત્યાં આવ્યા. ૩૮
તેણે ગજથી બાહેર કાઢી, લોચન કીધાં કાણું;
હૃદે વિડાર્યા વીર તણાં ત્યાં, કુચ કુમકુમ એધાણું. ૩૯
[1]કોણે આપણુનું તનુ દીઠું, શિવા નખે છેદાયું;
સુર-સુંદરીએ તેહ વર્યા વર, વિમાન કુસુમે છાયું. ૪૦
હાસ્ય કરી સુરનારી બોલી, સ્વામી તારો દેહ;
રણુ મંડળમાં ધરણી તળમાં, શિવા વિડાર્યો તેહ. ૪૧
હું પણુ તોય પયોધર પીડું, કરૂણા હીણી આજ;
[2]કોઇ એક દયિતા ડસિત અધર, રજનીમાં વર્જિત લાજ. ૪૨
દિવસે રણુમાં પીડયો ભીડયો, સુરનારે સ્તન દેહ;
ત્રણુ વાર પીડા પામીને, હરખ્યો કૌતક એહ. ૪૩

---

૧ કોણે આપણુનું ઉર દીઠું, શ્રી વાનર વેધાયું. પ્ર. ૨. ૨ કોઇ એક અધુના અધર ડસિત, સુમારે પ્ર. ૧

કોઇ એક પોતાનું તનુ દેખે, ગજ ઉપર શર માર્યું;
બીજું નાર હીંદોળે હીંચે, શૂરનારે શણગાર્યું. ૪૪
સુરકન્યાના કોમળ કરશું, પાસે બાંધ્યો ત્યારે;
તેહ સમે રણાંગણમાંના, વરૂણપાશ સંભારે. ૪૫
કોઈ એક પોતાનું તનું વેધ્યું, રણ આંગણમાં દેખે;
તે ઉપર ગજ શુંડા કેરી, ધાર પડંતી પેખે. ૪૬
વિમાનમાં સુરનારીનાં, મુખ વારિ ધાર વિશુદ્ધ;
તેણે કાળે પાર્થપુત્રે, એવું કીધું યુદ્ધ. ૪૭
સૈન્ય સકળ સંહાર્યું મારૂં, નેટ નસાડયું અન્ય;
ગજ રથ ને હય પાળા પોતે, લીધા જયમ નિધિ-ધન. ૪૮
નિજ પુરમાં મોકલિયા મહા ભડ, મોહ સાંકળે સાંધ્યા;
પાર્થના ગજ ગજશાળામાં, હયશાળા હય બાંધ્યા. ૪૯
સુંદર રથને વસ્તુ સકળ તે, પોતાને પુર આણ્યું;
વઢતા મધ્યે બભ્રુવાહને, અર્જુન સાથે તાણ્યું. ૫૦
પ્રદ્યુમ્ન સરીખા બભ્રુવાહને, બાણ વૃષ્ટિએ વા'યા;
મોટા મોટા મહા ભડ બીજા, સૈન્ય હણીને સા'યા. ૫૧
ઇતિ મહાભારત અશ્વમેધ (પર્વ)માં, ચોવીસમે અધ્યાય;
પ્રદ્યુમ્ન કેરા યુદ્ધ તણો, જે મધ્યે છે મહિમાય. ૫૨
શ્લોક થયા જે અધ્યા' મધ્યે, સુડતાળીશ સમાસ;
રત્ન કહે યત્ને કરી કીધાં, પૂરણ પદ પંચાશ. ૫૧

## અધ્યાય ૨૫ મો રાગ મારૂ.

જૈમિનિ કહે સાંભળ સર્વથા, મહાભારતની પાવન કથા,
બભ્રુવાહન અર્જુન નામ, તાત સુતે કીધો સંગ્રામ ૧
અશ્વમેધ હય માટે યથા, કુશ ને રામ વઢયા કહું કથા;
જનમેજય કહે કહોની રૂખી, રામે કેમ કીધો કુશ દુ;ખી. ૨
પોતાના સુત ઉપર સ્પષ્ટ, રામે કયમ કીધી શર વૃષ્ટ;
કુશ વીરે કયમ જીત્યા રામ, કયમ કીધો સામો સંગ્રામ. ૩
રામે શું ન લહ્યો સુત તેહ, જૈમિનિ ભાંજે એહ સંદેહ;
જૈમિનિ કહે સાંભળ ભૂપાળ, રામચરિત્ર કહું વિશાળ. ૪
વિસ્તાર જયમ છે ત્યમજ કહું, સાંભળ રાજા જે હું લહું;

કુંભકર્ણ રાવણ નવ ગણ્યા, એ રાક્ષસ રઘુનાથે હણ્યા. ૫
બીજા રાક્ષસ મોટા બળી, મેઘનાદ મુખ્ય માર્યા વળી;
અગ્નિ વિષે સીતા શુદ્ધ કરી, નગ્ર અયોધ્યા આવ્યા ફરી. ૬
વીર વિભીષણ લક્ષ્મણ સાથ, નિજ નગ્રી આવ્યા રઘુનાથ;
હનુમાનાદિક વાનર જેહ, નગર અયોધ્યા આવ્યા તેહ. ૭
પુર પ્રવેશ કર્યો રઘુરાય, વસિષ્ઠ વાડવ સામા જાય;
બ્રાહ્મણ ભણતા મંગળસુક્ત, જેવા મંગળ આગળ+ યુક્ત. ૮
વસિષ્ઠાદિક દૃષ્ટે ધર્યા, દાશરથી હેઠા ઉતર્યા;
રઘુનાથે મન શ્રદ્ધા ધરી, વંદ્યા વિપ્ર વિશેષે કરી. ૯
વળતાં લક્ષ્મણ સીતા નમે, મોટા મુનિવરને પ્રણમે;
સીતા લક્ષ્મણ સૌએ મન, વળી રાઘવ પંકજલોચન. ૧૦
ભરત સહિતને કૈકેયી જાત, લક્ષ્મણ સાથે સુમિત્રા માત;
શત્રુઘ્ન આદે સૌ કોય, આગળ પંથ પલાયન હોય. ૧૧
એ સર્વેને આગળ કરી, રાઘવ આવ્યા પુરમાં ફરી;
સર્વે સાથે સત્વર થયા, કૌસલ્યાજી પાસે ગયા. ૧૨
માતાને કીધો પ્રણામ, માતાજીએ અવિલોક્યા રામ;
મુસ્તક ઉપર બાંધી જટા, મલિન અંગને ફાટયું પટા. ૧૩
મન રાઘવ નિરખ્યાનો લોભ, સ્વામી શોકે પામી ક્ષોભ;
પંકજલોચન નિરખ્યા રામ, માતા મન પામી વિશ્રામ. ૧૪
આલિંગન દઇ ઉભી રહી, ઘણી વાર નવ અળગી થઈ;
રઘુવર નિરખી હરખી તથા, ધન પામીને નિર્ધન યથા. ૧૫
માત લોચન વેહેતાં નીર, તેણે નવરાવ્યા રઘુવીર;
ઘણા દિવસ નવ નાહ્યા રામ, જટાવંત ઉભા અભિરામ. ૧૬
ત્યાર પછી જનનીએ જાણ, રામ-શરીરે સ્પર્શ્યો પાણ;
રાક્ષસ—શસ્ત્રે છેદ્યું તન, નિરખી માતા કહે વચન. ૧૭
સાંભળ રાઘવ વાયક ખરૂં, વસિષ્ઠ આદે જે ઉચ્ચર્યું;
મુજને કહ્યું વસિષ્ઠે એમ, તારા કુંવર છે કુશળ ક્ષેમ. ૧૮
તારો પુત્ર અછેદ અભેદ, એવું કહ્યું વસિષ્ઠે વેદ;
તે તો મિથ્યા માનું અમો, બાણે વેધ્યા રાઘવ તમો. ૧૯
અથવા તું છે શિવનો ભક્ત, એવું બોલ્યો વાડવ વક્ત;

+આગમ પ્ર. ૩.

શિવનો સુત બાણાસુર નામ, માટે તેં આપ્યો છે ઠામ. ૨૦
મારા મનમાં એવી વાત, એમ કહી સુખ પામી માત;
રાઘવનું ત્યાં દેખી અંગ, કૌસાલ્યા ઉભાં દુઃખ ભંગ. ૨૧
વળતા મહાબાહુ રઘુનાથ, જનની પ્રણમ્યા જોડી હાથ;
પૂછ્યું કુશળ રામે ભ્રાતમાં, સુખિયા રાઘવ સૌ સાથમાં. ૨૨
નગ્ર અયોધ્યા મધ્યે વસે, આનંદે આનન ઉલસે;
કાનન વનને પર્વત સાથ, સૌ પૃથ્વી પાળે રઘુનાથ. ૨૩
સર્વ પ્રજા પ્રવર્તે સ્વસ્થ, વેદ પરાયણ વિપ્ર સમસ્ત;
સુરભી-સ્તન વત્સો ધાવતા, તૃપ્ત થઇને અળગા થતા. ૨૪
ત્યાર પછે સ્તન દોહતા ગોપ, [1]ઘટ જેવા ઓધન આટોપ;
સદા કાળ તરૂ ફળવંત થતા, ખટપદ[2] પુષ્પવતી અતિ લતા.૨૫
અખિલ ઔષધી વૃંદ વિશાળ, દેશ વિષે ન પડે દુકાળ;
સરયૂને ત્રટ આવી સોય, યાગ કરે યાળી સૌ કોય. ૨૬
ઠામ ઠામ અધ્વર આરંભ, યજ્ઞ કરી કરી રોપ્યા સ્તંભ;
જાણે યજ્ઞ સ્વયં છાજતા, સ્થાણું તણે રૂપે રાજતા. ૨૭
જૈમિનિ કહે સાંભળ રાજન, શ્રી રઘુવર શોભાયા જન;
રામચંદ્ર એ રીતે રહ્યા, પૃથ્વી પાળે સુખિયા થયા. ૨૮
ત્રણ ભ્રાત ત્રણ પાવક જસ્યા, સેવા કરવા સાથે વસ્યા;
બંધુ રૂપ ત્રણે ગુણ સાથ, કમળનયન શોભે રઘુનાથ. ૨૯
ઈતિ ભારત અશ્વમેધ મોઝાર, પંચ વીશમો અધ્યા' સાર;
રત્ન કહે યત્ન કરી કર્યા, છવીશ શ્લોકે પદ વિસ્તર્યા. ૩૦

## અધ્યાય ૨૬ મો રાગ મારૂ.

કહે જૈમિનિ સાંભળ રાય, મહાભારતનો મહિમાય;
રણ રાવણ મારી રામ, ફરી આવ્યા અયોધ્યા ગામ. ૧
ફરી રાજ્ય કર્યું નિરધાર, સંવત્સર નવ હજાર;
નવ આવ્યું તોયે નિદાન, સતી સીતાને સંતાન. ૨
રઘુનાથે તેહ ઘણેરૂં, પણ પાળ્યું પૂર્વજ કેરૂં;
બહુ કાળે ભાગી ચિંતાય, થઈ ગર્ભવતી સીતાય. ૩
નક્ષત્ર શ્રવણ હરિ દેવ, તેનો ચોથો ચરણજ એવ;

---

૧ ઘટ જેવો અધસાયા ટોપ. પ્ર. ૧. ૨ ખટતરૂ પ્ર. ૩

તે તો વિષ્ણુ દૈવત સાર, ત્યાંહાં ગર્ભ ધર્યો નિરધાર. ૪
ચરલગ્ન હતું તે વેળા, જનની વર દાયક હેલા;
ચાતુર માસ લગી રઘુનાથે, કરી ક્રિડા સીતા સાથે. ૫
થયો પંચમ માસ જ્યારે, દીઠું સ્વપ્ન રઘુવર ત્યારે;
જાણે ગંગાને ત્રઠ આપ, કરે સીતા દીન વિલાપ. ૬
તજી મૂકી લક્ષ્મણ ભ્રાતે, પામ્યા વિસ્મય રાઘવ રાતે;
પછે ઉઠ્યા પ્રાતઃકાળે, ષટકર્મ કર્યાં ક્ષિતિપાળે. ૭
રઘુનાથ વસિષ્ઠને પૂછે, એનું કારણ કો'ની શું છે;
મેં સ્વપ્ને નિહાળી સીતા, ગંગાત્રઠ રોતી ભયભીતા. ૮
તેના ગર્ભનું વિઘ્નજ જાવા, કરો શાંતિક સારૂં થાવા;
કરો પુંસવનાદિક કર્મ, ઉત્તમ મુહૂર્ત જોઈ પર્મ. ૯
દિન ઉત્તમ શોધો આજ, કરો પુંસવનાદિક કાજ;
એવી વાણી સુણી ધર્મિષ્ઠ, ત્યમ કીધું વિપ્ર વસિષ્ઠ. ૧૦
તિથિ પંચમીને રવિવાર, પરઠ્યું પુષ્પ નક્ષત્રજ સાર;
શ્વેત પક્ષ સદા સુખ રાશિ, શુભ યોગ કરો પંચ માશી. ૧૧
સુણો રામ મહાભુજ ક્ષિપ્ર, પે'લા તરપો તમો વિપ્ર;
સુણી વેણ વસિષ્ઠનું આમ, વદે લક્ષ્મણ પ્રત્યે રામ. ૧૨
સુણ લક્ષ્મણ પંચમી દિન, થાશે સીતાનું પુંસવન;
તે માટે પધારો પે'લા, તેડી લાવો જનકને વે'લા. ૧૩
મુનિ વિશ્વામિત્ર શું હેત, તેડી લાવજો શિષ્ય સમેત;
પછે લક્ષ્મણે વંદ્યા રામ, ચાલ્યા ઉત્તર દિશ અભિરામ. ૧૪
પછે રામે કીધું કામ, માંડ્યો મંડપ ઉત્તમ ઠામ;
તેડ્યા શિલ્પી ચતુર સુથાર, ષટ કોશનો કર્યો વિસ્તાર. ૧૫
ષટ કોશનો મંડપ પ્રોઢો, તે રઘુનાથ તણે મન થોડો;
તે માંહે વસિષ્ઠે વ્યાપ્યું, અતિ ઉત્તમ સ્થંડિલ સ્થાપ્યું. ૧૬
ફળ ઉંબર કેરાં સાર, કર્યો તેહનો મનોહર હાર;
ત્રણ સરનું સલિલ સમાર્યું, વીંટ્યું ઉપર સૂતર સારૂં. ૧૭
કર્યું અંબર પીઠ અનુપ, ચોખૂણી વિલોકી ભૂપ;
મુનિરાજ મળ્યા મુનિ સંગ, કર્યાં ગ્રેહ ક્રિયાનાં અંગ. ૧૮
એવે લક્ષ્મણ લાવ્યા વિપ્ર, વિશ્વામિત્ર પધાર્યા ક્ષિપ્ર;

નિજ સાથ જનકને આણી, પછે લક્ષ્મણ બોલ્યા વાણી. ૧૯
આવ્યા જનક અહો શ્રીરામ, આવ્યા વિશ્વામિત્ર સુધામ;
અર્ઘ્ય પાદ્ય કરી મહારાજ, કરો બેહુની પૂજા આજ. ૨૦
તેનું વચન સુણી રામ, અર્ઘ્યદાન કર્યો પ્રણામ;
વિશ્વામિત્ર જનક ધૂરિ ધર્મ, કરી બેહુની પૂજા પર્મ. ૨૧
પછે મુહૂર્ત આવ્યું જ્યારે, કહે વાણી વસિષ્ઠ ત્યારે;
રઘુનાથજી સીતા યુક્ત, કરો સ્નાનાદિક શુભ ઉક્ત. ૨૨
ભ્રાત માત તણે મન ભાવો, હવે મંડપ હેઠળ આવો;
અથ દાશરથી રઘુનાથ, કર્યું મજ્જન સીતા સાથ. ૨૩
શુભ મંડપ હેઠળ આવ્યા, જ્યાં શોભે બ્રાહ્મણ ભાવ્યા;
દ્વિજ વેદ તણા ભણનાર, વળી પાળંતા આચાર. ૨૪
સ્મૃતિ શાસ્ત્ર ભણંતા ભેદ, વળી કર્મ કોવિદ વેદ;
પછે વિપ્ર વસિષ્ઠે રામ, સતી સીતાજી અભિરામ. ૨૫
બેહુ સુંદર રૂપ સમાર્યાં, એક બાજઠમાં બેસાડ્યાં;
ચરૂ હોમ અનુક્રમ કીધ, તિલ આજ્યની આહુતી દીધ. ૨૬
વિધિપુત્ર વસિષ્ઠ વિવેક, કર્યો જળે ત્યાં અભિષેખ;
વળી જાનકીજીને શીર, વીંટી સૂતર બોસ્યો તીર. ૨૭
વળી ઉંબર-ફળની માળ, [1]વળી વટનાં ફળ વિશાળ;
વિધિપુત્રે તે આરોપી, તેથી વૈદર્ભી અતિ ઓપી. ૨૮
બ્રહ્મ ગોળકનો સંઘાત, ત્યમ ધરતી સીતા માત;
ત્યાં સીતાજીને રામ, પ્રવીણ ભરત અતિ નામ. ૨૯
ગંધર્વ વજાડે વીણા, તંત્રી સ્વર સુંદર ઝીણા;
ગંધર્વ કરંતો તાન, જાણે ગર્ભને શીખવે ગાન. ૩૦
એમ સ્વસ્તિવાચન કીધું, રઘુનાથનું કારજ સિધ્યું;
રઘુનાથે વિપ્ર સંતોષ્યા, ઘૃત સાકર ક્ષીરે પોષ્યા. ૩૧
પછે આપ્યાં વસ્ત્ર સુવર્ણ, [2]રથ અશ્વ તથા આભ્રણ;
દ્વિજને દીધાં બહુ માન, કહે જૈમિનિ સુણ રાજાન. ૩૨
જનકે મોસાળુ કીધું, રઘુનાથ તણે કર દીધું;
નિજ રાજ્ય નિષ્કંટક જેહ, રઘુનાથને આપ્યું તેહ. ૩૩

---

૧ મગ નાગ ફળેરું વિશાળ. પ્ર.૨-૩. ૨ અનુપ રથ અશ્વ તથા શુત રૂપ. પ્ર.૩

વિશ્વામિત્ર પળ્યા સુખરાશ, પછે જનક ગયા વનવાસ;
એક વાર આયોધ્યા વાસ, રામ સૂતા સીતા પાસ. ૩૪
રજનીમાં રાઘવ રાણ, કહે સીતા પ્રત્યે વાણ;
કહે કલ્યાણી તું સાચું, તારૂં મન શામાં રાચ્યું. ૩૫
તુને કોણ મનોરથ મન, તારા દેહનું કે'ની ચિન્હ;
પતિ–વાણી સુણીને રાણી, ભરતાર પ્રત્યે કહે વાણી. ૩૬
તમ પ્રતાપે હું સ્વામી, પરિપૂર્ણ મનોરથ પામી;
મુને ગંગાતટ અભિરામ, રમવાનો મનોરથ રામ. ૩૭
ઋષિ–પત્ની રહે જ્યાં પર્મ, ઋષિરાજ ધરે મૃગચર્મ;
રઘુનાથ હસ્યા મન રાખી, ભુંડી ભામિની એ શું ભાખી. ૩૮
વનવાસ કરી અદ્યાપ, નથી તૃપ્ત થઇ તું આપ;
સીતા તું દંડકારણ્યે, વસી ચૌદ વર્ષ મહા પુણ્યે. ૩૯
અથવા તુને આપું વે'લું, મન વાંચ્છિત તારૂં પે'લું;
અરે જાનકી જાન્હવી જાશો, પ્રભાતે પનોતાં થાશો. ૪૦
તેને એમ સુણાવી વામ, સુખ પામીને પોઢયા રામ;
મધ્ય રાત્રી થઈ ગઇ જ્યારે, નિજ સેવક આવ્યા ત્યારે. ૪૧
અનુચર મોકલ્યા ચર્ચા લેવા, ફરી આવ્યા જન શ્રુતિ[1] કે'વા;
તેડયા રાઘવજીએ એકાંત, ભિન્ન ભિન્ન કહ્યો વૃતાંત. ૪૨
સુણો રામ સહુકો જન, તમ યશ બોલે છે ધન્ય;
તમ કીર્ત્તિનો પ્રતાપ, સૌ કોય કહેતા આપ. ૪૩
રઘુનાથ ફરી ફરી પૂછે, સમ દેઇ કે' ઉચ્ચર્ય શું છે;
પુરમાં મુજને કહે વિખ્યાત, કહે સેવક સાચી વાત. ૪૪
મુજ ભાર્યા ભ્રાત રહે છે, તેનું કો' કડુ કહે છે?
કહે સેવક સાચુ આજ, [2]કરૂં દંડ, તેનો ભય ત્યાજ. ૪૫
રઘુનાથ તણી ગતિ લે'તા, તે ચાર હસીને કે'તા;
તારા દર્શનથી રઘુરાય, સૌ દુકૃત દૂર પળાય. ૪૬
તમારે કયમ પાતક હોય, વિપરિત કહ્યું તમ સોય;
અમો સેવક પાતક ઠામ, રઘુનાથ ભમું આ ગામ. ૪૭
તુને દેખી પાવન થાવું, મહા પાતકથી મૂકાવું;

---

૧ સ્તુતિ પ્ર. ૩ ૨ ફરી દંડ તણો ભય ત્યાજ. પ્ર. ૩

તોય લોક મહા દુરાચારી, કાંઇ નિંદા કરે છે તારી, ૪૮
ભમતા રાત સૌ બે પો'ર, એક આશ્ચર્ય દીઠું ઘોર;
તારા પુરમાં ધનુર્ધારી, કો રજક તણી ત્યાં નારી. ૪૯
પતિ સાથ વઢી તે એઠી, જઇ તાત તણે ઘેર બેઠી;
રહી ત્યાં દિવસ બે ચાર, નવ તેડું કર્યું ભરતાર. ૫૦
તેનો તાત વિચારી આમ, મેં એ શું કીધું કામ;
સૌ શાસ્ત્ર કહે એ અન્યા', રહે તાત તણે ઘેર કન્યા. ૫૧
એ પુત્રી મુને ભાસે, લઇ જાવું પતિને પાસે;
જયમ વસ્ત્ર તણો મળ ટાળું, ત્યમ પુત્રીને અજવાળું. ૫૨
પછે પુત્રી ઝાલી હાથે, નિજ બંધવ તેડ્યો સાથે;
જામાત્ર પાસે ચૂકી, નિજ કન્યા આણી મૂકી. ૫૩
કહે કોપ ભર્યો જામાત, સુણ સસરા મારી વાત;
કહે ઉંચો કરી એક હાથ, અલ્યા હું જાણ્યો રઘુનાથ! ૫૪
તમારે મન છે સંદેહ, હશે રામ સરીખો એહ!
રહી રાક્ષસને ઘેર સીત, એણે આણી ધરી રિપુભીત. ૫૫
રઘુનંદન તારૂં ભુંડુ, રજકે કહ્યું એટલું કુડું;
તે કોપવશે નવ લે'તો, એ વાત પુનઃ પુનઃ કે'તો. ૫૬
નિજ માર્ગે રે'તો રામ, એણે કીધું એ વિધિ કામ;
ન કરૂં હું તેમ કદાપિ, એમ બોલ્યો તે મહા પાપી. ૫૭
રઘુનાથ સત્ય પતિજો, એમ કોય કહે નહિ બીજો;
એવાત સુણીને અન્ય, ઉપન્યો મુને સંશય મન. ૫૮
કેમ રામ કહાવે એવા, મહા મંગળ દેવાધીદેવા;
ગંગાત્રઠે દ્વિપે ભૂપ, જેણે રોપ્યા યૂપ અનુપ. ૫૯
તે ધર્મ ધુરંધર ધ્યાની, જેણે તાતની આજ્ઞા માની;
રણ રાવણનો હણનાર, જન શરણ સદા દાતાર. ૬૦
એવા રાઘવને જો લહીએ, તેને કોણ સરીખો કહીએ;
જયમ અંબુજ અંબુ આળગું, સૌ લોક વખાણો વળગ્યું. ૬૧
ત્યમ રામ રમે ગુણ માંય, નરની નિશ્ચર્યા ત્યાંય;
એ રજક ન જાણે મૂઢ, રઘુનાથ તણી ગતિ ગૂઢ. ૬૨

૧ જયમ અંબર અંબુજ આળગું. પ્ર. ૧. ૩.

હું તો એમ વિચારી આશ, પ્રભુ આવ્યો તમારી પાસ;
તે દૂત વળાવી ત્યારે, રઘુનાથજી વાત વિચારે. ૬૩
અગ્નિ શુદ્ધ સીતા નાર, તોય નિંદા લોક મોઝાર;
તે માટે તજું સીતાને, અથવા ન તજું મન માને. ૬૪
એમ વાત વિચારી ઊંડી, જો જો દૈવ તણી ગતિ કુડી;
મૃગબાળકનયની સીતા, જે પદ્મવદન ભયભીતા. ૬૫
ક્યમ મૂકું મહાવન એને, અપરાધી ન દેખું જેને;
જેમ કોય મહા આચારી, શ્રુતિપદ્ધતિ મૂકે વિસારી. ૬૬
અથવા સીતાને જો છાંડુ, મહીમંડળમાં તો માંડુ;
જ્યમ કલિયુગનો દ્વિજ કોય, શ્રુતિ માર્ગ છાંડે સોય. ૬૭
એમ ચિંતવતાં ભૂપાળ, થયો પૂરણ પ્રાતઃકાળ;
કહે જૈમિનિ સાંભળ ભૂપ, રઘુનાથ-કથા રસ રૂપ. ૬૮
એવે આવ્યા કરવા સેવ, ત્રણ બંધવ ત્યાં તત્ખેવ;
ભડ ભરતને લક્ષ્મણ અન્ય, મહાબાહુ શત્રુઘ્ન. ૬૯
તેણે દીઠો બાંધવ અગ્ર, બહુ ખેદ મહા મન વ્યગ્ર;
આશંક્યા ત્રણે ભ્રાત, અન્યો અન્ય કરંતા વાત. ૭૦
રઘુનંદ જે સ્થળ બેઠા, ત્યાં અકસ્માત ન પેઠા;
શામાટે રઘુપતિ કોપ્યો, આપણે શો મારગ લોપ્યો. ૭૧
આપણે ન દીધાં દાન, માટે રીસ કરે રાજાન;
આપણે નથી પૂજ્યા બ્રહ્મ, માટે કોપ્યા રાઘવ પર્મ. ૭૨
મન સંશય આણે એવા, ત્રણ બંધવ પાવક જેવા;
આવ્યા રાઘવ પાસ અબોલ્યા, નમસ્કાર કરીને બોલ્યા. ૭૩
હે રામ! અમારાં મન, તમારે ચરણે છે રાજન;
અમો તમને મન સમર્પ્યું, ધન ને તન જીવન અર્પ્યું. ૭૪
અમો ધારૂં તમારૂં ધ્યાન, તમો કાં નથી દેતા માન;
તેની વાણી સુણીને વામ, હળવે શું બોલ્યા રામ. ૭૫
ઇતિ મહાભારત અશ્વમેધ, રઘુનાથે વિચાર્યો વેધ;
એમ સાઠ શ્લોક શું સાર, કહે રત્ન સુયત્ન વિચાર. ૭૬

## અધ્યાય ૨૭ મો રાગ રામગ્રી.

જૈમિનિ કહે સાંભળ રાયજી, મહા ભારતનો મહિમાયજી;

ચારે ભાખ્યું રજની માંયજી, રઘુવર માંડી કહેતા ત્યાંયજી. ૧

ઢાળ.

કહે રઘુવર કરે સીતા, તણી નિંદા લોક;
પાખંડીએ શ્રુતિ નિંદી, જ્યમ કલિયુગમાં ફોક. ૨
લોકાપવાદ તણે ભયે, હું ત્યજીશ સીતા નાર;
સંસાર ભયથી યોગી જ્યમ, મમતા ત્યજે નિરધાર. ૩
ચકિત રોમાંચિત થયા, તે સમે ત્રણે ભ્રાત;
રામ-વાણી સુણી કોપ્યા, યથા વિદ્યુત પાત. ૪
તે ત્રણમાંથી ભરત બોલ્યા, કરીને પ્રણામ;
નિગમમાં નિરધાર કીધા, દયાળું શ્રીરામ. ૫
[1]કોણ નર અંત્યજ થકી, મૂકાવે કપિલા ધેન;
સંસર્ગ દોષે પછી છોડે, મહાવનમાં તેન. ૬
સીતાજીને શુદ્ધ સમર્પી, તુને વન્હિ મહારાજ;
પિતાએ પૂર્વે કહ્યું તે, વિસર્યું ક્યમ કાજ. ૭
દહન દીપ્યો અતિ ઘણો, આકાશ ઉડી જ્વાળ;
સીતા પ્રવેશાં દેખી દશરથ, વદ્યા વચન વિશાળ. ૮
ગગન માંહે વિમાન બેશી, વચન બોલ્યા બાપ;
પતિવ્રતયુત વધૂ સીતા, પવિત્ર છે એ આપ. ૯
એ વધૂ કેરે ચરિત્રે કુળ, પવિત્ર કીધું આપ;
જે પુત્ર શોકે મરે નર તે, પડે નરકે બાપ. ૧૦
જાનકી મુજ વધૂ માટે, સ્વર્ગમાં મુજ વાસ;
એવું વચન દશરથ ઉચ્ચર્યા, ક્યમ વિસર્યું અવિનાશ. ૧૧
બ્રહ્મા આદે દેવ બોલ્યા, સ્મરો તેહ વચન;
વન્હિમાં વૈદેહી રહી, જ્યમ કમળ વિકસિત તન. ૧૨
તોયે પણ મન તમારૂં, અતિ કઠિન ભાસે ભૂપ;
કહે જૈમિનિ સાંભળો, ભૂપાળ વચન અનુપ. ૧૩
વચન એવાં કહી ભરતે, પ્રબોધ્યા શ્રીરામ;
એમ સુણીને રામ બોલ્યા, સુણો બંધવ આમ. ૧૪
લોક દુરાચારી નૃપની, કરે કીર્ત્તિ હીન;

---

૧ કોણ નૂર અંત્યજ થકી, મૂકાવે કપીલા ધેનુ, સંસર્ગ દોષે પછે છોડે, મહા વનમાં તેનું પ્ર. ૨.

કીર્ત્તિ હીણા નર તે, જાણવા મૃત્યુ સમાન. ૧૫
પૂર્વે હરિશ્ચંદ્ર ને બલિ, નહુષ નામે રાય;
અદ્યાપિ તે વિખ્યાત યશ, વિસ્તર્યા મહીતલ માંય. ૧૬
જે સુતે સ્ત્રી બાંધવે, આપણો અપયશ હોય;
પ્રાણ પ્રિય પણ તર્ત તજવાં, સુત સ્ત્રી આદિક સોય. ૧૭
કો નરે યશ રાખવાને, તજ્યાં સ્ત્રી તનુ રાજ્ય;
જીર્ણ ત્વચા જ્યમ સર્પ છાંડે, તથા સીતા તાજ્ય. ૧૮
હે ભરત ! તુજને ગમે જો, રાખવા મુજ પ્રાણ;
તો મુને એ તેં વચન પુનરપિ, ન કહેવું નિરવાણ. ૧૯
એવે સમે લક્ષ્મણ કોપિયા, પૃથ્વી પછાડયા હાથ;
આ જૂઓ જનઅપવાદ સ્ત્રીને, ત્યજે છે રઘુનાથ. ૨૦
કો કામનીના કલહથી, ક્યમ પરહરે નિજ માત;
તેમ તમો ક્યમ તજો, જગતજનુનીને સાક્ષાત. ૨૧
કોણ જણ તેને હણું જે, કહે સીતા દોષ;
અર્ધમુંડા વચન તે, શ્રુતિ જૂએ અસંતોષ. ૨૨
તે બ્રાહ્મણે ત્યજવી શ્રુતિ, મન વિચારો રઘુવીર;
એમ સુણી કોપ્યા શત્રુઘ્ન, પ્રભુ પ્રત્યે બોલ્યા ધીર. ૨૩
જે તમે કહોછો પ્રાણ ત્યજવા, વૃથા તે રઘુરાય;
તે તમો તજ્યા પ્રાણ તે, તત્કાળ અમર થાય. ૨૪
જો તમો હણશો પ્રાણને, તોય અમર થાશો ઈશ;
પતિવ્રતા સીતા તતક્ષણ, જીવાડશે જુગદીશ. ૨૫
મૃગલોચની મરશે સતી, જીવાડશો ક્યમ રામ!
શત્રુઘ્નનું વચન સુણીને, રામ બોલ્યા આમ. ૨૬
અપવાદથી હું જીવિતને, ત્યજું મારૂં ગાત્ર;
તો તજવી જનકાત્મજા તે, કેટલાએક માત્ર. ૨૭
*દૂર રઘુવર સીત ત્યજવા, કહી ઉત્તમ વાણી;
ભરત શત્રુઘ્ન નિસર્યા, તે સમે ઘરથી જાણી. ૨૮
એક લક્ષ્મણ નવ ગયા, તજી રામને વન માંય;

---

દૂવરી રઘુવર ઈત્યાદિ પાઠ ઘણી ખરી પ્રતોમાં છે.

નિરખી લક્ષ્મણ એકને, રઘુનાથ બોલ્યા ત્યાંય. ૨૯
અરે લક્ષ્મણ! ખડ્ગ ઝાલી, શીશ મારૂં વાઢય!
ભાગીરથીને તીર અથવા, જાનકીને કાઢય!! ૩૦
એ પાપ સીતા ત્યજ્યાનું, મુજ શીશ તું અવિધાર;
તુજ પાગ લાગું ભ્રાત ગંગા,ત્રટે ત્યજ મુજ નાર. ૩૧
એમ કહે લક્ષ્મણ લાજ, નીચે, મુખ મૂકી સ્વાસ;
સારથીને કહે હયયુત, લાવ્ય રથ મુજ પાસ. ૩૨
રથ સજી લાવ્યો સારથી, નિસર્યા લક્ષ્મણ સદ્ય;
જાનકી મંદિર જતામાં, આખડચા અશ્વ અવદ્ય. ૩૩
સારથીએ હણ્યા હય, સંચર્યા સૂક્ષ્મ ગત્ય;
ભવન સીતા તણે લક્ષ્મણ, ફિતર્યા જઇ સત્ય. ૩૪
પછે સીતાને કર્યો, નીચે મુખે નમસ્કાર;
આનંદ પામી અંગના, એવો કરે ઉચ્ચાર. ૩૫
મનોરથ દાતાર મારો, કમળલોચન નાથ;
મેં હાસ્યમાં માગ્યું હતું તે, સમર્પ્યું મુજ હાથ. ૩૬
પણ તમો નિકટે નવ હતા તો, નિષ્ફળ થાતાં કામ;
રઘુનાથ વાક્ય સત્ય કરવા, તમો પધાર્યા છો આમ. ૩૭
હું વિવિધ અંબર અગર ચંદન, અહું સાર સમૃદ્ધિ;
મુનિ ને મુનિપત્નીને, આપવા મંગળ વૃદ્ધિ. ૩૮
તેનું વચન એવું સાંભળી, લક્ષ્મણ હ્રદે દુઃખ ન માય;
નિજ નયન-આંસુ મૂકતો, ઉચ્ચરે હળવે હાય! ૩૯
નિજ પૂજ્ય બંધવ વચનપાશે, કરી બાંધ્યો વીર;
કહે જૈમિનિ સાંભળો નૃપ, જનમેજય મહાધીર. ૪૦
પછે સીતાએ ધર્યા પટ, વસ્તુ રથ ઉપેર;
મૃગચર્મ બહુ લીધાં, અન્નાં, રસ ભર્યા ભક્ષણ પેર. ૪૧
રઘુનાથજીની પાવડી, ઘડી સુવર્ણે તે લીધ;
પછે ચાલ્યાં પૂછવા. સાસુને એ વિધ કીધ. ૪૨
રઘુનાથ-જનુની કૌસલ્યા શું, કહે સીતા ધીર;
મુને મનસા ઉપની છે, જવા ગંગાતીર. ૪૩
મુજ મનોરથ પૂરવા લક્ષ્મણ, પધારે મુજ સાથ;

જો તમારી હોય આગન્યા, જવા વાંછું વાત. ૪૪
એમ સુણી કૌસલ્યા કહે, સાંભળો વહુવર અર્થ;
વૃક્ષ કંટકયુકત વનમાં, શીદ જાશો વ્યર્થ. ૪૫
મુખ મલિન તારૂં પ્રભાતે, સૂકાય ઓષ્ટ અપાર;
એવું વચન સાસુનું સુણીને, સીતા કરે ઉચ્ચાર. ૪૬
હું વસીછું વનવાસ વાનર, વિલોક્યાં રણ માંય;
સદા કંટક મર્દના તે, માટય મનસા ત્યાંય. ૪૭
રઘુનાથને સમરી કરી, આવીશ નિકટ માય;
રામ નામ નિ:કામ જપતાં, ઓષ્ટ કેમ સુકાય. ૪૮
મનસા વાચા કર્મણા, મેં તમો સેવ્યાં શર્ણું;
તે માટ મુજને કુશળ થાશે, નમુ છું તમ ચર્ણં. ૪૯
પ્રદક્ષિણા સાસુની કરી, આનંદ અંગ ન માય;
સુમિત્રા કૈકેયીને નમી, જાનકી વન જાય. ૫૦
જ્યાં હતા લક્ષ્મણ વીર રથની, રાશ ગ્રહી મન મંદ;
જાનકીજી ચઢ્યાં રથ, મન વિષે અતિ આનંદ. ૫૧
પછે ગદગદ કંઠે લક્ષ્મણ, વદે સારથી પ્રત્ય;
હાંકય હય ઉતાવળા, જ્યમ કરે સત્વર ગત્ય. ૫૨
કહે જૈમિનિ સુણો પરીક્ષિત્,તન ચતુર સુજાણ;
સુણી લક્ષ્મણ તણી વાણી, વદે સારથી વાણ. ૫૩
હે નર શિરોમણિ! સાંભળો, હું લહું હયનું મન;
ચળાચળ શીર કરી કાંઇ એક, કહું અશ્વ વચન. ૫૪
જો અમો સત્વર ગતિ કરૂં તો, ચર્ણું-મહી દુ:ખાય;
વૈદેહી દુ:ખે દુ:ખિત પૃથ્વી, પ્રથમથી છે રાય. ૫૫
સંગ્રામમાં અમગતિ ધટે, પણ નહિ આણે હામ;
એવું હૃદેમાં માને હરિ, સાંભળો લક્ષ્મણ નામ! ૫૬
તોયે પણ હાંકુ હવે, મુજ હસ્તલાઘવ જોય;
એવું વચન કહી સારથીએ, હકાર્યા હય સોય. ૫૭
કંઠને કરમૂળ માર્યા, કસ્યા ધાટે ઘોટ;
સાચુસારી રાસડી સાથીએ, અશ્વે દીધી દોટ. ૫૮
ઈતિ શ્રી મહાભારતે, અશ્વમેધ પર્વ મોઝાર;

બભ્રુવાહન વિષે, લવકુશ, કથા કહું એ સાર. ૫૯

બભ્રુવાહનની કથા, સતાવીશમો અધ્યાય;

યથા લવકુશ તણા અધ્યા', ત્રણ મહા મહિમાય. ૬૦

શ્લોક જે અધ્યા' વિષે છે, પૂર્ણ પંચાવન;

રત્ન કહે યત્ને કર્યાં, બાસઠ પદ પાવન. ૬૧

## અધ્યાય ૨૮ મો. રાગ દેશાખ.

જૈમિનિ ઉચ્ચરે રે, સાંભળ પરીક્ષિત્ કેરા તન;

સીતાજી નિસર્યાં રે, જેનાં કમળ સમાં લોચન. ૧

નગરી રામનીરે, નિરખી પામી દુઃખ અપાર;

ધ્વજ રૂપી કરે રે, જાણે વારે વારંવાર. ૨

વળતાં જાનકી રે, તેણી વેળા વાટે જાય;

નિરખ્યા માર્ગમાં રે, દયિતા દુષ્ટ શુકન બહુ થાય. ૩

સન્મુખ રહી કરી રે, શ્યાલુ ભૈરવ સ્વર શું રોય;

માર્ગ મૂકતાં રે, હરણાં ચો દિશ દોડે સોય. ૪

સીતાજી તણું રે, ફરકે ફરી ફરી દક્ષણ અક્ષ;

જૈમિનિ ઉચ્ચરે રે, સાંભળ જનમેજય પ્રત્યક્ષ. ૫

વિસ્મય જાનકી રે, લક્ષ્મણ પ્રત્યે બોલ્યાં ભિન્ન;

લક્ષ્મણજી જાઓ રે, માર્ગ મધ્યે જંબુકનાં ચિન્હ. ૬

માર્ગ આવરી રે, ઉભા ભય સૂચવતા મન;

પણ કલ્યાણ હો રે, રઘુવર કૌસલ્યા આનંદ. ૭

બળ હો બાહુમાં રે, વાધે રાઘવનું આયુષ;

જેણે રાઘવે રે, માર્યા રાક્ષસ રાખ્યા રૂખ. ૮

તીક્ષણ બાણ શું રે, જેણે રાક્ષસ માર્યા એમ;

નિત્યે તે પ્રભુ રે, રહેજો રાઘવ કુશળ ક્ષેમ. ૯

ખર દૂષણ તથા રે, ત્રિશિરા માર્યા નાશિક માંય;

તે રઘુનાથજી રે, કરજો રાજ્ય મહીતળ માંય. ૧૦

વાનર પે કર્યો રે, ઉંડો અંબુધિ પેલે પાર;

મહા ભયમાં કરી રે, ભૂપ વિભીષણ દેરી સાર. ૧૧

મહા બળિયા વળી રે, રાજા રાવણ ને કુંભકર્ણ;

જાણીતા ઘણા રે, જેણે તેહ પમાડયા મર્ણ. ૧૨

લંકાના પતિ રે, પ્રકટ પાપ તણો આકાર;
રણ રઘુનાથજી રે, તીક્ષ્ણ બાણે કીધો પ્રા'ર. ૧૩
મંદોદરી તણે રે, આંસુ લંકા કૃત અભિષેક;
આગળ મોકલ્યો રે, મહા બળ હનૂમંત (વાનર) એક. ૧૪
એ રઘુરાયજી રે, મારે અર્થે કીધું એમ;
તે પ્રભુ વિશ્વનો રે, સુખદાતા કરજો ક્ષેમ. ૧૫
વદતી એ વિધિ રે, જેવે જનક-સુતા સુવિશાળ;
આવ્યું તે સમે રે, આગળ ગંગાત્રટ તત્કાળ. ૧૬
ઉજ્વળ ઉછળે રે, નિર્મળ ગંગાના કલોલ;
પાવન પય ધરે રે, સુંદર શશિ સરખો રસરોલ. ૧૭
ચંપક વટ વળી રે, આંબા જાંબુ પનસ લવંગ;
કદલી કેતકી રે, ફોફળ ખજુરી ત્રટ ગંગ. ૧૮
નાના વિધિ લતા રે, વે'તી સુરસરિતા શુભ વાર;
ખટ રસ દ્રાક્ષના રે, ઝુમક ઝુમે મંડપ હાર. ૧૯
તે જળ જાન્હવી રે, જોતાં સીતા પામ્યાં હર્ષ;
મુજ અવતારમાં રે, હાવું સફળ થાજો ઉત્કર્ષ. ૨૦
વિષદ પ્રવાહ શું રે, વેહેતી જાણે રઘુવર કીર્ત્તિ;
પાપ પ્રભવતી રે, સૌનાં મહામળહારી મૂર્ત્તિ. ૨૧
જૈમિનિ ઉચ્ચરે રે, સાંભળ જનમેજય નૃપ ભાવ;
રથથી ઉતર્યા રે, સીતા લક્ષ્મણ બેઠાં નાવ. ૨૨
મહા ભયમાં ગયાં રે, ગંગાજીની પેલી પાર;
ત્રટમાં ઉતર્યાં રે, લક્ષ્મણને વળી સીતા નાર. ૨૩
લક્ષ્મણ જાનકી રે, ના'યાં ગંગાજળને માંય;
અંબર પાલટી રે, ચાલ્યાં મહા વન ઘોરજ જયાંય. ૨૪
જે વન ધાવડી રે, ધાત્રી બદરી બાવળ ખેર;
સૂકા પીપળા રે, હેઠળ કોતર દીસે કેર. ૨૫
કાંટા કુશ તણા રે, તીક્ષ્ણ ગોખરૂ દીસે ઘોર;
તરૂવર લીંબનાં રે, બોલે પક્ષી કઠણ કઠોર. ૨૬
સૂકે પીંપળે રે, બેઠા કળકળતા બહુ કાગ;
બોડ મધ્યે રહ્યા રે, ફેણુ ફૂકારે અહી આગ. ૨૭

ચળવળે ચીતરા રે, વનના પાડા દીસે પ્રૌઢ;
શુકર દીસતા રે, દીર્ઘ દંતા અંતર મૂઢ. ૨૮
મૃગને મારવા રે, બેઠા વાઘ અરણ્ય અડોલ;
ધરતા ધ્યાનને રે, જાણે જોગીજન સમતોલ. ૨૯
મંઝાર વન તણા રે, ખણતા ઉંદરના દર જોય;
વન વિલોકતાં રે, સીતા રોમાંચિત થઇ સોય. ૩૦
સીતા સુંદરી રે, બોલ્યાં લક્ષ્મણ પ્રત્યે વાણ;
હું નથી દેખતી રે, મુનિના ઉત્તમ આશ્રમ જાણ. ૩૧
પવિત્ર તપસ્વીની રે, મુનિની નાર ન દેખું આજ;
વલ્કલ વસ્ત્રના રે, હું નવ નિરખું ઋષિરાજ. ૩૨
મૂંજ મેખળા રે, પે'ર્યાં કાળાં મૃગનાં ચર્મ;
દ્વાદશ વર્ષના રે, મુનિના બાળ ન દેખું પર્મ. ૩૩
અગ્નિ હોમના રે, ધુમ્ર ન દીસે દશરથબાળ;
સઘળે દવ બળે રે, તૃણ કાષ્ટ તણી ઝાળઝમાળ. ૩૪
નિગમ ના સાંભળું રે, શ્રવણે પક્ષી તણી ધૂની ઘોર;
શ્રુતિ ધૂની કયમ સુણું રે, મૂક્યો દશરથ રાય કિશોર. ૩૫
પવિત્ર ન પેખીએ રે, પાવન આશ્રમવાસી મુન્ય;
હું ઉફરી થઇ રે, રાઘવરાયથકી વન પુણ્ય. ૩૬
દેખું ક્યાં થકી રે, મુનિના અગ્નિહોત્ર વિશાળ;
જૈમિનિ ઉચ્ચરે રે, સાંભળ જનમેજય ભૂપાળ. ૩૭
એવું સાંભળી રે, લક્ષ્મણ લોચન જળ વહી જાય;
નીચું નિર્ખતો રે, અંતર આકુળ વ્યાકુળ થાય. ૩૮
સીતા સાંભળો રે, આશ્રમ યાંથી છે અતિ દૂર;
સંચરજો શનૈ રે, એવું ભાખ્યું લક્ષ્મણ ભૂર. ૩૯
સીતાજી તમો રે, જાણી લોક તણો અપવાદ;
રામે પરહર્યા રે, મૂકી મોટમ કેરો માદ. ૪૦
મુજને મોકલ્યો રે, ત્યજવા ઘોર ગહન વન માંય;
સીતા શું કરૂં રે, બાંધવ વશ આવ્યો આંય. ૪૧
એવું સાંભળી રે, સીતા મૂર્છા પામ્યાં તર્ત;
પૃથ્વીમાં પડયાં રે, જાણે ગગનથકી નક્ષત્ર. ૪૨

કનકલતા પડે રે, જાણે શસ્ત્રે છેદ્યાં મૂળ;
સુરભી જયમ પડે રે, અંગે આવી વાગે ત્રિશૂળ. ૪૩
કોય કુમારિકા રે, જાણે સર્પ ડસે કૃતપાત;
સીતા તે વિધ રે, પડી પૃથ્વી અકસ્માત. ૪૪
લક્ષ્મણ આફળો રે, સતીને વસ્ત્રે વીંઝે વાય;
એક બાહુએ રે, આનન ઉપર કરતો છાંય! ૪૫
લક્ષ્મણ ઉચ્ચરે રે, જો મેં રાઘવ સેવ્યા હોય;
તત્ક્ષણ ઉઠજો રે, તેણે પુણ્યે સીતા સોય. ૪૬
એવું બોલતાં રે, સદ્ય સચેતન સીતા નાર;
લોચન નિર્ખતાં રે, લક્ષ્મણ આગળ દીઠા ત્યાર. ૪૭
હળવે ઉચ્ચર્યા રે, હા! હા! લક્ષ્મણ દિવર સદ્ય;
યાંથી ક્યાં જશો રે, મુજને મૂકી મહાવન મધ્ય. ૪૮
દિયર દીપતો રે, મુજને વલ્લભ છે તું વિરાજ;
દંડકવન વિષે રે, હું ઉગારી મહારાજ. ૪૯
ફળ જળ મૂળ શું રે, મારી સેવા કીધી સાર;
મારે કારણે રે, કીધી પર્ણકૂટી નિરધાર. ૫૦
હમણાં તુ વિના રે, કોણ કરશે મુજ સંભાળ;
તે દિન ક્યાં ગયા રે, જે દિન રાઘવરાય દયાળ. ૫૧
આગળ રામજી રે, પાછળ પળતો તું સૃષ્ટ;
રઘુનાથે ત્યજી રે, હા! હા! મોટું મુજને કષ્ટ! ૫૨
રાજા રામની રે, અણ અપરાધણી મૂકી હુંય;
મન વચ કર્મણા રે, પતિને ઉત્તમ ઈચ્છું છુંય. ૫૩
નિત્યે ચિંતવું રે, રઘુપતિ પરમ મનોહર ચર્ણ;
વદન વિરાજતું રે, પંકજલોચન શશિયર વર્ણ. ૫૪
કુંડળ લળકતાં રે, સુંદર દંત મનોહર મૂચ્છ;
મુકુટે મણિ જડ્યા રે, ઉપર મુક્તાફળના ગૂચ્છ. ૫૫
મહા વનમાં પડી રે, એવું આનન ક્યાં દેખીશ;
તે દિન ક્યાં ગયા રે, મારે મંડપ આવ્યા ઇશ. ૫૬
શીર ફરકે શીખા રે, રઘુવર સાથે વિશ્વામિત્ર;
મિથિલા આવીઆ રે, તું પણ સાથે પરમ પવિત્ર. ૫૭

મુજને પરણુવા રે, ત્રોડયુ ત્ર્યંબક ધનુષ્ય મન ચિંત;
મારે કારણે રે, રઘુવર કીધા વાનર મિંત. ૫૮
તરૂ આલિંધતા રે, મુજને જાણી આણી જોગ;
તે રામે ત્યજી રે, સીતા એ જન્માંતર ભોગ. ૫૯
તે રઘુનાથનો રે, તેમાં દોષ ન માનું હુંય!
સાસુને જઇ રે, લક્ષ્મણ વિનવજો કહું છુંય. ૬૦
અર્ણુ તગારડાં રે, વન વન ચરતી ચિંતુ નિત્ય;
રામે હું ત્યજી રે, વિણ અપરાધે સગર્ભા સીત. ૬૧
એ વિધિ વિલપતી રે, સીતા નાર ગહન વન માંય;
આચારે શુચિ રે, બોલી લક્ષ્મણ પ્રત્યે ત્યાંય. ૬૨
લક્ષ્મણજી તમો રે, પાળો પરમ ક્રિયા મહારાજ;
એવે કારજે રે, રામે ક્યમ પ્રેર્યા છો આજ. ૬૩
મોકલવો ઘટે રે, એવે કામે શઠ સુગ્રીવ;
જેણે લોભથી રે, લીધો નિજ બાંધવનો જીવ. ૬૪
મોકલવો ઘટે રે, વિભીષણ રાવણનો લઘુભ્રાત;
મિથ્યા મોકલ્યો રે, મુજને ત્યજવા તું ઉતપાત. ૬૫
નિજ નગરી પ્રત્યે રે, વીર પધારો હો કલ્યાણ!
રાઘવ કોપશે રે, તુજને અહીં રે'તાં નિરવાણ! ૬૬
એવું સાંભળી રે, લક્ષ્મણને મન દુઃખ ન માય;
પ્રદિક્ષણા કરી રે, નમતો નીચે વદને જાય! ૬૭
લક્ષ્મણ ચાલતા રે, વનિતા પ્રત્યે કહે છે વાત;
વનના દેવતા રે, તારી રક્ષા કરશે માત! ૬૮
હું પરવશ પડયો રે, યાંથી જાતું મુજ માય;
લક્ષ્મણ એમ કહી રે, પુનરપિ પાછું જોતો જાય! ૬૯
પગ ચાલે નહિ રે, જેવો દ્વાપરયુગ વૃષ ધર્મ;
સ્થિર થઇ જાનકી રે, જોતાં લક્ષ્મણનો પદપર્મ. ૭૦
ઉભી અંગના રે, નિશ્ચળ નિરખી લક્ષ્મણ અંગ;
દિવર ન દેખતી રે, પૃથ્વી મધ્ય પડી મન ભંગ. ૭૧
જડ થઇ જાનકી રે, મુહૂર્ત મૂર્છા પામી નાર;
લક્ષ્મણ પણ ગયા રે, ઉતરી સુરસરિતાને પાર. ૭૨

વનમાં એકલી રે, બાળા મૃગલી સરખી રોય;
મહાવનમાં હું તજી રે, હા! હા! શું કીધું અઘ સોય. ૭૩
જનક કુળે જણીરે, આપી રાઘવને નિરધાર;
દશ દિશ દેખતી રે, અબળા ઉજડ સરખી ત્યાર. ૭૪
લક્ષ્મણ આવશે રે, મુજને કરતા હોશે હાસ્ય;
સીતા સાધવી રે, પુનરપિ મૂર્ચ્છા પામી ત્રાસ. ૭૫
તેના દુઃખથકી રે, ઉંચે આનન રોતા હંસ;
મૂકી મૃણાલ ત્યાંરે, અદ્‌ભુત ઉભા ઉત્તમ વંશ. ૭૬
તૃણાંકુર તજી રે, તેવી સીતા સામું જોય;
મૃગ મૃગલી મળી રે, અબળા કેરે દુઃખે રોય. ૭૭
નૃત્ય તજી કરી રે, મોર પળાતા સીતા સા'ય;
ભક્ષણ ભૂલતા રે, પક્ષી પાંખે કરતા છાય. ૭૮
જળચર જળ ભરી રે, છાંટે સીતાજીને તોય;
ચમ્મરી સુરભી રે, ઉપર ચમ્મર કરંતી સોય. ૭૯
જળકણ લાવતો રે, કુસુમ સુગંધી સેવે વાય;
તત્ક્ષણ જાનકી રે, ઉઠયાં રામ! રામ! કહી ત્યાંય. ૮૦
અઘ આળોટતી રે, ધૂળે ધુંસર છૂટા વાળ;
હરિ! હરિ! દેહ તજું રે, તો મુને લાગે હત્યા બાળ.૮૧
હરિ! હરિ! શું કરૂં રે, મુજને ઉગારે યહાં કોણ;
ધાયે અરિપરિ રે, પગલે પગલે પડતી પોણ. ૮૨
કાંટા કુશ તણા રે, ચરણે ચાલે શોણિતધાર;
એ વિધિ આકુળી રે, બાળા મહાવન મધ્યે ત્યાર. ૮૩
એવે આવિયા રે, વાલ્મીકિ વાડવ શિષ્ય સમેત;
સમિધ છેદવા રે, આવ્યા વનમાં યજ્ઞ સંકેત. ૮૪
મુનિ મહાકાળના રે, વદને જળહળ તપનું તેજ;
જોયાં જાનકી રે, અંતર ઉપજિયું અતિ હેજ. ૮૫
ઈતિ અશ્વમેધમાં રે, બભ્રુવાહનનું આખ્યાન;
અઠાવીસમો રે, અધ્યા' લવકુશનું વ્યાખ્યાન. ૮૬
એ અધ્યા' વિષે રે, સુંદર ચુંવો ૧૨ છે શ્લોક;
રત્ન કહે યત્ન શું રે, કીધાં છાશી પદ મુદ્દ ઓક. ૮૭

## અધ્યાય ૨૯ મો રાગ સામેરી.

જૈમિનિ કહે તમે સાંભળો, પાવન પરીક્ષિત્તનરે;
વાલ્મીકિયે નિરખ્યાં સતી, અતિશે દીન વદનરે. ૧
તપ તણી સિદ્ધિ જાણે, આપણી, અણુ અવિલોકી ખિન્નરે;
વાલ્મીકિ કે' સુણ સુંદરી, તારી આ ગતિ ભિન્નરે. ૨
કહે રે કલ્યાણિ! તું કોણ છે, કોની સુતા કોની નારરે;
કારણ કવણ અરણ્યે, રહી એકલી યહાં નિરધારરે. ૩
જાનકી કહે મુનિ સાંભળો, હું રાઘવની ધરનારરે;
કારણ વિણ મુજને તજી છે, તમને કઈ નમસ્કારરે. ૪
વાલ્મીકિ કહે સીતા તમો, જન્મ શો યુગ્મ કુમારરે;
શોક ન કરશો જાનકી, સાધવી સફળ ઉચ્ચારરે. ૫
જનક તણો ગુરૂ જાણવો, હું મુનિ વાલ્મીકિ નામરે;
પત્ર કુસુમ ફળ જળ ભર્યો, આવો આશ્રમ અભિરામરે. ૬
પર્ણકૂટી તુજ કારણે, આપીશ ઉત્તમ રૂપરે;
એ આશ્રમ રહી જાનકી, પ્રસવશો પુત્ર અનુપરે. ૭
વાલ્મીકિનું વચન સુણીને, જાનકી હર્ખ્યાં અપારરે;
ગ્રીષ્મ તપ્ત જ્યમ મયૂરણી, ઘન ધૂની સુણી નિરધારરે. ૮
એમ સાંભળી સીતા સતી, વાલ્મીકિ પુઠ પળાયરે;
સીતા સહિત મુનિ વાલ્મીકિ, આવ્યા આશ્રમ માંયરે. ૯
વ્યાઘ્ર સિંહ જેણે આશ્રમે, સુરભી સહિત વિનોદરે;
[1]મૂષક રમે જ્યમ નિજબળે, માંઝાર મુખ વિષે મોદરે. ૧૦
નકુળ મયૂર ઉરગ મળી રમતા, અતિ આનંદ અંતરે;
મૃગને વળગી ચીતરા તે, નિકટ મળીને રમંતરે. ૧૧
સરોવર મધ્યે શોભતા, બક મુખ મચ્છ ન ખાયરે;
નિર્વૈરી આશ્રમ નિરખતાં, જાનકી હર્ષ ન માયરે. ૧૨
મુનિજન મુનિ-યુવતી વળી, મુનિસુત નિરખ્યા સારરે;
આનંદ પામી અંગના, ફરી ફરી કરે નમસ્કારરે. ૧૩
મુનિજન મુનિ-યુવતી મળી, આશીશ દીધી વિશેષરે;
પર્ણકૂટી મુનિજને કરી, જાનકી કૃત પ્રવેશરે. ૧૪

---

૧ મૂષકને માંઝાર બહુને, જૂએ અતિ મન મોદરે. પ્ર. ૨.

તપસ્વિની વનફળ આપતાં તે, ભોગતી સતી સીતરે;
શીતળ નિર્મળ જળ ભલાં, તે પાન કરે સુખ ચિત્તરે. ૧૫
નિત્ય નમે વાલ્મીકિને, સાંભળે પવિત્ર પુરાણરે;
ગર્ભ થયો નવ માસનો, ફૂલિત તપોવન જાણરે. ૧૬
માસ ગયો નવમો વહી, જાનકીએ જન્મી જોડરે;
ઉત્તમ મુહૂર્ત મધ્યે જન્મ્યા, ઋષિ તણી નાર ત્યાં કોડરે. ૧૭
ઋષિપત્ની સહુ સેવતી, જાણતી અતિ ઉપચારરે;
ગુણવંતી આતી ઘણું, સીતાએ જન્મિયા જુગ્મ કુમારરે. ૧૮
કુંવર તણી કાંતિએ કરી, મંદિર તેજ ન માયરે;
દશ દિશા ઉજ્વળ ઓપતી, સૌરભ શોભિત વાયરે. ૧૯
અનળ બળે અતિ પાધરા, ઉર્ધ્વ જ્વાળા પળાયરે;
વાલ્મીકિના વિચારથી, ગુરૂને વધામણી જાયરે. ૨૦
ગુરૂજી વધામણી દીજીએ, જાનકીએ જન્મ્યા કુમારરે;
યુગ્મ કુંવર વિસ્મય મહા, આનંદ અંગ અપારરે. ૨૧
વાલ્મીકિના કરમાં હતા, કુશ લવ કેરડા કોલરે;
આનંદે આશ્રમ આવિયા, નિરખી હર્ષે શિશુ જોલરે. ૨૨
બાળ બેહુ લવકુશને, જળે કરી કૃત અભિષેકરે;
મુદિત મુનિજને શિશુનાં, લવકુશ નામ ધર્યાં વિવેકરે. ૨૩
રવિ શશિ સરખા શોભતા, દિન દિન વધતા જાયરે;
કર્મ ચૂલા તણું આચર્યું, બાળકને મુનિ રાયરે. ૨૪
બાર વર્ષના રે બાળકા, મૌજીનું બંધન ઇચ્છરે;
કામધેનું સુર લોકથી, યાચના કીધી વસિષ્ઠરે. ૨૫
વાલ્મીકિએ વનવાસના, બ્રાહ્મણને ભોજન દીધરે;
[1]કામદુર્ગાએ ઇંદુ સમો, ઓદન ઉત્તમ કીધરે. ૨૬
ગોધુમનાં પકવાનને, ઉત્તમ શાક અપારરે;
પાપડ અનુપમ પ્રકટ્યા તે, ચંદ્રમંડળ આકારરે. ૨૭
તેલ તળી બહુ પુરિકા, ખાજલી છિદ્ર સમેતરે;
અમૃત ફળ ઉપજાવિયાં, સુરભીએ સાધિત હેતરે. ૨૮
મોદક મહા મુક્તાફળા, સેવ સમારિત સારરે;

---

૧ કામદુર્ગાએ અન્નનો અતિ ઘણો, ઓધસ કીધરે પ્ર. ૧

આવરી બીજ ચારોળી, સુંદર ઘટિત અપારરે. ૨૯
સહસ્ર પુટે પટુફેણિકા, ચંદ્ર સગી શુભ કાંતરે;
પાપડ અડદ તણા ઘણા, તાંદુલની બહુ ભાતરે. ૩૦
વિવિધ વડાં વર્તુલ ભલાં, ત્યાં સ્નેહ રહિત છિદ્રરે;
હીંગ મરીચ જીરે ભર્યાં, હળદર મુક્ત મુનીંદ્રરે. ૩૧
લોહ તણે પેણે તળ્યાં, તેલ વિચ મિશ્રિત માનરે;
એ વિધિનાં પકવાન ત્યાં, કામદુર્ગા કૃત્ય દાનરે. ૩૨
વાલ્મીકિએ તર્પ્યા મુનિ, એ વિધિ અન્ન અમિતરે;
બાર વર્ષના બાળકા, કુશલવ ધૃત ઉપવીતરે. ૩૩
વાલ્મીકિએ વેદ ભણાવિયા, અંગ સહિત સુચિત્રરે;
મધુર સ્વરે ગવરાવિયાં, લવકુશ રામચરિત્રરે. ૩૪
લવ કરે તાલ વિરાજતી, કુશ કરે યંત્રને નાદરે;
ગર્જના ઘન ગર્જી રહ્યું, મનોહર સુંદર સાદરે. ૩૫
મુનિજન મન હરખ્યા ઘણું, ધન્ય ધન્ય કહેતા કિશોરરે;
વાલ્મીકિયે બેહુ ભ્રાતને, અર્પ્યાં ધનુષ્ય કઠોરરે. ૩૬
અક્ષય ભાથા અર્પિયા, વાલ્મીકિ મિત્ર વસિષ્ઠરે;
આપ આપણે તપને બળે, અર્પ્યાં શર મુનીષ્ટરે. ૩૭
કવચ મુકુટ કોઇ આપતા, ખડ્ગ ચર્મ મુનિ કોયરે;
એ વિધ ધનુષ્યધર વિર તે, કવચ સહિત તનુ સોયરે. ૩૮
શિશુ તણે શીર ફરકે શીખા, વિચરતા આશ્રમ એવરે;
મૂળ ફળે જળ શીતળે, સીતાની આચરે સેવરે. ૩૯
જૈમિનિ કહે સુણ ભૂપતિ, હવે રાઘવની કહું રીતરે;
નગ્ર અયોધ્યામાં રામજી, રાજ્ય કરે ભય ભીતરે. ૪૦
બ્રહ્મહત્યા ભય ઉપન્યો, રામને સુખ ન થાયરે;
આચરવા અશ્વમેધને, મન ધરે રાઘવ રાયરે. ૪૧
વસિષ્ઠ ગાલવ વિશ્વામિત્ર ત્યાં, મુનિ પધરાવિયા પ્રેમરે;
વામદેવને વળી તેડિયા, રાઘવ ઉચ્ચર્યા એમરે. ૪૨
મુનિવર વિધિ મુજને કહો, આચરવો અશ્વમેધરે;
અશ્વતણું લક્ષણ કહો, દાન તણો વિધિ વેધરે. ૪૩
મુજને શું કરવું ઘટે વૃત્ત, વિધિ કહો મુનિ રાયરે;

એમ સુણી વસિષ્ઠ વદે, (પછે) મહા દુઃખે એમ થાયરે. ૪૪
સાંભળો રઘુવર વિનતિ, ઉજ્વળ અશ્વ અનુપરે;
પીતવર્ણું પૂચ્છ શોભતું, કર્ણે તે કૃષ્ણ સ્વરૂપરે. ૪૫
એક વર્ષ રાખવો, પાછળ યોદ્ધ પળાયરે;
યુદ્ધ કરી મુકાવવો, યદ્યપિ કો નર સાંયરે. ૪૬
એક સહસ્ર દ્વિજ પૂજવાને, વેદ વિચક્ષણ જાણુરે;
એક રૂચિર રથ આપવો, કુંજર એક પ્રમાણુરે. ૪૭
દશ દશ હયવર અર્પવા, સુંદર ભાર સુવર્ણરે;
શેર યુગ્મ મુક્તાફળ વળી, શત સુરભી સઆભ્રણરે. ૪૮
એક એકને અનુચર વળી, આપવા ચાર પ્રમાણુરે;
આળસ રહિતને ઉદ્યમી, કાર્ય સફળ સુજાણરે. ૪૯
અસિવ્રત રઘુનાથજી, કયમ કરશો વિના નારરે ?
યજ્ઞકર્મ માંહે યોષિતા, કારણ મુખ્ય વિચારરે. ૫૦
કામની વિણ સૌ કર્મ ત્યાં, નિષ્ફળ શ્રમ પ્રમાણુરે;
વચન વસિષ્ટનું સાંભળી, રઘુવરજી ઉચ્ચર્યા વાણરે. ૫૧
કનક તણી કરો પ્રતિમા, જાનકી જેવી તેહરે;
હું યજ્ઞ કરીશ ઋષિરાયજી, તેવી સીત સમેતરે. ૫૨
આરંભ માંડો મખ તણો, મુનિવર વાર માં લાવોરે;
યાજ્ઞિક અશ્વ વિલોકવા, અશ્વશાળામાં જાવોરે. ૫૩
અશ્વ નિરખી મુનિજન સુને, કરજો દિક્ષાદાનરે;
રામ-વચન એમ સાંભળી, વસિષ્ઠ મહત મુનિ માનરે. ૫૪
અશ્વશાળામાંથી અણાવિયો, ઉજ્વળ અશ્વ અનુપરે;
ધેનુદુગ્ધ વર્ણે વળી, કુમકુમ રૂચિર મુખ રૂપરે. ૫૫
એક કર્ણ જેનો શ્યામળો, નિરખતાં વિસ્મય મુન્યરે;
બ્રાહ્મણ સહસ્ર પૂજાવિયા, રાઘવ પાસ સુપુણ્યરે. ૫૬
વસ્ત્ર વિભૂષણ આપિયાં, ગન ગતિ તીક્ષ્ણ તોખારરે;
ગજરથદાન મુનીશને, કનક સમર્પિત સારરે. ૫૭
ધેનુ ઘણી વળી દૂઝણી, એ વિધ અર્ચિયા વિપ્રરે;
રાઘવે લીધી દિક્ષા પછી, કંચન સીત શું ક્ષિપ્રરે. ૫૮
ચંદને ચર્ચ્યો પછે, રાઘવે તેહ તોખારરે;

કુસુમ ચોસર અર્પ્યાં ઘણા, શીર પર ચામ્મર સારરે. ૫૯
પત્ર એક પરમ કનકનું, હય તણા ભાળ સુધામરે;
તે મધ્યે અક્ષર એમ લખ્યા, દશરથનંદન રામરે. ૬૦
કૌસલ્યા એક સુભટ જન્મ્યો, મહા બળી તે તનરે;
તેણે તુરંગમ મૂકીઓ, ઝાલજો સબળ રાજનરે. ૬૧
એ અર્થ તેમાં લખ્યો, શોભતું જે શીરપત્રરે;
શત્રુઘ્ન સાથે મોકલ્યો, રક્ષા તુરંગમ તત્રરે. ૬૨
ત્યાર પછે હય મૂકિયો, શત્રુઘ્ન પાછળ જાયરે;
કટક ક્ષોણિ ત્રણ ત્યહાં, શત્રુઘ્ન સાથ પળાયરે. ૬૩
બહુ દેશ નગર તજી, આગળ જાય તોખારરે;
હય નિરખી સહુ કરે, નીચે મુખે નમસ્કારરે. ૬૪
મહા બળ જે ભૂપ તેણે, બાંધીઓ તોખારરે;
છોડવ્યો શત્રુઘને તે, પરદળ કરી પ્રહારરે. ૬૫
ત્યાર પછે હય આવિયો, વાલ્મીકિ આશ્રમ પાસરે;
વરૂણ-યજ્ઞ વિષે વાલ્મીકિ, કીધ રસાતળ વાસરે. ૬૬
આશ્રમનું ઉપવન ભલું, ઉભો અશ્વ તે ઠામરે;
દાડિમ આમ્રફળે ફળ્યાં, વૃક્ષ અતિ અભિરામરે. ૬૭
કુસુમિત અગથિયા ઓપતા, ધાવડી વનફળ ફૂલરે;
ભાત અનેક કુસુમ તણી, વન તણી દેવતા તુલ્યરે. ૬૮
મંડપ દ્રાક્ષ તણા ઘણા, ઘટ તણા યંત્ર અપારરે;
સફળ કદળીફળ શોભતાં, સ્વર્ગ સમાગમ સારરે. ૬૯
ધનુષ્ય કર ધરી રાખતો, તે ઉપવનને લવ વીરરે;
દૂર્વાંકુર ચરતો ત્યાં, નિરખ્યો અશ્વ સુધીરરે. ૭૦
મુનિવર કુંવર તેડી કરી, લવ ગયો અશ્વની પાસરે;
પત્ર લલાટ તણું ગ્રહી, વાંચજો બાળ સુહાસરે. ૭૧
એક વીર કૌસલ્યાસુત, તેનું રઘુવર નામરે;
બાંધજો બળવંત વીર કો, જેને લઢ્યાનું બળ ધામરે. ૭૨
અર્થ લહ્યો અક્ષર તણો, બાળક લવ કહે આમરે;
માત અમારી શું વાંઝણી, કો વીર નહીં તે ક્યમરે. ૭૩
એમ કહી બળ બાળકે, કર ગ્રહ્યો હય દક્ષરે;
ઉત્તરીય વસ્ત્રવડે કરી, બાંધીઓ કેળને વૃક્ષરે. ૭૪

બીકણુ બાળક મુનિ તણુા, વારતા વીરને તેહરે;
સાંભળ લવ નૃપનો તુરી, સાં'ધે છે શીદ તું એહરે. ૭૫
અશ્વના રક્ષક જે હશે, તે બાંધશે તુને બાળરે;
તેનું વાયક અણુગણી, ઉચ્ચર્યો લવ તત્કાળરે. ૭૬
દ્વિજ-યુવતી જન્મ્યા તમો, રાજસુતાસુત હુંયરે;
ઉદર સીતા તણે ઉપન્યો, યોદ્ધ મોટો છુંયરે. ૭૭
પુનરપિ ભય ભીત હું, અશ્વને તજું જો આજરે;
મર્ણ થાજો મંગળ મુને, નવ પજો માતને લાજરે. ૭૮
ઇતિ અશ્વમેધ પર્વમાં, બભ્રુવાહન તણી વાતરે;
અધ્યા' ઓગણત્રીશમો, લવકુશ પંચમ જાતરે. ૭૯
શ્લોક થયા અધ્યા' વિષે, શીતેર ઉપર પંચરે;
રત્ન કહે યત્ને કર્યા, પદ એશી શુભ સંચરે. ૮૦

## અધ્યાય૦૩૦ મો રાગ ગોડી.

ત્યાર પછી મહાદળ આવ્યું, હયવર કુંજરને લાવ્યું;
જેમાં પાળાનો નહિ પાર, આકુળ વ્યાકુળ આયુધ માર. ૧
હય કયાં હય કયાં કહેતા વાણ, ઉત્તમ મહા બળીઆ નિર્વાણ;
શત સહસ્ર સાથે સારથી, શત્રુઘ્ન મોટો મહારથી. ૨
કદળી વૃક્ષે બાંધ્યો બળી, મહારથીએ હય દીઠો વળી;
બ્રહ્મચારી નાના જે શિશુ, તેને યોદ્ધા પૂછે અશુ. ૩
અરે બાળકો બોલો ખરૂં, કોણે હયનું બંધન કર્યું;
બાળક કહે જેણે હય ગ્રહ્યો, તે આંબાને થડ ઉભો રહ્યો. ૪
નિર્ભય થઈ ઉભો છે ખરો, લવ નામ તેણે હય ગ્રહ્યો;
હાસ્ય કરી બોલ્યા તે રથી, એ બાળક કાંઈ લેહેતો નથી. ૫
મૂકો રે મૂકો હય રાય, જેથી માર્ગે સત્વર જાય;
એવે ત્યાં આવ્યો ઉદ્દામ, ધનુષ્યધારી બોલ્યો લવ નામ. ૬
એ શું બોલ્યા ગર્વિત વીર, કયમ મૂકાવો અશ્વ અધીર;
મુજને જીત્યે હય મૂકાય, હું ઉભાં કયમ અશ્વ અપાય. ૭
[1]અણુ સાંભળી બળીઆવાણુ, હય લેવાને વાળ્યો પાણુ;
લવે નાખ્યા તીક્ષ્ણુ બાણુ, છેધા છોડણુકેરા પાણુ. ૮

---

૧ સાંભળી તે બળિયાની વાણુ પ્ર. ૨

છેદ્યા પાણુ તણા તે યોધ, મારો મારો કહેતા ક્રોધ;
લવ ઉપર યોદ્ધા ઉત્પાત, વરસે બાણુ તણા વરસાત. ૯
કોઈ એક શક્તિ કોઈ એક પાશ, લવ ઉપર નાખે ચોપાસ;
આયુધના ગણુ ઉડે સહી, લવને એકુ અડકે નહિ. ૧૦
જે કોઈ ગૌતમી જઇ ના'ય, તેને પાતક સંગ ન થાય;
શસ્ત્ર સમૂહ લવે છેદીઓ, યોગીજન જ્યમ ભવ ભેદીઓ. ૧૧
પંચ પંચ શર નાખ્યા લવે, એકેકો ભડ વેધ્યો હવે;
અક્ષય ભાથાથી લે બાણુ, સત્વર નાખે તીક્ષ્ણુ તાણુ. ૧૨
બે ભાગે ભેદ્યા ભડ નાગ, શુંઢા કીધી બે બે ભાગ;
મા'વત મસ્તક કીધાં દૂર, ભૂષિત કુંભસ્થળ સિંદૂર. ૧૩
કાપ્યા કરિવરના કાંબળા, છેદી ઘંટાની સાંકળા;
અંબાડી ઉડાડી ઘણું, છેદ્યું મૂળ પતાકા તણું. ૧૪
કનક કવચ છેદ્યાં વક્ર, રક્ષક સાથે છેદ્યાં ચક્ર;
રથ આંગણુ ત્રિવેણું ભેદ, સારથી સાથે કીધો છેદ. ૧૫
હય અકળાવ્યા બાણે હણી, તત્ક્ષણ માર્યો રથનો ધણી;
ચમ્મર ચારૂ પતાકા દંડ, ધીરે છેદ્યાં ધનુષ્ય પ્રચંડ. ૧૬
ભર્યા શરે કરી ભાથા જેહ, તીક્ષ્ણ બાણે છેદ્યા તેહ;
જૈમિનિ કહે સાંભળ ભૂપાળ, એ વિધે વઢતો પાળો બાળ. ૧૭
તે દેખી શત્રુઘ્ન શૂર, રથ બેશીને આવ્યો ઉર;
ધનુષ્ય તણો ટંકારવ કરે, રહે રહે એવું ઉચ્ચરે. ૧૮
શત્રુઘ્ન દંત ઉચરતો, દશ બાણે બાળક મારતો;
બાણુ હણી લવ નિર્ભય થયો, શિવને સ્થાનક ઉભો રહ્યો. ૧૯
એક બાણુ ત્યાં સાંધ્યો શૂર, શત્રુઘ્નનું વેધ્યું ઉર;
ચાર શરે કરી માર્યા તુરી, એક શરે ધ્વજ કટકા કરી. ૨૦
પુનરપિ ચારે શરે કરી બાળ, માર્યા ચક્ર તણા રખવાળ;
એક તીક્ષ્ણુ બાણે હવે, ધનુષ્ય તણો ગણુ છેદ્યો લવે. ૨૧
શત્રુઘ્નને વાધ્યો કોપ, બીજી પ્રત્યંચા આરોપ;
તત્ક્ષણુ નાખ્યા શરના અલિક, શત્રુઘ્ન મન ભાંજી બીક. ૨૨
લલાટમાં શર ત્રય તેહને, લવને માર્યા શત્રુઘ્નને;
ત્રણુ શરે ત્રાડ્યો તે શિશુ, હાસ્ય કરીને બોલ્યો અશુ. ૨૩

લલાટ મારે લાગ્યા શુંય, કમળ કુસુમવત માનું હુંય;
અરે વીર તેં કીધું ભલું, તારૂં બળ સઘળુ એટલું. ૨૪
લવ કહે એવું તેણી વાર, ચાર શરે તાડ્યા હય ચાર;
તતક્ષણુ તીક્ષણુ બાણે કરી, યમમંદિર મોકલિયા તુરી. ૨૫
એક શરે સારથીનું સહી, શરીરથી શીર પાડયું તહી;
બે બાણે બાળક મહાભુજા, છેદી સુંદર ઉજ્વળ ધ્વજા. ૨૬
બાણુ બહુ લવ નાખે ઘણું, છેદ્યુ ધનુષ્ય શત્રુઘ્ન તણું;
ધનુષ્ય રહિત શત્રુઘ્ન થયો, સારથી અશ્વ વિના સ્થિર રહ્યો. ૨૭
શત્રુઘ્ન અતિ કોપ્યો આપ, તત્ક્ષણુ સાહ્યું અન્યત્ ચાપ;
ચાપ ચઢાવ્યું વીર વિવેક, શીઘ્ર કરી શર સાંધ્યો એક. ૨૮
શણગાર્યો શર ગૃધ્રપક્ષ, પીત વર્ણ તીક્ષણુ પ્રત્યક્ષ;
શત્રુઘ્ન ઉચ્ચાર્યું અશુ, પોતાનું શીર સાચવ શિશુ. ૨૯
નહિતો મર્ણ થાશે તારૂં, દયા વિટંબે મન મારૂં;
તેનું વચન સુણી તેણીવાર, લવને વાધ્યો ક્રોધ અપાર. ૩૦
લવે તે શર છેદ્યો સહી, પડ્યો ધરામાં કડકા થઈ;
કુડી સાખ જે કહેતા કોય, તેના જે કો પૂર્વજ હોય. ૩૧
સ્વર્ગથકી અવનિ આખડે, એ વિધિ શત્રુઘ્નશર પડે;
વિસ્મય પામ્યો શત્રુઘન, તત્ક્ષણુ સાંધ્યો સાયક અન્ય. ૩૨
કાળ સરીખો તે શર રાય, શત્રુઘ્ન સાંધવા જાય;
ચાપ સહિત શર કોપે ભર્યો, સીતાપુત્રે કટકા કર્યો. ૩૩
શત્રુઘ્ને સાંધ્યો તે બાણુ, જેણે લવ કર્યો નિઃપ્રાણુ;
તે ધનુષ્યને સાયક એજ, સૂર્ય અગ્નિ સરખું તેજ. ૩૪
સુંદર શર છૂટ્યો તત્કાળ, એ માર્યો એ માર્યો બાળ;
સાયક સપ્રળ નિહાળ્યો લવે, કુશ બંધવ સંભાર્યો હવે. ૩૫
આ અવસર કુશ બંધવ હોય, તો શર ભય શાનો સોય;
જો મુજ માતા સીતા સતી, તો શર છેદાજો એ ગતિ. ૩૬
સીતાની કીર્ત્તિ જો હોય, એમ કહી શર મૂક્યો સોય;
નેટ લવે તે બાણે તાણુ, છેદ્યો શત્રુઘ્નનો બાણુ. ૩૭
જૈમિનિ કહે સાંભળ્ય ભૂપતિ, શરનું અર્ધ પડ્યું તે ક્ષિતિ;
અગ્ર ભાગ ઉડ્યો આકાશ, તે ત્યાં આવ્યો લવની પાસ. ૩૮

તત્ક્ષણ લવનું છેદ્યું ચાપ, રૂદે વિષે લવ તાડચો આપ;
તીક્ષણ બાણે છેદ્યું ઉર, પૃથ્વી મધ્યે પડચો લવ શૂર. ૩૯
રૂધિરે લેપાયો તે બાણ, બાળ અચેતન પડચો અજાણ;
શત્રુઘ્ન તણી સેના ઉલ્હાદ, શંખ નફેરી કીધો નાદ. ૪૦
મરતાં મરતાં જે ઉગર્યાં, તે હસ્તા અતિ હર્ષે ભર્યાં;
વળતો હય છોડચો વેગશું, બી'તા સૂતો દેખી શિશુ. ૪૧
સુભટે છોડી મૂકયો તુરી, ઘણીવાર વન મધ્યે ફરી;
શત્રુઘ્નને આવી દયા, ઉઠાડચો શિશુ પાસે ગયા. ૪૨
રામ જશો દિસે બાળકો, જળ આણી છાંટો સેવકો;
સુણી સેવક ઇતિ ઉચ્ચાર, લવને છાંટયું શીતળ વાર. ૪૩
જાગ્યો લવ નાખ્યો રથ માંય, હય પાછળ ભડ ચાલ્યા ત્યાંય;
ઇતિ મહાભારત અશ્વમેધ મોઝાર, ત્રીસમો અધ્યા' નિરધાર. ૪૪
બભ્રુવાહનનો મહિમાય, લવ કુશમાં છઠ્ઠો અધ્યાય;
ત્રેતાળીશ શ્લોકે વિસ્તાર, રત્ને કર્યો યત્ને નિસ્તાર. ૪૫

## અધ્યાય ૩૧ મો રાગ સામેરી.

જનમેજય પૂછે મુનિ, મુને કહો સઘળી વાત;
સુભટ લવ ઝાલ્યે થકે, ત્યાં યુદ્ધ કેવું થાત. ૧
કહો કુશ કયાં ગયો હુતો, કયમ લહ્યું સતી સીત;
અહો જૈમિનિ કહો મુજને, કુશ તણી સહુ રીત. ૨
કહે જૈમિનિ સુણો નૃપ, કુશચરિત્ર કહું નિરધાર;
[1]જે સાંભળી સઉ પાપથી, મૂકાય નર ને નાર. ૩
અશ્વ ત્યાંથી નિસર્યો, મહારથે સાહ્યો બાળ;
ગયા રોતા ઋષિસુત, સીતા પ્રત્યે તત્કાળ. ૪
હે સીતા! બાંધ્યો લવે, કો નૃપતિનો તોખાર;
તે નૃપતિ કેરા સેન સાથે, વઢ્યો લવ નિરધાર. ૫
તે સૈન્ય સઘળુ હણી થાકયો, બાળકો બળે ધાય;
હાથમાંથી ધનુષ્ય છેદ્યું, ગ્રહીને લેઈ જાય. ૬
તે વચન સુણીને સીતા રહી, જયમ ચિતરી સુરનાર;
ધનવાન ધન હાણે યથા, ધન ધૂનિ ચકિત કુમાર. ૭

---

૧ જે સાંભળી નરનાર સહુકો, જાય કર્મને પાર પ્ર. ૨.

જો કદાચિત હું ધર્મથી, ચૂકી ન હોઉં લગાર;
તો ત્યાં લગી લવ જીવજો, જે મળે જેઠ કુમાર. ૮
એકલો મુજ બાળ માર્યો, મળ્યા બહુ પાપિષ્ઠ;
એમ કહી અત્યંત રોતાં, જાનકી મન કષ્ટ. ૯
મુને અણપૂછ્યે ગયો, આજ્ઞા વર્તિ એહ;
ચંદ્રબિંબ સમાન મુખ, ક્યમ શરે છેદ્યું તેહ. ૧૦
લવ તણું તન તીક્ષ્ણ બાણે, કર્યું કટકા સ્પર્શ;
કંદમૂળ ફળાશની શિશુ, સુભગ દ્વાદશ વર્ષ. ૧૧
એવો વિચક્ષણ શિશુ વેધતાં, કર ક્યમ ચાલ્યા ક્રૂર;
તે મહા પાપી મહારથી ને, ઘણું નિર્દય શૂર. ૧૨
આ સમે નહિ વાલ્મીકિ, ને નહિ કુશ બળવાન;
કોણ આગળ કહું દારૂણ, દુઃખ શૈલ સમાન. ૧૩
એવે સમે સમીધ ગ્રહી, વળ્યો ત્યાં કુશ તેહું;
આવતામાં કુશ તણા, ફરકતા કર બેહુ. ૧૪
આપણી મેળે આંખથી, આંસુ પડે મન ત્રાસ;
એમ ચિંતવતો થકો કુશ, ગયો આશ્રમ પાસ. ૧૫
શામાટે લવ સામો ન આવે, મુને મહાબળ વીર;
પ્રભાતે આવતો સાથે, મેં નિવાર્યો છે ધીર. ૧૬
તે માટે શું રીસે ચઢ્યો, કે ગ્રહ્યો કોણે ભ્રાત;
એમ ચિંતવતા કુશે, દૂર નિહાળ્યાં નિજ માત. ૧૭
નમ્યો સીતા માતને, કુશ પૂછતો ઈતિ વાત;
શામાટે માતા રૂઓ છો, ક્યાં ગયો લગ ભ્રાત. ૧૮
કહે સીતા કોનો હય, ચરંતો વન ઠામ;
લવે સદૃશ્ય કોપે સાહ્યો, સુણ્યો કૃત સંગ્રામ. ૧૯
તે વીર લવને લેઈ ચાલ્યા, મુઓ કે જીવંત;
કોણ મૂકાવે તું વિના, બાળને બળવંત. ૨૦
વચન સુણી સીતા તણું, કુશને ચઢ્યો મહા કોપ;
ત્રિવલિએ ભ્રકુટી વળી, આકળો અવનિ લોપ. ૨૧
રૂધિર રાતાં નયન દિસે, ઉચર્યો શિશુ સાર;
આજ મારે શરે માર્યો, શત્રુ શોણિત ધાર. ૨૨

રવિ કિરણે શોષે ક્ષિતિને, રિપુ-રૂધિર કરવી તૃપ્ત;
ઇંદ્ર અથવા વરૂણ કે, કુબેર સરખો દિપ્ત. ૨૩
તેની સાથે મારૂત, હોય અથવા ઇશ;
તોય રણ-રિપુને હણી, ભ્રાત મૂકાવીશ. ૨૪
અરે માતા જાઉં છું, મુને આપ્ય ભાથા ચાપ;
ખડ્ગ ભલ્લ કિરીટ કુંડળ, કવચ આણી આપ. ૨૫
પર્ણકૂટીમાં પ્રવેશ્યાં, જાનકી લાવ્યાં સર્વ;
કુશે સાહ્યાં ધનુષ્ શર, તરવાર ઢાલ સગર્વ. ૨૬
[1]સાનિધ્ય કવચ શર ધરી, ખડ્ગ(જ) યૌવનવંત;
નિસર્યો કુશ નમી માતા, જાનકીને સંત. ૨૭
આશીશ સીતાજી ભણે, કુશ અપાળે કર એહુ;
ધનુષ્ય ટંકારવ કરી, જય ઉતાવળો કુશ તેહુ. ૨૮
યથા મત્તગજેંદ્ર પાછળ, સિંહણીસૂત ધાય;
દૂરથી દેખી રિપુને, કુશ તેડતો પણ જાય. ૨૯
અરે અરિઓ રહો સ્થિર, જો યુદ્ધશક્તિ હોય;
મુજ ભ્રાતને મૂકો કે, યુદ્ધ આપો સોય. ૩૦
કુશ વીરને જીત્યા વિના, નવ ઘટે જાવું યોદ્ધ;
એવું વચન કુશનું સાંભળી, ઉચરે યોદ્ધા ક્રોધ. ૩૧
એ કોણ આવે યુવા ઝાલી, ઢાલ ને તરવાર;
શર ધનુષ્ધર શીર મુકુટ મંડિત, કવચ ટોપ ઉદાર. ૩૨
જાણીએ એ સુભટ સૌનો, આણુશે અહાં કાળ;
એમ કહેતા યોદ્ધ સઘળા, ભયાકુળ વિક્રાળ. ૩૩
એવે ધ્વજા સહુની ધૂણતી, જ્યમ વૃક્ષ કેવળ વાય;
મુકુટ ઉપર ગૃધ્ર પક્ષી, સ્પર્શ કરી કરી જાય. ૩૪
ભર્યા ભાથામાંથકી, નિસરી પડતા બાણ;
નિજ કોશમાંથી નિસરે, સ્વયમેય ખડ્ગ અજાણ. ૩૫
યથા દ્રુમ ઉખેડતો, અદ્‌ભુત વાતો વાય;
રજે અંબર આવર્યું, નવ સૂર્યબિંબ જણાય. ૩૬
સમી રજ ક્ષણું એકમાં, પછે વિલોકયો કુશ વીર;

---

૧ સનિધ કવચ ખડ્ગધર, શર ધનુષ્ય યૌવન વંત. પ્ર. ૨.

કહે જૈમિનિ સાંભળો, ભૂપાળ બાળક ધીર. ૩૭
આવતો અવલોકી શિશુને, કહે શત્રુઘ્ન;
અરે સેનાપતિ શિશુને, વાર્યે રિપુનાશંન. ૩૮
જ્યાં લગી હું નવ યુદ્ધ કરૂં, ત્યાં લગી વઢજો વીર;
વચન એવું સાંભળી, સેનાપતિ કહે ધીર. ૩૯
સુણ સૌમ્ય તારે પ્રસાદે, હું હણીશ રિપુને હાથ;
એમ કહી બાળક પ્રત્યે, ગયો સેનાનાથ. ૪૦
રહે રહે કહીને કુશને, બાણુ માર્યાં સઘ;
તે શર કુશે છેદીઆં, સેનાપતિનાં અઘ. ૪૧
ચાર બાણે ચાર વાજી, વિડાર્યા કુશ રીસ;
હસી છેધું એક બાણે, સારથીનું શીશ. ૪૨
રથ તણા કટકા કરી, હણ્યા રથ રખવાળ;
ધનુષ્યને વળી કવચ છેદ્યાં, કોપીઓ કુશ બાળ. ૪૩
બે શરે તે દુષ્ટ કેરા, બાહુ છેદ્યા બેહુ;
ચાલતામાં ચરણ છેદ્યા, જાંઘ છેદી તેહુ. ૪૪
પછે મોટી મૂછ કુંડળ, સહિત છેધું શીશ;
હણ્યો સેનાપતિ હાહા,કાર ચોદિશ ચીશ. ૪૫
નિજ બંધુ માર્યો નિહાળી, નગ નામ તેનો ભ્રાત;
ગજ ચઢી આવ્યો એકલો, કુશ હણ્યો શક્તિ ઘાત. ૪૬
તે શક્તિ પાવક ઝાળશી, આવતી વજ્ર સમાન;
પાંચ બાણે કરી કટકા, બાળકે બળવાન. ૪૭
પછે કુંજર તણા ચારે, ચર્ણ છેદ્યા બાળ;
ચર્ણભંગ માતંગથી તે, પડયો નગ તત્કાળ. ૪૮
પછે નગ કુશ પ્રત્યે આવ્યો, ગદા ઝાલી પાણ;
ગદા સરસ્યો હસ્ત છેદ્યો, કુશે તાણી બાણ. ૪૯
પછે ડાબે પાણ લીધું, પૃથ્વી પરથી ચક્ર;
તેવો કર પણ કુશે કાપી, પૃથ્વી પાડયો વક્ર. ૫૦
તોયે પણ ધાતો વિલોકી, ચર્ણ છેદ્યા બેહુ;
કર ચર્ણ વિના કુશે કીધો, મહાબળી નગ તેહુ. ૫૧
ધૂળ ધૂંસર અંગ રૂધિરે, રક્ત નખ બેહુ બાહુ;

બાળક પ્રત્યે ગયો નગ, જ્યમ સૂર્ય પ્રત્યે રાહુ. ૫૨
પછે કોપે કરી કુશને, ગદા મારી છેક;
ગદાએ માર્યો થકો, નવ ડગ્યો ડગલું એક. ૫૩
પછે કુશ સંતોષ પામ્યો, રિપુને પ્રતાપ;
કુશે તીક્ષ્ણ બાણ મેલ્યો, તત્ક્ષણ તાણી ચાપ. ૫૪
તે શરે શીર દૂર કીધું, થયું લય આકાશ;
રૂંઢમાળા વિષે પ્રોયું, શંભુએ કૈલાસ. ૫૫
પછે નગને હણ્યા પુઠી, ચઢયો કુશને કોપ;
શરે સેના હણી જાણે, કરે અંતક લોપ. ૫૬
ગજરાજ ગિરિ જેવા હણ્યા, જ્યમ હણે વાસવ વ્યક્ત;
રૂધિર ઉડે અતિ ઘણું, વીરનાં અંબર રક્ત. ૫૭
વીર ઉભા વ્યગ્ર કેશુ, જશા ફૂલ્યા દેહ;
પરસ્પરે શર આથડે, ઉડતો અગ્નિ તેહ. ૫૮
રથ રૂપી ઇંધન પરજળે, જૂઓ શિશુનું આચર્ણ;
ગજ પડંતા ચંપાય બહુ, મહારથી પામે મર્ણ. ૫૯
સ્વયમેવ ધ્વજ ભાગી પડે, રથ ચક્ર ત્યાં ચીરાય;
શરે છેદ્યા દેહ તે, અસ્વાર નાઠા જાય. ૬૦
રથ અશ્વ હાથી પડે પાળા, પૃથ્વી ઉપર ત્યમ;
પુત્રી દ્રવ્યે જીવતા, તેહના પૂર્વજ જ્યમ. ૬૧
કુશે એ વિધ હણ્યું દળરથ, હસ્તિ હય સંકિર્ણ;
યથા ધર્મે ઉત્તમે, સૌ પાપ થાય વિહર્ણ. ૬૨
ઇતિ શ્રી મહાભારતે, અશ્વમેધ પર્વ મોઝાર;
એકત્રીસમો થયો અધ્યા', કુશ તણો યુદ્ધ વિચાર. ૬૩
શ્લોક જે અધ્યા' વિષે છે, સાઠ ઉપર એક;
રત્ન કહે યત્ને કર્યા, પદ તેટલાં સવિવેક. ૬૪

## અધ્યાય ૩૨ મો રાગ રામગ્રી.

જૈમિંનિ કહે સુણ્ય ભૂપતિ, જનમેજય આપ;
શત્રુઘ્ન આવ્યો પછે, ધૂણાવતો તે ચાપ. ૧
શત્રુઘ્નને નવ સાયકે, કુશ માર્યો તૂર્ણ;
સદ્ય કુશે હય શું કર્યા, રિપુનો રથ ચૂર્ણ. ૨

શત્રુઘ્નના ઉર માંહે, મારીઓ શર એક;
સાઠ શરે વેધ્યો વળી, સ્તન અંતર છેક. ૩
શત્રુઘ્ન વેધ્યો ઘણું, રથમાં પડ્યો ત્યમ;
મત્તમતંગજ આથડે, ગિરિ ઉપર જ્યમ. ૪
જે કો જીવ્યા યુદ્ધમાં, શરે છેદિત કાય;
તેહ અયોધ્યાની પ્રત્યે, ઉતાવળા ત્યાં ધાય. ૫
એવે સમે મૂર્છા વળી, ઉઠિયો લવ વીર;
આલિંગ્યો કુશ ઉલટચો, મન આનંદશું ધીર. ૬
પૂછે કુશ લવ સાંભળો, સુખિયા છો ભાઇ;
શત્રુ સેના મધ્યેથી, હય લાવો સાહી. ૭
એમ સુણી હડીએ લવે, હય બાંધ્યો ધાય;
બે બંધવ ટોળે મળ્યા, જશા પાવક વાય. ૮
વાટ વિલોકે વીરની, ઉભા રણ રાય;
જૈમિનિ કહે સાંભળો, તમો જનમેજય રાય. ૯
મરતાં મરતાં ઉગર્યા, યોદ્ધા જે કોય;
સઘ જઈ રઘુનાથની, પ્રત્યે બોલ્યા સોય. ૧૦
શૃંગ ગ્રહી મૃગનું પ્રભુ, બેઠા દીક્ષિત પર્મ;
દંડ ગ્રહી કટિમેખલા, પેહેર્યું મૃગચર્મ. ૧૧
ભ્રાત સહિત રઘુનાથજી, મોટા મુનિજન;
તિલ જવ હોમે, ધુમ્રથી રાતાં લોચન. ૧૨
કાંચન સીતાની કને, રહ્યા મંડપ માંહ્ય;
હે હે રાઘવ એવું કહેતા, તેવે સેવક ત્યાંય. ૧૩
રામ તમારો અશ્વ તો, ધરણીતલ ધાયો;
મોટા મોટા મહીપતિ, કોણે નવ સાહ્યો. ૧૪
બાળક એક મહાબળી, હય સાહ્યો તેણે;
એકલે દળ આપણું, સંહારિયું એણે. ૧૫
મહા કષ્ટે સાહ્યો શિશુ, શત્રુઘ્ને સોય;
ચાપ વિદાર્યું વીરનું, શ્રમ પામ્યો હોય. ૧૬
બીજો બંધવ તેહનો, અતિશે ઉદ્દામ;
ધનુષ્ય ખડ્ગ ધારી કરી, આવીઓ સંગ્રામ. ૧૭

શેષ કટક તેણે હણ્યું, શત્રુઘ્ન પાડયા;
દો દિશ નાઠા છું અમો, અતિ ત્રાસ પગાડયા. ૧૮
જૈમિનિ કહે સુણ ભૂપતિ, ઇતિ સાંભળ્યું જ્યારે;
વિસ્મય પામ્યા રામજી, મુખે વાત ઉચ્ચારે. ૧૯
પ્રેત પરભવ જલ્પે, ભ્રમ ઉપન્યો મન;
ભાઇઓ કોણે મારિયો, મારો શત્રુઘ્ન. ૨૦
યોદ્ધા કહે રઘુનાથજી, ન ઉચ્ચરૂં અદ્ભુત;
અમને લવ ભ્રમતા નથી, ને નથી વળગ્યુ ભૂત. ૨૧
જેણે તું રઘુનાથજી, સમર્યો એકજ વાર;
વિભ્રમ જલ્પ પિશાચતા, ઉપજે નહિ ક્યાર. ૨૨
અમને જ્ઞાનજ ઉપજે, દીઠા તમો દેવ;
વિભ્રમ જલ્પ પિશાચતા, ઉપજે નાહિ એવ. ૨૩
નિશ્ચે બાળકને શરે, શત્રુધન સૂતા;
એમ સુણી રઘુનાથજી, વિલપે વિચ રોતા. ૨૪
જેણે લવણાસુર હણ્યો, તીક્ષ્ણ શર ઘાત;
તે શત્રુધન છોકરે, માર્યો તે ઉત્પાત. ૨૫
શે દોષે એવી દશા, પામ્યો મુજ ભ્રાત;
લક્ષ્મણ આવ્ય તુને કહું, સુણ્ય મારી વાત. ૨૬
હું તો દીક્ષામાં વસુ, માટે યુદ્ધ ન થાય;
મહાદળ મેળી જાઓ, નિજ બંધવ સાહ્ય. ૨૭
યુદ્ધ કરી મૂકાવજો, હયને મુજ ભ્રાત;
સૈન્ય સહિત લક્ષ્મણ જતા, સુણી એવી વાત. ૨૮
મદભર્યા ગજવર ગાજતા, રથ કંચન કેરા;
પુરથી પાળા નિસર્યા, અસવાર ઘણેરા. ૨૯
સૌકોને રાતી ધ્વજા, અને અંબર રક્ત;
કુમ્કુમ્ લેપન રાજતા, કરે કંકણુ વ્યક્ત. ૩૦
વીર રસિક કન્યા તણા, જાણે પરણવા ત્યાર;
[1]કેશ સરસ્યા પુષ્પના, શીર ગુંથ્યા હાર. ૩૧
યુદ્ધરતિને ઇચ્છતા, જાણે કેવળ કામ;

૧. કેશ સરીખા પુષ્પના, ગુંથી નિજ હાર.

યૌવનવંતા યોધ તે, શોભતા અભિરામ. ૩૨
ધીર ઘણા ધોળી ધ્વજા, ધોળાં તનુ વસ્ત્ર;
એક પત્નીવ્રત પાળતા, ધર્મિષ્ઠ સુશસ્ત્ર. ૩૩
તે નગરીથી નિસર્યા, શત સહસ્ર ધીર;
[1]સર્વ તણો સ્વામી કર્યો, લક્ષ્મણ મહાવીર. ૩૪
કાલજીત સેનાપતિ, ભડ બ્રાહ્મણ પોષી;
માર્ગે સેના ચાલતાં, સરિતા સહુ શોષી. ૩૫
હય તણી ખુરીએ કરી, ગિરિ ચૂરણ કીધા;
વનમાં તૃણ મળે નહિ, રિપુએ મુખ લીધા. ૩૬
નદીએ નીર મળે નહિ, સઘળેથી દૂર;
વેરી તણી વનિતા તણે, નયને વહે પૂર. ૩૭
રથ હયની ખુરીએ કરી, રજ પ્રકટી જેહ;
મેઘ મળ્યું આકાશમાં, થયો કર્દમ તેહ. ૩૮
તેણે પંકે પાતળા, ઘન કીધા ભારે;
મોટા મદગળ ત્યાં વળી, કરિ શુંઢા મારે. ૩૯
કર્દમને ભારે કરી, નમતા ઘન નીચા;
તોયે માતંગ મા'રથી, અતિ જાતા ઊંચા. ૪૦
ખડ્ગ ઢાલ ધારી ઘણા, નર આગળ ઉડે;
અશ્વ તણા અસ્વાર ત્યાં, નાનાગતિ દોડે. ૪૧
મેઘ તણી પેર ગાજતા, મોટા રથ આવે;
કુંજર પર્વત જેવડા, પૃથ્વી કંપાવે. ૪૨
માતા ગર્જ ગાજે ઘણું, હણુ હણુતા વાજી;
ઘન જેવા રથ ગડગડે, રડવડે નર રાજી. ૪૩
જૈમિનિ બોલ્યા સાંભળો, જનમેજય ભૂપ;
લક્ષ્મણ દળ આવિયું, ભયાનક સ્વરૂપ. ૪૪
જે સ્થળે શત્રુઘ્ન પડિયા, નિજ સેન સમેત;
તે સ્થળે લક્ષ્મણ આવિયા, લઘુ બંધવ હેત. ૪૫
વીર વિકળ સરીખો પડ્યો, વિખરાયા કેશ;
શત્રુઘ્ન દીઠો સહી, કાંઇ જીવજ શેષ. ૪૬

---

૧ યુદ્ધરતિને ઇચ્છતા એવા તે વીર. પ્ર. ૨.

ઇતિ ભારત અશ્વમેધમાં, આખ્યાન અધીશ;
લક્ષ્મણ આગમ એ, થયો અધ્યાં બત્રીશ. ૪૭
શ્લોક થયા અધ્યાં' વિષે, અધુના સાડત્રીશ;
રત્ન કહે યત્ને કર્યાં, પદ અડતાળીશ. ૪૮

**અધ્યાય ૩૩ મો રાગ ધનાશ્રી.**

જૈમિનિ બોલ્યા સાંભળ્ય ભૂપજી, તે દળ દીઠું ભયંકર રૂપજી;
મહાબળ દીઠા લક્ષ્મણ વીરજી, કુશ એમ બોલ્યો નિર્મો ધીરજી.૧
શત્રુ કેરો અંકુશ રૂપજી, લવને કુશ કે' વાત અનુપજી;
લવને પૂછે કુશ શુભ વાતજી, કહેરે લવ શું કરૂવુ વિખ્યાતજી.૨

**ઢાળ.**

અરે લવ શું કરીશું, આ સેન આવ્યું સાર;
રથ તથા હાથી તણી, સંખ્યા ન લાધે પાર. ૩
કહે લવને યુદ્ધ કરવું, મારવા એ યોદ્ધ;
કુષ્માંડ ફલવત્ ભેદવા, ભડ છેદવા ધરી ક્રોધ. ૪
પક્વ ફળ સહકારવત્ તે, છેદવા રથ રીશ;
પક્વ ફળવત્ પૃથ્વી ઉપર, પાડવાં રિપુ-શીશ. ૫
અરે કુશ તારા બળને, એ દળ શા માત્ર;
અગસ્ત્ય ઋષિને એક જળ, [1]ઉર શું કરે સુખ ગાત્ર. ૬
સિંહ આગળ શું કરે, બહુ જૂથ જાંબુક જાય;
તું ક્ષાત્રિય સાહ્યે સદા, નવ સુભટ તુજને સાહ્ય. ૭
હું સકળ દળ ભાંજુ ભડી, નવ ઓસરૂં કો કાળ;
ઉઠ આયુદ્ધ કર ધરી, માર્ય શર તતકાળ. ૮
હું શું કરૂં જે ધનુષ્ય છેદ્યું, કરત નહિ તો યુદ્ધ;
એવે સમે આકાશમાં, આદિત્ય ઉદયો શુદ્ધ. ૯
લવે નિશ્ચલ દૃષ્ટિએ, મન માંહે સમર્યા ભાન;
પાણ જોડી સૂર્યની, સ્તુતિ કરે (લવ) બળવાન. ૧૦
નમો નમઃ સૂર્યને, ભય તાપ નાશન નામ;
નમો સપ્ત તુરંગને, આકાશગામી ભાન. ૧૧
માસ માસે મેષ આદિ, તણા પતિ પ્રણામ;

---

૧ જર શું કરે અલ્પ ગાત્ર પ્ર. ૨.

અયન કરતાને નમો, પ્રકાશ પૂરણ કામ. ૧૨
બધિરમુગા મનુષ્યને, કૃત શ્રોત્ર વાચા દાન;
[1]શીર રોગ દુષ્ટને, સૌ પાપનાશન ભાન. ૧૩
નમો કાંચન કાંતિને, નમો સહસ્ર કિરણિ એવ;
નમો પૂરણ રૂપને, નમો ભાનુ ભાસ્કર દેવ. ૧૪
દિવાકર પિંગલાય નમો, પયસૃષ્ટ મેઘ સ્વરૂપ;
લોક લોચનને નમો, જય મંત્ર કારણ ભૂપ. ૧૫
ઋગ્વેદ રૂપીને નમો, નવ રૂપ બ્રાહ્મણ ધારી;
યજુર્વેદ અથર્વને નમો, સામ ગાયનકારી. ૧૬
ઇતિહાસ ગાથાકરણને, નમો બ્રહ્મ સ્વરૂપ;
નમો વિષ્ણુ સ્વરૂપને, નમો રૂદ્ર રૂપ અનુપ. ૧૭
વિશ્વવાંચ્છિત દયાને નમો, નમો હર આકાર;
વિશ્વઇશ્વર પૂર્ણને નમો, [2]સદા નિર્મળ સાર. ૧૮
પ્રચંડકરને નમો, નમો જડિત કુંડલ કાન;
યુદ્ધમાં જયકારી મુજને, ધનુષ્ય આપો ભાન. ૧૯
કહે જૈમિનિ સાંભળો, ભૂપાળ પરીક્ષિતતન;
સ્તોત્રથી સંતુષ્ટ રવિએ, ધનુષ્ય આપ્યું અન્ય. ૨૦
પરાક્રમ અત્યંત આપ્યો, યુદ્ધમાં જય હોય;
સ્તોત્ર પાઠ કરે પુરૂષ તો, સદા મંગળ સોય. ૨૧
ધનુષ્યનો દ્દઢ દોરડો ને, મઢયું સોના સેર;
ધનુષ્ય પામી પછે લવ, કુશપ્રત્યે પૂછે પેર. ૨૨
મુને મુનિ ગુરૂએ કર્યો, એક સ્તોત્રનો ઉપદેશ;
તેણે રવિની સ્તુતિ કરતાં, એક ધનુષ્ય આપ્યું એશ. ૨૩
ઇતિ વચન કહીને બેહુ બળીઆ, સેન સામે ધાય;
સૈન્ય બળને બાળવા, જાણે વિભાવસુને વાય. ૨૪
ઘોર સેનામાં ગયા, લક્ષ્મણે પાળી જેહ;
બાણના વરસાદ વરસે, યથા ગિરિ પર મેહ. ૨૫
શત્રુસૈન્યામાં પડયું ત્યારે, ભ્રગરવત્ ભંગાણ;

૧. શીરરોગ કઠોક; શઠનાશન નમો નમઃ ભગવાન. પ્ર. ૨. ૨ દાસની પુરો આસ પ્ર. ૨.

મૈનાક મંદરે જેમ, મથ્યો સાગર જાણુ. ૨૬
તે સુરના સંધારથી, દલ ખસ્યું યોજન અર્ધ;
કાળજીત લક્ષ્મણ રૂંધ્યો, ક્રોધથી શિશુ સ્પર્ધ. ૨૭
સૈન્ય લક્ષ્મણુ તણે રૂંધ્યો, લવ મહાબળવાન;
ચોપાસ વિંટયો વીર લવ, લક્ષ્મણદળે રાજાન. ૨૮
ચોપાસ લવ વિંટી કરી, ગજરાજની શત હાર;
ગજરાજ વાધે અધિક્ અધિક્, શતે શત સંચાર. ૨૯
એક એક ગજ પાછળ રહ્યા, દશ દશ રથ નિરધાર;
એક એક રથ પાછળ રહ્યા, તોખાર શત શત સાર. ૩૦
એક એક ઘોડા પ્રત્યે પાળા, સબળ શત શત સોર;
એ રીતે ફરતી પાંતી કરી, લવવીર ઘેર્યો ઘોર. ૩૧
યુદ્ધ મધ્યે યોદ્ધ સહુ, લવ વિષે કરતા પ્રહાર;
શર મુદ્‌ગર મારતા, બહુ બરછી કેરા માર. ૩૨
ગદાને તરવાર શક્તિ, ફરશી ભાલા પાશ;
નાળ ગોળા એક લવને, મારતા ભડ રાશ. ૩૩
તે સકળ આયુદ્ધભાર ભાંજ્યા, લવે શરને પ્રા’ર;
નરનાં શીર અવનિ વેર્યાં, ઝળકે કુંડળ સાર. ૩૪
એક ક્ષણમાં સેન મારી, થયો બાળક શાંત;
પછે કેસરીનાદ કીધો, યથા યમ કલ્પાંત. ૩૫
એક કાળે શત શરે, શત યોદ્ધ માર્યા શૂર;
પછે બસેં બાણે બસેં, શૂર કર્યા કટકા ચૂર. ૩૬
પછે પાંચસે બાણે કરી, પાંચસે શૂરા પ્રા’ર;
અયુત બાણે સહસ્ત્ર હસ્તી, હણ્યા લવે નિરધાર. ૩૭
પછે પ્રયુત બાણે કરી, લવે પ્રયુત માર્યા વીર;
કહે જૈમિનિ સાંભળો, નૃપ જનમેજય મહાધીર. ૩૮
ચોપાસ હસ્તી હાર છેદી, લવે શર ચૌંઆલીશ;
જયમ કેસરી વિક્રાળ એવો, બાળ સુણ અવનીશ. ૩૯
રૂધિર ચૂતો ચપળ લવ, અવલોકતો ચોપાસ;
જ્યાં જૂએ ત્યાંહાં સૈન્ય ગજ રથ, અશ્વ ગજના રાશ. ૪૦
લવ તણી તરવાર જળહળ, વિજળી પ્રકાશ;

સકળ કુંજર હાર કાપી, કટક સામળ ભાસ. ૪૧
લવે પાછળ નિહાળ્યું તો, ન દીઠો કુશ વીર;
ચતુર ચિંતાતુર થયો, કયાં ગયો બંધવ ધીર. ૪૨
એમ ચિંતવતો શિશુ, તે સમે રાક્ષસ પક્ષ;
લવણુ રાક્ષસ તણો માતુલ, નામ ત્યહાં રૂધિરાક્ષ. ૪૩
રઘુનાથજીને શર્ણું આવ્યો, હતો તે નિરધાર;
તેણે કોપ કરીને ધનુષ્ લીધું, લવ તણું તેણી વાર. ૪૪
ધનુષ્ય લઈને નાસતો, ક્ષણુ માંહે રાક્ષસ જાણુ;
તેની પાછળ લવ પળાયો, રહે રહે કહેતો વાણુ. ૪૫
અરે રાક્ષસ હુંથકી તું, જીવતો કયમ જાય;
એવું વચન કહીને કર વિષે, એક ચક્ર ઝાલી ધાય. ૪૬
તે ચક્ર ગ્રહી આકાશ મારગ, ઉતપત્યો લવ જાણ્ય;
પોતા તણું જ્યમ ભક્ષ ગ્રહી, ઉત્પતે સિંચાણુ. ૪૭
રૂધિર રાતો ઉડતો જ્યમ, દાવાનળ અંગાર;
ચક્ર ગ્રહી ફરતો ફરે, જાણે ચક્રધર આકાર. ૪૮
ગગનમાં લવ નિહાળી, અતિ ભય પામ્યા શૂર;
રખે આપણી ઉપરે, ત્રુટી પડે એ ભૂર: ૪૯
પછે ધનુષ્યમાં શર ચઢાવી, યુદ્ધ કરતા યોધ;
કોઇ એક નિજ શીર ઢાલ ધરતા, ચક્ર ધરતા ક્રોધ. ૫૦
એ વીર પડશે શીશ આપણુ, તણે કહેતા કોય;
એમ વિચારીને વે'લ હેઠળ, સંતાતા નર સોય. ૫૧
શરે છેદ શરીરે હાથી, પડે હેઠા ક્રોડ;
તેના પેટમાં પેઠા થકા, મા'રથી માર્યા હોડ. ૫૨
એ વિધે ક્રોડ ઉપાય કરતા, ભયાતુર જે ભીર;
તે માંહે દશ અવશેષ નિર્ભય, થઇ રહ્યા ધરી ધીર. ૫૩
રાય દશરથ તણો મંત્રી, સુજ્ઞ હિતસુત તેહ;
જીતશ્રમને તથા ધાર્મિક, સુકેતુ ત્યાં જેહ. ૫૪
શત્રુસૂદન ચંદ્રોમદ શલ્ય, કાલોમલ્લ તે સિંહ માંય;
એ દશ સુત પ્રાધાન્ય કહ્યા, સ્થિર રહ્યા રણ ત્યાંય. ૫૫
ગગનચારી ચક્રધારી, વેધીઓ લવ વક્ર;

દશ ગળી દશ દશ શરે, કરી છેદિયું તે ચક્ર. ૫૬
ચક્ર છેદ્યા પછે તત્ક્ષણ, પરિઘ ઝાલી બાળ;
પ્રધાન કેરા પુત્ર માર્યા, હણીને તત્કાળ. ૫૭
તેહના ચર્મને વળી વર્મ છેદ્યા, પડ્યા રૂધિરે લિપ્ત;
જ્યમ નિગમ વિણ નર નાસ્તિક, તે પડે નરકે ક્ષિપ્ત. ૫૮
એવે સમે ત્યાં રૂધિરાક્ષ, ધરી આવ્યો ત્યાંય;
મહાબળે મારી ગદા, લવ તણા મસ્તક માંય. ૫૯
વળી મૂર્છા બાળને ક્ષિતિ, પડ્યો મુહૂર્ત માત્ર;
પછે મૂર્છા તજી ઉઠ્યો, ગાજતો ગજગાત્ર. ૬૦
આયુદ્ધ ગ્રહી લવ તે સમે, પછે ગયો રાક્ષસ પાસ;
કેશ ઝાલી કાપિયું, શીર દુષ્ટનું પ્રકાશ. ૬૧
સૂર્યે જે સમર્પ્યું તે, લવે લીધું ચાપ;
કર્યો કેસરીનાદ લવ, આનંદ પામ્યો આપ. ૬૨
સૈન્યના ક્ષયકારી માર્યા, પછે બાણ અનેક;
સકળ સેનાએ મળી જે, આવર્યો લવ એક. ૬૩
જ્યમ ગર્ભગલિત કો જીવ, બાહેર આવરે અજ્ઞાન;
ત્યમ સકળ સૈન્યે કરી વીટયો, બાળકો બળવાન. ૬૪
જ્યમ તૃણ અગ્નિ આવર્યો, તેને બાળે તૂર્ણ;
તથા બાળક સૈન્યને, બાળતો કોપે પૂર્ણ. ૬૫
ઈતિ શ્રી મહાભારતે, અશ્વમેધ પર્વ મોઝાર;
તેત્રીસમો અધ્યા' થયો, બભ્રુવાહન વિસ્તાર. ૬૬
આખ્યાન લવ કુશ તણું એ, અધ્યાય નવમો એહ;
જે અધ્યા' વિશે લવનાં, પ્રાક્રમ છે તેહ. ૬૭
શ્લોક એ અધ્યા' વિષે છે, ચતુરતર ચોપન્ન;
રત્ન કહે યત્ને કર્યાં, પદ પૂર્ણ છાસઠ ધન્ય. ૬૮

## અધ્યાય ૩૪ મો રાગ કેદારો.

લક્ષ્મણને નિરખી કરી, ચાલ્યો કુશ પ્રાક્રમ હરી;
લક્ષ્મણ પાંચ શરે શિશુ હણ્યો રે. ૧
તે શર વેધ્યો કુશ શિશુ, લક્ષ્મણ શું બોલ્યો અશુ;
રહે ઉભો પદ ભરતો પાછા રખે રે.

**ઢાળ.**

ઉભો રહે એવું કહી શિશુએ, મૂક્યો શર અસુ હર્ણ;
તેણે લક્ષ્મણનો રથ, ઘુમ્યો ઘટિકા ત્રણ. ૩
ભમતાં ભમતાં અકળાયા હય, એમ ક્ષય પામ્યા ત્યાં પ્રાણ;
બીજે રથ બેશીને લક્ષ્મણ, મૂકે મોટા બાણ. ૪
તે બાણે કરી કટકા કીધું, કુશનું કવચ વિઘાત;
ત્રણ બાણે મુકુટ વિડાર્યો, એતો અદ્‌ભુત વાત. ૫
કવચ વિના તે વીર વિરાજે, વિણ કંચુકી જ્યમ સાપ;
વીર વિષે સીતા સુત શોભે, શ્રમ વિણ ઉભો આપ. ૬
લક્ષ્મણને કહે કોપ તજીને, વિનય વચન કુશ વીર;
શત્રુભાવ તજીને મારો, ભાર ઉતાર્યો ધીર. ૭
એ ઉપકાર કર્યો છે મુજને, ઉતાર્યો જે ભાર;
સેના ભાર તમારો લક્ષ્મણ, ઉતારૂં નિરધાર. ૮
એમ કહી કુશ જાપ જપંતો, એક અથર્વ મંત્ર;
મહાબળીઓ સીતાસુત મૂકે, પાવક અસ્ત્ર સ્વતંત્ર. ૯
અગ્ન્યાસ્ત્રથકી મહા પ્રકટી, જ્વાળા કોટિ પ્રકાર;
તેણી જ્વાળે લક્ષ્મણનો રથ, કીધો ભસ્માકાર. ૧૦
તેણી જ્વાળે પ્રલય થયાં, મહા ભૂષણ વસ્ત્ર અશેષ;
દાગા લાગ્યા વીર તણા, બળી મૂછ મસ્તક કેશ. ૧૧
હંસ સરીખા હયવર કેરાં, પૂછ પ્રજાળ્યાં તત્ર;
રથનાં ચક્ર ચર્મ પ્રજાળ્યાં, બાળ્યાં સુંદર છત્ર. ૧૨
આપણનું દળ બળતું દેખી, લક્ષ્મણ કોપ્યા કાંત;
વરૂણ તણે અસ્ત્રે અગ્નિશર, સદ્ય પમાડયો શાંત. ૧૩
બળતો કુશ કોપ્યો મહા યોદ્ધા, સાંધ્યુ શસ્ત્ર સમીર;
અનિલ તણે અસ્ત્રે ઉડાડયા, વિયત વિડંબ્યા વીર. ૧૪
વાયુ તણે વેગે મદમાતા, ગજવર ઉડયા જાય;
જૈમિનિ કહે સાંભળ કહું સાચું, હે જનમેજય રાય! ૧૫
વળતો લક્ષ્મણ પ્રત્યે બોલ્યો, કાળજીત સેનાની;
એ બાળકને હું સંઘારૂં, એમ બોલ્યો અભિમાની. ૧૬
મકર તણા મંદિરને ભાંજે, સાગરનો જ્યમ વેળ:

ત્યમ કુશને સંઘારીને હું, મારી પાડુ ભેળ. ૧૭
એવામાં લવ બંધવ, ના'વે માંડયું યુદ્ધ;
એમ કહી કુશ પ્રત્યે ચાલ્યો, સેનાપતિ શુદ્ધ બુદ્ધ. ૧૮
સેનાપતિ કહે રાઘવદળનો, ક્ષય કીધો તેં સર્વ;
હવણાં હું તુજને પાડી, ઉતારૂ મન ગર્વ. ૧૯
સેનાપતિનું વાયક સુણીને, કુશ બોલ્યો વચન સગર્થ;
અજા તણા ગળસ્તનની પેરે, નામજ તારૂં વ્યર્થ. ૨૦
મિથ્યા શ્રવણ જ્યમ બેહેરાના, બ્રહ્મ બાળકનું જ્યમ;
ત્રણને પાવક પાક દુગ્ધનો, નામજ તારૂં ત્યમ. ૨૧
તું સરખો સેનાપતિ કીધો, કોણે મહાવાચાળ;
તું દેખતાં સેના મારી, મારા બંધવ બાળ. ૨૨
છેદ અલ્યા શર મૂકુ છુ હું, કાપીશ જીવ્હા તારી;
કુશે કરી બે કટકા અરિની, જીવ્હા અતિ ઉચ્ચારી. ૨૩
સેનાપતિને એમ કહે કુશ, તું મુનિ મહારાજ;
લાવ્ય હવે આ સેનામાંથી, લવ બંધવને આજ. ૨૪
એમ સુણી કોપ્યો કાળજીત, સાંધ્યો તીક્ષણ બાણ;
હૃદેવિષે વેધીને કુશનો, તાડયો ડાબો પાણ. ૨૫
(ત્યાર) પછી કુશે બહોતેર બાણે, ખીલ્યો દક્ષિણ હાથ;
ત્યાર પછી સેનાપતિ શીર, છેદ્યું કુંડળ સાથ. ૨૬
પડયો સુણી સેનાપતિ કોપ્યા, લક્ષ્મણ આવ્યા રણમાં;
વરસતા બહુ બાણ તણા ગણ, વૃક્ષ વેધ્યા રણ ક્ષણમાં. ૨૭
લક્ષ્મણ બાણે શાલ તાલને, વટના તરૂવર વેધ્યા;
ત્યાર પછી કુશના ઉર ઉપર, ષટ શર જઇને ભેધા. ૨૮
સૌમિત્ર કુશ ઉપર મૂકે, શક્તિ ગદાના ઘાય;
કાતી ખડ્ગ તોમરને ફરશી, ચર્મે મારે રાય. ૨૯
તે સર્વે આયુદ્ધ કુશવીર, છેદ્યાં સાત પ્રકાર;
સિંહનાદ કરીને બોલ્યો, લક્ષ્મણ સે' મુજ પ્રા'ર. ૩૦
વાલ્મીકિએ શર પંચ સમર્પ્યા, હુતા કુશને જેહ;
ગૃધ્રપક્ષને તીક્ષણ કોપ્યા, સાપ સરીખા તેહ. ૩૧
આગ તણા અંગારા ઝરતા, સાંધ્યા સાયક પર્મ;

આકાશે ઉદ્યોત કરંતા, મૂકયા ભેદ ન ભર્મ. ૩૨
મહાબળીએ તે લક્ષ્મણનું, વેધ્યું શીર સમ્પર્ક;
લક્ષ્મણ નિષ્પ્રભ ભોમ પડયા, જ્યમ આકાશેથી અર્ક. ૩૩
જૈમિનિ કહે સાંભળ જનમેજય, મહાભારત વડ વાદ;
ત્યારપછી પડયો કુશને કર્ણે, રણમાં લવનો નાદ. ૩૪
ખડ્ગ ઢાલ ધરી કુશ ધાયો, જે દિશ છે લવ વીર;
સેનામાં ગજશુંડે વિંટયો, નિરખ્યો બંધવ ધીર. ૩૫
ખડ્ગ સહસ્ત્ર તત્ક્ષણ તાડી, મદગળ હાથી હાર;
સકળ યોદ્ધ મારી મૂકાવ્યો, લવ બંધવ નિરધાર. ૩૬
વાલ્મીકિ મુનિને આશ્રમે ત્યાં, પાડી સેના સોય;
નિર્ભય થઇ ઉભા બે બાંધવ, આશ્રમ સામું જોય. ૩૭
ઈતિ ભારત અશ્વમેધ પર્વમાં, ચોત્રીસમો અધ્યાય;
બભ્રુવાહન વાત વિચે, લવ કુશનો મહિમાય. ૩૮
જે અધ્યા'માં શ્લોક થયા છે, સુંદર સાડત્રીસ;
રત્ન કહે યત્ને કરી કીધાં, પદ ઓગણચાલીસ. ૩૯

## અધ્યાય ૩૫ મો રાગ રામગ્રી.

જૈમિનિ બોલ્યા સાંભળ ભૂપજી, મહાભારત વાત અનુપજી;
ગંગાતીરે રાઘવ રાયજી, દિક્ષા લીધી મંડપ માંહ્યજી. ૧
મુનિવર વિંટયા બેઠા રામજી, ભરત અનુજને પૂછે આમજી;

### ઢાળ.

શ્રી રામ પૂછે ભરતને, શે ન આવ્યો તુજ વીર;
હય તણા હરનાર હરાવી, ના આવ્યો કયમ ધીર. ૨
તુજ અનુજ શત્રુઘ્ન જેથી, હાર પામ્યો હોય;
યોદ્ધ બન્ને ના જીતાયા, લક્ષ્મણે શું સોય. ૩
સમના સંગ્રામ મધ્યે, સૌમિત્રિને અક્ષ;
ચરાચર નિરખી બીહે, કયમ સહે તો પ્રત્યક્ષ. ૪
તે અમો અધુના મોકલ્યો, બહુ વાર વિંટયો યોદ્ધ;
નિજ અનુજ પતને આકળો, મન મધ્ય ધરતો ક્રોધ. ૫
તે અજાણ્યા અજ્ઞાન શિશુ, અતિ ચતુર સ્વામી હીન;

અસમર્થ સૌમિત્રિ થયો, કોને શર્ણુ રહેશે દીન. ૬
શત્રુઘ્નને સ્વર્ગથી, આણુશે લક્ષ્મણુ યોદ્ધ;
પ્રતાપ પોતા તણે ત્યાં, પુણ્યનો થાશે મોદ. ૭
સૌમિત્રિ કોપ્યા સુણી, સુત તણો કરતા નાશ;
સુત રાખવાને જનુની તેની, જશે કોની પાસ. ૮
ક્યાંહાંથકી આવ્યા સ્વયંવરમાં, વિઘ્ન કરવા બાળ;
તુરંગમને વર્ષમાં, બે દિવસ થાકે કાલ. ૯
જે બાળકે બાંધ્યો તુરી, દેખતાં શત્રુઘન;
એણે અનાદર કીધો મુને, નવ ગણ્યા યોદ્ધા મન. ૧૦
જેણે ભરતને સુગ્રીવ અંગદ, વિભીષણુ હનુમંત;
જેણે તૃણુ તોલમાં લેખ્યા, હય હર્યો મહા બલવંત. ૧૧
કર ચઢયો ઘોડો અર્જો, જૂઓ બાળ ચેષ્ટા એશ;
ભરત પ્રેરો કોઇને, ગ્રહી જાય મુજ સંદેશ. ૧૨
રણુ માંય લક્ષ્મણુને કહે જે, અશ્વને આંહાં આણુ;
વચન મારૂં સદા સૌમિત્રિ, કરે છે પરમાણુ. ૧૩
જૈમિનિ કહે સાંભળો, ભૂપાળ એ અદ્‌ભુત;
પછે ભરતે પાસ તેડયા, પાંચ પ્રૌઢા દૂત. ૧૪
તે પ્રત્યે ત્યાં ઉચ્ચર્યા, શ્રીમુખે રાજા રામ;
જાઓ લક્ષ્મણુ પ્રત્યે દૂતો, તમે કહેજો જઈ આમ. ૧૫
એ જીવતા બે બાળ મોહવા, મોહાસ્ત્રે સિદ્ધ;
તમો તે હણુવા નહિ, અપરાધ અદ્યપિ કીધ. ૧૬
તુજ વીર છે તુજ પાસ શૂરા, શસ્ત્ર અસ્ત્ર પ્રવીણુ;
તુ સરથ શર સમર્થ બાળક, વિરથ આશ્રય હીણુ. ૧૭
આંહાં આણુજે બે બાળને, રણુમાં ન હણીશ સુબુદ્ધ;
પારકા શિશુમાં દયા રાખે, તે સદા સુખ શુદ્ધ. ૧૮
તે પુત્ર પૌત્ર સહિત જન, સંસારમાં સુખવાન;
મેં પુત્રનું સુખ નથી દીઠું, સીતા વદન સમાન. ૧૯
અવતાર પામી આજ સુધી, ના દીઠું સુત સુખ;
તે માટ મૂકાવું શિશુને, પ્રબળ પામી દુઃખ. ૨૦
તેને પૂછજો તમો પુત્ર કોના, રમ્યા વન શે કામ;

તમારી માતા ક્યાં કહી, લાવજો આ ઠામ. ૨૧
કહે જૈમિનિ જે સમે, સંદેશ કા'વે રામ;
તે સમે દૂતા રૂધિર ચૂતા, આવિયા તે ઠામ. ૨૨
શરે છુંદાં ગાત્ર વેહેતાં, રૂધિર રાતાં ત્યાંય;
દૂત લક્ષ્મણજી તણા, આવિયા રાઘવ જ્યાંય. ૨૩
રાખ્ય રાઘવ રાખ્ય રાઘવ, ઉપની મહા ભીત;
મહાદળ ટોળે કરીને, ગયા લક્ષ્મણ નીત. ૨૪
શત્રુઘ્ન મૂર્છા પડયા, તે રણે આવ્યા જ્યાર;
[1]સસૈનિક કુશ તણે બાણે, હણ્યા હા હા કાર. ૨૫
જે રણે આપણુ યોદ્ધા, સહસ્ર છેદ્યાં અંગ;
યથા કેશુયુત પૂલ્માં, રૂધિર રાતાં રંગ. ૨૬
વજ્રના સેહેનાર, નાના શરે છેદ્યા વીર;
વેદના જાણે નહિ, મૂર્છા પમાડયા મહાધીર. ૨૭
જે સૈન્ય લવને સદા કરતું, ભૂમિ મધ્યે મગન;
તે લવે સેના લીન કીધી, પડી ભૂતળ ભગ્ન. ૨૮
સેનાપતિ લક્ષ્મણ તણો, તે પડયો શ્રી રઘુનાથ;
કાળજીત કુશશરે પીડયો, પડયો સેના સાથ. ૨૯
યુદ્ધ કીધું લક્ષ્મણે, એ ભ્રાત જોતાં આજ;
વૈર તજી આવી દયા, તુજ અનુજ ને મહારાજ. ૩૦
તતઃપર કુશ પ્રત્યે તારો, અનુજ બોલ્યો વાણ;
જા જા રે બાળક જીવતો, મેં સમર્પ્યો તુજ પ્રાણ. ૩૧
[2]લઘુ બંધુ સાથે ઘેર જા, મૂકયો થકો મેં બાળ;
નિજ માતને મૂકયો કહે જઈ, વચન વીર વિશાળ. ૩૨
સૌમિત્રિનું વચન સુણીને, કરે કુશ ઉચ્ચાર;
તું કહે જઇને રામને, મૂકયો હવે નિરધાર. ૩૩
દળ હણાયું તું દુઃખ પામ્યો, માટ ન વઢું વીર;
અહો અધુના રામને, ક્ષણ ક્ષમા ન મળે ધીર. ૩૪
તેનો અનુજ અતિ કલેશ પામ્યો, માટે ન વઢું આંહી;

---

૧ સૌ સૈન્ય કુશ બાણે કરી, તે સમે હાહા કાર પ્ર. ૧ લી.
૨. લઘુ બંધવ સાથ કેરો, થકો મૂકયો બાળ. પ્ર. ૧ લી.

અપમાનકારક રામથી, તું બીહે છે મન માંહી. ૩૫
તે માટે મેં કીધી કૃપા, તું જીવતો જા ઘેર;
કે પ્રહાર કરચ મુજ શરીરે, દેખાડ પૌરૂષ પેર. ૩૬
સાત બાણે પછે લક્ષ્મણ, હૃદે હણ્યો તે બાળ;
તે બાણ ભેદી બાળને, રણપાર પો'ત્યો કાળ. ૩૭
તે પડયા જઈ વનની વિષે, ત્યાં વિડાર્યા બહુ વૃક્ષ;
પછે કુશના બાણ છૂટયા, સૌમિત્રિપર લક્ષ. ૩૮
તે સમે લક્ષ્મણનું કલેવર, ત્વચાહીનજ કીધ;
એક ક્ષણમાં આકળો, રણ વિષે લક્ષ્મણ સિદ્ધ. ૩૯
જાણે કસુંબી બીજું કલેવર, વ્યાકુળો વીર વિરૂદ્ધ;
પૂર્વના અભ્યાસથી, બાળ શું કરતો યુદ્ધ. ૪૦
પછે પડયો લક્ષ્મણ વીર બાણે, કુંડળી કૃત દેહ;
ભગ્નદળ દશ દિશે નાઠું, તમારૂં ત્યાં તેહ. ૪૧
તે બંધુ બન્ને ભયાકુળ, સૌમિત્રિ શત્રુધન;
તેણે હીન હમણાં તમો કને, આવ્યા અમો રાજન. ૪૨
તજો દિક્ષા રામજી, વન પધારો યુદ્ધ કાજ;
જ્યાર પેહેલા કુશ તણા, શર ન છૂટે રણરાજ. ૪૩
કુશ તણી આગળ કોયનું, બળ ન ચાલે રઘુરાય;
કહે જૈમિનિ સાંભળો, અશ્વમેધ મખ મહિમાય. ૪૪
વાક્ય તેનાં સાંભળી, રામને મૂર્ચ્છા જાત;
ભરત આગળ આખડીને, પડયા અકસ્માત્. ૪૫
ગ્રહ્યા ભરતે ભૂપતિને, કર્યા જળ સિંચન;
નેત્ર મધ્યે નીર છાંટી, કર્યું આશ્વાસન. ૪૬
થયા રામ સચેત નિરખી, ભરત બોલ્યા વાણ;
અહો રાઘવ સૌમિત્રિ શું, વ્યર્થ ખેદ માં આણ. ૪૭
શત્રુઘ્નની સાથ રણ, લક્ષ્મણે પાડયો દેહ;
એ તનુ તજવા ઈચ્છતો, મહા દુઃખી લક્ષ્મણ એહ. ૪૮
જે દિવસનાં જાનકી રણ, તજી આવ્યો વીર;
વૈદેહી દુઃખે ના જીવે, તુજ કને ના'વે ધીર, ૪૯
સીતાનો સંદેશ કહેવા, ફરી આવ્યો ઘેર;

તોય તમને કૃપા ના'વી, જાનકી ઉપેર. ૫૦
વિઘ્ન કારણ જન્મ નિમિત્તે, તજ્યો લક્ષ્મણ દેહ;
જાનકીનું દુ:ખ મનમાં, સમરી સમરી તેહ. ૫૧
ત્યાગ સીતાનો સ્મરીને, તજ્યું રણમાં તન;
નારી નિરપરાધ મૂકી, લક્ષ્મણે મહાવન. ૫૨
તે કલુષ કાયાને વિષે, ધરી રહ્યો હતો ધીર;
તે પાપ કુશકોદંડ ગંગા, પખાળ્યું વરવીર. ૫૩
પખાળ્યું અઘ અંગનું, સૌમિત્રિ છે પાવન;
ભરત હું અપવિત્ર છું, કાં ન પ્રેર્યો પ્રભુ વન. ૫૪
હવે હું રણ જાઉં રાઘવ, પવિત્ર કરવા કાજ;
મલિન તનુ બે વાર મારૂં, થયું રાઘવ રાજ. ૫૫
એક વાર શ્રીજી વન ગયા, ને તજ્યાં સીતા વામ;
ત્યારે અયોધ્યામાં હું રહ્યો, ત્યમ હવે ન રહું રામ. ૫૬
હવે ક્યમ રહું સીત લક્ષ્મણ, શત્રુઘ્ન વિણ ગામ;
ભરતની વાણી સુણીને, ઉચ્ચરે એમ રામ. ૫૭
હે ભરત! તે જાણો તમો, હશે કોણ બળિયા બાળ;
તમો પધારો કાનન વિષે, કુશ વિજય કરી તત્કાળ. ૫૮
તેને લેઇ આવો મારી કને, નિજ અનુજ સાથે આજ;
ઉઠાડજો મૂર્ચ્છાથકી, આપણા બંધવ રાજ. ૫૯
હનુમાન્ જાંબવાન વાનર, સહિત તેડો સાથ;
તારી સબળ સેવા સાધશે, એ રીંછ કેરો નાથ. ૬૦
ઉતાવળા વન પધારો, સૌ જૂએ કુશનું ધીર;
હે ભરત! પાસે હુંથકી, તું સકળ ગુણ ગંભીર. ૬૧
સત્યે શૌર્યાદિક ગુણે, તુંને સદામાનું જેષ્ઠ;
વયે નાનો નિપુણ છે, પણ કર્મ તણો અતિ શ્રેષ્ઠ. ૬૨
વન જતાં મેં પ્રમાણી, પિતા કેરી વાણ;
તમો તાતવચને કર્યું, તે મુજ નિમિત્તે જાણ. ૬૩
તમો વનફળ જટા ધારી, રહ્યા નંદિકગ્રામ;
ભરત કહે ક્યમ જાઊં વનમાં, સાંભળો શ્રી રામ. ૬૪
તે બાળકો બે સાંભળ્યા, તુજ સેના કરતા સલ્પ;

તેને તમો પણ જાણો નહિ, હનુમાન્ જ્ઞાન વિકલ્પ. ૬૫
તેને જાણે ના જાણે, જાંબવાન અંગદ વીર;
એમ સુણી અંગદ ઉચ્ચરે, સાંભળો રાઘવ ધીર. ૬૬
તે બાળકા બે પ્રમાણું, રઘુનાથ કેરૂં રૂપ;
લોકાપવાદ તજ્યાં સીતા, તમો ત્રિભુવન ભૂપ. ૬૭
કહે જૈમિનિ સાંભળો, ભૂપાળ પરીક્ષિત્-તન;
એમ કહી રામે મોકલ્યા, નિકળ્યા ભરતજી વન. ૬૮
હનુમાન્ મુખ્ય મહાભડે પિંટચો, ભરત ક્રોધ કરાળ;
રથ ચઢી સત્વર ભરત ચાલ્યા, હતા જ્યાં બે બાળ. ૬૯
બહુ દળ તે નિસર્યું, ગતિ અવનિ ને આકાશ;
રઘુનાથ પુરથી નિસર્યા, નર તથા વાનર રાશ. ૭૦
મહાવન પામી ભરતજી, હનુમાન્‌ને કહે વાત;
હનુમાન્ જો કુશ શરે વેધ્યું, પડયું રણુ ઉત્પાત. ૭૧
સુભટ બહુ શ્રી રામના, શીર હીણુ કાપી કાય;
ગજ વાજી રથ અનેક નર, શીર રહિત અંગ ધાય. ૭૨
જૂઓ આગળ અડવડે છે, ઈત્રિતત મૃત દેહ;
રણુ પડયા લક્ષ્મણુ શત્રુઘ્ન, ક્યાં હશે હવણાં તેહ. ૭૩
મહા બળીઆ તણી ત્યાં, પ્રકટી શોણિતસિંધુ;
શું ગયા ગંગાજી વિષે, પૂરે પડ્યા મુજ બંધુ! ૭૪
પુરૂષ ના ક્યહું કેશ કર ક્યહું, ચર્ણું દંત તણાય;
વિવિધ વાહન તણા કટકા, પડયા પૂરે જાય. ૭૫
અહો હનુમંત આ નદિને, ઉલંઘી જા પાર;
યથા લંકા ગયો પૂર્વે, તરી સાગર વાર. ૭૬
પાર જઇને પેખ મારા, ભ્રાત પૃથ્વી પાત;
ક્યાંહાં ગયા લઘુ બાળ લવકુશ, કહે વાનર વાત. ૭૭
તદા સાગર તર્યો રાઘવ, હતાં સન્મુખ સીત;
હવાં સીતા વિમુખ છે, તે માટ હું ભયભીત. ૭૮
તે માટ શોણિતસિંધુ સરિતા, સદા દુસ્તર જાત;
તોય તારૂં વાક્ય માની, જાઉં જોવા ભ્રાત. ૭૯
એમ કહી શોણિત સરિતા તરી, હરિ ગયો પેલી પાર;

ક્ષિતિ પડ્યા દીઠા શત્રુઘ્ન, સૌમિત્રિ શરને પ્રા'ર. ૮૦
જાણે સીતા ત્યાગ દુઃખિત, પૃથ્વી પ્રારથે રાજાન;
કોપ મૂકી માત સીતા, દ્રોહીને ઘો સ્થાન. ૮૧
હનુમંતે હાથે ગ્રહી, આણીઆ ભરત કેરે પાસ;
શત્રુઘ્ન સૌમિત્રિ મૂર્ચ્છા, સહિત ચેતન નાશ. ૮૨
તે ભ્રાત ભરતે વિલોક્યા, કુશ શરે છેદિત કાય;
*સામર્થ્ય પારથ વિષે બંધવ, બેહુ વિસ્મય થાય. ૮૩
બહુ યત્ન બંધવને કરી, હનુમાન્‌ને કહે ભર્ત;
ક્યાં ગયા બાળક વીર જેણે, વિદાર્યુ દળ તર્ત. ૮૪
જૂઓ હનુમંત ક્યાં હશે, શિશુ વેશ ધારી દેવ;
ગયા લક્ષ્મણ શત્રુઘ્ન, નિપતી રણ એવ. ૮૫
હનુમાન્ હરિવર ઉચ્ચરે, સાંભળો ભરત સુધામ;
મેઘનાદને શરે લક્ષ્મણ, નહીં મૂર્ચ્છા આમ. ૮૬
યથા કુશ બાણે લક્ષ્મણ, નવ તજે મૂર્ચ્છા સોય;
અનુજ મૂર્ચ્છા વિલોકી, મુને મૂર્ચ્છા હોય. ૮૭
જૂઓ યોદ્ધા સર્વ કોઈ, શિશુએ હણ્યું દળ સર્વ;
તે નિહાળી નર તથા વાનર, તણો ભાગ્યો ગર્વ. ૮૮
ઇતિશ્રી મહાભારતે, અશ્વમેધ પર્વ મોઝાર;
બભ્રુવાહનની વાત વિચે, લવ કુશ કથા વિસ્તાર. ૮૯
પાંત્રીસમો અધ્યા' થયો, એકાશી શ્લોક વિચાર;
રત્ન કહે યત્ને કર્યા, પદ નેવ્યાશી નિરધાર. ૯૦

**અધ્યાય ૩૬ મો રાગ ગોડી.**

જૈમિનિ કહે સાંભળ રાજન, મહાભારત મહિમા પાવન;
એવામાં કુશ આવ્યો ફરી, ધનુષ્ય તણો ટંકારવ કરી. ૧
ખડ્ગ ઢાલ ધારી મહાવીર, આવ્યો લવ સંગ્રામે ધીર;
કિરણે ભૂમિ કરી પ્રકાશ, સાગર સુધી ચારે પાસ. ૨
અંતર્ધ્યાન થયો આદિત્ય, ઉદે થયું અંધારૂં અત્ય;
પોતાનું અથવા પારકું, ન જણાય માણસ ત્યાંયકું. ૩
અન્યોઅન્ય સુભટ સંગ્રામ, ઉચ્ચારે આપ આપણાં નામ;
માતાગજ અકળાતા ફરે, ચરણે રથને ચૂરણ કરે. ૪

* મૂળમાં સમર, સાર છે. પ્ર. ૧. ૩.

ક્રોડે રથ પ્રૌઢો અંધાર, ઝપટમાં પડતા અસ્વાર;
ક્રોડે ઘોડાના અસ્વાર, પાળા પડતા પામી પ્રા'ર. ૫
એવે ધૂણાવી તલવાર, આવ્યો લવ સેના મોઝાર.
ધરી ઢાલ શીર પર લવે, હયવરના પદ છેદ્યા જવે. ૬
નીચો લવ સેનામાં ફરે, ગજ શુંડના કટકા કરે;
દીર્ઘ શુંડે વળગી વઢે, હસ્તીને કુંભસ્થળ ચઢે. ૭
કુંભસ્થળને ચીરે ત્યમ, કઠિયારો કાઠીને જ્યમ;
ગજમુક્તાની મુષ્ટિ ભરે, ઉછાળી અવનિ પર ધરે. ૮
હસ્તીદંત વિષે કૃત પ્રા'ર, તીક્ષ્ણ ધાર તણી તલવાર;
ત્યાં ઉડે તણખારા જેહ, બાળે બળિયા કેરા દેહ. ૯
એવે કુશ કોપ્યો મહા બળી, મોટા સાયક મૂકે વળી;
નરનાં શીર છેદે નિરવાણ, છેદી પાંચા સરસ્યા પાણ. ૧૦
હસ્તીનાં શીર છેદે ક્રોધ, આકાશ ઉડાડ યોદ્ધ;
આકાશે અઘપિ જોય, એકી ભાવ થયા છે સોય. ૧૧
એથી અધિકું ઉત્તમ ક્ષત્ર, નથી થયું નવ થાશે અત્ર;
તે માટે ન ક્ષત્રી ભાવ, પામી ગજ શુંડા નભ આવ. ૧૨
અઘાપિ વરસે વરસાત, શુંડાથી દાનોદક પાત;
ચિત્રામાં જ્યમ વરસે તોય, પ્રકટ થાય મુક્તાફળ સોય. ૧૩
એ વિધ ગજનાં મસ્તક બહુ, અદ્ભુત બાળે વિડાર્યું સહુ;
કોદંડ તણો ટંકાર, [1]બધિર કરંતો દિગ્ગજ સાર. ૧૪
ભરત તણે મન બાળક વશ્યા, કાર્તિકેય ગણપતિ જશા;
સંધારે નિજ સેના ઘાત, જ્યમ વન બાળે વન્હિપાત. ૧૫
ભરત પ્રયોજે તીક્ષ્ણ બાણ, મેઘ યથા જળ ધારા જાણ;
જૈમિનિ કહે સાંભળ ભૂપાળ, હનુમાને દીઠા બે બાળ. ૧૬
કરમાં સા'યાં સુંદર ચાપ, મેઘશ્યામ સરીખા આપ;
મુસ્તક ઉપર ફરકે શીખા, દિવ્ય દેહ દ્વાદશ વરીખા. ૧૭
એવા દેખી બંને શિશુ, વાયુ પુત્ર ઉચ્ચારે અશું;
બંને રામ સરીખા બાળ, સંહારી સેના તત્કાળ. ૧૮
સુભટ ભરત સહિત સૌ આજ, રહ્યા[2] સમારી આયુદ્ધ સાજ;

---

૧ બાંધી કરતો દિગ્ગજતાર. પ્ર. ર. ૨ સંભારી રહ્યા અહુના સાજ. પ્ર.૧

જોવે પવનતનય હનુમંત, જોવે એવું બોલ્યો સંત. ૧૯
તેવામાં કુશ કોપ્યો જાણુ, વઢતાં લવ શું બોલ્યો વાણુ;
જોરે લવ આવ્યું દળ બહુ, ઘોડો ગ્રહેવા ઈચ્છે સહુ. ૨૦
સેના સામો જાઉં હુંય, હયની રક્ષા કરજે તુંય;
રામાનુજને નિર્ખી તદા, કુશ વાણી ઉચ્ચર્યો યદા. ૨૧
બંધવ લક્ષ્મણ શત્રુઘ્ન, સૂતા છે સંગ્રામ શયન;
મારૂં નામ ન જાણે તુંય, કુશનામે તુજ શત્રુ હુંય. ૨૨
ભરત કહે સાંભળ તું બાળ, તુજને હું જીતીશ તત્કાળ;
નગર અયોધ્યા પ્રત્યે અઘ, તુજને ગ્રહી જાઇશ હું સઘ. ૨૩
સંભારી પોતાની પેર, ઘોડો મૂકી જા તું ઘેર;
દેખી તુજ માતા તાપસી, મારા મનમાં કરૂણા વશી. ૨૪
માતાને જઇ કે'ની છતો, ભરતે હું મૂકયો જીવતો;
તેં મારૂં દળ મારી દખ્યું, તે તારૂં સાહસ મેં ખમ્યું. ૨૫
ભરત તણી સાંભળતાં વાણુ, કુશે પ્રયોજ્યા તીક્ષ્ણુ બાણુ;
ભરત પ્રત્યે શર મેલ્યા સાત, વાનર પ્રત્યે પંચ શર ઘાત. ૨૬
શત બાણે માર્યા હનુમાન્, હાસ્ય કરી ઉભો બળવાન;
વાળીકુંવર અંગદ નવ ગણ્યો, સહસ્ત્ર નારાચે તેને હણ્યો. ૨૭
નીલ પ્રત્યે મૂકયા શત પંચ, નલને શીતેર શરની અંચ;
કોપ્યો કુશ કરતો શર પ્રા'ર, જાંબવાનને ત્રણુ હજાર. ૨૮
લાગ્યો કુશના શરનો પ્રા'ર, જેના તેના હૃદય મોઝાર;
સીતાપુત્રે તાડયો જેહ, મૂર્ચ્છા પામી પડતો તેહ. ૨૯
એવે લવ ધાયો તત્કાળ, ષટ્ સાયક સંહાર્યા બાળ;
ભરતધનુષ્ય છેદ્યું મહાશૂર, રથના કટકા કીધા ચૂર. ૩૦
કુશ કોદંડથકી નીસર્યા, બાણુ સહુ બહુ વેરે ભર્યા;
તેણે બાણે મોહ્યા તરત, મહાબળ મૂર્ચ્છા પામ્યા ભરત. ૩૧
ભરત જશા મોહ્યા મા'નંત, ઉપાડયો અદ્રિ હનુમંત;
પ્રૌઢો પર્વત યોજન પેર, નાખ્યો સીતાસુત ઉપેર. ૩૨
દીર્ઘ લોચન બંને બાળ, બાણે ગિરિ તાડયો તત્કાળ;
કુશ નાખે કંચનમય બાણુ, અતિશે પ્રાક્રમ કરતો જાણુ. ૩૩
પંચ શરે વેધ્યા હનુમાન્, મૂર્ચ્છા પામ્યા નેટ નિદાન;

પુનરપિ તે દળ પ્રાજે થયું, નાઠા રાઘવને જઇ કહ્યું. ૩૪
સાંભળતાં શુદ્ધિ વિસર્યા, શીઘ્ર થઇ રાઘવ નિસર્યા;
બંધવ દુઃખે દુઃખી અતીવ, સાથે તેડયો ત્યાં સુગ્રીવ. ૩૫
લીધા વિભીષણ લંકાપતિ, વિસ્મય લોચન પૂર્યાં અતિ;
રથ બેશી વન આવ્યા વળી, દીઠું દળ માર્યું બાળક મળી. ૩૬
માર્યું સંહાર્યું સિદ્ધાંત, રામ રામ વાણી ભાખંત;
જૈમિનિ કહે સાંભળ નૃપ ધીર, બાળકને પૂછે રઘુવીર. ૩૭
પોતાના સરખો આકાર, બંને બાળ ધનુર્ધર સાર;
ધનુર્વેદ વિદ્યા કયાં ભણી, મુજ સૈન્યા મારી કયમ ઘણી. ૩૮
કહો કોણે આપ્યું ઉપવીત, કાંઈ ભણ્યા છો વેદ વિનીત;
કળા વિષે કુશળા છો કહો, ધર્મશાસ્ત્રનો નિર્ણય લહો. ૩૯
કહો તમારાં લોચન ચરે, પરદારાથી પાછાં ફરે;
બ્રાહ્મણની લોછો સંભાળ, બાળક બેહુ પ્રતિજ્ઞા પાળ. ૪૦
કોણ તમારાં જનુની તાત, ક્યાં રહો કો' નિશ્ચે વાત;
રઘુવરની વાણી સાંભળી, બાળક કુશ ઉચ્ચારે વળી. ૪૧
વંશ અમારાની સર્વથા, છાંડીધો નૃપ સઘળી કથા;
ક્ષત્રીધર્મ મૂકીને અશું, તમ સરખા નર પૂછે કશું. ૪૨
સત્વર યુદ્ધ કરો નિરધાર, રાજા શીદ લગાડો વાર;
એ તોખાર અમારો નહીં, છૂટો એવી વાણી કહી. ૪૩
એમ કહેતા જો નવ પૂર્વે, પુનરપિ યુદ્ધ આરંભો હવે;
એમ વાણી તેની સાંભળી, રાજા રાઘવ બોલ્યા વળી. ૪૪
મેં તો યુદ્ધ ન કરવું જાત, કહે બાળક પૂછી તે વાત;
લવ કુશ કે' સાંભળજો તમો, જાનકીએ જન્મ્યા છું અમો. ૪૫
પિતા તણી પેરે ગતગર્વ, વાલ્મીકિયે કીધું છે સર્વ;
ક્ષમાવંત છું બેહુ કુમાર, વાલ્મીકિયે કીધો સંસ્કાર. ૪૬
વાલ્મીકિયે દીધાં ઉપવીત, ભલા ભણાવ્યા વેદ વિનીત;
રામચરિત્ર ભણાવ્યું જેહ, મન આનંદ વધારે તેહ. ૪૭
એ અધ્ય'ન અભ્યાસે અહીં, નિર્મળ દૃષ્ટિ અમારી થઈ;
મન બુદ્ધિ નિશ્ચળતા આપ, વેદ ભણે વાધે પ્રતાપ. ૪૮
રામ તમે છો શક્તિ હીન, તે શક્તિ વન મૂકી દીન;

શક્તિ હીન પુરૂષ શું કરે, યુદ્ધ કરે કયમ તીક્ષ્ણ શરે. ૪૯
જૈમિનિ બોલ્યા સાંભળ રાય, મહાભારત કેરો મહિમાય;
રામે પુત્ર પ્રમાણ્યા બેહુ, સીતા શબ્દ સુણીને તેહુ. ૫૦
ધિક્ ધિક્ મેં માંડયો સંગ્રામ, સઘ શરાસન છાંડયું રામ;
સાંભળ રાજા રાઘવ રડયા, મુર્છાંગત થઇ રથ માંહે પડયા. ૫૧
મૂર્છાંગત ધર્માત્મા ધીર, સત્ય પરાક્રમ રાઘવવીર;
રઘુવર પૂછે સુગ્રીવને, સત્ય પરાક્રમ જાણી મને. ૫૨
એ બાળક બે કોના હશે, જાણોછો કપિ વશાવીશે;
એમ સુણીને સુગ્રીવે કહ્યું, એનું કારણ તો મેં લહ્યું. ૫૩
પુરાણપુરૂષથકી સાક્ષાત, એતો બાળક બંન્યો જાત;
પૂરણ તમારાં છે પ્રતિબિંબ, મન માંહે દીઠું અવિલંબ. ૫૪
પ્રભુ વિના આ રણમાં કોણ, જય પામે પ્રમાણી પાણ;
તમ આગળ બાળકની સાથ, યુદ્ધ કરવા જાવું નાથ. ૫૫
સુગ્રીવે ઉપાડી વૃક્ષ, શિશુ ઉપર નાખ્યો પ્રત્યક્ષ;
તે બંન્યે બાળક આદર્યા, તરૂના તિલ તિલ કટકા કર્યા. ૫૬
તીક્ષ્ણ બાણે બાળક ધીર, મૂર્છિત્ કીધો વાનર વીર;
નીલ કપિવર આવ્યો તસે, કોપ સહિત શર માર્યા કુશે. ૫૭
તેના રૂધિરથકી તેણી વાર, પ્રગટયા નીલ સમા આકાર;
તેવા નીલ સરીખા થયા, રણાંગણમાં વ્યાપી રહ્યા. ૫૮
કુશે વિચાર્યો એક ઉપાય, શસ્ત્ર જલૌકા કેરો ઘાય;
સોષ્યું રૂધિર સડંકા ગયા, માયાપુરૂષ ત્યાં મિથ્યા થયા. ૫૯
તે પણ નીલ પડયો મહી માંય, અનંત યોદ્ધા નાઠા ત્યાંય;
રણમાં એક રહ્યા રઘુનાથ, બીજા સૈનિક નહિ કો સાથ. ૬૦
રામે મૂકયા તીક્ષ્ણ બાણ, કાળ અનળ સરખા પ્રમાણ;
રામબાણ નિષ્ફળ થઇ પડે, અર્ભકને એકુ નવ અડે. ૬૧
કૃપણ તણા મંદિરમાં યથા, મિથ્યા દ્રવ્ય મનોરથ કથા;
શરદકાળ જ્યમ મેઘ ન હોય, રામબાણ ત્યમ મિથ્યા સોય. ૬૨
રીસ કરીને રાઘવરાણ, જે જે રણમાં મૂકે બાણ;
તે બાળક બે કટકા કરે, ચાર ભાગ શર ભાગે હરે. ૬૩
એવું યુદ્ધ થયું તે દન, વિસ્મય પામ્યાં ત્રણ ભવન;

બાળ તણું બળ દીઠું ઘણું, કાંપ્યું મન રાઘવજી તણું. ૬૪
સીતા-મુખ સરખું મુખ સોય, એ બે બાળક અદ્ભુત કોય;
એવે લવ કુશના શર અડયા, મૂર્ચ્છા પામી રાઘવ પડયા. ૬૫
બાળક બે રથથી ઉતરી, રાઘવ-કુંડળ લીધાં હરી;
ઉતાર્યા અંગના સૌ હાર, આવ્યા લક્ષ્મણ પાસ કુમાર. ૬૬
લીધાં કુંડળ લક્ષ્મણ તણાં, અન્ય તણાં આભૂષણ ઘણાં;
એવામાં લવ બોલ્યો વાણ, સાંભળજે કુશયોદ્ધા જાણ. ૬૭
મહાબળિયા હનુમંત હાથ, એને આપણ લીજે સાથ;
વાનર દેખી સીતા સતી, મનમાં આનંદ ધરશે અતિ. ૬૮
રામ તણે રથ બેસો તમો, લક્ષ્મણને રથ બેસું અમો;
એ રીતે ગ્રહી જઈએ ભ્રાત, જ્યાં છે સાધવી સીતા માત. ૬૯
જાંબવાન આદિકને ઝાલ્ય, તારે રથે નાખીને ચાલ્ય;
જૈમિનિ કહે સાંભળ ભૂપાળ, એવાં વચક બોલ્યો બાળ. ૭૦
જાંબવાન યોદ્ધા રાજાન, મૂર્ચ્છાથી જાગ્યા બળવાન;
વાનર બોલ્યા એહ વચન, માંડ હવે મીચો લોચન. ૭૧
હનુમંત બોલ્યા લજ્જાભેર, જોજો રામાદિકની પેર;
બાળકના સાયકથી સોય, મૂર્ચ્છા પામ્યા સર્વે કોય. ૭૨
જાંબવાન સાંભળજે તુંય, દેખી મૂર્ચ્છા પામું હુંય;
બળે કરી કુશ ગ્રે'શે મુને, શું કરેશ હું પૂછું તુને. ૭૩
એ મૂકે સીતાને શર્ણું, આયુદ્ધ પાખે આવ્યું મર્ણું;
એવું બોલે હનુમંત વીર, એવે ત્યાં આવ્યો લવ ધીર. ૭૪
બંને વાનરકરમાં ગ્રહ્યા, માંડ મૂર્ચ્છા પામીને રહ્યા;
સીતા પાસે આવ્યા સહી, વાત સહુ માંડીને કહી. ૭૫
માતાજી સાંભળજો તમો, મા'રણ જીતી આવ્યા અમો;
રામચંદ્ર જીત્યા નિરવાણ, આ લ્યો આભૂષણ એંધાણ. ૭૬
કૌતુકને અર્થે તે અપિ, નિરખો આણ્યા છે બે કપિ;
માતા ભાઇએ જીત્યા અરિ, વિજય કરીને આવ્યો ફરી. ૭૭
સુતને ભેટયાં સીતા સતી, અર્ભકને આલિંઘ્યાં અતિ;
અભિમાની ! એ વાનર બેહુ, તતક્ષણ રણમાં મૂકો તેહુ. ૭૮
મૂકો જઇ રણ મધ્યે સઘ, મુજને દેખી મરશે અઘ;

સીતાની વાણી સાંભળી, રણમાં મૂક્યા વાનર વળી. ૭૯
પુત્ર સહિત સીતા સંતુષ્ટ, મુનિ વાલ્મીકિ પામ્યાં પુષ્ટ;
એવે વાલ્મીકિ મુનિ સહી, વરૂણયજ્ઞથી આવ્યા તહી. ૮૦
મળિયા લવકુશ બંને ભ્રાત, વિસ્તારી કહી સઘળી વાત;
મુનિવર જાણે સર્વ વિવેક, અમૃતજળ કીધો અભિશેક. ૮૧
અભિષેકી ઉઠાડયા સુખી, રાઘવ પ્રત્યે બોલ્યા રૂખી;
એ બાળક તારા મહારાજ, મંદિર લઇ પધારો આજ. ૮૨
સૈન્ય સહિત રાઘવજી ત્યાંય, આવ્યા નગ્ર અયોધ્યા માંય;
વિસ્મય પામ્યા રાઘવ ફરી, વાલ્મીકિવનથી છુટયો તુરી. ૮૩
એણી વિધિએ લીધો તુરી, રામયાગ કર્યો વિધિ કરી;
વાલ્મીકિ પાછળ પરવર્યા, બંને બાળ આગળ કર્યા. ૮૪
સીતાજીને તેડી સાથ, આવ્યા જ્યાં હુતા રઘુનાથ;
[1]રામચંદ્ર સુત સંયુત થયા, સીતા નારી સંયુત રહ્યા. ૮૫
એ રીતે રઘુનાથે શુદ્ધ, પિતા પુત્ર મળી કીધું યુદ્ધ;
એમ પાર્થ બભ્રુવાહને, કીધું યુદ્ધ જનકને તને. ૮૬
સૂત કહે સાંભળજો સહુ, પરીક્ષિત્‌ને શુકદેવે કહ્યું;
તે વાણી મેં તમને કહી, મુનિ[2] પુંગવ મેં જેવી લહી. ૮૭
પિતા પુત્રનું યુદ્ધ જેહ, મુને કહ્યું વાલ્મીકિયે તેહ;
વાલ્મીકિ કરૂણા ભંડાર, રામાયણનો કીધો વિસ્તાર. ૮૮
એ આખ્યાન મનોહર ઘણું, શ્રવણ કરે જે કો એ તણું;
પુત્ર પૌત્રને પામી રહે, નારાયણનાં ચરણજ લહે. ૮૯
શ્રવણ કરાવે ને વળી કરે, પ્રભુ તેનાં સૌ પાતક હરે;
રાયસૂય અશ્વમેધ જગન, તેનું ફળ પામે તે જન. ૯૦
કનકવિમાને બેશી ફરે, તે નર સ્વર્ગ વિષે સંચરે;
પુનરપિ પૃથ્વી પામે સોય, ધન યૌવન રૂપવંતો હોય. ૯૧
એ આખ્યાન સુણી નર રમે, બીજું નવ સાંભળવું ગમે;
યથા કોકિલા વાણી શણે, કાક શબ્દને કુત્સિત ગણે. ૯૨
ઇતિ ભારત અશ્વમેધ મહાન, સોંત્યુ લવ કુશનું આખ્યાન;

---

૧ રામચંદ્ર તે સંતુષ્ટ થયા, સીતા સાથે સંયુક્ત રહ્યા. પ્ર. ૧.
૨ મળી યુદ્ધમાને જે લહી. પ્ર. ૧.

છત્રીસમો અધ્યા' નિસ્તાર, નવ્યાશી શ્લોકે વિસ્તાર. ૯૩
રત્ન કહે યત્ને કરી કર્યાં, યથા બુદ્ધિમાને વિસ્તર્યાં;

## અધ્યાય ૩૭ મો રાગ ધનાશ્રી.

જૈમિનિ કહે સાંભળ જનમેજય, મહાભારત વિસ્તારજી;
રણમાં હંસધ્વજ રાજાએ, કીધું યુદ્ધ અપારજી. ૧
હંસધ્વજે બભ્રુવાહનના, ભાંજ્યા રથ હજારજી;
અર્જુનસુતને આગળ નાખી, ભેદ્યું તન શર પ્રા'રજી. ૨
પાર્થસુતનાં શસ્ત્ર સકળ તે, નિષ્ફળ કીધાં રાયજી;
પંચ ક્ષોહિણિ કટક વિડાર્યું, તીક્ષ્ણ શરને ઘાયજી. ૩
કૃષ્ણવચન મનમાં સંભારે, પુત્ર પતનની દાઝજી;
હંસધ્વજ એ વિધ યુદ્ધ કરતો, પાર્થના જય કાજજી. ૪
બભ્રુવાહન પારથ સામો, મૂકે બાણ અનેકજી;
એક સહસ્ર અતુલ બળિયાનો, તેણે આણ્યો છેકજી. ૫
પાર્થપુત્ર તણે બહુ બાણે, હંસધ્વજ પણ વિંધ્યોજી;
ધ્વજ વાજીને રથના રણમાં, અણું અણું કટકા કીધોજી. ૬
હંસધ્વજનું હૃદય વિદાર્યું, પૃથ્વી ઉપર પાતજી;
હંસધ્વજ મહારાજા મોટો, મહીમંડળ વિખ્યાતજી. ૭
બભ્રુવાહન સંગ સુવેગજ, સન્મુખ આવ્યો એવેજી;
પાર્થસુતના હૃદય વિષે જઇ, નવ શર માર્યા તેવેજી. ૮
છત્ર ધ્વજાને ધનુષ્ય વિદાર્યું, ત્રણ શરે તત્કાળજી;
શત સહસ્ર બાણે વિંધ્યો, બભ્રુવાહન બાળજી. ૯
પુનરપિ સઘ સુવેગે વઢતા, વિંધ્યા વીર હજારજી;
કુંદ સરીખા ઉજ્વળ હાથી, નવસેં કીધા પ્રહારજી. ૧૦
માંસ તણો ત્યહાં કર્દમ કીધો, પાડયું રણ રાજાનજી;
યુદ્ધ રૂપિયું ક્ષેત્ર થયું, ગજ મસ્તક હળ સમાનજી. ૧૧
ગજ શુંડાનાં જુસરાં કીધાં, આંતરડાની નાડીજી;
ગજમુક્તાફળ વાવે ભૈરવ, કુંભસ્થળથી કાડીજી. ૧૨
માણસમસ્તક વાવે ભૈરવ, કંદમૂળને સમાનજી;
યક્ષણિયો હસ્તીપદ મુશળે, ખાંડે કરતી ગાનજી. ૧૩
ગજમસ્તકની ઘંટી કીધી, કોય ક્ષણિયે વળતીજી;

તે મધ્યે માણુસનાં મસ્તક, નાખી નાખી દળતીજી. ૧૪
પુનરપિ સઘ સુવેગે સાંધ્યો, કાલાનળ શો બાણજી;
બભ્રુવાહન સન્મુખ નાખ્યો, તે પણ ભાજ્યો જાણજી. ૧૫
તોયે પણ રણ સન્મુખ આવ્યો, અગ્ર ભાગ શર ઉડીજી;
પાર્થપુત્રે તે પણ ભાંજ્યો, લઘુ લાઘવી ગતિ રૂડીજી. ૧૬
બાણ તણા બે કટકા તે પણ, સન્મુખ આવ્યા દેખીજી;
તે પણ બે બે કટકા કીધા, બભ્રુવાહન દેશીજી. ૧૭
ચારે કટકા ભોમી પડયા તે, ઉડી વાગ્યા ઉરજી;
બભ્રુવાહન સઘ વિદાર્યો, મૂર્ચ્છા પામ્યો શૂરજી. ૧૮
પુનરપિ મૂર્ચ્છા મૂકી ઉઠયો, અર્જુની અકસ્માત્‌જી;
પ્રલયકારના પાવક પેરે, પ્રજળ્યું મન સાક્ષાતજી. ૧૯
પાર્થના રથ આગળ પાછળ, સેના મારી સર્વજી;
મહત્‌કર્મ કીધું મહાવીરે, મહાભડ ભાંજ્યા ગર્વજી. ૨૦
તે દિન રણમાં ઉભા બે ભડ, પાર્થ કર્ણકુમારજી;
દેહ પડે લય પામે નહિ [૧]એમ, બંધે જીવ્યાકારજી. ૨૧
અન્ય પડયા જે મૂર્ચ્છા પામી, જીવ માત્ર અવશેષજી;
પોતાની નગરીમાં આવ્યા, મૃત સરખા વેષજી. ૨૨
ઉલૂપીએ બહુ ઔષધ કીધાં, આયુદ્ધના શર કાઢીજી;
વીર તણા વ્રણ વારૂ કીધા, પાળે પોષે દાડીજી. ૨૩
ગુરૂના શાપથકી પણ છૂટી, અર્જુનથી જે અબળાજી;
પાર્થના પાળ્યા પરમાણી, સેવા કરતી સબળાજી. ૨૪
નાગરાજની કન્યાને વળી, ચિત્રાંગદા એ બેહુજી;
તીર્થયાત્રા સંગે અર્જુન, અંગે સ્ફૂટયાં તેહુજી. ૨૫
એવામાં અર્જુન ઉચ્ચર્યો, વૃષકેતુ સુણ વાતજી;
આરે કર્ણસુત સેન હણ્યું ને, લીધી વસ્તુ જાતજી. ૨૬
હંસધ્વજ મુખ્ય મારે સાન્નિધ્ય, યોદ્ધ પડયા સહુ આંહેજી;
અનિરૂદ્ધ પુત્ર સહિત પ્રદ્યુમ્ન, લીધો મણિપુર માંહેજી. ૨૭
મુજ અર્થે જે ઝુઝયા જોદ્ધા, તે સહુ છેદ્યા બાણજી;
અનુશાલ્વ સંગ્રામે પડયો તે, નવ દિસે નિરવાણજી. ૨૮

---

૧ જયમ જીવી બન્હેકારજી પ્ર. ૨

શૂર સુવેગ વિદાર્યો લૂટયાં, પટમંદિર સામાનજી;
છત્ર ચામ્મર ધનુષ્ય સુઆંબર, લૂટયાં સુણુ રાજાનજી. ૨૯
સાંભળ સુત તું રણમાં ઉભો, એકજ દીસે સારજી;
ગજપુરમાં જા કૃષ્ણુ યુધિષ્ઠિર, પાસે તું નિરધારજી. ૩૦
દાતાકેરૂં બીજ કુંવર તું, કુળસુત રહે કલ્યાણુજી;
એવું બોલે અર્જુન એવે, સાંભળ પરીક્ષિત્ વાણુજી. ૩૧
એવે અર્જુનનું શીર સ્પર્શી, બોલ્યો ગૃધ્ર કઠોરજી;
તે દેખી અર્જુન મન ઉપન્યો, મર્ણું તણો ભય ઘોરજી. ૩૨
મુકુટ તણે અગ્રે બેશીને, બોલ્યો ક્રૂર કપોતજી;
મસ્તક વણુ નિજ છાયા દિસે, નાસા વણુ મુખજ્યોતજી. ૩૩
તારા વિણુ નિજ નેત્ર નિહાળી, પાર્થ કહે [1]પુનઃ પ્રશ્નજી;
પુત્ર પધારો નગર વિષે જયહાં, ભીમ યુધિષ્ઠિર કૃષ્ણુજી. ૩૪
કહેજે જઇને દુષ્ટ શકુન જે, રણમાં મુજને થાયજી;
મુજ મળતું જો કર્ણકુંવર તુજ, મર્ણું થશે રણમાંયજી. ૩૫
એકતો તારો નાશ થશે ને, બીજો અપયશ એહજી;
બહુ ભાતે તેં યુદ્ધ કર્યું છે, બાણે છેદ્યો દેહજી. ૩૬
તુજ પાખે કુંતા નવ જીવે, મુજને જાતું મેલીજી;
મેં અતિશે અપરાધ કર્યો, નૃપ દીક્ષા લીધી પે'લીજી. ૩૭
અસિવ્રત તો રાજા પાળે, યજ્ઞ થયો નહીં પૂરોજી;
યજ્ઞ કરી નૃપ અવભૃથ સ્નાને, ના નાહ્યો યુધિષ્ઠિર શૂરોજી. ૩૮
[2]અડસઠ તીર્થ દંપતિએ મળી, જળયાત્ર નવ જાતજી;
વીર યુધિષ્ઠિર સરખા મહારે, ભીમ સરીખા ભ્રાતજી. ૩૯
શત શલાકાનું સુભગ છત્ર તે, વ્યાઘ્ર ત્વચાએ વિટચુંજી;
યજ્ઞ વિષે નૃપ ધર્મ તણા શીર, ઉપર મે નવ દીઠુંજી. ૪૦
ગૌરી નારી ચમ્મર કરંતી, નવ અવલોકી હજારજી;
ધર્મ રાયની આગળ ઉભી, વરસે લાજાધારજી. ૪૧
મંડપ મધ્યે વિપ્ર નિગમ ધ્વનિ, મેં ન સુણી આ કાનજી;
સોના કેરા શરવોને, સો નવ દીધાં જન દાનજી. ૪૨

---

૧ પુન્ય પ્ર. ૨. ૨ ચોસઠ તીર્થ પ્ર. ૩.

[1]બીલી બદરી ખાખર ખેરી, સ્તંભના દીઠા યૂપજી;
દ્વિજ સહિત વેદી ના પૂજી, મુજ સ્વ જને શુભ રૂપજી. ૪૩
વાસુદેવની સાથે રાણી, રૂકિમણી નવ સંતોષ્યાંજી;
અરૂંધતી અનસૂયા આદે, ઋષિપત્ની નવ પોષ્યાંજી. ૪૪
યજ્ઞાન્તે નૃપ ધર્મે ઋષિનો, આશીર્વાદ ન લીધોજી;
પાર્થ નામ ધરી મેં નૃપને, અનુભવ નવ કીધોજી. ૪૫
ધિક્ જીવ્યું માનીને હાવું, યુદ્ધ કરૂંછું સારજી;
એવાં અર્જુનવચન સુણીને, વૃષકેતુ કહે ત્યારજી. ૪૬
મર્ણભયે અર્જુનને રણમાં, મૂકી મેં ન જવાયજી;
માહરે માથે સૂર્ય પિતામહ, પતિત પતિ ક'વાયજી. ૪૭
અભંગ ભાનુ ભંગ ગતિ પામે, માટે કેવું મર્ણજી;
માટે પાર્થ પધારો ગજપુર, મારે આ રણ શર્ણજી. ૪૮
[2]પતિવ્રતા પત્ની ભાગ્યાને, મુજને નેત્ર ન નિર્ખેજી;
તુજને મૂકી વિમુખ થતાં મુજ નિર્ખી [3]સ્વજન ન હર્ખેજી. ૪૯
પાર્થ મારૂં પ્રાક્રમ જોજો, બભ્રુવાહન સાથેજી;
તમ સાન્નિધ્ય સંગ્રામ કરૂંછું, સેન હણું હું હાથેજી. ૫૦
મિત્ર તણે અર્થે તનુ તજીએ, ગૌ દ્વિજ અર્થે જાણજી;
સ્વામીને અર્થે સંગ્રામે, જે કો છાંડે પ્રાણજી. ૫૧
સત્યલોકને તે સુખકારી, કૈવલ્યપદ પણ પામેજી;
તે માટે તમને મૂકીને, ન જાવું ગજપુર ગામેજી. ૫૨
જ્યહાં લગી પાર્થ મહાબાહુ, રણમાં ઉભો જાણજી;
અશ્વમેધ ત્યાં સુધી થાશે, મ કરો કાયર વાણજી. ૫૩
એવું વચન કહી વૃષકેતુ, પાર્થપાગે લાગ્યોજી;
રથ હાંકીને રણમાં બભ્રુવાહન તેડયો આઘોજી. ૫૪
પાંડવના તેં વીર વિદાર્યા, તેનો શો સંકેતજી;
તે સર્વેનું વેરજ લેવા, હું આવ્યો વૃષકેતજી. ૫૫
એ વિધ વદતો વૃષકેતુ, બભ્રુવાહન જાણજી;
વૃષકેતુના હૃદય વિષે શર, ત્રણજ માર્યા તાણજી. ૫૬

---

૧. ખાખર ખેરને નાળી બદ્રી. પ્ર. ૧. ૨ પતિત પત્ની ભાગ્યા તેમણે પ્ર. ૨. ૩ કોઇના હરખેજી. પ્ર. ૧.

ભેદીને ભૂમિમાં પેઠા, તરસ્યા સરખા તેહજી;
ભોગાવતીનું પાણી પીવા, જાણે નિઃસંદેહજી. ૫૭
કર્ણસુતે પછે તેને માર્યા, રતન અંતર ખટ બાણજી;
[1]તે બાણે ભમ્યો બભ્રુવાહન, આકાશે નિરવાણજી. ૫૮
મહા કષ્ટે કરી પાર્થપુત્રે, ભમતી રાખી કાયાજી;
સાવધાન થઈ બભ્રુવાહન, વૃષકેતુ પ્રત્યે ધાયાજી. ૫૯
કર્ણકુમાર તણો રથ વળતો, તિલ તિલ કટકા કીધોજી;
હણ્યો સારથી હય મારીને, શૂરે શંખજ દીધોજી. ૬૦
સોનાના શર મૂકી પૂર્યું, કર્ણકુંવરનું અંગજી;
ત્યાર પછી વૃષકેતુ મારે, મોટા બાણ અભંગજી. ૬૧
બભ્રુવાહનનો રથ છેદ્યો, મૂકી બાણ સહસ્રજી;
મહારથીને સારથી છેદ્યા, મારે ઉત્તમ અસ્ત્રજી. ૬૨
પાર્થપુત્રે પ્રથમ પ્રયોજ્યું, પાવકઅસ્ત્ર વિશાળજી;
કર્ણસુતે વરૂણાસ્ત્રજ મૂક્યું, વન્હિ સમ્યો તત્કાળજી. ૬૩
વાયુઅસ્ત્ર પ્રયોજ્યું પર્વત,અસ્ત્ર પ્રયોજ્યું સારજી;
ઇંદ્ર કુબેર ને [2]ત્વષ્ટા કેરાં, મૂક્યાં અસ્ત્ર અપારજી. ૬૪
વિષ્ણુ ને શિવઅસ્ત્ર પ્રયોજ્યું, સ્વામી કાર્ત્તિકેયશસ્ત્રજી;
એમ અસ્ત્રાદિક અન્યોઅન્યે, મૂક્યાં શસ્ત્ર ને અસ્ત્રજી. ૬૫
તે બંને બળિયાના રણમાં, નિપટ નિપાત્યા [3]જંતજી;
ધર્મરાજ સંહાર વિષે જયમ, જનનો આણે અંતજી. ૬૬
રૂદ્રતણું રમવાનું સ્થાનક, ભૂત તણે મન ભાવેજી;
તે રણાંગણ એવું જેમાં, પ્રેત પિશાચ બીહાવેજી. ૬૭
કર્ણકુંવરથી ગજ રથ પાળા, નિધન થયા નિરધારજી;
[4]રૂંઢે રૂંઢ પડ્યા પૃથ્વીમાં, ન આવે ગણતાં પારજી. ૬૮
સઘળાં શસ્ત્ર સમાવ્યાં પાર્થ,પુત્રે તેણી વારજી;
શસ્ત્રે વિંટ્યો બભ્રુવાહન, વૈષ્ણવાશસ્ત્ર વિશાળજી. ૬૯
વાડવાસ્ત્ર ગ્રહીને બોલ્યો, બભ્રુવાહન ત્યારજી;

---

૧ તે બાણે પીડ્યો બભ્રુવાહન, ભૂમિ પડ્યો નિરવાણજી. પ્ર. ૧.
૨ કૃષ્ણા પ્ર. ૨. ૩ જન પ્ર. ૨. ૪ રૂંઢે રૂંઢ ઈ૰ પ્ર. ૨ માં નથી.

સાંભળી કર્ણકુંવર મેં માર્યા, તારા યોદ્ધ અપારજી. ૭૦
જયમ હું કર્ણકુમારે ઘેર્યો, એ મન કોણે [1]કુત્રજી;
કર્ણકુંવરને મારીશ હું, જયમ ઇંદ્રે માર્યો વૃત્રજી. ૭૧
એવું કહીને બભ્રુવાહને, રણમાં મૂક્યો બાણજી;
વૃષકેતુના હૃદય વિષે જઇ, લાગ્યો તે નિરવાણજી. ૭૨
બાણ ગ્રહી આકાશે ઉડયો, કર્ણકુંવર અકળાવ્યોજી;
દશે દિશા સાગરને સરિતા, સઘળે સાહી ભમાવ્યોજી. ૭૩
પૃથ્વી ઉપર તોયે પડયો નહીં, અદ્ભુત વર્તિ વાતજી;
એણે દેહે સૂર્યપિતામહ, ભેટ્યા એ સાક્ષાતજી. ૭૪
ત્રણ મુહૂર્ત રણમાં ચાલ્યો, જે જે સ્થાનક બાણજી;
તે તે સ્થાનક આવી ઉભા, પુત્ર પિતા નિરવાણજી. ૭૫
કર્ણકુંવરની સામું જોતાં, બાણે તાકયો બાળજી;
ત્રણ મુહૂર્ત વિત્યે પૃથ્વી મધ્ય પડયો તત્કાળજી. ૭૬
મણિપુર મધ્યે પડયો શર આવી, અર્જુન આગળ સોયજી;
ત્યાર પછી વૃષકેતુ કોપ્યો, પુનરપિ ઉઠી જોયજી. ૭૭
બભ્રુવાહનના રથ ઉપર, પાંચ પ્રયોજ્યાં બાણજી;
તે બાણે રથ ધ્વજા સારથી, હયના લીધા પ્રાણજી. ૭૮
સૂર્યમંડળ સુધી ઉડયો, બભ્રુવાહન રથજી;
બાણે વેધ્યો બભ્રુવાહન, સાવધાન સમરથજી. ૭૯
તે રથ રવિમંડળમાં દાધ્યો, જયમ સમપાતી પક્ષીજી;
આપણની કાયા ઉતારી, બભ્રુવાહન દક્ષીજી. ૮૦
પડતાં પાર્થસુતને માર્યા, કર્ણસુતે શત બાણજી;
પુનરપિ આકાશે ઉડાડયો, સૂર્યપિતામહ જાણજી. ૮૧
અરે વીર તેં પેહેલાં માર્યા, હંસધ્વજ મુજ યોદ્ધજી;
તે માટે તુજ સ્વર્ગ મોકલું, તેની સેવા શોદ્ધજી. ૮૨
કોપ કરી વૃષકેતુ બોલ્યો, એવાં વાક્ય કઠોરજી;
તે શર ત્રણ વિભાગે ભેદી, પાછો પાર્થકિશોરજી. ૮૩
કોપ કરી વૃષકેતુ ઉપર, પક્ષીમત્ જંપલાવ્યુંજી;
હાથ ધરીને મણિપુરનાથે, નિજ મસ્તક કંપાવ્યુંજી. ૮૪

---

૧ પુત્રજી પ્ર. ૨.

પુનરપિ સાયક પાંચ પ્રયોજ્યાં, કર્ણકુમારે તાણીજી;
બભ્રુવાહન પીડ્યો જાણી, કર્ણકુંવર કહે વાણીજી. ૮૫
બહુ બાણે ઉડાડ્યો ઊંચો, કૌતુક અર્જુન જોયજી;
એવે અર્જુન પ્રત્યે બોલ્યો, કર્ણકુંવર ત્યાં સોયજી. ૮૬
પાર્થ સુણ રથચક્ર કર્ણનું, મગ્ન થયું મહી માંયજી;
રહો રહો પાર્થ એવું કર્ણે, વચન કહ્યું હતું ત્યાંયજી. ૮૭
કર્ણે કાયર વચન કહ્યું ત્યમ, એ નવ બોલે વીરજી;
ઉડાડ્યું અંગ તથાપિ, યુદ્ધ ન મૂકે ધીરજી. ૮૮
અર્જુન આગળ એવું બોલે, જેવે કર્ણકુમારજી;
એવે વીર પડ્યો વૃષકેતુ, કેરા શીર પર સારજી. ૮૯
શરે વિડાર્યો વીર હૃદેમાં, આવી ઉભો પાસજી;
બંને વીર આરૂઢ ક્ષણે, રથ હીન વઢે આકાશજી. ૯૦
ક્ષણ એકમાં આકાશ વિષેને, ક્ષણ એકમાં રથ રૂઢજી;
ક્ષણ એકમાં નાસંતા નિર્ખે, કો ન લહે ગતિ ગૂઢજી. ૯૧
પરસ્પરે પ્રહાર કરંતા, શૂર સુરાલય અટક્યાજી;
બન્યેનાં તનુ બાણે વેધ્યાં, ઉડે અગ્નિ કટકાજી. ૯૨
*ગગન ગ્રહીને ઉડે ઊંચા, સિંચાણાદિક સોયજી;
એક અવનિમાં બીજો ગગને, અવનિ ગગન જન જોયજી. ૯૩
પાંચ દિવસ સુધી એ રીતે, રણ સંગ્રામજ સાધ્યોજી;
પાંચમે દિવસે વૃષકેતુથી, બભ્રુવાહન વાધ્યોજી. ૯૪
બહુ વિધ તીક્ષ્ણ બાણે વળતો, વૃષકેતુ અકળાવ્યોજી;
ભલો ભલો વૃષકેતુ વઢતો, મન મ્હારે ભાવ્યોજી. ૯૫
વૃષકેતુ મેં અત્યાર સુધી, યુદ્ધ ના કીધું સારજી;
હવે તું સંભાર હરિને, મારીશ હું નિરધારજી. ૯૬
જૈમિનિ કહે સાંભળ જનમેજય, સંગ્રામે નવ સાંખ્યોજી;
કર્ણપુત્ર પ્રત્યે પાર્થપુત્રે, અર્ધચંદ્રશર નાંખ્યોજી. ૯૭
તે શર કટકા ત્રણ કરીને, વૃષકેતુ ભડ ગાજ્યોજી;
એવે બીજો બાણ પ્રયોજ્યો, પાર્થપુત્રે રાચ્યોજી. ૯૮

---

* ગગને ગૃધ્ર ગહીને ઉડે, સિંચાણાદિક સોયજી; એક અવનિમાં બીજો ગગને, અવનિ ગગનજ હોયજી. પ્ર. ૨

તે શર કર્ણકુંવરનું મસ્તક, છેદી ઉડયો શૂરજી;
મસ્તક ઉડી આવી વાગ્યું, બભ્રુવાહન ઉરજી. ૯૯
તેણે મસ્તકે બભ્રુવાહન, [1]પૃથ્વી પાડયો નેટજી;
કંદુકવત્ ઉડીને આવ્યું, પાર્થના પગ હેઠજી. ૧૦૦
ઈતિ ભારત અશ્વમેધ પર્વમાં, સાડત્રીસ(મો) અધ્યાયજી;
બભ્રુવાહન વિજયકથા, વૃષકેતુ વધ મહિમાયજી. ૧૦૧
જે અધ્યા'માં શ્લોક થયાછે, સતાણું સાક્ષાતજી;
રત્ન કહે યત્ને કરી કીધાં, નવાણું પદ જાતજી. ૧૦૨

**અધ્યાય ૩૮ મો રાગ રામશ્રી.**

જૈમિનિ કહે સાંભળ રાયજી, મહાભારતનો કહું મહિમાયજી;
કર્ણકુંવરનું તે શીર સારજી, ઝળકે કુંડળ જ્યોત અપારજી. ૧
પાંડુકુમારે ઝાલ્યું પાણજી, કેશવ નૃસિંહ વદતું વાણજી;

**ઢાળ.**

વાણી વદતું રામ રામજ, કર્ણસુતનું શીશ;
ધશ્યું ધડ સંગ્રામમાં, બહુ વિદાર્યા ધરણીશ. ૨
રિપુ નિપાતીને તેહ ધડ, નર નિકટ નાચ્યું આપ;
તે વિલોકીને વીર પારથ, વિવિધ કરે વિલાપ. ૩
હા! હા! પડયું મહા કષ્ટ મુજને, તુજ વિના આંહી;
હું યુધિષ્ઠિરને શું કહીશ, હે પુરૂષ! કેરાં સાંહી. ૪
શું કહીશ કુંતી માતને, દ્રૌપદીને યત્ન;
કુંતીજીએ સોંપ્યો મુને, જે રાખવો શિશુરત્ન. ૫
શો કહીશ ઉત્તર ભીમને, સહદેવને નિરધાર;
શું કહીશ શ્રી કૃષ્ણજીને, અમારો આધાર. ૬
[2]બળે આણ્યો બાળકે, યૌવનાશ્વ વાજી સાર;
શ્રીકૃષ્ણ સાન્નિધ્ય પાખ તે કયમ, તજ્યા પ્રાણ કુમાર. ૭
[3]શું પ્રણ તારા કૃષ્ણજી છે, લહુ નિઃસંદેહ;
ગગનગામી દેહ તુજ, પક્ષીએ ભક્ષ્યો તેહ. ૮
તુજ પિતાએ તનુ સમર્પ્યું, જયમ કૃષ્ણને સન્માન;

---

૧ પૃથ્વી ઉપર પાડયોજી પ્ર. ૧. ૨ પણ બળે આણ્યો બાપને પ્ર. ૨.
૩ શું પ્રાણ તાહારા કૃષ્ણજી છે. પ્ર. ૨.

[1]ત્યમ શક્રસુતને કાર્ય તેં, કૃત વિહંગમને દાન. ૯
વૃકોદર બહુ વાર ચાલ્યા, એકલા રણ માંય;
તું વિના સહાયક કોઈ બીજો, થયો નહીં રણ ત્યાંય. ૧૦
કમળ સરખાં શત્રુનાં શીર, અર્ચ્યાં તેં કર જાણુ;
રણાંગણમાં રૂધિર રાતાં, અર્ચ્યાં મોતી પાણુ. ૧૧
નિજ પિતામહ આદિત્યને, તેં અર્ધ્ય દીધા સાર;
તું પડતાં બે પડ્યા પારથ, દિવાકર નિરધાર. ૧૨
અમારૂં પડવું થાશે, તુજ પડતાં વૃષકેતુ;
સૂર્ય પૂજ્યા સ્વર્ગમાં, તુજ જાશે સુકૃત સેતુ. ૧૩
કૃષ્ણ કેશવ કહંતાં, શીરવડે પૂજ્યો હુંય;
મુજ સાથ તેં મહા કપટ કીધું, કુંવર કપટી તુંય. ૧૪
તાત માર્યો કર્ણ એણે, પારથે કૃત મર્ણ;
તે માટે મુજને દુઃખી કરવા, કર્યું એ આચર્ણ. ૧૫
તુજ પિતાનું રથચક્ર પૃથ્વી, ગ્રરયું સાંભળ સૌમ્ય;
તે માટ માતંગ મારી, કરી ભારે ભૌમ્ય. ૧૬
આજ મારૂં કટક સઘળું, નાશ પામ્યું સત્ય;
સુભદ્રાસુત શૂર મારો, આજ પામ્યો મૃત્ય. ૧૭
આજ મુજ કુળ ક્ષય થયું, વૃષકેતુ પડતાં પ્રૌઢ;
આજ હું શ્રીકૃષ્ણજીએ, તજી મૂક્યો મૂઢ. ૧૮
સૂર્ય વિના જ્યમ મેદિની, દીપક વર્જિત ધામ;
વૃષકેતુ વણ ત્યમ ન શોભે, આ અનુપમ સંગ્રામ. ૧૯
એવું વચન કહી વીર પારથ, પડ્યો મૂર્છા પામ્ય;
વૃષકેતુનું શીર હૃદય પર, આરોપી સંગ્રામ. ૨૦
પછે તે બભ્રુવાહને, પડ્યો દેખી પાર્થ;
ધનુષ્યને કોટે જગાવી, હસી બોલ્યો સ્વાર્થ! ૨૧
અરે પાર્થ! અમો તો, વૈશ્યના જન્મ્યા જોય;
તુલા કરવા આવિયા, સંગ્રામ મધ્યે સોય! ૨૨
યશ રૂપી નાવે ચઢ્યો છું, સાટ રિપુનાં શીશ;
કવણ હળવાં કવણ ભારે, કરૂ તુલના ઇશ! ૨૩

---

1 ત્યમ શત્રુ સુતને કાજને પ્ર. ૨

સકળ શીર સાટે સમર્પું, અતુલ ધન આવાર;
શિવ [1]શીર અર્થે પ્રયોજ્યાં, કરૂં એ વ્યાપાર! ૨૪
વૃષકેતુનું શીર મનોહર, શિવ પૂજવા અધિકાર;
સદાશિવને આપ્ય અર્જુન, શીશ એ નિરધાર. ૨૫
સદાશિવ સંતુષ્ટ તુજને, આપશે [2]પશુ અસ્ત્ર;
યુદ્ધકરવા ધૈર્ય ધરશો, તેથકી શુભ શસ્ત્ર. ૨૬
કહે જૈમિનિ સાંભળો, ભૂપાળ ભારત બોધ;
પછે જાગ્યો વીર પારથ, ધરી મનમાં ક્રોધ. ૨૭
શીશ તે રથમાં ધરીને, ધનુષ્ય ધાર્યું પાણ;
પુત્ર પ્રત્યે ઉચ્ચર્યો, સુણ બભ્રુવાહન વાણ. ૨૮
સંહાર કારી શૂર યાંથી, હવે જાઈશ ક્યાંય;
[3]બહુ વીર મારા વિદાર્યા, ને ગ્રહ્યા બીજા બાંય. ૨૯
તુને મારીશ હવે હું, તેહ મૂકાવીશ;
રણમાં હું કોપે ચઢયો, ધર ધનુષ્ય હે ધરણીશ! ૩૦
મારો વૃષકેતુ માર્યો, કરી પ્રાક્રમ પ્રૌઢ;
હવે કેવું જીવવું, તાહરે માને મૂઢ. ૩૧
સહે મારા પ્રહાર તું, હું તો વિદારૂં ગિરિશૃંગ;
કહે જૈમિનિ સાંભળો, ભૂપાળ ભારત ભંગ. ૩૨
(પછે) પારથ બાણ મૂકે યથા, જથા જળધર ધાર;
ચિત્રાંગદાસુત દેખતાં, [4]દળ હણ્યું પામ્યું પ્રા'ર. ૩૩
બભ્રુવાહન દેહ ભેદી, પારથે કૃત વાદ;
ગર્જતા ઘન સરીખો, પછે કર્યો કેસરીનાદ. ૩૪
પાર્થબાણે હણ્યા ગજ રથ, ઉડતા આકાશ;
અશ્વ પાળા જઈ પડે તે, ઉલૂપીને પાસ. ૩૫
ચક્રઅંકિત બાણ ઉડે, અશ્વ રથ આકાશ;
મર્ણ પામી જઇ પડે, ચિત્રાંગદાને પાસ. ૩૬
પાર્થબાણે ઉડતા, ધડ કોટ કાંગરા તત્ર;
યથા વાધ્યા વાયુથી, ઉડતાં સૂકાં પત્ર. ૩૭

---

૧. શર પ્ર. ૧. ૨ પશુપત્ર અસ્ત્ર પ્ર. ૨. ૩ બે વીર પ્ર. ૨. ૪ પ-
ણું દળ પામ્યું પાર પ્ર. ૨-૩.

પાર્થ [1]શરથી ઉડતું દળ, યથા ત્રણુ વંટોળ;
પૃથ્વી પડયાં [2]વળતાં મડાં, [3]જન તેજ અગ્નિ જોળ. ૩૮
શર તણે પુંખે પવન વાધ્યો, ઉડતી રજ ઘોર;
[4]વિકટ વડવાનળ બળે, જન અગ્નિએ ત્યાં સોર. ૩૯
મહા પાપી હતા તે પણુ, મોક્ષ પામ્યા ત્યાંય;
યથા કાશી નિવાસી નર, નિવૃત્તે ક્ષણુ માંય. ૪૦
મર્ણુકાળે પાર્થ શોભે, વિશ્વનાથ સમાન;
રણુમાં પડે તે ચઢે તત્ક્ષણુ, તમ તેજ વિમાન. ૪૧
શરે છાયો બભ્રુવાહન, પાર્થ ગાજયો ત્યાંય;
બાણુ લેતાં મૂકતાં લઘુ,લાઘવી જણુાય. ૪૨
પ્રથમ પાડયો દુર્ગને, ગ્રહ ગડગડયા સુપતન;
[5]પ્રલય કાળજ પારખી તે, પળાયા પુરજન. ૪૩
[6]ઘર માંહે શર આવી પડે, ત્યારે ન્રાસતી પુરનાર;
પાર્થ[7]બાણે બળે પટ, ઓલવે લોચન વાર ! ૪૪
(પછે) બભ્રુવાહન ચઢયો કોપે, વઢયો પારથ સાથ;
વિવિધ આયુદ્ધ નાખતો, ધરી ધનુષ્યને શર હાથ. ૪૫
ચાર શર અશ્વને માર્યા, સારથીને ત્રણુ;
એક બાણે છત્ર છેઘું, સબલ ઉજ્વલ વર્ણુ. ૪૬
સાત શર હનુમાનને, એમ સબળ કરતો યુદ્ધ;
બભ્રુવાહન ઉચ્ચર્યો, અર્જુન પ્રત્યે શુદ્ધ. ૪૭
અરે પારથ દ્રોણુથી, સહુ દેવથી સમર્થ;
સદાશિવથી તમો શિખ્યા, શસ્ત્રવિદ્યા અર્થ. ૪૮
તે સર્વ કયમ નિષ્ફળ થયું, હે દુર્મતિ નર દીન;
શે ન આવે તુજ સારથી, તું ભજની તેને હીન. ૪૯
પતિવ્રતા માતા માહરી, તેને લગાડયું લાંછન;
હું દેખતાં દુર્વાકય બોલ્યો, અઘટતું અર્જુન. ૫૦

---

૧ દળથી પ્ર. ૧. ૨ બળતાં પ્ર. ૨. ૩ આકાશ વર્તે તોળ પ્ર. ૨. ૪ વિકટ વડવાનળ બળે, જન અગ્નિ ચેત્યાં સોર. પ્ર. ૧. ૫ પ્રલયકાળ યથા રવિને, પળાતા પૂર પુરજન પ્ર. ૧. ૬ પુરમાંહે. પ્ર. ૧. ૭ તેજે. પ્ર. ૨.

પૂર્વે તેં જ્યાંહાં ત્યાંહાં, સમર્યો થકા મહારાજ;
તત્ક્ષણ પ્રભુ પધારે, શે નવ આવ્યા આજ. ૫૧
મહાપુરૂષ હરિનું સ્મરણ તુજને, વિસર્યું રાજાન;
ક્ષણએક અટકું જ્યાં લગી, તું સમર્થ શ્રીભગવાન. ૫૨
કર્ણકુંવરે યુદ્ધ કીધું, પ્રથમ મારી સાથ;
શૂર તે સ્વર્ગે ગયો, હે ઇંદ્રનંદન નાથ! ૫૩
તથા તારૂં પરાક્રમ તે, દેખાડ મુજને આજ;
કહે જૈમિનિ સાંભળો, હે જનમેજય મહારાજ. ૫૪
તેનું વચન સુણીને સવ્યસાચી ક્રોધ વાધ્યો ત્યાર;
વિવિધ ભાલા વરસતો, જ્યાં કનક રચના સાર. ૫૫
રથ સ્થિત નિજ પુત્રને, હસી હણ્યો શર સંગ્રામ;
દહનદ્યુતિ બાણે હણ્યો, શિશુ ન મૂકે રણ ઠામ. ૫૬
બભ્રુવાહન બાણ મૂકે, આવર્યું આકાશ;
સવ્યસાચી શરે વેધ્યો, થકો પામ્યો ત્રાસ. ૫૭
ગંગા તણે શાપે કરીને, મોહ પામ્યો પાર્થ;
બાણ-વિદ્યા વિસર્યો ને, [1]નાશ પામ્યો સ્વાર્થ. ૫૮
પછે જે જે બાણ સાંધ્યાં, તથા જે જે શસ્ત્ર;
બભ્રુવાહન પુત્ર છેદે, સઘ તે તે અસ્ત્ર. ૫૯
પછે એવે સમે કોપ્યો, બભ્રુવાહન વીર;
અર્ધચંદ્રાકાર શર નિજ, ધનુષ્ય ધાર્યું ધીર. ૬૦
કાળરૂપી બળે જ્વાળા, વડવાગ્નિ એવ;
તદા સર્વે પિતૃ કાંપ્યા, ઇંદ્ર આદે દેવ. ૬૧
રવિ આદે ગ્રહને ઋષિ, ભયાકુલ ત્યાં જાત;
દ્વિધા ભેદી મેદની, શત વાર વિદ્યુતપાત. ૬૨
વાયુ વાતા ધૂસરા, વરસતી શોણિતધાર;
તે બાણ પેખ્યો પારથે, મહાપ્રલય અનલાકાર. ૬૩
નિજ બાણ સન્મુખ પ્રયોજ્યો, પણ ન છેદાયો સોય;
ગોવિંદ મનમાં ચિંતવ્યા, જે હરિ કરે તે હોય. ૬૪
તેણે શરે તે સમે છેદ્યું, પાર્થ કેરૂં શીશ!
ચપળ કુંડળ ચળકતું, ધરણી પડ્યું ધરણીશ. ૬૫

---

[1] નવ જણાયો સ્વાર્થ. પ્ર. ૧.

પછે ધડ ધરણી પડયું, વૃષકેતુ કેરી પાસ;
પાર્થ-કાયા પતનનો, દિન કહું સુણ પ્રકાશ. ૬૬
કાર્તિકી એકાદશી ને, સમે સંધ્યાકાળ;
વાર મંગળ ઉત્તરા, નક્ષત્ર મધ્ય વિશાળ. ૬૭
વદન વિજયીનું પડયું, વાસુદેવ વદતું વાણ;
પડયું પૃથ્વી તરફડે, ઝળહળે જેવો ભાણ. ૬૮
સૂર્ય બે પૃથ્વી પડયા, જન જૂએ મસ્તક બેહુ;
ધનંજય વૃષકેતુ ઉપર, કરે કરૂણા તેહુ. ૬૯
થયો હાહાકાર તેણે, સમે દારૂણ દુઃખ;
બભ્રુવાહન-સેના તણા, સુભટ પામ્યા સુખ. ૭૦
કુસુમ વરસે કન્યકા, વાજતાં બહુ વાજીત્ર;
નિજ નાથ જીત્યો જાણતા, આણતા મુદ મન મિત્ર. ૭૧
બળ વખાણે બભ્રુવાહન, તણું બંદીજન;
હર્ષ [1]વિહવળ થયો રાજા, બભ્રુવાહન મન. ૭૨
ધ્વજા મંડિત મનોહર પુર, પ્રવેશ્યો રાજાન;
પુષ્પ ચંદન પાથર્યાં, માર્ગ મોદ મહાન. ૭૩
નૃત્ય કરતી નાયકા, ઉચ્ચરે જય જય વાણ;
ભાળ ચળકે ચાંદલો, દીવડો દૂર્વા પાણ. ૭૪
ગોરોચના દિવ્ય કુમકુમ, દિવ્ય અંબર હાર;
કરે આરતી રાયજીને, ઉલૂપી મુખ્ય નાર. ૭૫
ચિત્રાંગદાને કહે ધન્ય ધન્ય, વીર જનુની માત;
જે સુતે તારે હણ્યો પારથ, વિજયી વર વિખ્યાત. ૭૬
તેનું વચન સુણી શૃંગાર મંડિત, બભ્રુવાહન-માત;
સુત-આરતીને પધારી, તે પડી અકસ્માત્. ૭૭
બભ્રુવાહન ભુવન પ્રકટયો, હર્ષ મધ્યે શોક;
ચિત્રાંગદા ચોપાસ વિંટી, રહી નારી લોક. ૭૮
રૂદંતી સુંદરી શીતળ, જળ છાંટે આપ;
કર-મુષ્ટિએ ઉર અફાળે, ને કરે વિવિધ વિલાપ. ૭૯
પડયાં નિર્ખ્યાં સ્વામિનીને, ગઇ નૃપને ઘેર;
બભ્રુવાહનને કહી, ચિત્રાંગદાની પેર. ૮૦

---

1 વિહ્વલ પ્ર. ૨

ન જાણું નર શિરોમણિ, પૃથ્વી પડ્યાં તમ માત;
ઉઠાડચ આવી અવર બીજાં, ઉલૂપી ક્ષિતિપાત. ૮૧
બભ્રુવાહન રથથકી, ઉતર્યો અકસ્માત્;
કંઠ સૂત્રાભર્ણ વર્જિત, વિલોકયાં નિજ માત. ૮૨
પ્રથમ પન્નગ-કન્યકાને, દ્વિતિય જનુની જોડ;
ઉઠાડિયાં આદર કરી, ઉઠયાં આળસ મોડ. ૮૩
જનુની જાણ્યાં જીવતાં, ઉચ્ચર્યો વાણી એમ;
આનંદકાળે માત મારી, પડ્યાં પૃથ્વી કેમ. ૮૪
સુણો જનુની અશ્વ અર્થે, કર્યો મેં સંગ્રામ;
કોઈ એક હય રાખવા આવ્યો, પાર્થ અર્જુન નામ. ૮૫
પ્રદ્યુમ્ન મુખ્ય મહાવીર ધીરે, સુભટ વિંટ્યો સોય;
તે સર્વ માર્યા માત મેં, અર્જુન માર્યો જોય. ૮૬
સહુ વીરનો ગુરૂ બાળકો, વૃષકેતુ માર્યો માત;
મહાબળિયો કર્ણસુત તે, જગત્‌માં વિખ્યાત. ૮૭
[1]જેણે બળે હું મોહીઓ, તે પડ્યો છે રણુ માંય;
મહાકષ્ટ કરી સંગ્રામ મધ્યે, નિપાત્યો છે ત્યાંય. ૮૮
કંઠસૂત્ર ધરો માતા, ધરો કરણાભર્ણ;
આભરણુ પાખે જણાય છે, અમંગળ આચર્ણ. ૮૯
ચિત્રાંગદા કે' અરે પાપી, શું કર્યું એ કામ;
પિતા પોતા તણો માર્યો, ધર્મ અર્જુન નામ. ૯૦
સખા શ્રી ભગવાનનો, કુંતા-કુંવર વિખ્યાત;
તેં પુત્ર હું વિધવા કરી, [2]શી કંઠ સૂતર વાત. ૯૧
આભરણુ મુજને પે'રાવતાં, તું ના લાજે શે મૂર્ખ;
ધિક્કાર તારૂં તેંજ માર્યો, પાર્થ સરખો પુર્ખ. ૯૨
હવે ધર્મ રાજા શી અવસ્થા, પામશે તે ત્યાંય;
યજ્ઞ માંડયો ધરી દીક્ષા, વિપ્ર—મંડળ માંય. ૯૩
તેં પુત્રને પુત્રેજ કુંતા, કરી પુત્રે હીન;
નિજ માત ઉપર તુને કરૂણા, ન આવી ક્યમ દીન. ૯૪
જેથકી તુજને જણ્યો પાપી, પ્રલય પાવક રૂપ;
તેને ક્યમ તેં નિપાત્યો, ભરતાર મારો ભૂપ. ૯૫

---

૧ જેણે મહા બાહુ મોહિયા તે. પ્ર. ૨. ૨ ક્યમ કંઠ સૂતર ઘાત. પ્ર. ૨

મુને પૂછયા પાખ્ય તેં ક્યમ, કર્યો સુત સંગ્રામ;
શસ્ત્રનો સંઘાત તારો, દેહ-દાહક કામ. ૯૬
પિતૃઘાતે હ્રદય તારૂં, ન ફાટે ક્યમ આજ;
કર્ણભૂષણ પે'ર કે'તાં, ઉપજે નહિ લાજ? ૯૭
ખેરને અંગાર તાતી, કંઠ સાંકળ ઘાલ્ય;
લોહ ખુંટા કર્ણ મારે, જ્યાંહાં જોઈએ ઝાલ્ય. ૯૮
ક્યાંહાં મારો સ્વામી છે, દેખાડયા તેનો ઠાર;
હું સાથ જાઈશ નાથને, એમ કહી નીસરી નાર. ૯૯
પડયા પાંડવ પાસ ચાલી, તજ્યાં ભૂષણ-ભર્મ;
તે સમે બોલ્યાં ઉલૂપી, સાંભળો માતા મર્મ. ૧૦૦
અરે અર્જુન મર્ણનો, અદ્યાપિ છે સંદેહ;
આવ્ય આપણ પ્રવેશી, અવિલોકીએ વન તેહ. ૧૦૧
અર્જુને મુજને કહ્યું છે, મર્ણનું એંધાણ;
પંચ દાડિમ વૃક્ષ દાઝે, મર્ણ મારૂં જાણ. ૧૦૨
આવ્ય જઇ અવિલોકીએ, સ્વામી તણો સંકેત;
નાગ—કન્યા લેઇ ચાલી, તેહ વન મન હેત. ૧૦૩
પંચ દાડિમવૃક્ષ દીઠાં, થયાં ભસ્માકાર;
નાગ—કન્યા નાથ કહીને, કરે હાહાકાર. ૧૦૪
ચિત્રાંગદાને સાથ આવી, પાર્થના શીર પાસ;
સૈન્યને સુત સાથ તેડયા, કર્યા દીપ પ્રકાશ. ૧૦૫
કેશ છૂટા સુંદરીના, પડયો દીઠો નાથ;
શીશ કાપ્યું પડ્યું પાસે, ચિન્હ વૈષ્ણવ સાથ. ૧૦૬
નિજ શીશ પારથ-પાગ મૂકી, વચન બોલી નાર;
તમારા પદ સ્પર્શતાં, મુજ દેહનો ઉદ્ધાર. ૧૦૭
તું સાથ પામીશ પરમપદ હું, સ્વદેહે કૃત કાજ;
મુજ સુતે દુભવ્યા થકા, પતિ પ્રસન્ન થાઓ આજ. ૧૦૮
હું કરેશ સેવા તમારી, તમો ક્ષમા કરો સ્વામ;
એક ધર્મ કારજ ઉપન્યું છે, કરો જઈ સંગ્રામ. ૧૦૯
ઉઠય ઉઠય પતિ વૈરાટપૂરમાં, હરી કૌરવ ગાય;
શા માટ સ્વામી આળસે, તું કેડે કાં નવ ધાય. ૧૧૦
દ્રુપદ ભૂપે દ્રોણને, અપમાન દીધું આજ;

દ્રુપદને બાંધી કરી, દેખાડ ગુરૂને કાજ. ૧૧૧
દ્રૌપદીના સ્વયંવરમાં, મળ્યા ભૂપતિ ભાવ;
ઉઠય ધારાયંત્ર ભેદી, દ્રૌપદીને લાવ્ય. ૧૧૨
હું સપત્નીપણું નહીં કરૂં, તે સાથ હે રાજન;
આ હુતાશન તુને પ્રારથે, બાળવા ખાંડવ વન. ૧૧૩
દહન ઘનથી બીહેછે, શર પિંજરૂં કરી રાખ્ય;
આ ભીલ વેષે સદા શિવજી, પધાર્યા પતિ દાખ્ય. ૧૧૪
શર્ણું તારે રહ્યો શૂકર, હરે શંકર આવ્ય;
અહો પાર્થ પરાક્રમ કરી, પશુને મૂકાવ્ય. ૧૧૫
ઉલૂપી ચિત્રાંગદા એમ, કરે વિવિધ વિલાપ;
સકુંડળ શીર પાર્થનું, વૃષકેતુનું ગ્રહી આપ. ૧૧૬
વૃષકેતુનું શીર વિલોકી, રૂદન કરતી ઘોર;
તારો પિતા માર્યો પાંડવે, નિર્વૈર કર્ણ કઠોર. ૧૧૭
હા! હા! હણ્યો તુ કર્ણ સુત, હું થઇ દુઃખણી જાત;
હે બભ્રુવાહન હવે કર, મારા મનની વાત. ૧૧૮
ખડ્ગ કાઢી છેદ મારૂં, શીશ તું નિરધાર;
પરશુરામ થકો હવે તું, અધિક થાની કુંમાર. ૧૧૯
પરશુરામે એક મારી, રેણુકા નિજ માત;
તું પિતા માતા બેહુ મારી, અધિક થા વિખ્યાત! ૧૨૦
અરે અર્ભક આણ્ય ઇંધણ, અગ્નિ કર્ય પ્રકાશ;
ઉલૂપી સંયુક્ત મુજને, બાળ્ય પાવક પાસ. ૧૨૧
એક કુત્સિત કામ કીધું, દુઃખ વર્ધન વીર;
દાતાર દૈવત રૂપશો, વૃષકેતુ માર્યો ધીર. ૧૨૨
મુને હસ્તિનાપુર જવાની, હતી આશા અત્ય;
ત્યાં પાર્થ સાથે યજ્ઞ મધ્યે, યુધિષ્ઠિરને જોત. ૧૨૩
શ્રી કૃષ્ણ રૂક્મિણી સત્યભામા, દ્રૌપદી દર્શન;
ઉત્તરાને ઉષા કેરૂં, પરસ્પર સ્પર્શન. ૧૨૪
તુજ માત કુંતી પનોતી, અતિઘણું આપત ધન;
તેં આજ નેટ નિરાશ કીધી, અરે કુમતિ તન! ૧૨૫
વચન જનુનીનું સુણી, ઉચ્ચર્યો અર્ભક આશ;

હે માત ! હું નિજ તાત જાણી, ગયો એહની પાસ. ૧૨૬
અશ્વને આગળ કરી હું, ગયો પડવા પાય;
જેહ એણે મુને કહ્યું તે, મેં મુખે નવ કહેવાય. ૧૨૭
અતઃપર પરલોક મારી, કિર્ત્તિ થાશે ફોક;
પિતાનો હણનાર નિરખી, મુને તજશે લોક. ૧૨૮
દાન તીર્થ જ્ઞાન વ્રત, એવું ન દીસે તેહ;
પિતાનો હણનાર મુજને, કરે પાવન જેહ. ૧૨૯
ચક્રપાણિ તથા પાવક, પાર્થના જે મિત્ર,
મુને નરકે નાખશે, જેનાં *ચિત્ર ચરિત્ર. ૧૩૦
સકળ પાતક કૃષ્ણ સ્મરણે, થશે ભસ્માકાર;
પણ વીર વૈષ્ણવ વધ્યાનું, અઘ ન નાસે નિરધાર. ૧૩૧
મારૂં કુત્સિત કર્મ નિરખી, પાર્થ કેરૂં મર્ણું;
કલુષનાશક કૃષ્ણજી, આવશે અશરણશર્ણું. ૧૩૨
ધનંજયને જોગપતિ, જીવાડશે નિરધાર;
તે માટે પાવક પ્રવેશની, મતિ મુને પ્રકટી સાર. ૧૩૩
એક મતિ વિસરી અહીની, ઉલૂપી મુજ માત;
લહે આગમ જ્ઞાન જાણે, થશે હણશે તાત. ૧૩૪
તો પ્રસવકાળે શે ન માર્યો, બાળ સર્પ સમાન;
તદા દુર્મતિ હું ન કરતો, માતને દુઃખ દાન. ૧૩૫
¹વૈરી પિતા તણો જોતાં, વૈધવ્ય દીક્ષા દાન;
પૂર્વે હું તેહમાં વર, આર્ય હુતો માન. ૧૩૬
તેજ હું નિજ માતનો, વૈધવ્યકર કહેવાઉં;
તે માટ પાવક પ્રવેસું, અન્યથા શુદ્ધ ન થાઉં. ૧૩૭
કહે જૈમિનિ પછે સેવક, પ્રત્યે બોલ્યો શૂર;
કાષ્ટ આણી કરો ટોળે, રખે ભાગો ભૂર. ૧૩૮
તમો સર્વે ત્વરા કરવી, કરૂં વન્હિ પ્રવેશ;
પછે ચિત્રાંગદા બોલી, કહું સુત ઉપદેશ. ૧૩૯
હે પિતૃઘાતક પુત્ર દુર્મતિ, રહે ક્ષણું એક આંય;
ધનંજય જીવે કદાચિત્, કરો કાંઇ ઉપાય. ૧૪૦

---

*ચિત્રવ છે ચરિત્ર પ્ર. ૨. ૧ વૈરી પિતા તણું જે, વૈધન દિક્ષાદાન. પ્ર.૨.

એમ સુણીને ઉલૂપી કે', સાંભળો મહિમાય;
પાર્થ જીવન કાર્ય દીઠો, અમો એક ઉપાય. ૧૪૧
પુત્રજી પાતાળમાં, મણિ એક છે ઉદ્દામ;
મૃતકને જીવાડતો તે, મૃતકસંજીવ નામ. ૧૪૨
મહાસર્પ રાખે શેષ પન્નગ, તણે છે ભંડાર;
મૃતક મૃતક સર્પને, જીવાડતો તેણી વાર. ૧૪૩
સર્પ મોટા ત્યાં વસે, ફુત્કારે ફાટે વ્યોમ;
ખીજવ્યા પર્વત પ્રજાળે, તૃણ વૃક્ષ બાળે ભોમ. ૧૪૪
કર્કોટક બીજો કુલિક, ત્રીજો વાસુકી મહાસર્પ;
[1]મૂષકાદ ભાસુરશંખને, દીર્ઘ જીવ્હા દર્પ. ૧૪૫
કો એકને શત ફેણને, કો બસેં ફેણના સાપ;
કો ત્રણસેં ને ચારસેં, પાંચસેં ફેણના આપ. ૧૪૬
કો છસેં કોને સાતસેં, આઠસેં કોને ફેણ;
કોએક નવસેં ફેણના, જળ હળે માથે મેણ. ૧૪૭
સહસ્ત્ર ફેણનો શેષ સૌથી, સબળ છે બળવાન;
સદા શ્રી સંયુક્ત જે પર, સૂએ શ્રી ભગવાન. ૧૪૮
સદા નિર્ભય નાગ માટે, ન લાવે મણિ કોય;
એ નિહાળ્યો ઉપાય મિથ્યા, પિતા જીવન જોય. ૧૪૯
મુને લખ્યું વિધવાપણું, સુત સહગમન કરવું સોય;
હું સાપણી સ્વામી હણીને, રખે કુંતા જોય. ૧૫૦
ન આવે કુંતા સતી, મુને ત્યાર પે'લી માર;
તથા ચિત્રાંગદા સજની, બેહુને સંહાર. ૧૫૧
ભયભીત સર્પ સુપર્ણથી, ત્યારે પ્રારથ્યા પ્રભુનાથ;
સંજીવ મણિ શંભુએ આપ્યો, પૂરા પન્નગહાથ. ૧૫૨
તે મણિને કયમ સમરપે, અહિ સહી સોચ્યા મન;
એમ સુણીને ઉચ્ચર્યો ત્યાં, બભ્રુવાહન તન. ૧૫૩
કોણ માત્ર પ્રાક્રમ સર્પ માતા, યદા કોપ્યો હુંય;
જેણે સકળ પૃથ્વી જીતી બળે, તે પાર્થ શત્રુ છુંય. ૧૫૪
વિષ ગર્જના બળ ધૈર્યથી, જો ન આપે મણિ વ્યાળ;

---

૧ મુખકા દાભા સંખકા બીદ દીર્ઘ જીવ્હા કર્પ. પ્ર. ૨-૩

તો અમૃત આણું અભ્ર ભેદી, જો સાતમે પાતાળ. ૧૫૫
સર્પ બળ નિષ્ફળ કરી, હરી લેઉં મણિ તત્કાળ;
જેણે શક્ર શંકર પરભવ્યા, તે પાર્થનો હું કાળ. ૧૫૬
મને માતામહ વધ્યાનું, પાપ ન હોય લગાર;
પ્રથમ મારૂં મહાવિષધર, સર્પને નિરધાર. ૧૫૭
પછે પાર્થ સહિત સૌને, કરૂં જીવિત દાન;
વૃષકેતુ આદે સુભટને, જો કરૂં છું સાવધાન. ૧૫૮
પછે મણિવડે સહુ સર્પને, જીવાડીશ શુભ પેર;
પછે પાછા મણિ ગ્રહી, અહિ જશે નિજ ઘેર. ૧૫૯
અર્જુનને તું રાખજે, સહુ સુભટ સાથે માત;
હવે મારૂં બળ જૂઓ, ત્રૈલોકમાં વિખ્યાત. ૧૬૦
ઉલૂપી કહે અજાણ સુત, શું વખાણે આપ;
મહાવિષધર તણી નિંદા, શીદ કરેછે પાપ. ૧૬૧
[1]શેષ પન્નગ પ્રૌઢને, મનુજ વાસવ સા'ય;
બલવાન સાથે વૈર કરતાં, તુને લાજ ન થાય. ૧૬૨
બભ્રુવાહન ઉચ્ચરે, સાંભળો મારી માય;
મેં કહ્યું છે તે વચન મિથ્યા, કદાચિત્ નવ થાય. ૧૬૩
કુબેર વાસવ મળે યમ જો, સદાશિવ વિપરીત;
સા'ય થાશે સર્પને તો, હું નથી ભયભીત. ૧૬૪
કરીશ અધુના અસુરને હું, ચકિત ચિત્રાકાર;
બભ્રુવાહન વચન સુણીને, કહે ઉલૂપી ઉચ્ચાર. ૧૬૫
[2]હે પુત્ર સહસા નવ કરો, હું કરીશ મંત્ર વિચાર;
પુંડરીક પન્નગ મિત્ર મારો, ચતુર મંત્રી સાર. ૧૬૬
તેને પિતા પાસે પ્રયોજીશ, પાતાળ પે'લી વાર;
યથા તેનું ચિત્ત કરૂણા, યુક્ત થાશે સાર. ૧૬૭
પુરૂષ કેરે પ્રપંચે ત્યાં, નિપજે જે કામ;

---

૧ શેષ પન્નગ પીડે, હરિ જેની સા'ય. પ્ર. ૧ ૨ હે પુત્ર શાને શ્રમ કરશો પ્ર ૨

તો કોણ પુરૂષ કષ્ટકારી, કરે જઈ સંગ્રામ. ૧૬૮
કહે જૈમિનિ સાંભળો, તે ઉલૂપી આભાસ;
એમ પુત્રને વારી કરી, પુંડરીક તેડયો પાસ. ૧૬૯
પાર્થને જીવાડવાને, પ્રયોજ્યો પાતાળ;
પધારો ભુજંગેંદ્ર પાસે, ગ્રહી મુજ ગલ-માળ. ૧૭૦
કર્ણભૂષણ સમરપીને, કહેજો કુંવરનું કામ;
સમય જોઇને બોલજો, તે અહિપતિ ઉદ્દામ. ૧૭૧
સજ્જન સંગતી સમે કે'જો, ન હોય દુર્જન ઘેર;
જ્યમ સમર્પે મણિ તમારે, કર તથા કરવી પેર. ૧૭૨
મુજ કામ જાતાં મિત્ર તમને, હજો મારગ ક્ષેમ;
કહે જે જઇ ઉલૂપીએ, મોકલ્યો અહીં એમ. ૧૭૩
પછે પન્નગ ઉચ્ચર્યો, એક વિચારી સુવચન;
ત્યાં ઉલૂપીને કરેછે, આશ્વાસના રાજન. ૧૭૪
હે ઉલૂપી! તેં મોકલ્યો હું, જાઉં શેષસદન;
દિવ્ય મણિને આણવા, આજ્ઞાવર્તી જન. ૧૭૫
તેં અને તારે કુમારે, રાખવો પારથ એહ;
ચિરકાળ સુધી એહનો, વણસે નહિ જ્યમ દેહ. ૧૭૬
[1]પૃથ્વી મધ્યે મૃતક માણસ, પિંડ પામે નાશ;
શીઘ્રે કારજ નિપજે નહીં, જતાં રાજાપાસ. ૧૭૭
બહુ કાર્ય આકુળ અવનિપતિ, ઓળખ્યા ન આવે અર્થ;
માટે દેહ પાર્થનો ડસું, મુજ વિષ ન થાશે વ્યર્થ. ૧૭૮
તુ રાખજે નિજ નાથને, જ્યમ રતિ રાખ્યો કામ;
હવે બભ્રુવાહન ઉચ્ચર્યો, સાંભળો અહિ ઉદ્દામ. ૧૭૯
પ્રથમથી વૃષકેતુનું, તનુ ડસો પન્નગરાજ;
જે સબળ મારી સાથ ઝુઝયો, નિપાત્યો મેં આજ. ૧૮૦
યથા પાર્થ સગા સુંદર, ફરી જીવે એહ;
મુજ પિતા એ જીવ્યા વિના, સ્થિર ન રાખે નિજ દેહ. ૧૮૧
વૃષકેતુ પારથને ડશીને, પધારો અહિરાજ;

---

૧ પૃથ્વી મધ્યે મૃતક માણસ, નાશ પામે જેહ;
શીઘ્ર કામ ન નિપજે, નહીં જતાં સંદેહ. પ્ર. ૨

પ્રાર્થ કેરો પિંડ તે, પાળીશ હું અહીં આજ. ૧૮૨
કહે જૈમિનિ પુંડરીકે, ડસ્યો પારથ દેહ;
વૃષકેતુને ડશી કરી, અહિ પરવર્યો પુનરેવ. ૧૮૩
પ્રથમ દીઠું તળ તેણે, મહા મનોહર સાર;
કનકમય મહા મનોહર ને, ફલિત તરૂ આકાર. ૧૮૪
અવકાશ યોજન અયુતનો તે, ગણ્યો શાસ્ત્ર વિચાર;
જ્યાં નાગ-કન્યા મનોહર, સુંદરી શોભે સાર. ૧૮૫
વિતળ તેણે વિલોક્યું, ત્યાં કનક ચંપકવૃક્ષ;
સુતળમાં શમડી તણાં તરૂ, કનકનાં ફળ લક્ષ. ૧૮૬
મહાતળમાં આમ્રતરૂફળ, વિવિધ વૃક્ષ વિશાળ;
કનક મર્કત મનોહર તરૂ, ચપળ ચંપક-માળ. ૧૮૭
રસાતળને નિહાળીને, થયો વિસ્મય મન;
હિંદોલ દોલા આરોહણુ જ્યાં, નાગણી ગણુ ધન્ય. ૧૮૮
પાતાળ વળતું વિલોક્યું, જ્યાં હાટકેશ્વર ઇશ;
ભોગાવતીને-તીર મંદિર, કમળ પૂજા શીશ. ૧૮૯
તેને સર્પ સઘળા સ્તવે, નિત્ય નાગ-નારી ધાય;
ધનવંત યૌવન હાટકેશ્વર, પૂજવાને જાય. ૧૯૦
તે ભોગાવતીમાં નાહીને, શિવને કર્યો પ્રણામ;
વિમળ જળ મળહારી સ્પર્શે, થયો મન ઉપરામ. ૧૯૧
દિવ્ય તરૂવર લતા સુંદર, સુધા શોભિત જોય;
નવ કુંડ અમૃતના ભર્યા, આવર્યા સર્પે સોય. ૧૯૨
સદન દીઠું શેષનું અહિ, પ્રવેશ્યો તે માંય;
વિવિધ ચિત્ર વિચિત્ર શોભા, સદા શોભે ત્યાંય. ૧૯૩
રત્નની રચના ઘણી જ્યાં, વસે નાના જંત;
શેષનાગે શોભતું, જેને સહસ્ર ફેણુ શોભંત. ૧૯૪
તે મધ્ય બેઠા શેષ દીઠા, તપ્ત તેજે રૂપ;
કર્કોટ તક્ષક નાગ મધ્યે, નિહાળ્યો નિજ ભૂપ. ૧૯૫
મનો વાચા કર્મણા, વાસુદેવ જપતો નાગ;
પુંડરીકે પ્રણામ કરી, કંઠ-સૂત્ર મૂક્યું પાગ. ૧૯૬
સુતાનાં તાટંક મૂક્યાં, સભામાં સાક્ષાત;

પછે ધરાધર શું પુંડરીકે, પ્રકાશી નિજ વાત. ૧૯૭
હે નાગ! પન્નગપતિ આવ્યો, તમારે હું શર્ણ;
ઉલૂપીએ મોકલ્યો, જેનો થયો સ્વામી મર્ણ. ૧૯૮
શેષ એવું સાંભળીને, ઉચ્ચર્યા મુખ વાણ;
જે સુતા મારીનો પતિ તે, પ્રબળ પાંડવ જાણ. ૧૯૯
તે સવ્યસાચી શૂર છે, સારથી જેના શ્યામ;
જેણે સદાશિવ સંતુષ્ટ કીધા, કરી મહાસંગ્રામ. ૨૦૦
શિવ એને સમર્પ્યો વર, સાંભળો કહું સોય;
તુને દેવ દાનવ ન જીતે, તે વાક્ય મિથ્યા ન હોય. ૨૦૧
તેનું પરાક્રમ હું લહું, તે સદા વૈષ્ણવ શૂર;
તે હણ્યો કોણે કુંતિસુત, શું કૃષ્ણ મૂક્યા દૂર? ૨૦૨
શ્રી કૃષ્ણ વિણ જીવાડવાને, કોણ અન્ય સમર્થ;
હું પાસ મિથ્યા મોકલ્યો છે, સુતાએ તું વ્યર્થ. ૨૦૩
ઉલૂપી શું અજાણી છે, કહો કારણ વાત;
મુને વિસ્મય ઉપજે છે, સુણી પારથપાત. ૨૦૪
એમ સાંભળીને પુંડરીકે, ફરી કર્યો ઉચ્ચાર;
શેષ રાજા સાંભળો કહું, પ્રથમ વાત વિચાર. ૨૦૫
ધર્મપુત્રે દ્રોણ ભીષ્મ, હણ્યા રણમાં મુખ્ય;
ગોત્ર સંહાર કરીને, નૃપતિ પામ્યો દુઃખ. ૨૦૬
અઘ ટાળવા અશ્વમેધ માંડ્યો, યુધિષ્ઠિર રાજન;
જે અશ્વ મૂક્યો તે ગ્રહ્યો, ચિત્રાંગદાને તન. ૨૦૭
હય પાળવાને પાર્થ પોતે, પધાર્યા મન શુદ્ધ;
બભ્રુવાહન પાર્થને મળિ,નચ વરત્યું યુદ્ધ. ૨૦૮
સુતે જાન્હવી શાપ [1]મેલ્યો, નિપાત્યો અર્જુન;
અદ્યાપિ અવનિ પડ્યો છે, તુજ સુતાનો સ્વામીન. ૨૦૯
પાર્થને જીવાડવા તુજ, પાસ પ્રેર્યો હુંય;
ઉલૂપીનો દૂત હું, આશા ભર્યો પણ છુંય. ૨૧૦
ત્યમ કરો મહાનાગ જ્યમ, તારો મહિમા હોય;
કૃષ્ણ-સેવક યુધિષ્ઠિરને, કરાવે મખ સોય. ૨૧૧

---

૧ માંહે પ્ર. ૨.

યુદ્ધમાં જીવે ગયો, જીવાડ [1]જામાતાર;
તેહ મોટા તણો વૈભવ, કરે પર ઉપકાર. ૨૧૨
દ્રવ્ય દુર્જન તણું જે, પર દ્રોહ અર્થે હોય;
સંત સંપતવડે પાળે, સાધુજનને સોય. ૨૧૩
કહે જૈમિનિ પુંડરીકે, પ્રારથ્યો એમ શેષ;
શેષ કહે સહુ સર્પ જોજો, દૈવનો આદેશ. ૨૧૪
પાર્થ અર્થે આપવો મેં, મણિજીવક નામ;
એ પાખે ધન તન રાજ્ય રચના, આવશે શે કામ. ૨૧૫
જો ન જીવે અર્જુન તો, મેં સંઘર્યો શે કામ;
અમૃત અથવા મણિવડે, જીવાડવો નર નામ. ૨૧૬
જો અમૃતને એ મણિ, વૈષ્ણવને ન આવે અર્થ;
લોભથી રાખી રહું તો, સંઘર્યો તે વ્યર્થ. ૨૧૭
શ્રીકૃષ્ણ એની પાસ છે, જે કરે પીંપ નિષેધ;
પાર્થ વાલ્હો વિષ્ણુએ જે, કરાવ્યો હયમેધ. ૨૧૮
પુંડરીક ઉતાવળો મણિ, ગ્રહી જા તે માટ;
જીવાડચ પારથ જોધને, વિષ્ણુ જન જે માટ. ૨૧૯
એવું વચન સુણી શેષનું ને, નિરખી અન્યો અન્ય;
સર્પ સઘળા દુઃખ પામ્યા, અશુભ માની મન. ૨૨૦
તે સર્પ મધ્યે મહામતિ, ધૃતરાષ્ટ્ર ઇતિ વિખ્યાત;
તે ધરાધરની સાથ બોલ્યો, કથાનકની વાત. ૨૨૧
દાતારને મન દોહલું, નહિ દેહ સુધી દાન;
મુઆ માણસ જીવશે તે, અઘટતું રાજાન. ૨૨૨
ગુરૂઘ્નિ ને કૃતઘ્નિ ત્યાં, મણિની નહિ ગમ્ય;
દેવતાને મંત્રનું ત્યાં, ન ચાલે તારતમ્ય. ૨૨૩
વૃક્ષ પણ પોતા તણું, [2]કોને ન દેખાડે મૂળ;
જેથકી ફળને પામીએ, એ વાત છે [3]અનુકૂળ. ૨૨૪
સાપનું સર્વસ્વ મણિ કયમ, સમર્પો છો નાથ;
જે માટ આપણને સદા, વઢવાડ તાર્ક્ષ્ય સાથ. ૨૨૫

---

૧ યામાતા તાર પ્ર. ૧. ૨ કો ના ઉખેડે મૂળ. પ્ર. ૨. ૩ અનુળ પ્ર. ૧.

માર્કંડેય મુનિ શાપે ગરૂડ, પાતાળ ના'વે અધ;
મહીતળ આણ્યો મણિ તે, ગરૂડ ગ્રહેશે સધ. ૨૨૬
મૂળ માણુસ કૃતઘ્નિ ને, થશે મણિનો ગર્વ;
વિષ–ભીત ટાળી આપણીને, સુધા લેશે સર્વ. ૨૨૭
મણિ અમૃત હીણુ પન્નગ, તણા ફણીની એણુ;
મૃગલોચની સ્ત્રી સુખે લેશે, નમાવીને ફેણુ. ૨૨૮
પછે પડે સરખુ સર્પનું, ધિઃકાર જીવ્યું વ્યર્થ;
આપણો ઉત્તમ ઠામ આ કયમ, જવા દેશે [1]પાર્થ. ૨૨૯
સ્થાનક સંપદ ગરલ જાશે, થશે એવી પેર;
ઉદરભરી ભિક્ષુક ભુજંગને, ભમાવશે ઘેર ઘેર. ૨૩૦
મંત્રીએ મહારાજને, મતિમાન કહેવું ગુજ;
કરો અથવા નવ કરો, ભૂપાળ સારી સુઝ. ૨૩૧
કહે જૈમિનિ સાંભળો, જનમેજય નામ નરેશ;
પછે અહિ શું ઉચ્ચરે, એમ સાંભળીને શેષ. ૨૩૨
ધૃતરાષ્ટ્ર તારા વાક્યથી, વાર્યો થકો મણિરાજ;
મહા પુરૂષ પારથ ભૂપને, હું કાં ન આપું આજ. ૨૩૩
દેશ પુરને ગામ ઘરમાં, [2]મૂર્ખ સાથે વાસ;
વેહેવાર વિણુ પણુ કરે ઉત્તમ, અર્થ કેરો નાશ. ૨૩૪
સિંધુ કે પાતાળ પાવક, મધ્ય પડવું સાર;
પણુ કદાચિત્ કો' મૂર્ખ સાથે, ન થાશે વ્યવહાર. ૨૩૫
કીર્ત્તિ મારી થશે મહીતળ, કરતાં મણિ દાન;
અર્જુનને જીવાડશે, મણિરૂપ શ્રીભગવાન. ૨૩૬
કૃષ્ણુ મણિથી ઉપજે આ, ચરાચર મહાભાગ;
જેથકી આપણુ થયા છું, ચિરંજીવી નાગ. ૨૩૭
જેને ગોપ ગોકુળ વચ્છ સુધી, સત્યલોક સંબંધ;
આપણા પદને પમાડયા, મધુસૂદને નિર્બંધ. ૨૩૮
સત્યલોકમાં ગોપે ન દીઠા, યદા બાળમુકુંદ;
રૂદન કરતા વિધાતા શું, વદે વિણુ આનંદ. ૨૩૯

---

૧ સ્વાર્થ. પ્ર. ૧ ૨ મૂષક પ્ર. ૧

ધિક્કાર આ વસવું વિફળ, [1]જ્યાં નથી બાળમુકુંદ;
યશોદા-સુત દીઠા વિના, મન નવ રહે આનંદ. ૨૪૦
કમળથી બ્રહ્મા જણ્યા, એ વૃથા વાણી વેદ;
હરિ-નાભિ-પંકજ પ્રકાશ્યું, જે [2]કરે પાતક ભેદ. ૨૪૧
અન્યથા અમને ન અળગા, કરે પંકજજાત;
વચન સુણીને વિધાતાએ, સત્ય માની વાત. ૨૪૨
શ્રી કૃષ્ણજી રમવા રચ્યું, નિજ સાથ ગોકુળજન;
ગોપ ગોપી ધેનુનાં શિશું, વિરંચીએ ચોર્યાં મન. ૨૪૩
તો શોક કુંતાજી તણો કયમ, ના ટાળે શ્રી વિષ્ણુ;
વજ્રને તૃણ કરે તૃણને, વજ્રકારી કૃષ્ણુ. ૨૪૪
તે માટ મણિ મેં આપવો, અહિ! ન આણવો સંદેહ;
અન્યના ઉપકાર અર્થે, ધરે સાધુ દેહ. ૨૪૫
તે દધીચે જણાવ્યું છે, કરી સુંદર કાર્ય;
શેષ-વાણી સાંભળી, ધૃતરાષ્ટ્ર બોલ્યો આર્ય. ૨૪૬
જો કૃષ્ણ રૂપી મણિ ત્યાં, જીવાડે જગદીશ;
તો મણિ મિથ્યા મોકલો, જેથી જીવે ઇશ. ૨૪૭
જો ગરૂડથી તમને ગમે, સહુ સર્પનો સંહાર;
તો સમર્પો મણિને પ્રભુ, હવે ન કરવો ઉચ્ચાર. ૨૪૮
ઇતિ શ્રી મહાભારતે, અશ્વમેધનો મહિમાય;
બભ્રુવાહન વિજયમાં, આડત્રીશમો અધ્યાય. ૨૪૯
(જે) અધ્યા' વિષે છે બસેં, અડત્રીશ શ્લોકજ સાર;
રત્ન કહે યત્ને કર્યા, પદ બસેં બાવન ત્યાર. ૨૫૦

### અધ્યાય ૩૯ મો રાગ ગોડી.

સુણી સર્પનો એ ઉપદેશ, પુંડરીક પ્રત્યે બોલ્યો શેષ;
મેં તો માયા કીધી ઘણી, મારૂં કુળ નવ આપે મણિ. ૧
બ વાહનને કે'જે જઈ, જેવી વાત અમારી થઇ;
નાગ ન માને મારી વાણ, શો ઉપકાર કરે ખળ પ્રાણ. ૨
મૂક્યા કેશવ સબળ સમર્થ, મણિ માગવા આવ્યો વ્યર્થ;
અમને શું યાચે મૃતલોક, પાતાળેજ અમારૂં ઓક. ૩

---

૧ જ્યાં નથી કૃષ્ણ કિશોર. પ્ર. ૧. ૨ જે કો કરે પાપ નિષેધ. પ્ર. ૧.

ભય પામી પેઠા પાત્તાળ, ચરણુ પાણિ વિના છું વ્યાળ;
પુંડરીકની ત્યાં ભાગી આશ, આવ્યો બભ્રુવાહન પાસ. ૪
પારથ વીંટયો યોદ્ધે મળી, પુંડરીક ત્યાં આવ્યો વળી;
પડયો પાર્થ પટ–મંદિર તળે, કોટિ કપૂરે દીવા બળે. ૫
ચંદન તૈલ ચરાખો કરી, ચો દિશે [1]ધરતી સુંદરી;
જ્યાં ઉલૂપી ચિત્રાંગદા, પાર્થ! પાર્થ! કહી રોતી તદા. ૬
પુંડરીક આવ્યાની ધરી આશ, વિકળ વિલોકે ચારે પાસ;
એવે આવ્યો પન્નગ–નાથ, અવિલોકયો મણિ હીણે હાથ. ૭
પુંડરીક ત્યાં ઉચ્ચર્યો આપ, નવ આપે મણિ કોપ્યા સાપ;
પુત્રે આપ્યો જે ઉત્પાત, તે પાવકમાં પેસો માત. ૮
જૈમિનિ કે' એવું સાંભળી, બભ્રુવાહન કોપ્યો બળી;
સૈન્ય સર્વ સજ કીધું સહી, આપે ઉઠયો હણવા અહિ. ૯
પાર્થ રક્ષા કીધી ઘણી, ધર્યું શરાસન હરવા મણિ;
રીસે લોચન વેહેતું વાર, [2]કર્ણથકી ઉડે અંગાર. ૧૦
કયાં છે શેષ કયાંહા વાસુકિ, તત્ક્ષણ મણિ આણું ત્યાંથકી;
કયાં છે તક્ષક ને કર્કોટ, શંખ કુલિક શું દેવી દોટ. ૧૧
ધૃતરાષ્ટ્ર આદે જે વ્યાળ, કયાં જાશે નાશી આ કાળ;
કયમ રાખે ધન અમૃત મણિ, શી ગણુના સહુ પન્નગ તણી.૧૨
પડયો ધનંજય મારો તાત, ધર્મરાય કેરો લઘુ ભ્રાત;
હરિનો સેવક વિજયી વઢયો, મુજ આગળ કયમ રે'શે પડયો.૧૩
મારા સુભટ સુણો નિરધાર, સર્પ ગણો સૂતરના તાર;
અધુના પન્નગને પેખશો, મુજ બાણે બાળ્યા દેખશો. ૧૪
મારે બાણે ભેદું સોય, (અહાં) આણું ભોગવતીનું તોય.
પિંડ પલાળું પારથ તણો, ભોગાવતીનો મહિમા ઘણો; ૧૫
અધુના સર્પ તણા જે મણિ, અબળાજન લેશે આફણી;
સંગ્રામે જે માર્યા હશે, અધુના તે સર્વે જીવશે. ૧૬
અધુના શેષ નિમિત્તે એવ, સામા આવે શંકરદેવ;
હરિની મર્યાદા નવ ગણું, શર મૂકીને હમણાં હણું. ૧૭
જૈમિનિ કે' જનમેજય રાય, સુણ મહાભારતનો મહિમાય;

---

૧ ધૂનિ દિસે વિસ્તરી પ્ર. ૨. ૩ ૨ વર્ણ. પ્ર. ૧

પાતાળે પેઠા તે બળી, સેનાની કીધી મંડળી. ૧૮
શેષે તે જાણ્યું મન માંય, કોપ્યો બભ્રુવાહન ત્યાંય;
સેવક પ્રત્યે બોલ્યો શેષ, ન્યાયે વર્જિત જે નાગ અશેષ. ૧૯
ધૃતરાષ્ટ્ર મૂરખ દુર્જન, કોપાવ્યો જેણે બભ્રુવાહન;
નરરૂપી ધૃતરાષ્ટ્ર યથા, તેણે પુત્ર મરાવ્યા વૃથા. ૨૦
સર્પરૂપ એણે સર્વથા, આપણુ સર્વ મરાવ્યા તથા;
હરિ-સેવકને જીતે જેહ, સન્મુખ આવી રે'જો તેહ. ૨૧
અધુના કાળાનળની જ્વાળ, ભસ્મ કરશે સાતે પાતાળ;
ભસ્મ થશે સહુ પન્નગપતિ, એવું ભાસે મારી મતિ. ૨૨
ધૃતરાષ્ટ્ર એ સામો થશે, એવું કીધું એ નિર્વંશે;
જેવું બીજ આરોપે જેહ, તેનું ફળ ભોગવશે તેહ. ૨૩
તક્ષકને કર્કોટક મળ્યો, યુદ્ધ કરવા આગળ પળ્યો;
વાયક રાજાનું સાંભળી, સાપ તણી સૈના નીકળી. ૨૪
વમન કર્યે વિષ વાધ્યું પૂર, ફુત્કારા મારંતા ભૂર;
દ્વિશત ફેણના કોપ્યા અહિ, ત્રીશત ફેણ કંપાવે મહી. ૨૫
ફેણ ચારસેં કેરા સર્પ, ચતુરંગ સેના સંદર્પ;
ધીર વીર પન્નગ નીસર્યા, સુંદર નર રૂપે સંચર્યા. ૨૬
ધનુષ્ય કવચ આરોપ્યાં સાર, હીસે હાથીના અસ્વાર;
મસ્તક ઉપર ઝળકે મણિ, રત્ન કનકની રચના ઘણી. ૨૭
નાના ભાત્ય તણાં આભર્ણ, વીર વિરાજે સુંદર વર્ણ;
રથને અશ્વ તણા અશ્વાર, પાળા પળાતા કોટિ હજાર. ૨૮
કુંડળ હાર મુકુટ બેરખા, મધ્યે મોતીના લેરખા;
સાપ સહુકો ટોળે મળ્યા, બભ્રુવાહન પ્રત્યે પળ્યા. ૨૯
રૂંધી જોજન પંચક ભોમ, ફુત્કારે ફાટંતુ વ્યોમ;
મુખમાંથી વિષ-જ્વાળ ઝરે, તાપે તણખારા નીસરે. ૩૦
બભ્રુવાહનનું દળ બળે, ગિરિ જેવા ગજવર ખળભળે;
અવલોકી અર્જુનસુત બુધ, રક્ષા કરવા માંડયું યુદ્ધ. ૩૧
નર પન્નગની સેના મળી, રણાંગણુ માંહોમાંહ્ય ભળી;
પ્રલય સમે ભ્રકુટી ભવ તણી, કોપે જયમ કાંપે આફણી. ૩૨
અતઃપર આરંભ્યું યુદ્ધ, બંને સેનાના ભડ શુદ્ધ;

ખડ્ગ બાણુ બરછીના ઘાય, મુશળ [1]ગદા ઘણુકારા થાય. ૩૩
ઊંચાં નીચાં ઝળકે અણી, ભૂરિ ભયાનક સેના ઘણી;
બ્રહ્મા ચંદ્ર પુરંદર જોય, આકાશે અવકાશ ન હોય. ૩૪
કોય પ્રશંસે પન્નગ-પતિ, કોઇએક અર્જુનસુતને અતિ;
સર્પ ડશે દેહે વિષ ચરે, વિષના માર્યા માણુસ મરે. ૩૫
કાલકૂટ મહા મોટું અસ્ત્ર, માર્યા માણુસ કોટિ સહસ્ત્ર;
ધૃતરાષ્ટ્રે તે સેના ઘણી, પાડી પાર્થના સુત તણી. ૩૬
શસ્ત્ર અસ્ત્ર આયુધ નિર્ધાર, માર્યા વીર એકવીશ હજાર;
નિરખી નિજસેનાનો લોપ, બભ્રુવાહન વાધ્યો કોપ. ૩૭
ધૃતરાષ્ટ્રના હયવર હણ્યા, રથના કટકા કીધા ઘણા;
સૈન્ય દુસ્તર માની ખરી, પાર્થસુત સંભારે હરિ. ૩૮
સ્મરણે શર સાધ્યું તે ઘડી, ધૃતરાષ્ટ્ર કીધો ઓકડી;
અર્જુનસુત શર વાગે ઘણા, પડે મણિને ભાગે ફણા. ૩૯
પન્નગના મણિ પડતા તથા, પ્રલય સમયના તારા યથા;
ત્યાર પછી વીંટચો રાજન, વિષધર ચોદિશ વીંટચું તન. ૪૦
રણમાં રૂદ્ર રમંતા યથા, પાર્થનો સુત શોભે તથા;
ફેણુથકી આવે ફુત્કાર, નીરખી સેના ભસ્માકાર. ૪૧
કોપ્યો બભ્રુવાહન શૂર, ધનુષ્યે ધાર્યું અસ્ત્ર મયૂર;
મયૂર તણી સેના સંચરે, સકળ સર્પને ભક્ષણ કરે. ૪૨
મધુઅસ્ત્ર મૂક્યુ મધુધાર, સકળ સાપ લીપાયા ત્યાર;
પ્રથમ શરે છેદાયા દેહ, તે ઉપર મધ વળગ્યું તેહ. ૪૩
પિપીલિકાનું અસ્ત્ર વિશાળ, પાર્થસુત સાધ્યું તત્કાળ;
કીડી લાગી કાયા વિખે, રણ મૂકીને નાઠા દુઃખે. ૪૪
ધૃતરાષ્ટ્રનું સર્વે શરીર, માંસ વિવર્જિત કીધું વીર;
મસા ને અસ્થિ ખંડમાં, પિપીલિકા પેઠી પિંડમાં. ૪૫
[2]ચાલનીવત્ અસ્થિ ભેદ, આરોપાર ઉધાડચા છેદ;
રાફ કર્યાં અસ્થિ માંયરે, પિપીલિકા પેસે નીસરે. ૪૬
કીડીએ અહિ કોર્યો યથા, હાલી ચાલી ન શકે તથા;
નકુળ મયૂર-શર મૂકે ઘણાં, પિપીલિકા ને મધ તણાં. ૪૭

૧. મુશળ ગદા ભણુકારા થાય. પ્ર· ૨. ૨ અમલ ચળવત પ્ર. ૨. ૩

પીડાયા પન્નગના દેહ, રણું મૂકીને નાઠા તેહ;
શેષનાગને સ્થાનક ગયા, આકુળવ્યાકુળ ઉભા રહ્યા. ૪૮
હાસ્ય કરી મુખ બોલ્યા શેષ, છેદ્યાં દેખી અંગ અશેષ;
તમો બુદ્ધિવંત બળિયા શૂર, માણસથી કયમ ભાગ્યા ભૂર. ૪૯
ધર્મ કામ જે કરતો હુંય, મણિ આપતાં વાર્યો છુંય;
હિતકારી ધૃતરાષ્ટ્ર રથી, શત્રુને કાં સા'તો નથી. ૫૦
એવા [1]વીર્યના જે ધણી, તેને કયમ ન અપાય મણિ;
અમૃત માગે તો આપીએ, એનું વચન ન ઉથાપિયે. ૫૧
સમર્થને આપવું ધન, અતિ વલ્લભ આપવું તન;
અણુ આપ્યાં બંને નિઃકામ, સ્મશાન-માળા કેરો ઠામ. ૫૨
તક્ષકાદિક સાંભળજો સહી, શીઘ્રપણે મણિ આપો જઈ;
શત શલાકાનું સુંદર છત્ર, કુંડળ સાથ સમર્પ્યું તત્ર. ૫૩
રત્ન રચિત જે કવચ વિશાળ, પાર્થસુતને આપું વ્યાળ;
જ્યાં સુધી ધુમ્રના ગોટ, અવનિ આકુળ ન કરે ઓટ. ૫૪
એવામાં [2]આપણુ સહુ કોય, (ત્યાં) જઈયે જ્યાં હરિજન હોય;
પાંડવને મણિનું શું કામ, જેની પાસ સદા રહે શ્યામ. ૫૫
ત્રણ લોકના દીપક દેવ, કોણુ માત્ર મણિ-આભા એવ;
યથા દુગ્ધ સાગરને માંય, અજાદુગ્ધ શે લેખે થાય. ૫૬
કામધેન કલ્પતરૂ-કથા, નારાયણની આગળ યથા;
[3]આપણના ભક્ષણ માણસે, ઝીલ્યા પન્નગ કારણ કશે. ૫૭
પ્રાયશ્ચિત કરો કાંઇ આજ, મણિ આપો માધવને કાજ;
પાર્થ પાસે કેશવ વસે, મણિપુર માધવ આવ્યા હશે. ૫૮
નરહરિ નિકટે જાશું અમો, દર્શન કરવા આવો તમો;
મર્ણુ તણા મોચન મોરાર, ગરૂડારૂઢ અભય દાતાર. ૫૯
એકવાર જો યાદવરાય, નેહ ભરે નયને નીરખાય;
સુપર્ણ સામું જોઇ ન શકે, અળગો રહે અંતક તે થકે. ૬૦
ત્યાર પછે પન્નગનો નાથ, જીવનમણિ માણુક ગ્રહી હાથ;
ઉપર આવ્યો પાતાળથી, જ્યાં રહ્યો પાર્થસુત રથી. ૬૧

---

૧ કીર્ય પ્ર. ૨-૩. ૨ આપો પ્ર. ૨-૩. ૩ આપણને ભક્ષ્યા મણુસે. પ્ર. ૨-૩.

અંગરને આભૂષણુ બહુ, ભેટ ભલેરી લીધી સહુ;
આપોપે આવીને નેટ, પાર્થસુતને કીધી ભેટ. ૬૨
જૈમિનિ કહે સાંભળજો સંત, મણિ લાવ્યા મા'રાજ અનંત;
નાનાવિધનાં લાવ્યા ધન, પાર્થસુત સંતોષ્યું મન. ૬૩
મણિપુરમાં આવ્યો મહીપતિ, જોતાં મન આનંદ્યુ અતિ;
સાંભળ્ય ભૂપતિ ભાખું ભેદ, ધૃતરાષ્ટ્ર મન પામ્યો ખેદ. ૬૪
ધૃતરાષ્ટ્રની ગતિ કહું તુને, સાંભળ રાજા એક મને;
ધૃતરાષ્ટ્ર બેઠો નિજ ઘેર, બે સુત સાથ વિચારે પેર. ૬૫
દુઃસ્વભાવ દુર્બુદ્ધિ બાળ, તેશું વાયક બોલ્યો વ્યાળ;
અરે પુત્ર! એ થયો અનર્થ, આપણુનીજ પ્રતિજ્ઞા વ્યર્થ. ૬૬
જીવે એ પાર્થ મહારથી, તે મુજને સુખકારી નથી;
ધર્મરાજાની કીર્તિ થશે, પાર્થસુત રણ જીતી જશે. ૬૭
અશ્વમેધ થાશે નિર્ધાર; પાંડવશું મુજ વૈર અપાર;
તે ઉપર શું કરવું એહ, બંને બાળક બોલ્યા તેહ. ૬૮
મેં તો રાજા વાર્યો ઘણું, હેત વિચારીને એ તણું;
દુર્બુદ્ધિ કે' સાંભળો તાત, મૂકો શોક એ મિથ્યા વાત. ૬૯
હું ઉભો દુર્બુદ્ધિ નામ, અધ્વર કેમ થાશે તે ઠામ;
જે સ્થાનક હું ઉભો તાત, ત્યાં શાની સુકૃતની વાત. ૭૦
બીજો જે જન્મ્યો છે તાત, દુઃસ્વભાવ મારો લઘુભ્રાત;
પરનો ઉદય પમાડે નાશ, શોચે શું બે બાળક પાસ. ૭૧
અમો બંધુ બે બળિયા ઘણું, જેને મંદિર રહીએ ક્ષણું;
તેને નરકે નાખું સહી, ધર્મ–મતિ ઉપજાવું નહીં. ૭૨
નરને જીવાડે અહિનાથ, તમો પધારો તેની સાથ;
સહુથી આગળ હું સંચરૂં, જઇને પાર્થનું શીર હરૂં. ૭૩
જઇને નાખું વિષમ દેશ, જ્યાં ગરૂડનો નહિ પ્રવેશ;
ત્યાંથી મસ્તક જ્યારે જશે, પાર્થને કયમ જીવાડશે. ૭૪
જૈમિનિ કહે સાંભળ ભૂપતિ, એવું બોલ્યો તે દુર્મતિ;
દુઃસ્વભાવ પણ સાથે થયો, મસ્તક લેવા રણમાં ગયો. ૭૫
વરૂની પેરે મસ્તક ગ્રહી, ઘોર ગહન વન બેઠો જઇ;
નારી ઉલૂપી ચિત્રાંગદા, સુંદર શીશ ન દેખે તદા. ૭૬

ઊંચે સાદે એવું કહ્યું, અરે નાથજી એ શું થયું;
હા! હા! પાંડવ મારો ઈશ, કોણે લીધું સુંદર શીશ. ૭૭
મહા મનોહર મસ્તક સ્વામ, ફરી ફરી લેતું હરિ-નામ;
જૈમિનિ કે' સાંભળ ભૂપતિ, પાર્થની બે પત્ની સતી. ૭૮
પાર્થના પગ આગળ પડી, થયો કોલાહલ ત્યાં તે ઘડી;
સાપે કોપ સમાવ્યો યદા, બભ્રુવાહન આવ્યો તદા. ૭૯
શેષનાગને આગળ કરી, પ્રવેશ્યો પોતાની પુરી;
મણિ ઝીતી આવ્યો નૃપ રમ્ય, રણમંડળમાં આવ્યો ત્યમ. ૮૦
પાર્થને જોવાને પળ્યો, એવે સોર સબળ સાંભળ્યો.
શીર લીધું શીર લીધું કહે, કોણે કપટ કર્યું નવ લહે. ૮૧
બંને જનની રોતી દીન, પાર્થનું તનુ મસ્તક હીન;
તે દેખી મૃતકવત્ જાત, બભ્રુવાહન પૃથ્વી પાત. ૮૨
એ કથા તો રહી એટલે, હસ્તિનાપુરની કોણ થઇ વલે;
જેણે વેળા વિજયી વઢ્યો, રણમંડળમાં પાર્થ પડ્યો. ૮૩
તેણે દિન રજનીમાં જાત, સ્વપ્ન નિહાળ્યું કુંતામાત;
[1]જાગ્યાં જનુની મન ઉચ્ચાટ, એવું સ્વપ્ન થયું શા માટ. ૮૪
ધર્મરાય નારાયણ જ્યાંય, માંડી સ્વપ્ન નિવેદ્યું ત્યાંય;
મેં તો અર્જુન દીઠો અડ્યો, તૈલ તણી વાપીમાં પડ્યો. ૮૫
ઊંટે બેશી વીશેવસા, પુત્ર પળાતો દક્ષિણ દિશા;
ગોમયનું તનુ લેપન કરી, કુસુમ કણેરી માળા ધરી. ૮૬
સખા તમારો શારંગપાણ, નથી જીવતો નિશ્ચે જાણ;
મારૂં મન દાઝે છે ઘણું, કંકણ ભગ્ન સુભદ્રા તણું. ૮૭
એવું વચન સુણી ગોપાળ, પક્ષીપતિ સંભાર્યો તત્કાળ;
તત્ક્ષણ આવ્યો તેહ સુપર્ણ, ઉપર બેઠા અશરણશર્ણ. ૮૮
કુંતા ભીમ તથા દેવકી, ગોપસુતા તેડ્યાં ત્યાં થકી;
ગરૂડે બેસાડી તે ગયા, પડ્યા પાર્થ પાસે આવિયા. ૮૯
અયુત સ્તંભશું ઉભુ કર્યું, પટ-મંદિર ભામનીએ ભર્યું;
પાડ્યું રણ બભ્રુવાહને, દીઠું ભીમ તથા ભગવાને. ૯૦
રાતે રત્નજ દીવા બળે, કુંડળ હાર મણિ જળહળે;

---

૧. જાગતાં રજનીમાં ઉચ્ચાટ. પ્ર. ૧.

મુકુટનિકરની ઝળકે જ્યોત, દીસે રણાંગણ ઉદ્યોત. ૯૧
ચોદિશે દીસે સુંદરી, મધ્યે અર્જુન દીઠા હરિ;
વનિતા-વદન ઇંદુ આવર્યું, [1]મિત્ર તણું મુખ ઝાંખું કર્યું. ૯૨
તે માટે શું દીસે નહીં, કયહાં કયહાં હરિયે વાણી કહી;
ભીમ કહે સાંભળીએ સ્વામ, રવિ ઉદે થાશે સંગ્રામ ૯૩
ત્યારે પાર્થનું મુખસદ્મ, પ્રકાશ થાશે શોભા પદ્મ;
જૈમિનિ કે' જશ પૂરે ભર્યા, ખગથી હરિ હેઠા ઉતર્યા. ૯૪
ભીમ તથા ભામનીએ યુક્ત, અર્જુન દેખી વાણી ઉક્ત;
અરે ધનંજય એશું થયું, કોણે માર્યો બળ ક્યાંહાં ગયું. ૯૫
રાખો દેવકી માતા રૂવે, તથા યશોદા જનની જૂવે;
ભીમસેન કુંતાજી કને, વારંવાર વિલોકે તને. ૯૬
જેવે એવું બોલ્યા હરિ, ભીમસેન ઉચ્ચર્યા ફરી;
હે કૃષ્ણ તમો પૂછો એહ, પાર્થ કોણે પાડયો તેહ. ૯૭
અંધકાર વ્યાપે મહી માંય, સૂર્યને શાનો ભય ત્યાંય;
કોણ વીર છે તે ક્યાં ગયો, જેણે મારો ઘોડો ગ્રહ્યો. ૯૮
જેણે પાડયો ગાંડિવપાણ, તેને હું મારૂં નિરવાણ;
આ કોણ બીજો પાર્થ પાસ, પડયો છે પામીને નાશ. ૯૯
એની મેં એંધાણી લહી, કર્ણકુંવર વૃષકેતુ સહી;
જૈમિનિ કે' સાંભળ નૃપ મુદા, બભ્રુવાહન જાગ્યો તદા. ૧૦૦
બે જનની જાગી તત્કાળ, આગળ દીઠા દેવ દયાળ;
દેવકી માત યશોદા જેહ, કુંતા ભીમ વિલોકયાં તેહ. ૧૦૧
પ્રદ્યુમ્નને અનિરૂદ્ધ વીર, [2]જ્યાં યોદ્ધા મા'યોદ્ધા ધીર;
બભ્રુવાહનને સુખશીમ, એણે મળી ઓળખાવ્યા ભીમ. ૧૦૨
ભીમ લહ્યા બભ્રુવાહને, વાણી બોલ્યો દુઃખિત મને;
મેં પુત્રે થઇ માર્યો તાત, ભીમસેન હું પાપી જાત. ૧૦૩
સેનાનો મેં કર્યો સંહાર, મેં માર્યો વળી કર્ણકુમાર;
એવો હું અપરાધી સદા, ભીમસેન મુને મારો ગદા. ૧૦૪
મેં પાપીએ ખોવા પ્રાણ, એવાં વિઘ્ન કીધાં જાણ;
શેષનાગ મુખ્ય આવ્યા અહિ, જીવનમણિને કરમાં ગ્રહી. ૧૦૫

---

૧ પીત્ર તણું મન ઝાંખું. પ્ર. ૨. ૨ જ્યાં યુધાન. પ્ર. ૨-૩.

એવે કો દુષ્ટે આચર્યું, મારા તાત તણું શીર હર્યું;
પદ વંદુ પુરૂષોત્તમ દેવ, મુજને કરૂણા કરજો એવ. ૧૦૬
ચક્રસુદર્શન ધારે કરી, મારૂં મસ્તક છેદો હરિ;
પેહેલાં જેમ રાહુનું શીશ, સુર દેખંતાં છેદ્યું ઈશ. ૧૦૭
જે કાળે જનુની નહિ પિતા, બંધવ કોઈ નહિ રક્ષિતા;
તે કાળે તમો છો સા'ય, સર્વે જાણ્યા યાદવરાય. ૧૦૮
પિતા તણો હત્યારો હુંય, નરકસમુદ્રે નાખીશ તુંય;
ત્યાં પણ નહીં પીડાવું અમો, નયને નિર્ખ્યા છો હરિ તમો. ૧૦૯
તમો પધારે પાવન થયા, ભાવિ નરક તણા ભય ગયા;
મુજને વા'લું મર્ણ અપાર, જીવિત દુઃખ તણો દાતાર. ૧૧૦
તારૂ વૈષ્ણવ રૂપી ધન, ચોરે મેં ચોર્યું ભગવન;
પિતામહીને પેખું નહીં, મારી માતા પ્રણામે સહી. ૧૧૧
કુંતા ક્યમ આણુ બોલ્યાં રહે, સામો આશીર્વાદ ન કહે;
ઇતિ ભારત અશ્વમેધ મહાન, બભ્રુવાહનનું આખ્યાન. ૧૧૨
ઓગણચાળીશમો અધ્યાય, પાર્થ પાત કહ્યો જે માંય;
રત્ન કહે યત્ને કરી કર્યો, શત ને નવ શ્લોકે વિસ્તર્યો. ૧૧૩

## અધ્યાય ૪૦ મો રાગ ધનાશ્રી.

જૈગિનિ કહે સાંભળ જનમેજય, મહા ભારત મહિમાયજી;
ત્યાર પછી કુંતા પ્રત્યે બોલ્યાં, નાગ તણી કન્યાયજી. ૧
હું વિષદંતી સાપણી કેરો, સાસુ લ્યો નમસ્કારજી;
પાર્થને પગે હું વળગી, તમો ગોમતી કેરે દારજી. ૨
સુતહત્યા પન્નગ પરહર્યો, ગોમતીયે જ્યમ કાયજી;
રાજસુતાએ તમો તથા હું, પરહરી સાપણી સોયજી. ૩
શાપરૂપ એ દંડે મારૂં, મુખ ભાંજી કરો ચૂરજી;
જૈગિનિ કહે સાંભળરે રાજા, જનમેજય મહા શૂરજી. ૪
ત્યાર પછી ઊંચે સ્વર સુંદરી, કુંતા સરશી રોયજી;
હા! હા! પાંડવ કહીને પડતી, યોદ્ધા સર્વે જોયજી. ૫
નમસ્કાર કરી નારાયણને, શેષ કહે મન હરખોજી;
[1]ઋષીકેશ હરિ જગન્નાથ તમો, આ વિપત શું નિરખોજી. ૬

૧ ઋષિ કેશ યજ્ઞનાથ તમો, શું આવી અવસ્થા નિર્ખોજી પ્ર. ૨-૩.

રસાતળમાં બૂડે સઘળો, ધર્મરાયનો વંશજી;
કૃપાસિંધુ ઉધર્ય કર આપી, શીઘ્ર અખિલ અવતંશજી. ૭
રાખો રૂદન કરંતા જનને, શીશ ન દીસે સ્વામજી;
ક્યાંહાં ગયું મસ્તક મહારથીનું, હતુ આણે ઠામજી. ૮
એ ઉપર જે કરવું જોઈએ, તે કીજે ભગવાનજી;
પન્નગપતિનું વચન સુણીને, બોલ્યા વિષ્ણુ વચનજી. ૯
સર્વે કો' સાંભળજો ભાઈઓ, બોલું વાત વિચારજી;
જો હું જન્મ લગી બ્રહ્મચારી, ભૂતળમાં નિરધારજી. ૧૦
તેણે પુણ્યે પાર્થનું શીર, આવી પડજો આંયજી;
હરનારાનું શીર છેદાજો, મારે વચને ત્યાંયજી. ૧૧
જૈમિનિ કે' શીર હરતા વિષધર, તત્ક્ષણ પામ્યા મર્ણજી;
પાર્થનું મસ્તક આવી પડ્યું, મણિપુર હરિને ચર્ણજી. ૧૨
શેષનાગ પાસેથી હરિયે, મણિ લીધો કર માંયજી;
કૃષ્ણ કહે શિવ વચન અમો પણ, ઓલંઘ્યું નવ જાયજી. ૧૩
શંકરને પ્રસાદે પારથ, પુનરપિ જીવન પામેજી;
તે માટે એના [1]ઉર ઉપર, મણિ મૂકું દુઃખ વામેજી. ૧૪
પેહેલો કર્ણકુંવર જીવાડું, વળતો અર્જુન શૂરજી;
અધુના ઉઠય અરે વૃષકેતુ, મણિ મૂકયો તુજ ઉરજી. ૧૫
જૈમિનિ કહે મણિ મૂકતામાં, કર્ણકુંવર શીર સોયજી;
ધડ સંગાથે આવી વળગ્યું, લોહચુંબકવત્ જોયજી. ૧૬
કૃષ્ણ! કૃષ્ણ! કેશવ હરિ કે'તો, રણમંડપથી ઉઠયોજી;
રહે રહે ઉભો બભ્રુવાહન, એમ કહીને ત્રુઠયોજી. ૧૭
હર્ષચુંબન કીધું કૃષ્ણે, પાગ્ય પડ્યો વૃષકેતુજી;
ત્યાર પછી તેની તે વિધિયે, ઉઠયો અર્જુન હેતુજી. ૧૮
યથા જીવ માયાએ વા'યો, યોગ સંબંધે જાગ્યોજી;
સવ્યસાચી તે સર્પે દીઠો, મનનો સંદેહ ભાગ્યોજી. ૧૯
પાર્થ ઉપર સુરવર વરસે, કુસુમ તણા વરસાતજી;
નાના વિધિના શંખ વજાડે, આનંદ ઉત્સવ જાતજી. ૨૦
કુંતા કેશવ આનંદ્યાં સહુ, ને યોદ્ધે કર્યાં પ્રણામજી;

---

૧ મુખ પ્ર. ૨-૩.

નમસ્કાર કરતો સહુ કોને, વૃષકેતુ તે ઠામજી. ૨૧
મણિપુરમાંથી પ્રદ્યુમ્નાદિક, મળ્યા પરસ્પર શૂરજી;
કુંતા ભીમ વિલોકયાં તેણે, ઉદયો આનંદ પૂરજી. ૨૨
બભ્રુવાહન પુરમાં પેઠા, હરિની પાછળ સોયજી;
નાના વિધનાં વિત્ત સમર્પે, [1]નગર લોક સૌ કોયજી. ૨૩
છાસઠ ભાવે ભુવન ચિતર્યા, નાચે નરને નારજી;
ગજને હય હિસારવ કરતા, ધ્વજા તણો નહિ પારજી. ૨૪
રાય-ભવનની રચના દેખી, વિસ્મય પામ્યા તેહુજી;
મુક્તાફળ ચતુશ્કે બેઠા, અચ્યુત અર્જુન બેહુજી. ૨૫
હસ્તીની અંબાડીમાંથી, ઉતરિયા અર્જુનજી;
બભ્રુવાહન સભામાં સ્થાપી, બોલ્યો વીર વચનજી. ૨૬
વીર કહે સાંભળજો વિજયી, લાજ ન ધરવી ધનજી;
સૈન્ય હણ્યું હું પુત્રે જીત્યો, એમ ન આણો મનજી. ૨૭
સર્વથકી જય ઈચ્છા કરવી, પુત્રથકી ત્યાં હારજી;
ગંગાજીને શાપે મોહ્યા, પડયા પ્રભુ નિરધારજી. ૨૮
પુનરપિ કૃષ્ણ પ્રસાદે પેખો, પુત્ર સમૃદ્ધિ સારીજી;
ચિત્રાંગદા પત્નીને પેખો, અન્ય ઉલૂપી નારીજી. ૨૯
બભ્રુવાહનને બોલાવો, તમથી પામ્યો લાજજી;
અર્ભકનું ઉપાર્જ્યું અર્જુન, લ્યો સઘળું આ રાજજી. ૩૦
વાસુદેવજી અર્જુનને તમો, શીખામણ દો આપજી;
કુંતા અર્જુન બભ્રુવાહન, કરીએ કૃષ્ણ મેળાપજી. ૩૧
દેવકી ભીમ યશોદા મેળો, એ પરિવાર પનોતોજી;
નીચે વદને વીર રહ્યો તે, પિતા પ્રત્યે નથી જોતોજી. ૩૨
તજવા ઈચ્છે આપણનું તનુ, તાત વધે અપરાધજી;
જૈમિનિ કહે સાંભળ હે રાજા, જનમેજય મહાસાધજી. ૩૩
ત્યાર પછે આપણુને આસન, સ્થાપ્યા અર્જુન કૃષ્ણજી;
બભ્રુવાહન તાત પ્રત્યે પછે, પૂછે કાંઈ એક પ્રશ્નજી. ૩૪
હું તો તાત હિમાચળ જાઇશ, પાડીશ મારો દેહજી;
અન્ય ઉપાયે પાતક ન પળે, પિતા વધ દૂત જેહજી. ૩૫

---

૧ નાગ લોક પ્ર. ૨. હીંદોળે પ્ર. ૨-૩.

કૃષ્ણ-ભક્ત એ કુંતાસુત ને, ધર્મ-કામનો કારીજી;
તેનો વધ દુઃખદાતા માટે, પાડીશ કાયા મારીજી. ૩૬
ભીમ કહે સાંભળ પાર્થસુત, તારા તનનું પાપજી;
લેશ નહિ રે' નિકટે નિરખ્યા, દેવકીનંદન આપજી. ૩૭
યથા અમો માર્યા રણ મધ્યે, ભીષ્મપિતામહ યુદ્ધજી;
દ્રોણ કર્ણને સંહારી હરિ, પ્રતાપે છૂટયા શુદ્ધજી. ૩૮
તથા તુંય જીવતવ્ય સુધી, પાવન કીધો નાથેજી;
શોક તજીને ચાલ હવે તું, ધર્મ-તુરંગની સાથેજી. ૩૯
હરિ આગળ મહાપાપી પાવન, તારી ગણના કોણજી;
પંચ પાતક કરતા હરિ નામે, પાવન કીધા પોણજી. ૪૦
ચોથા યુગમાં માણસ સર્વે, પાપે પૂરણ થાશેજી;
નારાયણને નામે તેનાં, પાતક સઘળાં જાશેજી. ૪૧
દુઃખ કયાંથી દીનત્વ કયાંથી, શાની ભીત્ય પ્રમાણીજી;
સહજ સ્વભાવે જેની જીવ્હા, કૃષ્ણ! કૃષ્ણ! કહે વાણીજી. ૪૨
જૈમિનિ કે' તે કૃષ્ણે કીધો, વૈર શોક વિણ બોધજી;
પ્રબોધ્યા [1]સંબોધ્યા પોખ્યા, મણિપુર આવ્યા યોધજી. ૪૩
નાનાવિધ વાજીંત્ર વજાડે, બહુ વિધ દેતા દાનજી;
પાર્થસુત યુદ્ધ તણો વિસ્મય, જેના મનમાં મહાનજી. ૪૪
કર્ણકુંવરને કૃષ્ણ વખાણે, શેષ નાગની સાથેજી;
પછે પાંચમે દિવસે ઘોડો, છોડયો વૈકુંઠનાથેજી. ૪૫
કુંતાજી વધુ સાથે સુખિયાં, સુતના સુતને ઘેરજી;
ગાયન ગાન કરે નટ નાચે, રાચે રૂડી પેરજી. ૪૬
બભ્રુવાહન અર્જુન પ્રત્યે, અંતઃપુરમાં પેશીજી;
મોદ સહિત માધવજી બોલ્યા, ઉત્તમ આસન બેશીજી. ૪૭
પાર્થ તારા સુતને ભુવને, રહ્યા ભીમ હું હર્ખ્યાજી;
પંચ રાત્ર પ્રાધૂણું પૂરણ, ધીર ધનંજય નિર્ખ્યાજી. ૪૮
ભીમસેન ને કુંતામાતા, તથા યશોદા સાથજી;
અન્ય ઉલૂપી સાથ પધારો, જ્યાં છે ગજપુર-નાથજી. ૪૯
ચિત્રાંગદા પણ સાથ પધારે, નાનાધન લે પાસેજી;
અધ્વરનો આરંભ કરવો, મારી મતિ એમ ભાસેજી. ૫૦

---

૧ સંતોષ્યા પ્ર. ૨. ૩.

આપણુ પાખે યુધિષ્ઠિર રાજા, કરશે અતિશે ચિંતાજી;
અમો તમોને બભ્રુવાહન, વૃષકેતુ બળવંતાજી. ૫૧
હંસધ્વજ આદે સહુ યોદ્ધા, હયની રક્ષા કરશુંજી;
જે જે દેશ જશે એ વાજી, તેની પાછળ ફરશુંજી. ૫૨
જૈમિનિ કહે સાંભળ જનમેજય, મહાભારત સુખશીમજી;
એવો મંત્ર કરી શ્રીકૃષ્ણે, ગજપુર પ્રેર્યા ભીમજી. ૫૩
વનિતાને વળી વિત્ત મોકલ્યાં, ભીમસેનની સાથજી;
અશ્વ તણું કૌતક જોવાને, સાથ રહ્યા યદુનાથજી. ૫૪
શેષનાગ આદે સહુ પન્નગ, પાતાળે પ્રવેશજી;
નારાયણની લઇ આજ્ઞા, પૂજ્યા અર્ચ્યા એશજી. ૫૫
કો એક જે અર્જુનનું જીવન, હરિનું ચારૂ ચરિત્રજી;
શ્રદ્ધા ધરીને સાંભળશે તે, થાશે પરમ પવિત્રજી. ૫૬
તેને કોય સમે જનમેજય, દુષ્ટ મરૂણુ નહિ થાયજી;
અર્જુનનું જીવન જે મધ્યે, માધવનો મહિમાયજી; ૫૭
ઈતિ ભારત અશ્વમેધપર્વમાં, એ અધ્યા'એ ચાળીશજી;
બભ્રુવાહન વીર વિજયને, મણિપુર આવ્યા ઇશજી. ૫૮
શ્લોક થયા છપન જે મધ્યે, સંપૂરણુ આખ્યાનજી;
રત્ને કહે યત્ને પદ કીધાં, સતાવન [1]વ્યાખ્યાનજી. ૫૯

## અધ્યાય ૪૧ મો રાગ કેદારો.

જનમેજય પૂછે કથા, જૈમિનિ મુજને કહો યથા;
હયવર ત્યાર પછી કહો કયાં ગયો રે. ૧
નરનારાયણુ મહાબળી, બહુ વીરે વીંટયા વળી;
વળિ હયવર રક્ષણુનો જય કયમ થયો રે. ૨
*મુજને મહા સુખ સર્વથા, તુજ મુખથી સુણુતાં કથા;
હરિઅમૃત પાને આનંદ ઉદયો રે. ૩

### ઢાળ.

આનંદ ઉદયો અમૃત પાને, ક્ષીર સમુદ્રે સ્નાન;
ચંદ્રકિરણુ મલયાચળ અનિલે, મળતાં મહાસુખ ભાન. ૪
સુંદર કુસુમ સુગંધે શીતળ, મહા સુખકારી સોય;

---

૧ પાવન પ્ર. ૨-૩. * આ કડી પ્રત ૧ માં નથી.

વાસુદેવનાં સુરસ ચરિત્ર સુણી, એવો આનંદ હોય. ૫
ભીમ ગયા પુઠી ભગવાને, શું કીધું નિરવાણુ;
તે સર્વે મુજને કો' જૈમિનિ, સકળ કથા રસ જાણુ. ૬
તે નરનાં મુખ રાફ સરીખાં, જે હરિ-ગુણુ નવ ગાય;
કીટ પડયા તેના મુખ મધ્યે, માટે નવ બોલાય. ૭
કોણુ દેશમાં અશ્વ ગયો પછે, મુજને કહો મહિમાય;
એમ સુણી જનમેજય પ્રત્યે, ઉચ્ચર્યા મુનિરાય. ૮
મણિપુરથી મૂક્યો તે વાજી, શોભા સુંદર સાજે;
આગળ જાતાં અશ્વ નિહાળ્યો, તામ્રધ્વજ મહારાજે. ૯
રત્નપુરી મયૂરધ્વજ રાજા, મૂક્યો યજ્ઞતોખાર;
તેની રક્ષા કરવા પ્રેર્યો, તામ્રધ્વજસુત સાર. ૧૦
તામ્રધ્વજ અર્જુનનો વાજી, મળિયા સન્મુખ સિદ્ધ;
અન્યો અન્યે મુખ સુંધીને, સ્થિર કર્ણું સ્વર કીધ. ૧૧
ઉંચે ચરણે તાડન કરતા, [1]ઘરઘરતા તે ઘોટ;
ક્રોધ કરીને કરડે ઘોડા, મુક્તાફળ સમ કોટ. ૧૨
કોણે યજ્ઞ કરવા મૂક્યો, વાંચ્યો પત્ર વિધાન;
હયવરને ઝાલીને વાંચે, બહુલધ્વજ પ્રધાન. ૧૩
ભણ્યો ભાવ તે પત્રજ કેરો, ભૂપતિશ્રવણે સોંપ્યો;
વચન સુણી પ્રધાન તણું ને, તામ્રધ્વજ અતિ કોપ્યો. ૧૪
નરનારાયણુ રાખે યદ્યપિ, તોયે ગ્રહો એ ઘોટ;
પ્રદ્યુમ્ન અનિરૂદ્ધ હંસધ્વજ, યદ્યપિ આવે ઓટ. ૧૫
અનુશાલ્વ વૃષકેતુ જાણ્યા, બભ્રુવાહન સર્વ;
એણે રાખ્યો તોય ગ્રહો હય, વીર તણે મનગર્વ. ૧૬
પોતાની સેના સજ કીધી, મુખ બોલ્યો બળવંત;
મારે તાતે દીક્ષા લીધી, કીધા યજ્ઞ અનંત. ૧૭
અશ્વમેધ આરંભ્યો પુનરપિ, સપ્તમ સંખ્યા જાણે;
અષ્ટમ યજ્ઞ થશે આપણીએ, ગ્રહેતાં ઘોડો આણે. ૧૮
તે મખ માધવ પાખ્ય કર્યા છે, આમાં આવ્યા કૃષ્ણ,
તે માટે સહુ સન્મુખ થાજો, માનો મારૂં પ્રશ્ન. ૧૯
સાવધાન થાજો સહુ શૂરા, થાશે મહા સંગ્રામ;

---

૧ ધરધરતા તે ઘોડા. પ્ર. ૨.

તામ્રધ્વજનું વચન સુણીને, બહુલધ્વજ કહે આમ. ૨૦
તારી સેના આગળ મહીપતિ, પારથ-સેના સ્વલ્પ;
આગળ પાછળ આછયાદી છે, કયહું ન દીસે અલ્પ. ૨૧
આપણુના જનપદને જાણે, બભ્રુવાહન સાર;
પિતા તમારાને કર આપે, મુક્તાફળ એક ભાર. ૨૨
મયૂરધ્વજને મંદિર એનાં, મુક્તાફળ શે લેખે;
નૃત્યકારણી નૃત્ય કરે ત્યાં, પુષ્પ અંજલિ પેખે. ૨૩
તે મુક્તાફળ પુંજા મળતાં, બા'રી બાર ન ખાય;
એ સઘળું વૃત્તાંત લહે છે, બભ્રુવાહન રાય. ૨૪
[1]બભ્રુવાહન પુરમાં દીસે, યુદ્ધ થયું છે સત્ય;
[1]આણુ સમર્થ કો પાછા ભાગ્યા, કોઇ એક પામ્યા મૃત્ય. ૨૫
[2]નિર્ધનને વળી દુર્બળ દીસે, સૂક્ષ્મ પ્રાક્રમ સ્વાર્થ;
અશ્વ ગ્રહીને એશું વઢતાં, શો થાશે પુરૂષાર્થ. ૨૬
તામ્રધ્વજ કે' સાંભળ મંત્રી, શું કરવું છે ગાત્ર;
બીજા વીર તણી મુજ આગળ, ગણના કિંચિત્ માત્ર. ૨૭
વીર ધીર છે એ બે મધ્યે, બભ્રુવાહન કર્ણકુમાર;
નિશા વિશે નારદજી ભાખ્યું, એનું બળ અતિ સાર. ૨૮
પાર્થને પુરૂષોત્તમ ભાખ્યા, નરનારાયણ બેહુ;
પ્રદ્યુમ્નને અનિરૂદ્ધ ત્રીજો, યુયુધાન છે તેહુ. ૨૯
એ સઘળા શ્રી કૃષ્ણુ સરીખા, માટે થાશે યુદ્ધ;
અર્ધચંદ્ર વ્યૂહ સેનાની, રચના કર્ય તું શુદ્ધ. ૩૦
પંચજન્યનો નાદ કરેછે, સાંભળ શ્રી અવિનાશ;
દેવદત્ત પાર્થનો વાજે, ગાજે અતિ આકાશ. ૩૧
અશ્વ તણે અર્થે જો આવે, યોદ્ધા આયુધ ઝાલી;
જૈમિનિ કે' સાંભળ જનમેજય, સત્વર સેના ચાલી. ૩૨
એમ કહીને રાજા રણુમાં, ઉભો ધૈર્યજ આણી;
એને અવિનાશે અવિલોક્યો, વિઠ્ઠલ બોલ્યા વાણી. ૩૩
પાર્થ તું જો, તામ્રધ્વજને, મયૂરધ્વજનો તન;
એણે તારો અશ્વ ગ્રહ્યો છે,એવુ ભાસે મન. ૩૪

---

૧. આ લીટી પ્ર. ૧ લી માં નથી. ૨. બભ્રુવાહનપુરમાં દીસે યુદ્ધ થયું છે પાર્થ પ્ર. ૧.

એણે સ્થાનક મહા યુદ્ધ થાશે, બહુ શૂરાનો છેદ;
એથી મૂકાવો હય જેવો, શંખાસુરથી વેદ. ૩૫
બભ્રુવાહન સૈન્યપતિને, પ્રદ્યુમ્નાદિક નાગ;
રણમાં ઉભા રહીને કરશે, એ સામો સંગ્રામ. ૩૬
રણભૂમિ મૂકીને જઇએ, આપણ યાંથી દૂર;
એનો તાત સદા છે દીક્ષિત, રેવા-તિરે શૂર. ૩૭
શાંત જીતેંદ્રિય સત્યવાદી ને, જેણે જીત્યો કામ;
તે માટે પાર્થ એ સાથે, નવ કરવો સંગ્રામ. ૩૮
ગૃધ્રવ્યૂહ વિખ્યાત રચોને, સ્થાનક સ્થાપો વીર;
સામા શૂરા પીડે પૂરા, તામ્રધ્વજના ધીર. ૩૯
તે સર્વે છે કાળ સરીખા, માટે વઢજો વીર;
દારૂક સારથી રથને રાખે, હું તે પર બેશીશ ધીર. ૪૦
પાર્થ તું થાક્યો છે માટે, યુદ્ધ કરીશ હું આજ;
પુત્ર પૌત્ર પરિવાર અમારો, વેરી આણે વાજ. ૪૧
જાણું છું આવ્યો છે અધુના, શૂર તણો સંહાર;
જૈમિનિ કહે સાંભળ જનમેજય, અશ્વમેધ વિસ્તાર. ૪૨
એવું વચન ઉચ્ચારી અચ્યુત, આપ તણે રથ આવ્યા;
ગૃધ્રવ્યૂહ કરી મુખ ઉભા, ભૂપતિને મન ભાવ્યા. ૪૩
વાસુદેવ રથ ઉપર બેઠા, દીઠા સર્વે ભૂપે;
ગૃધ્ર તણી ગ્રીવા અનુશાલ્વ, વિઠ્ઠલ વદન અનુપે. ૪૪
હંસધ્વજને સાત્યકિ યાદવ, ગૃધ્ર તણી બે આંખે;
અનિરૂદ્ધ ને પ્રદ્યુમ્નજ ઉભા, પક્ષીની બે પાંખે. ૪૫
યૌવનાશ્વને મેઘવર્ણ તે, પક્ષીને પગ ઉભા;
વ્યૂહ તણી ઘણી રચના કરતા, સુંદર રૂપે શોભ્યા. ૪૬
અર્જુન વીર હૃદય વિચ ઉભા, પાછળ યોધ અપાર;
ચંચુ ઉપર બભ્રુવાહન, બીજો કર્ણકુમાર. ૪૭
એવા વીર અપાર વિલોક્યા, બીજા બહુ રાજાન;
તામ્રધ્વજ આનંદે ઉભો, તેડ્યા શ્રી ભગવાન. ૪૮
પાર્થનો ઘોડો મેં ઝાલ્યો, રણથી યોદ્ધા જોતે;
જે માટે મૂકાવા આવ્યા, પુરૂષોત્તમજી પોતે. ૪૯
ધીરજ રાખી પારથ કેરી, રક્ષા કરજો દેવ;

મારો હયવર સન્મુખ આવ્યો, શે નવ બાંધ્યો એવ. ૫૦
દેવકીસુત સાંભળ સંગ્રામે, તું જોતાં મન હીસે;
હું સાથે વઢવા તું સમરથ, બીજો કોઇ નવ દીસે. ૫૧
ચક્ર સુદર્શન કરધનુશારંગ, બીજાં આયુધ ધાર;
મુજને બીત્ય નથી આ રણમાં, દીઠા દેવમૂરાર. ૫૨
ઈતિ ભારત અશ્વમેધપર્વમાં, એકતાળીશ અધ્યાય;
મયૂરધ્વજ આખ્યાન વિષે ત્યાં, તામ્રધ્વજ મહિમાય. ૫૩
શ્લોક થયા જે અધ્યા મધ્યે, અડતાળીશ સંબંધ;
રત્ન કહે યત્ને કરી કીધાં, પદ ચોપન પ્રબંધ. ૫૪

## અધ્યાય ૪૨ મો રાગ રામગ્રી.

[૧]એવું વચન કહીને પાર્થ કેરી, વિવિધ સેના જેહ;
તામ્રકેતુએ અર્ધચંદ્ર, શરે તાડી તેહ. ૧
ત્રણ શર હરિને હણી, પારથને [૨]સીત્તર બાણ;
મહાબળિયે પછે કીધો, સિંહનાદ સુજાણ. ૨
પાંચ બાણે હણ્યો દારૂક, સારથી વિખ્યાત;
ચાર બાણે ચાર હય, ઉપની અદ્ભુત વાત. ૩
નવ બાણે સાત્યકિને હણ્યો, કૃતવર્માને ત્યહાં અષ્ટ;
સહસ્ર બાણુ પ્રદ્યુમ્નને, મારી પમાડયો કષ્ટ. ૪
સહસ્ર શર અનિરૂદ્ધને, હણી ઉચ્ચર્યો ધરી ધૈર્ય;
કહે અનિરૂદ્ધ તામ્રધ્વજને, નિરખ મહારૂં વીર્ય. ૫
સહે મહારો પ્રહાર અથવા, મૂક્ય ઘોડો મૂર્ખ;
કવણ તુજને રાખશે, હુંથકી બીજો પુર્ખ. ૬
અનિરૂદ્ધની વાણી સુણી, ઉચ્ચર્યો રાજા વાણ;
કામથી તું પ્રકટયોને, તુને પુષ્પજબાણ. ૭
બાણકન્યાનો પતિ તું, કરેશ શો સંગ્રામ;
બાણે મૂકયો જીવતો તું, ઓખા કેરે ધામ. ૮
સઘ પાડીશ શરે તુજને, દેખતાં હરિ તેહ;
હુંથકી હાવે નહીં જીવે, ઉગાર્ય તાહરો દેહ. ૯
અનિરૂદ્ધ કહે શું લવે છે, હું બાણુ મૂકુ પોણ;

---

૧. એવું વચન સુણીને, પાર્થ કેરી સેના જેહ. પ્ર. ૧. ૨ સીતેર પ્ર. ૨.

અનુમાનમાં પ્રત્યક્ષ પંડિત, કરે વર્ણન કોણ. ૧૦
કહે જૈમિનિ અનિરૂદ્ધે પછે, બાણ મૂક્યો એક;
પ્રલય પાવકરૂપ ભૂપતિ, હૃદય ભેદ્યો છેક. ૧૧
સુચિત્રે પણ તેહ બાણે, હણ્યો અનિરૂદ્ધ સિદ્ધ;
અનિરૂદ્ધે શર આવતો તે, [1]પાંચ કટકા કીધ. ૧૨
અનિરૂદ્ધે શર ચાર મૂકી, ચાર માર્યા ઘોટ;
પાંચમે શર સારથીને, યદુનંદન દેતો દોટ. ૧૩
તે દેખતાં તે'ના યોદ્ધા, હણ્યા બીજા જેહ;
[2]અનિરૂદ્ધે સહુ દેખતાં, દિવ્યના છેદ્યા દેહ. ૧૪
વન માંહે કેશુ કારમા, ફૂલતાં ફાટ્યાં અંગ;
પૃથક્ કરને અંગુલિ, નખ તણો કીધો ભંગ. ૧૫
પૃથક્ પોંચા વિદાર્યા, કાપતો કરનાં મૂળ;
હૃદય કેરાં હાડ અળગાં, તથા કટિસ્થળ સ્થૂળ. ૧૬
શીશ છેદી હણી નાસા, નેત્ર છેદ્યાં હાસ્ય;
પૃથક્ ભૃકુટી દંત દાઢી, છેદતો સવિલાસ. ૧૭
તે વીરના સૈનક સઘળા, પરમાણું કટકાકાર;
સમીરે તે રેણુ સાગર, માંહે પાડ્યા સાર. ૧૮
વાયુઅસ્ત્રે [3]અવનિ નિર્મળ, કરી અનિરૂદ્ધ વીર;
રહ્યો ઉભો તે સમે, સુણ ધરાનાયક ધીર. ૧૯
ચતુર્વિધ સેના હણીને, રહ્યો ઉભો ભૂપ;
નિર્ધુમ્ર પાવક જેહવો, જાજવલ્યમાન સ્વરૂપ. ૨૦
કૃષ્ણસુતને કુમારે તે, તામ્રધ્વજનું તાંહે;
ત્રણ ક્ષોણી કટક કટકા, કર્યું તે રણ માંહે. ૨૧
વળી ત્યહાં બહુ સેન માર્યું, સાયકે સર્વાંગ;
બળે બળિયા સર્વ કાર્મુક, દીપ દગ્ધ પતંગ. ૨૨
ગયા વનમાં બાણ જાણે, બીહાવ્યા મહાનાગ;
હણ્યા હય અસ્વાર રણમાં, કર્યા તિલ તિલ ભાગ. ૨૩
તામ્રકેતુ મહાભુજ, અનિરૂદ્ધ ને પ્રવીણ;
તીક્ષ્ણ બાણે હણીને પછે, કરંતો રથ હીણ. ૨૪

---

૧ પંચ પંચ કટકા કીધ. પ્ર. ૧. ૨ અનિરૂદ્ધે સહુ વીરના, દિસતા છેદ્યા દેહ. પ્ર. ૨. ૩ અનિલ પ્ર ૨.

જેનાં ભાગ્યાં ચક્ર આંગણુ, એવો રથ આપ;
તેહને તત્ક્ષણુ તજીને, અનિરૂદ્ધે ઝાલ્યું ચાપ. ૨૫
ઓખાપતિએ બાણુ માર્યા, તામ્રધ્વજને તાણુ;
રથ હીન કીધો તામ્રકેતુ, અનિરૂદ્ધે નિરવાણુ. ૨૬
રથે બન્ને થયા પાળા, કરે રણુમાં ધાય;
અનિરૂદ્ધ મૂર્છાગત કરી, પછે રથે બેઠો રાય. ૨૭
પછે પાંડવ તણા પાડયા, વીર સૈનક ધીર;
પ્રદ્યુમ્નને શર પંચ મારી, વચન બોલ્યો વીર. ૨૮
મેં પરાજય પમાડયો છે, પ્રથમ યોદ્ધા કામ;
યુદ્ધ કયાં કરતા નથી, દેવકીનંદન શ્યામ. ૨૯
હાવે જદુપતિ જો જો આવ્યો, થયું મહારૂં કાર્ય;
ફરી જનમેજય પ્રત્યે, જૈમિનિ બોલ્યા આર્ય. ૩૦
પછે શૂરો મહાભુજ, મહારાજ કર્ણકિશોર;
વૃષકેતુ તેડી તામ્રધ્વજને, બાણુ માર્યાં ઘોર. ૩૧
વૃષકેતુએ મારી કર્યો, રથ હીણુ એવો રાય;
બીજે રથે બેશી કરી, બાળને હણુવા જાય. ૩૨
તેહ સમે ભાંજયો તેહ રથ, કર્ણુને પુત્રે ક્રૂર;
જે જે રથે બેસે નૃપતિ, કેસરી સરખો શૂર. ૩૩
તેહુ રથને છેદતો, વૃષકેતુ બુદ્ધિ ઉદાર;
ત્રણુ શત રથ છેદિયા, એ વિધે કર્ણકુમાર. ૩૪
કર્ણુને કુંવરે યદા, વ્યાકુળ કીધો ભૂપ;
[1]પછે બીજે રથે બેઠો, તામ્રકેતુ અનૂપ. ૩૫
પછે બાણે કર્યો મૂર્ચ્છિત, પડયો કર્ણકુમાર;
રોગનો ગણુ યથા પીડે, પિંડને નિરધાર. ૩૬
એમ અનુશાલ્વ ત્યહાં, કર્યો પ્રાક્રમ હીણુ;
એ વિધે રથથકી પાડયા, યૌવનાશ્વ પ્રવીણુ. ૩૭
સાત્યકિયે સાત બાણે, તુરંગ તાડયા જયમ;
કરે શંખસુનાદ એવે, તેહુ પાડયો ત્યમ. ૩૮
બાણુ બે બળમાંહે માર્યા, પાડયો તે કૃતવર્મ;
સુભટ સર્વે દેખતાં તે, કર્યું અદ્ભુત કર્મ. ૩૯

---

૧. પછે બીજે રથેબેશી વઢયો, પ્ર. ૧.

તેને શરે પાડ્યા પુરૂષ્ય પૃથ્વી, પડ્યા દીસે ત્યમ;
ક્ષીણ પુરૂષ પડે પૃથ્વી, નભથકી તે જ્યમ. ૪૦
પછે દીઠો આવતો તે, બભ્રુવાહન વીર;
તામ્રધ્વજ કહે તે પ્રત્યે, સ્મિત સહિત ગુણગંભીર. ૪૧
ક્ષણ એક ઉભો રહી મુજને, પંચ મારે બાણ;
મુને જીતે તો તજું, કર ભાર મોતી જાણ. ૪૨
કહે જૈમિનિ પછે, બભ્રુવાહને ધનુ તાણ;
તામ્રકેતુ પ્રત્યે તત્ક્ષણ, પંચ મૂક્યાં બાણ. ૪૩
બાણ બભ્રુવાહનના તે, કર્યા કટકા સાત;
સુચિત્રે રથ કર્યો ચૂરણ, [1]પાર્થ-સુત ઉતપાત. ૪૪
બભ્રુવાહન પડ્યો પૃથ્વી, રહ્યું રણ સર્વત્ર;
અંગનાં આભ્રણ પડિયાં, યથા નભ—નક્ષત્ર. ૪૫
મહાબળ પાતાળ ભેદી, બભ્રુવાહન યોધ;
તર્ત તામ્રધ્વજે રૂંધ્યો, વિકટ વાધ્યો ક્રોધ. ૪૬
[2]પછે આઘો રહી કહે, રહે રહે કૃષ્ણ વચન;
નિકટ નિરખી તેહને, પછે નીમીલ્યાં લોચન. ૪૭
મૃતક સરખા થઈ પડ્યા, નવ કરે શ્વાસોચ્છ્વાસ;
મૃતકને દેખી કરી જ્યમ, જંતુ પામે ત્રાસ. ૪૮
તજી વાહન વેગળાંને, પળાતા ભૂપાળ;
[3]શરે કરી ચોપાસ ઘેર્યો, હંસધ્વજ તત્કાળ. ૪૯
[4]ભૂપને મૂકી ગયા નાસી, પોતા તણા અસ્વાર;
કો કવચ મૂકી નાસતા, કો તજી આયુધ ભાર. ૫૦
રૂધિરના પ્રવાહ માંહે, બુડતા મોટા મીન;
વિસર્યું આપાપણું, શર—માર મોહ્યા દીન. ૫૧
તે કહે શું કરશે તુરંગને, પરમ પારથ રાય;
ગોત્રવધ ભયથકી જો જો, યજ્ઞ ઉત્તમ થાય. ૫૨
[5]આપણને હાથે હણાવી, સર્વને રાજન;

---

૧ પાર્થ કીનો પાત પ્ર. ૧–૩. ૨ પછે આવ્યો દેખીને, ત્યહાં વચન કહેતા જન પ્ર. ૧. ૩ તે શરે કરી તત્કાળ વેધ્યો, હંસધ્વજ ભૂપાળ. પ્ર. ૨. ૪ ભૂપને મૂકી ગયા, પોતા તણા અસ્વાર. પ્ર. ૧. ૫ આપણે હાથે હણી, પ્ર.૨.

પુણ્ય કરશે કેટલું, જેથી થશે પાવન. ૫૩
એમ કહેતા સુભટ તે, સંગ્રામ વારંવાર;
પછે પાર્થે વીર વેધ્યું, તેહનું બળ સાર. ૫૪
ઇતિ શ્રી મહાભારતે, અશ્વમેધપર્વ મહિમાય;
તામ્રધ્વજનો વિજય, બેતાળીસમો અધ્યાય. ૫૫
શ્લોક જે અધ્યા' વિષે, પંચાશ પૂરા ધન્ય;
રત્ને કહે યત્ને કર્યા, ૫૬ પૂર્ણ પંચાવન. ૫૬

## અધ્યાય ૪૩ મો રાગ ગોડી.

ધનંજયે તામ્રધ્વજ ત્યાર, નવ બાણે માર્યો નિરધાર;
કુંતાસુત અતિ કોપે ચઢયો, તામ્રધ્વજ રથમાંથી પડયો. ૧
તામ્રધ્વજ મોટો મહારથી, બીજે રથ બેઠો ત્યારથી;
નર ઉપર શર નાખે ઘણા, ગિરિ ઉપર બિંદુ ઘન તણા. ૨
મૂકે બાણ સુભદ્રાપતિ, તામ્રધ્વજ આચ્છાદો અતિ;
પૂર્યો શંખ ધનંજય ધીર, ઉચ્ચાર્યો ઉભો રહે વીર. ૩
રાજાનો રથ છેદ્યો સાર, તિલ તિલ કટકા કીધો ત્યાર;
અશ્વ સારથી સાથે પડયો, તામ્રધ્વજ બીજે રથ ચડયો. ૪
તામ્રધ્વજ કોપ્યો ત્યારથી, પાર્થનો પાડયો સારથી;
અશ્વ વિદારી બોલ્યો ફરી, પાર્થ મેં માર્યા તુજ તુરી. ૫
રથ ઉપરથી પાડયો રથિ, અર્જુન કયહાં જાઇશ હું થકી;
હું તો રથ સંઘાથે તુને, લેઇ મૂકુ હસ્તિનાપુર કને. ૬
તેને વચને વેધ્યો પાર્થ, પ્રકટ કરે પોતે પુરૂષાર્થ;
ધનંજયે રથ સાથે તેહ, શિથિલ કર્યો તામ્રધ્વજ દેહ. ૭
એક સહસ્ર રથ રાજા તણા, પાર્થ ભૂપે ભાંજ્યા ઘણા;
તોયે તામ્રધ્વજ સ્થિર થયો, રણ મૂકી નવ આળગો ગયો. ૮
પુનરપિ પાર્થ સાથે વઢ્યો, તામ્રધ્વજ રથ બીજે ચઢ્યો;
નારાયણ નિરખંતાં સહી, પાર્થ મૂર્છિત કીધો તહીં. ૯
તત્ક્ષણ મૂર્છા મૂકી નરે, તામ્રધ્વજ પાડયો બહુ શરે;
ત્યાર પછી તામ્રધ્વજ શરે, પાર્થ સાથ ખસ્યો રથ ખરે. ૧૦
દક્ષિણ પાસ ખશેડયો જાણ, જોજન એક ધરા પ્રમાણ;
પાર્થનો રથ આવ્યો ફરી, તામ્રધ્વજ મૂકે શર ભરી. ૧૧
પાંડવ—પતિનો ભેદ્યો પાણ, અતિશે પૌરૂષ કીધું જાણ;

પાર્થે ત્રણ શરે કરી ઘાય, રથ સરસ્યો ઉડાડયો રાય. ૧૨
તામ્રધ્વજ ઉંચો સંચર્યો, સિંહનાદ અર્જુને કર્યો;
રણ મધ્યે પારથ મહારથી, બીજા લીધા રથ સારથી. ૧૩
સુચિત્રની મહા સેના જેહ, યમને ધામ પમાડી તેહ;
અર્જુનને અકળાવે રાય, સોનાને શર કરતો ઘાય. ૧૪
બંને અસ્ત્ર લહે બહુ ભેદ, નાના મંડળ કરતા વેદ;
વીર શરે તે વીંટયો વીર, મહારણને નવ મૂકે ધીર. ૧૫
રણ મૂકી કો નાસે નહીં, મોટું કૌતક ભાસે સહી;
ધનંજયે એ ક્ષોણી ગણી, તામ્રધ્વજની સેના હણી. ૧૬
તામ્રકેતુએ પારથ તણી, પ્રયુત પ્રમાણે સેના હણી;
પરસ્પરે ઈચ્છે જીતવા, મહા દારૂણ રણ કરતા હવા. ૧૭
કુંતાનો સુત કોપ્યો આપ, તામ્રધ્વજનું છેદ્યું ચાપ;
ધ્વજા પતાકા છેદ્યાં સાર, છત્ર તણા બે રાખણહાર. ૧૮
રથનાં સાધન છેદ્યાં બહુ, છત્ર તુરંગમ છેદ્યાં સહુ;
સંહાર્યો રથનો સારથી, પડયો રાશ પરોણો સથી. ૧૯
જે જે રથ બેસે રાજન, તે તે રથ છેદે અર્જુન;
અતિશે લઘુલાઘવતા કરી, બે સહસ્ત્ર રથ છેદ્યા ફરી. ૨૦
ભાગ્યા રથ તામ્રધ્વજ તણા, ચારે પાસે દીસે ઘણા;
પાર્થ—બાણે પીડયું તન, ધીરજ નવ મૂકે રાજન. ૨૧
સુચિત્રનું છેદ્યું તનુ સહુ, માંસ તણા કણ ઉડે બહુ;
તામ્રધ્વજ તન કેરૂં માંસ, શર પ્રહારે ઉડે આકાશ. ૨૨
પવને પણ ઈતસીત્ અડવડે, હરિના મસ્તક ઉપર પડે;
એવું યુદ્ધ થયું રાજન, ત્રણ લોક મોહ્યા તે દન. ૨૩
બંને બળિયા કોપે ચઢયા, સાત દિવસ સુધી તે વઢયા;
રાત્ર દિવસ પોખ્યું રણ બહુ, વિસ્મય પામ્યા સુરવર સહુ. ૨૪
પાર્થનો રથ ઝાલી પાણ, ગગન ગયો તામ્રધ્વજ જાણ;
ચંચુ વિષે જયમ ઝાલી માંસ, શિંચાણો ઉડે આકાશ. ૨૫
શૂર સુચિત્રે આકાશથી, પડતો મેલ્યો પારથ રથી;
ધ્વજા પતાકા સારથી સાથ, પડતો દીઠો રથ યદુનાથ. ૨૬
આડો હાથ ધરી અવિનાશ, પડતો રથ ઝાલો પ્રકાશ;
મેં પાડયો પાર્થ રથ સાથ, નારાયણ તેં ઝાલ્યો હાથ. ૨૭

ઉત્તમ બળ છે મારૂં આજ, જેને સાત્યક યાદવરાય;
રાજા એમ કહે જેટલે, કેશવજી કોપ્યા તેટલે. ૨૮
મસ્તક મધ્યે મારી ગદા, હ્રદયે પાટુ મારી તદા;
ભેદ્યું હ્રદય ધરાપતિ પડયો, અચ્યુતની આગળ આખડયો. ૨૯
પુનરપિ રથ બેઠો નિરવાણ, માધવજીને મારે બાણ;
એ સામો હું ને તું આમ, એક સમે કીજે સંગ્રામ. ૩૦
એણી રીતે એ જીતાય, આજ ન દીસે અન્ય ઉપાય;
મહાબળીઓ દેખી ભૂપાળ, અર્જુન તું આ શંકા ટાળ્ય. ૩૧
તામ્રધ્વજના બાણે હણી, જો શેના નાસે આપણી;
બભ્રુવાહન સરખો આંય, હાર પમાડયો હેલા માંય. ૩૨
ગાંડિવના શર મૂકી તાડય, પાર્થ તું એને પણ પાડય;
શારંગ ધનુષ્ય ચઢાવી સહી, હું પાડીશ ત્યાં સંશય નહીં. ૩૩
એમ કહી ગોવિંદે વાણ, તત્ક્ષણ તાણી માર્યાં બાણ;
વિષ્ણુ વકારે જે વીરને, પારથ મારે તે ધીરને. ૩૪
તોય તામ્રધ્વજ નવ થકે, બંને ભડને પોહોચી શકે;
તેણે મૂકયાં તીક્ષ્ણ બાણ, નરનારાયણ વેધ્યા જાણ. ૩૫
મર્યાદા લોપી તેહુની, પ્રત્યંચા છેદી બેહુની;
આનંદે ફૂલ્યાં લોચન, કૃષ્ણ પ્રત્યે બોલ્યો રાજન. ૩૬
જે ઈચ્છે સંપત ભોગવા, તેણે હરિને સંતોખવા;
અર્જુનનો રથ કીધો ત્યાગ, સૂતપણું મૂકયું મહારાજ. ૩૭
મહારથી બીજે રથ ચઢો, વિશ્વંભર હું સાથે વઢો;
થજો સારથી પાછા ફરી, નરને શીદ મરાવો હરિ. ૩૮
પછે કૃષ્ણ રથ મૂકી રહ્યા, પુનરપિ પાર્થ—સારથી થયા;
હયવર હરિયે હાકયા પછે, ધમકે ઘુઘરી રણમાં ગચ્છે. ૩૯
બેહુ રથ આવીને અડયા, કેશવજી અતિ કોપે ચઢયા;
હરિએ ચાબુખ માર્યો યદા, સામો સારથી તાડયો તદા. ૪૦
તામ્રકેતુએ તે નવ ગણ્યા, દશ બાણે નારાયણ હણ્યા;
સાઠ બાણ સાંધ્યા તત્કાળ, અકળાવ્યો અર્જુન ભૂપાળ. ૪૧
છેદ્યું છત્ર ધનંજય તણું, શત બાણે હરિ પીડયા ઘણું;
ત્યાર પછી અર્જુન આદર્યો, રાજાનો રથ કટકા કર્યો. ૪૨
શરે કરીને છેદ્યો રાય, દેખી નર રોમાંચિત થાય;

પારથને બાણે કરી એહ, જ્યાં જ્યાં ઉડે નૃપનો દેહ. ૪૩
પુનરપિ આવે પારથ પાસ, આયુધ બાંધી ઉભો આશ;
સુચિત્ર સામો આવ્યો ગણી, હરિયે ઉરમાં પાટુ હણી. ૪૪
પદ પ્રહારે પૃથ્વીમાં પડ્યો, ઉઠીને ગજ ઉપર ચઢ્યો;
ત્યાં રહીને મૂકે બહુ બાણ, પુનરપિ પીડ્યા નરનારાણ. ૪૫
હરિ હય સાથ ફગાવે વક્ર, પારથના રથ જેવું ચક્ર;
મૂકી મૂર્છા પામ્યા બોધ, બભ્રુવાહન આદે યોધ. ૪૬
યુદ્ધ કરવા આવ્યા તે અડી, તામ્રધ્વજે પાડ્યા તે ઘડી;
એમ વઢે તામ્રધ્વજ યોધ, માધવને મન વાધ્યો ક્રોધ. ૪૭
ચક્રસુદર્શન સાહ્યું પાણ, ઉંચે સ્વરે ઉચારે વાણ;
રહે રહે રાજા હવે ક્યાં જાય, તમ્રધ્વજ પુઠે હરિ ધાય. ૪૮
તેણે સ્થાનક ધ્રુજી ધરા, દેવ સહુ ભય પામ્યા ખરા;
વારિધિ મધ્યે વાધી વેળ, સૂરજ કાંપ્યો દિશ [1]ઉદ્વેલ. ૪૯
શેષ આદે અહિ બીધ્યા બળી, કાયાની કીધી કુંડળી;
તામ્રધ્વજ ગજથી ઉતર્યો, નારાયણ સામો સંચર્યો. ૫૦
તેણે ચક્રે તેણી વાર, સેનાનો કીધો સંહાર;
સાત અક્ષોહિણી સેના ગણી, ક્રોધ કરીને હરિયે હણી. ૫૧
ઇતિ ભારત અશ્વમેધ મોઝાર, ત્રેતાળીશમો અધ્યા' સાર;
રત્ન કહે યત્ને કરી કર્યો, પંચાશ શ્લોકે વિસર્યો. ૫૨

## અધ્યાય ૪૪ મો રાગ મારૂ.

જૈમિનિ કહે સાંભળ ભૂપતિ, રાજા મનમાં હરખ્યો અતિ;
નિરખી નિજસેના મારી, હર્ષ્યો મન ભૂપતિ ભારી. ૧
જે કોપે ભરાયા કૃષ્ણ, તેને પૂછે ભૂપતિ પ્રશ્ન;
હણી સેના મારી જેહ, કર્યું ઉત્તમ કાર્ય તેહ. ૨
હું તુમાં એટલો અંતરાય, હાવું દર્શન તારૂં થાય;
તહારૂં સુદર્શન જેહ, કયમ મૂક્યું માધવજી તેહ. ૩
હું મોકલ્યો તાતે આજ, અશ્વમેધને કરવા કાજ;
મધુસૂદન રહેજો ઉભા, હું નિરખું તમારી શોભા. ૪
તમો પાર્થનું પણ થાપ્યું, પૂર્વે નિજ સુકૃત આપ્યું;

---

૧ ઉદ્વેગ પ્ર. ૨

અધુના ત્યમ આપો જેહ, ઘટતું છે ગોવિંદજી તેહ. ५
તમને હું ઝાલું છું નાથ, કર ચક્રસુદર્શન સાથ;
વળી પારથને પણ ઝાલું, મુજ તાત સમીપે ચાલું. ६
જ્યમ યજ્ઞ વિષે યદુરાય, દેહધારી દૈવત થાય;
નૃપ બોલ્યો એવી વાણી, જઇ સાહ્યા સુદર્શન પાણિ. ७
જમણે કર હરિને સાહી, નિજ વામ ગ્રહ્યો પદ ધાઇ;
નિજ પાગ ધર્યો લેલાટે, પછે ધાયો પારથ વાટે. ८
કર કૃષ્ણ ગ્રહીને ધાયો, ભડ ભૂપતિ કોપ ભરાયો;
નિજ સહામો આવતો દેખી, પછે ધાયો પારથ દ્વેશી. ९
હરિયે કહ્યું ધાજે ધીર, શત બાણ ચઢાવ્યાં વીર;
નિરખ્યા હરિ કરમાં ઝાલ્યા, ઘણા મારે પારથ બાલા. १०
તામ્રકેતુએ તત્ક્ષણ તાડ્યો, પદ પ્રહારે પાર્થ પાડ્યો;
એકે હાથે જનારદન, કર બીજે ગ્રહ્યા અર્જુન. ११
બેહુ યોધા ગ્રહ્યા તે સ્થળ, એવે કૃષ્ણે કીધું બળ;
મયૂરધ્વજનો સુત સોય, પૃથ્વી પર પાડયો હોય. १२
પડતામાં નરહરિ તેહુ, ભડે મોહ પમાડ્યા બેહુ;
ફરી ઉઠયો ભૂપતિ સોય, પૃથ્વીતલ સહામુ જોય. १३
એવે દીઠા બે હય રાય, નિજ નગરી પ્રત્યે જાય;
વઢતામાં વાધ્યા જેહ, ભડ સાથે લીધા તેહ. १४
નૃપ આવ્યો નિજ વાસ, મયૂરધ્વજ કેરી પાસ;
બહુ દિવસે આવ્યો બાળ, મન આનંદ પામ્યો રાય. १५
પુર બહાર રહ્યો તે નૃપ, જ્યહાં યજ્ઞ તણો મંડપ;
નિજ અર્ભક દીઠો આવ્યો, બળે બેહુ તુરંગમ લાવ્યો. १६
હશી બોલ્યો ભૂપતિ વાણી, નિજ પુત્ર પ્રત્યે હિત આણી;
મયૂરધ્વજ કહે સુત વે'લો, આવ્યો એક સંવત્સર પ'લો. १७
આ બીજો કેનો વાજી, તે ક્યહાંથકી ગ્રહ્યો શુભ સાજી;
મયૂરધ્વજને કર શૃંગ, મૃગચર્મ વિરાજે અંગ. १८
મખ દીક્ષાનો પ્રતિપાળ, નમી બોલ્યો તે શું બાળ;
જે ભૂપ યુધિષ્ઠિર વેધ, તેણે આરંભ્યો અશ્વમેધ. १९
હય રક્ષણ કરવા કાજ, મોકલ્યા અર્જુન મહારાજ;
તેની સાથે શ્રી ભગવાન, બીજા યોધા મહા બળવાન. २०

તે અશ્વ અમો અભિલોકર્યો, આપણે અશ્વે પણ રોકયો;
નૃપ બભ્રુવાહન સાથ, હયને રાખે તે હાથ. ૨૧
ત્યહાં યુદ્ધ થયું હોય જેવું, પ્રધાનને પૂછો તેવું;
મેં યુદ્ધ કર્યું જે તાત, બહુલધ્વજ કહેશે વાત. ૨૨
એમ સાંભળીને હિત આણી, બહુલધ્વજ બોલ્યો વાણી;
પ્રદ્યુમ્નને માંડી ધીર, બળવાન વઢ્યા તે વીર. ૨૩
તુજ પુત્રે પાડયો તેહુ, નરનારાયણ ત્યાં બેહુ;
હરિપાર્થ પુત્રે પાડયા, મૂર્ચ્છાગત તેહુ પગાડયા. ૨૪
પછે આફ્રણીએ બે ઘોડા, આપણા પુર પ્રત્યે પ્રોડા;
તામ્રધ્વજ તેહની પૂઠી, [1]આપ્રણીએ આવ્યા ઉઠી. ૨૫
પછે મૂર્ચ્છા મૂકયા પૂઠી, હરિ અર્જુન ગયા ઉઠી;
શું કીધું પાર્થ કૃષ્ણ, તે નવ જાણું હું પ્રશ્ન. ૨૬
અમો આવ્યા કુશળી ક્ષેમ, બે અશ્વને આણ્યા એમ;
પ્રધાન તણી સુણી વાત, ઉચરે મયૂરધ્વજ તાત. ૨૭
કરી એહ અકારજ કામ, સુત આવ્યો આણે ઠામ;
હરિનો હય શાને સાહ્યો, હા હા હાવે હું વાહ્યો. ૨૮
વશ આવ્યા હરિ અર્જુન, તજી મૂકયા મૂર્ખ તન;
આ અશ્વથકી શું થાશે, મહારે મન એવું ભાસે. ૨૯
સુત શત્રુ કેરી પેર્ય, કયમ આવ્યો મહારે ઘેર;
[2]જો દીઠા દેવ નાદાન, મધુસૂદન શ્રી ભગવાન. ૩૦
અર્જુન મળ્યા વનમાળી, કયમ આવ્યો તું તે ટાળી;
જયમ અબળા કોઇ અભાગી, નિજ સ્વામી સંગે ત્યાગી. ૩૧
દૈવાગત્ય જાયે નારી, રજનિમાં નિદ્રાકારી;
ત્યમ કીધું મહારા તન, [3]તજ્યા પાર્થને ભગવન. ૩૨
હાવે નિસર્ય ભૂંડા ભૂર, મુજ મંદિરમાંથી દૂર;
તેં તો અશ્વ ગ્રહીને આણ્યો, વન માંહે થયો સપરાણો. ૩૩
તેં તો મૂકયું તુલસી-વન, વિજયાનો સંગી તન;
એવો કોણ કુબુદ્ધિ બાળ, તજી મૂકે ચંપકમાળ. ૩૪
ગ્રહે[4] ધતૂર સરસ કુસુમ, ગળે માળ ગણે ઉત્તમ;

---

૧ રણમાંથી પ્ર. ૨. ૨ જો દીઠા દેવ મહાન, મધુસૂદન દેવ મોરાર. પ્ર. ૧ ૩ તજ્યા પાર્થને અર્જુન પ્ર. ૧. ૪ બાળક પ્ર. ૨.

હું તો જાઇશ યાગ તજીને, વેગળા હયને વરજીને. ૩૫
તું કહે તે સ્થાનક પર્મ, જ્યહાં પાર્થને પરબ્રહ્મ;
કહે જૈમિનિ સાંભળ રાય, ગહાભારતનો મહિમાય. ૩૬
કરી નિશ્ચય એવી પેર્ય, સ્ત્રી સાથ રહ્યા નૃપ ઘેર;
કરે કેશવની ગન ઈચ્છા, નિજ પુત્રની નિર્ભર્ત્સના. ૩૭
હરિ મણિપુર પામ્યા બોધ, વળી જાગ્યા બીજા યોધ;
કહે અર્જુન સાંભળો હરિ, ક્યહાં ગયો આપણો તુરી. ૩૮
ક્યહાં ભૂપ ગયો તે નાશી, મુજને લેઇ જાતે પાસી;
કહે કૃષ્ણ સુણો અર્જુન, એવું ભાસે મહારે મન. ૩૯
હય રત્નપુરી પાસે જાય, જ્યહાં છે મયૂરધ્વજ રાય;
ત્યહાં આપણ જૈયે ઉઠ, સહુ સેન પળાશે પૂઠ. ૪૦
મયૂરધ્વજ કેરૂ ધીર, તુને દેખાડું સુણ્ય વીર;
પછે પાર્થને ગ્રહી હાથ, નૃપ પાસ પળ્યા યદુનાથ. ૪૧
પછે પાછળ સેન ઘણેરૂં, નિસર્યું નિજ પાંડવ કેરૂં;
એવે રત્નપુરી પ્રકાશ, હરિયે નિરખી નિજ પાસ. ૪૨
વળતા શ્રી શારંગપાણ, અર્જુન પ્રત્યે બોલ્યા વાણ;
નૃપનું મન જો જો મિત્ર, વળી જો જો ચારૂ ચરિત્ર. ૪૩
હું છળવા આવ્યો અત્ય, તોહે નહીં છાંડે સત્ય;
હું તો કરવા તાહરૂં કામ, વૃદ્ધ બ્રાહ્મણ થાઇશ આમ. ૪૪
તુજને કરૂં બાળક રૂપ, જઈ યાચિશ અર્થ અનૂપ;
મુજ સાથે આવ્ય નરેશ, કરીએ પુરમાં પ્રવેશ. ૪૫
રજનીમાં રાખે જન, [1]ત્યહાં કીજે ગામ ગમન;
કહે જૈમિનિ સાંભળ ભૂપ, હરિ અર્જુન રૂપ અનૂપ. ૪૬
પુર મધે પેઠા સોય, નરની નિશ્ચર્યા જોય;
નિદ્રાભર સૂતા લોક, રજનીમાં આમ અશોક. ૪૭
પરમેશ્વર પારથ દોય, નર નાર તણી ચેષ્ટા જોય;
હરિયે નિરખ્યાં નરનારી, રજનીમાં નિદ્રાકારી. ૪૮
અન્યો અન્યે કૌતુક કરતાં, વચને કરી મન હરતાં;
કોઇ કામી કેરી નારી, શશિદીપે દિસે સારી. ૪૯
તેહનું મુખ ઝાલીને હાથે, પતિ બોલ્યો આનંદ સાથે;

---

૧ તોહે કીજે ગામ ગવન. પ્ર. ૧

સુણ્ય સુંદરી પંકજનયની, મુજને મહા મંગળદયની. ૫૦
અવિલોકું તારૂં અંગ, ઉપજે નહીં તેવો રંગ;
જેવું લોચન કૃષ્ણ નિહાળી, ઉપજે મન આનંદ વા'લી. ૫૧
પતિ પ્રત્યે પ્રિયા કહે પ્રશ્ન, મુજ લોચન દીઠા કૃષ્ણ;
રતિકાળે કૃષ્ણજ ભાવ્યો, હવે મોક્ષ સમીપે આવ્યો. ૫૨
કહે સ્વામી સાંભળ બાળ, મુજ મસ્તક વાંકા વાળ;
કર વામે સાહ્યા સો'ય, તો મોક્ષ મુને કયમ નો'ય. ૫૩
કહે નારી સાંભળ નર, તું મૂક્ય મારો અધર;
કુચમંડળ ભેદ ન ભર્ત, રતનમંડળ સાર સુવર્ત. ૫૪
સુવૃત પણ યદા ભેદાય, તે કાળે સભગના થાય;
કહે પુરૂષ પ્રેમદા પ્રત્ય, મુક્તાફળ સાર સુવૃત. ૫૫
તેનો સંગ મૂક્યો સ્તન, તે માટે કરૂ મર્દન;
કૃષ્ણ અગ્ર જવારે થાશે, તે કાળ મને ભેદાશે. ૫૬
કહે જૈમિનિ ઉત્તમ વાણ, એમ સાંભળ્યું શારંગપાણ;
વિચરતાં વિતી રાત, પ્રકાશ થયો પ્રભાત. ૫૭
આવ્યા અર્જુનને અવિનાશ, મયૂરધ્વજ કેરે પાસ;
નિરખ્યો નૃપતિ અતિ એઠો, એક ઉત્તમ આસન બેઠો. ૫૮
બહુ રાજા તેહને રાખે, દ્વિજમંડળમાં શ્રુતિ ભાખે;
કસ્તુરી અગર બરાસ, બહેકે બહુ મંડળ પાસ. ૫૯
મણિમંડળ બાજટ બેઠો, કૃષ્ણે મયૂરધ્વજ દીઠો;
ઇતિ અશ્વમેધ મહિમાય, ચુંવાળીશમો અધ્યાય. ૬૦
કહે રત્ન સુયત્ન વિચાર, જ્યહાં બાવન શ્લોક શું સાર;
કીધો ઉત્તમ કથા સબંધ, પદ અડાવનનો બંધ. ૬૧

### અધ્યાય ૪૫ મો રાગ રામગ્રી.

જૈમિનિ બોલ્યા સાંભળ ભૂપજી, મયૂરધ્વજનું સત્ય અનૂપજી;
દીક્ષાધારી નારી પાસેજી, બન્ને ઘોડા બાંધ્યા રાશેજી. ૧
તે શું બોલ્યો બ્રાહ્મણ વાણજી, રાજા તુજને હો કલ્યાણજી;

**ઢાળ.**

કલ્યાણ હો નૃપ તુજને, તું જાણ મુજને વિપ્ર;
શિષ્ય સંયુક્ત યજ્ઞમંડપ, આવિયો હું ક્ષિપ્ર. ૨
ભૂપ કહે હું થયો ઉભો, કરવા પ્રણામ;

તમો પ્રથમ આશીર્વાદ દીધો, અઘટતું એ કામ. ૩
નમસ્કાર કર્યા વિના જો, વિપ્ર દે આશીશ;
તો શાપનું શું કામ છે, સાંભળો સત્ય મુનીશ. ૪
કહે જૈમિની સાંભળો, હે જનમેજય રાજન;
પછે ડંડ પેરે વિપ્ર આગળ, પડ્યો તે જયમાન. ૫
સદ્ય તે શ્રીકૃષ્ણજીએ, કર્યો ઉભો એવ;
કપટ વાડવ કૃષ્ણજીને, પૂછતો પુનરેવ. ૬
શિષ્ય સંયુક્ત ક્યાં' થકી, પધાર્યા છો પૂજ્ય;
અમો તમને શું સમર્પું, કહો સ્વામી મુજ. ૭
કરો મારો અનુગ્રહ, હું ધન્ય ધરણી એવ;
જે માગશો તે આપશું, એમ સુણી કહે ભૂદેવ. ૮
દ્વિજ આશીર્વાદ દેવો, કર્યા વિણુ નમસ્કાર;
વિજ્ઞપ્તિ કાળે પ્રથમ નૃપતિ, વંદવો નિરધાર. ૯
નૃપતિ કહે વિપ્ર મનનો, મનોરથ મુખ ભાખ;
જીવિત વા ધને કરી, પૂરીશ તુજ અભિલાખ. ૧૦
વિપ્ર કહે જે કામ આવ્યો, સુણો તે મહારાજ;
હું ધર્મ પુરથી આવતો, સુત વિવાહ કરવા કાજ. ૧૧
તુજ નગરમાં છે કન્યકા, દ્વિજ કૃષ્ણશર્મા ઘેર;
તે વિનય કરીને કન્યકા, આપશે ઉત્તમ પેર. ૧૨
સુત સહિત હું નગર આવું, જે સમે મહારાજ;
એવે માર્ગ માંહે મહાવનમાં, વ્યાઘ્ર મળિયો આજ. ૧૩
હું દેખતાં તેણે મારો, ગ્રહ્યો પુત્રજ સત્ય;
પુત્રને મૂકાવવા મેં, કર્યો ઉદ્યમ અત્ય. ૧૪
ત્યારે સ્મર્યા મેં નૃસિંહજી પણ, ન આવ્યા નિરધાર;
એવે સમે સિંહે હશીને, મુજ શું કર્યો ઉચ્ચાર. ૧૫
પુત્રનું તનું પીડતો, નખવડે કરડે કાય;
વિક્રાળ દાઢે પૂંછડે વળી, બીહાવંતો જાય. ૧૬
ક્રોધ આણી મનુષ્ય વાણી, ઉચ્ચર્યો બળ ક્ષિપ્ર;
પુત્ર પ્રત્યે વૃથા શ્રમ તું, શો કરે છે વિપ્ર. ૧૭
મેં કાળરૂપેં ગ્રસ્યો તેને, ન મૂકાવે કોય;
નિજ શિષ્ય સાથે પધારો, દ્વિજ ભુવન ભાવે જોય. ૧૮

વ્યાઘ્ર આગળ વાત્ત કરતાં, ઉપજે સહી શોક;
પુત્ર બીજો પ્રકટ કરજો, પમાડે પરલોક. ૧૯
પુત્ર વિણ પરલોક નાવે, ઉચરે એમ વેદ;
વ્યાઘ્રની વાણી સુણીને, વદે વસુધાદેવ. ૨૦
હે હરિ! મુજને ભક્ષ કર્ય, પ્રત્યક્ષ સુતને રાખ્ય;
વૃદ્ધ આયુષ્ય ક્ષીણને શું, જીવવું સુત પાખ્ય. ૨૧
વિપ્રની વાણી સુણીને, વ્યાઘ્ર બોલ્યો વાણ;
અમો આયુષ્ય ક્ષીણ પાખે, ન હણું પરના પ્રાણ. ૨૨
સર્પ સિંહ આદિક અમો, કાળના કિંકર કલ્પ;
તારૂં આયુષ્ય અધિક છે, ને પુત્ર આયુષ્ય અલ્પ. ૨૩
તે માટ મારૂં વચન માની, પધારો ઘેર ક્ષિપ્ર;
વ્યાઘ્રની વાણી સુણીને, વળી બોલ્યો વિપ્ર. ૨૪
કવણ તપ દાને કરી મુજ, પુત્ર એ મૂકાય;
(ત્યારે) મુને કેસરીએ કહ્યું તે, તુને કયમ કહેવાય. ૨૫
મયૂરધ્વજ પછે ઉચ્ચરે, સાંભળો વાડવ આંહી;
દેશ મહારા વિષે કો નવ, મળે પ્રાકૃત સાંઇ. ૨૬
નૃસિંહ વિના તુજ પુત્રને, કો ના મારે નિરવાણ.
ભૂપની વાણી સુણીને, વદે વાડવ વાણ. ૨૭
મુજ કને સિંહે પ્રાર્થ્યું તે, તુજથકી છે કામ;
તે મુને તું આપીશ સહી, એમ લહી આવ્યો આમ. ૨૮
ભૂપ કહે ભૂદેવ મુજથી, પ્રારથો શું કાજ;
મુજથકી સિંહે જે માગ્યું, તેહ આપીશ આજ. ૨૯
ઉતાવળા મુખ ઉચરો, મુજ વચન નો'ય અસત્ય;
એમ સાંભળીને દ્વિજ ત્યાં, ઉચરે ભૂપતિ પ્રત્ય. ૩૦
તમો તે કયમ આપશો, (મુજ) ઉચર્યું તે કયમ જાય;
વાંઝિયાપણું દોહલું પણ, પ્રાણથી ન રખાય. ૩૧
જેહ સિંહે પ્રારથ્યું તેના, તમો દાતા આજ;
ઘણું કારણ વચન છે તે, સાંભળો મહારાજ. ૩૨
તેણે મુને મહાવનમાં કહ્યું, (તો) પુત્ર મૂકું વિપ્ર;
મયૂરધ્વજ રાજા તણું, અર્ધાંગ લાવે ક્ષિપ્ર. ૩૩
તારૂ વૃદ્ધ તનું તે તપે દાધ્યું, ન ભાવે મુને તેહ;

રૂચે મુજને પરમપોષિત, મયૂરધ્વજનો દેહ. ૩૪
જયહાં લગી લાવીશ તેનું, ગાત્ર તું દક્ષણ;
ત્યહાં લગી તુજ પુત્રનું હું, નહીં કરૂં ભક્ષણ. ૩૫
કહે બ્રાહ્મણ સાંભળો, ભૂપાળ વાત અનૂપ;
સબળ સુંદર દેહ તારો, શીદ ભેદે ભૂપ. ૩૬
તમો ઉપકારી લહ્યા હાવું, જઉં કેસરી પાસ;
વળી સિંહે કહ્યું તે, વચન કહું પ્રકાશ. ૩૭
દધીચિયે અસ્થિ આપ્યાં, કવચ આપ્યું કર્ણ;
તથા રાજા આપશે તનુ, નહીં ગણે મન મર્ણ. ૩૮
યશસ્વિને કો સમે નવ, હોય વલ્લભ દેહ;
રણ વિશે વા વિપ્ર અર્થે, દેહ પાડે તેહ. ૩૯
હે વિપ્ર! તું સુત હીન છે, તે માટ જા નૃપ પાસ;
માગ્ય મહીપતિ પાસ તનુ, તેહ પૂરશે આશ. ૪૦
તેણે પ્રકટ કીધા ઘણા સુત, બહુ કાળ કીધું રાજ;
તુને દેખી દયાળુ નૃપ, આપશે તનુ આજ. ૪૧
દાતાર આપો ન આપો પણ, યાચવો મનકામ;
એમ કહી પંચાનને મુને, મોકલ્યો આ ઠામ. ૪૨
શોક સંયુક્ત શિષ્ય સાથે, આવિયો તુજ ઘેર;
જયમ પુત્ર પાછો પામીએ, નૃપ કરો એવી પેર. ૪૩
એવી કઠિન વાણી કહીને, તે થયો સઘ અલોપ;
અર્ધ દેહ વિના નઆવીશ, કહ્યું કેસરી કોપ. ૪૪
જો વિપ્ર પાછો ફરી આવે, તો ન મૂકુ તુજ પુત્ર;
એવું વચન કેસરીનું સુણીને, આવિયો હું અત્ર. ૪૫
દુઃખ રાજાને કહીને, રહે દુર્બળ જન;
યથા રામે આણી આપ્યો, વિપ્ર કેરો તન. ૪૬
રઘુનાથ સરખું સત્ય તારૂં, સાંભળ્યું મહારાજ;
માટે હું તુજ પાસ આવ્યો, પુત્ર અર્થે આજ. ૪૭
ભૂપ કહે તમો રહો ભૂસુર, સમર્પીશ મુજ દેહ;
સહુ વિપ્ર જોતાં તમો સારૂં, ઉચ્ચર્યા છો એહ. ૪૮
કહે જૈમિનિ પછે ભૂપે, કર્યો વારૂ વિવેક;
પોતા તણા પુત્રને કર્યો, રાજ્યનો અભિષેક. ૪૯

પછે શાલિગ્રામજળ, ગંગાજળે કૃત સ્નાન;
તુળસીદળમાળા વિરાજે, હસિત મુખ રાજાન. ૫૦
સભા મંડળમાં રહીને, વિપ્ર શું બોલ્યો ભૂપ;
એ પુત્ર અર્થે પધાર્યો છે, વિપ્ર કૃષ્ણ સ્વરૂપ. ૫૧
હું અર્ધ દેહે કરૂં પૂજા, યથા પામે તન;
[1]યજ્ઞમંડપમાં રહું સ્થિર, જૂઓ વાડવ જન. ૫૨
કરે કરવત ગ્રહી આવો, સબળ બળ સુતાર;
બે સ્તંભ રોપી વિદારે, મારૂં મસ્તક સાર. ૫૩
જેહને હું ઘણો વલ્લભ, પુત્ર વા પરિવાર;
તેહુ પણ નવ કરે રૂદન, આ સમે નિરધાર. ૫૪
ઇતિ શ્રી મહાભારતે, અશ્વમેધપર્વ મોઝાર;
મયૂરધ્વજ ધીરનો, પીસતાળીસમો અધ્યાય. ૫૫
શ્લોક અડતાળીશ અધ્યા', વિપ્રે કીધા ધન્ય;
રત્ન કહે યત્ને કરીને, કર્યા પદ છપન. ૫૬

## અધ્યાય ૪૬ મો રાગ કેદારો.

જૈમિનિ કહે સુણ્ય રાયજી, મહાભારતનો મહિમાયજી;
સાંભળ્યું દુષ્ટ વચન રાજા તણું એ. ૧
નૃપનું વચન સાંભળીજી, મંત્રીવર કાંપ્યા વળીજી;
બ્રાહ્મણ ભય પામી કાંપ્યા ઘણું એ. ૨

### ઢાળ.

ભય પામી બ્રાહ્મણ કહે, [2]દ્વિજ કાળ સરીખો કોય;
કાયા પ્રાર્થવા આવ્યો છે, કાંઈએક કારણ હોય. ૩
સત્યવાદીને વા'લા અતિથિ, એવો વાડવ એશ;
પૂર્વે જ્યમ બળિરાજા પામ્યો, વામન કેરે વેશ. ૪
વિષ્ણુરૂપ એ વાડવ દિસે, અન્ય ન એવું ભાસે;
તે સર્વે વાર્યા ભૂપાળે, તુષ્ણી ઉભા પાસે. ૫
ત્યાર પછી રાજા આનંદ્યો, આપ્યાં દાન અશેષ;
બન્ને સ્તંભ વિચે જઈ ઉભો, શોભ્યો ભૂપ વિશેષ. ૬
કરકરવત ઝાલીને ઉભા, સામા જે સુતાર;

૧ યજ્ઞ મંડપ માહરૂં શિર, પ્ર. ૨-૩. ૨. અધિક પ્ર. ૨.

રાજા કહે શીર કરવત મૂકો, વીર મા લાવો વાર. ૭
પોતાને શીર કરવત મૂક્યું, પુષ્પ સમુ સહુ જોય;
બ્રાહ્મણનું ચર્ણામૃત લીધું, ભાખ્યો ભૂપતિ સોય. ૮
મારે અર્ધ શરીરે શ્રી હરિ, સંતોષા જો આજ;
મારા કૂળમાં જે પ્રકટે તે, કરજો દ્વિજનાં કાજ. ૯
અરે વિપ્ર ઉભો રહે મારૂં, ગ્રહેજે અર્ધ શરીર;
વનમાં જઇ સંતોષ સિંહને, અર્ધ શરીરે ધીર. ૧૦
[1]અરે વીર બળે આકર્ષ્યો, સ્તંભે બાંધ્યો દેહ;
ત્વરા કરો રખે રીસ ચઢાવી, જાતો વાડવ એહ. ૧૧
ધરા વિશે ધન્ય હુ કર્યો છું, એણે વિપ્રે આજ;
લોક સહું સાંભળજો હાવું, સિધ્યું મારૂં કાજ. ૧૨
પર ઉપકારે જેનું તનુ ને, ધન જાયે તો જાજો;
અણ ઉપકારે ઉભું રહે તો, શોક સરખું થાજો. ૧૩
તે માટે સહુ આનંદ પામો, અમને દેખી આજ;
જૈમિનિ કહે સાંભળજો સાચુ, જનમેજય મહારાજ. ૧૪
હાહાકાર કરે સર્વે કો, નૃપને દેખી મંદ;
ટિટોડીના ટોળાની પેરે, લોક કરે આક્રંદ. ૧૫
રાજા પ્રત્યે રાણી બોલી, રાજાની પટરાણી;
દ્વિજ આગળ આનંદે ઉભી, કુમુદ્વતી કહે વાણી. ૧૬
અર્ધ અંગ આપે છે રાજા, બ્રાહ્મણે તું યાચ્યો;
અર્ધાગ હું નારી તારી, આપ્ય મુને થા સાચો. ૧૭
દિજે દાન સજીવજ રાજા, છેદ્યું અંગ અશુદ્ધ;
છેદ્યું અંગ સિંહ પણ નહીં લે, એવી મારી બુદ્ધ. ૧૮
ચોથો ભાગ સમર્પો જ્યારે, ત્યારે છેદો કાયા;
અર્ધ અંગ માગ્યું તે સિંહે, તે હું તારી જાયા. ૧૯
પ્રાણનાથ નિરખંતાં નારી, જે કો પામે મૃત્ય;
તે નારી ઉત્તમ ગતિ પામે, એ વાણી છે સત્ય. ૨૦
સ્ત્રીનું એવું વચન સુણીને, બ્રાહ્મણ ભાખે સંગ;
સિંહે એમ કહ્યું છે રાજા, નવ લાવીશ વામાંગ !! ૨૧
વનિતા તો વામાંગ કહાવે, તે મેં ક્યમ લેવાય;

---

૧ રે રે મલવરે આકર્ષ્યો પ્ર. ૨-૩.

દક્ષિણ ભાગ દેહનો છે તે, જો તું આપે રાય. ૨૨
તો તું કીર્ત્તિ પામે રાજા, સ્ત્રી આપે શો અર્થ;
જૈમિનિ કહે સાંભળ જનમેજય, રાજા વચન સમર્થ. ૨૩
[૧]વિપ્ર તણી વાણી સુણીને, તામ્રધ્વજ નૃપતન;
બ્રાહ્મણને નમસ્કાર કરીને, બોલ્યો વીર વચન. ૨૪
વિપ્ર ઘટે છે તમને લેવું, સકળ કલેવર મારૂં;
પુત્ર પિતામાં ભેદ નહીં એ, વેદ વચન ઉચ્ચાર્યું. ૨૫
બ્રાહ્મણને અર્થે મુજ તાતે, આપ્યો અરધો દેહ;
પિતા તણાં ત્રણે રણ તત્ક્ષણ, મૂકાવે સુત તેહ. ૨૬
તાત તણું અર્ધાગજ કહાવે, સુતનું સઘળું તન;
તરૂણ પુષ્ટ મુજને દેખીને, સિંહ થશે પ્રસન્ન. ૨૭
મારો યશ થાશે મહીતળમાં, સાંભળ વાડવ વાણી;
ભીષ્મ રામે મહાયશ પામ્યો, તાતવચવ પ્રમાણી. ૨૮
બ્રાહ્મણ કહે તમો સત્ય કહ્યું, સિંહે ભાખ્યું અન્ય;
પુત્ર તથા પત્ની મળી નૃપનું, મસ્તક ભેદે ભિન્ન. ૨૯
દેહથકી અળગું કરી દક્ષિણ, અંગ મગાવ્યું એમ।
સિંહનું બોલ્યું મિથ્યા કરવા, હું તો સમરથ કેમ. ૩૦
જૈમિનિ કહે ભૂપે સહુ વાર્યા, સ્ત્રીને સુત સહુ જોતે;
બેહુ તણે કરકરવત આપ્યું, આનંદ આણી પોતે ! ૩૧
ધીરજ રાખી રાજા જીવ્હા, જપતો કેશવ રામ;
કૌતુક જોવા ઇંદ્રાદિક સહુ, આવ્યા તેણે ઠામ. ૩૨
મહાપુરૂષ પોતાને મસ્તક, કરવત મૂકે જ્યારે;
દુઃખ પામ્યા પુરવાશી મહાજન, મૂર્છાયા તે ત્યારે. ૩૩
રામ ! રામ ! કહી બ્રાહ્મણ પ્રત્યે, વાણી બોલ્યાં રાણી;
બ્રાહ્મણ હું ભરતાર તણું તનુ, ભેદું સર્વે જાણી. ૩૪
નૃસિંહે જયમ કોપ કરીને, સ્તંભ વિદાર્યો જયમ;
હિરણ્યકશિપુ નૃસિંહે માર્યો, પતિને ભેદું ત્યમ. ૩૫
રાજા કહે સાંભળરે રાણી, મનની શંકા ટાળ;
તારા કરમાં કરવત દેખું, એવું તો આ કાળ. ૩૬
સંગમમાં સુખકારી જેવો, તારા નખનો પ્રા'ર;

૧. સિંહ તણી પ્ર. ૨—૩.

કોમળ સુકોમળ કરવતદાતા, તેવો લાગે સાર. ૩૭
પુત્ર તથા પત્નીએ વળતું, કરવત વાહ્યું શીશ;
મયૂરધ્વજનું મસ્તક ભેદ્યું, જોતાં અર્જુનઇશ. ૩૮
શીર છેદે સાંભળ જનમેજય, વર્ત્યો હાહાકાર;
વામ નેત્રમાં પાણી પ્રકટ્યું, બ્રાહ્મણ કોપ્યો ત્યાર. ૩૯
નૃપનાં લોચન ભમવા લાગ્યાં, બોલ્યો વાડવ સોય;
તારૂં ગાત્ર ગ્રહું નહીં રાજા, જોની લોચન રોય. ૪૦
દાન અભાવે દીધું પંડિત, તે ન ગ્રહે નૃપ લે'જો;
પુત્ર વિના મારો સ્વર્ગ મારગ, રૂંધ્યો રહેતો રે'જો. ૪૧
કેસરી મન માને ત્યાં જાજો, બાળકને ગ્રહી તેહ;
ડાબે લોચન રૂદન કરીને, રાજા આપે દેહ. ૪૨
ઉત્તમ વિપ્ર થઇને મેં એ, લેવાયે કયમ દાન;
એવું વચન કહીને ચાલ્યા, પારથને ભગવાન. ૪૩
સ્વામીનું શીર ભીડી સાહ્યું, બે કર મધ્યે આણી;
બ્રાહ્મણને જાતો દેખીને, કુમુદ્વતી કહે વાણી. ૪૪
સત્યવ્રત દાતાર શિરોમણિ, સાંભળ સાચું રાય;
મેં ભેદ્યો તુજને મૂકીને, બ્રાહ્મણ પાછો જાય. ૪૫
સ્વામીજી વારો વાડવને, અર્દ્ધ દેહ દાતાર;
વાડવ જાતાં તારી કીર્ત્તિ, નિષ્ફળ થાશે સાર. ૪૬
રાજા કહે શીર ચાંપી સહાજે, સુંદરી જો જો પડતું;
તો હું જાતા દ્વિજને વારૂં, ઉચ્ચારીને ઘટતું. ૪૭
રહો રહો ઋષિજી ઉભા, સાંભળજો મુજવાણી;
જે માટે મુજ વામ નેત્રમાં, પ્રકટ થયુંછે પાણી. ૪૮
દક્ષિણ અંગ અમારૂં બ્રાહ્મણ, અર્થે આવ્યું સોય;
વામ અંગ પૃથ્વીમાં પડશે, તે માટે એ રોય! ૪૯
તીક્ષ્ણ કરવત ધારાથી મુને, તેવી પીડા ન હોય;
વિપ્ર વિમુખ વામાંગથકી, મુને કષ્ટ ઘણેરૂં સોય. ૫૦
એવું વચન સુણીને નૃપનું, પરમેશ્વર પ્રસન્ન;
અર્જુન કૃષ્ણ સ્વરૂપે થઇને, દેખાડ્યું દર્શન. ૫૧
રાજાને આલિંગન દીધું, બોલ્યા શ્રી ગોપાળ;
ધન્ય ધન્ય મયૂરધ્વજ રાજા, સત્યવંત ભૂપાળ. ૫૨

અમો અર્જુને કોટિ પ્રકારે, કરી પરીક્ષા તારી;
યજ્ઞ કર્યો મયૂરધ્વજ રાજા, સંગ સહિત સુત નારી. ૫૩
તામ્રધ્વજ તુજ પુત્રે કીધા, સબળ અમો પ્રસન્ન;
સેન સહિત મૂર્છાંગત કીધા, વીર વિદાર્યા જન. ૫૪
મુજને દેખી દુઃખ ક્યાંહ્યાંથી, પ્રકટે પ્રાણી માત્ર;
મારે વચન તમો સમર્પ્યું, અર્ધું ઉત્તમ ગાત્ર. ૫૫
તારા યજ્ઞ વિષે હું થાઇશ, કર્મ તણો ભોક્તાર;
રાય યુધિષ્ઠિર કેરો ઘોડો, બીજો ગ્રહે નિરધાર. ૫૬
*અન્ને હયનો પક્ષ કરીને, જગત્ વિશે યશ પામ્ય;
કહેવો ભેદ શરીર તણો એ, મિથ્યા મારૂં કામ. ૫૭
મયૂરધ્વજ કહે વિષ્ણુ સુણો, જે પરમ તમારૂં ધામ;
શરીર મહારૂં ભેદ કરીને, અંતર આપ્યો ઠામ. ૫૮
બાહેર આગળ સ્વામી મા'રે, પૂરણ પરમાનંદ;
યજ્ઞ યાગથી મુજને થાશે, કવણ ગતિ ગોવિંદ. ૫૯
તમો કહ્યું હું કર્મ કરાવીશ, તે પણ સાચું કીજે;
હું એ હયવર પુત્ર પ્રિયા શું, મહાજન સર્વે લીજે. ૬૦
યજ્ઞ તણો કર્ત્તા ને આ સહુ, યજ્ઞ તણો સામાન;
હાથે ગ્રહીને હૃદયાભ્યંતર, આરોપો ભગવાન. ૬૧
તમને પામી પુરૂષોત્તમ જો, યજ્ઞ કરૂં હું આજ;
દ્વિજે ભણ્યા જે વેદમંત્ર તે, સુને હસે મહારાજ. ૬૨
પાવકનો પરિતાપ તજીને, શીતે પીડયો પુર્ખ;
શણના તણુખારાનો આશય, કોણ કરે મહા મૂર્ખ. ૬૩
ગંગાજળ મૂકી તૃષાતુર, કોણ પીએ નીહાર;
ત્યમ તમને મૂકીને માધવ, કોણ કરે ક્રતુ સાર. ૬૪
તમને મૂકી જડબુદ્ધિ, ઘોડાને ગ્રહેશે જેહ;
સૂર્યને પુત્રે તે સાહ્યા, એમાં નહીં સંદેહ. ૬૫
મહારો સુત તમને તજી આવ્યો, યુદ્ધ વિશેથી ધ્રોડયો;
*મહા ભાગ્યે હું ફરીને પામ્યો, નરનારાયણ જોડો. ૬૬

---

* બન્ને ઈ. ૫૬ થી તે ૬૫ સુધીની કડીઓ પ્રત ૨ માં તથા પ્રત ૩ માં નથી. * પ્રત ૧ માં ૧૦ કડીઓ વધારે છે.

[1]પુંડરિકાક્ષ નમો નમઃ તુજને, ગુર્વે નમઃ પરબ્રહ્મ;
[2]કોટિ સ્વરૂપી ફળે બ્રહ્મગોળક, વૃક્ષ સ્વરૂપી પર્મ. ૬૭
કર્ત્તા હર્તા પાળક પોષક, પરમેશ્વર પ્રણામ;
અનંત પૂર્ણને પ્રણમું, હરિ નિગમ શ્વાસકર સ્વામ. ૬૮
શ્રીધરનાથ નમો નમઃ તુજને, શેષ-શયનમાં સૂતા;
લવણુ તણા હર્તાને પ્રણમું, અકળિત રૂપ પ્રભુતા. ૬૯
યજ્ઞ સ્વરૂપી જ્ઞાન ગમન નમઃ, કાળ તણા ક્ષયકારી;
નમો ઇશને વેદ સ્વરૂપી, પારંપર ગિરિધારી. ૭૦
જૈમિનિ કહે એમ સ્તવન કરંતાં, પરમેશ્વર પ્રસન્ન;
પાર્થને દેખાડી ભક્તિ, મયૂરધ્વજની ધન્ય. ૭૧
રજની ત્રણ રહ્યા નારાયણ, સંતોષ્યા કરી સેવા;
શ્રી હરિ સાથે રાજા ચાલ્યો, હયવરને રાખેવા. ૭૨
કૃષ્ણ તણા કર મધ્યે આપ્યું, તનમન જીવન જોતે;
સપરિવાર પાર્થને ભેટી, આગળ ચાલ્યો પોતે; ૭૩
ઇતિ ભારત અશ્વમેધપર્વમાં, મયૂરધ્વજ આખ્યાન;
છેંતાળીશ અધ્યા' પરિપૂરણ, સાંત્યું છે વ્યાખ્યાન. ૭૪
શ્લોક થયા જે અધ્યા' મધ્યે, ચુંવોત્તર વિચાર;
રત્ન કહે યત્ને કરી કીધાં, પંચોતેર પદ સાર. ૭૫

## અધ્યાય ૪૭ મો રાગ રામગ્રી.

કહે જૈમિનિ સાંભળો નૃપ, જનમેજય કહું તેહું;
પછે વીરવર્મા તણા પુરમાં, ગયા ઘોડા બેહુ. ૧
અશ્વ પાછળ સેન સાથે, જાય અશરણશર્ણું;
તે નર મધ્યે નૃપે કીધો, ધર્મ ચારે વર્ણું. ૨
[3]જેના દેશ માંહે મુક્તિવંતો, જમાઇ જગરાજ;
નગર સારસ્વત વિશે નર, કરે સુકૃત કાજ. ૩
ધર્માર્થ કામ ને મોક્ષ કેરા, પાર ગામી લોક;
સ્વપ્ન મધ્યે પાપ મારગ, ન જાતા પુર લોક. ૪

---

૧ પંડરિકાક્ષ નમો નમ, તમને ગુરૂએ મન. પ્ર. ૨—૩. ૨. કોટિ સહસ્ર બ્રહ્મગોળક. પ્ર. ૨—૩.

કૃષ્ણ-અર્જુન સહિત આવે, અશ્વ રક્ષણ કામ;
વીરવર્મા સાંભળ્યું મહા, સુભટ વર સંગ્રામ. ૫
મહા બળિયા મોકલ્યા, હય હરવા તત્ખેવ;
મુજ દેશ પાંડવ અશ્વ આવ્યો, અહી લાવો એવ. ૬
વચન રાજાનું સુણી દળ, નિસર્યું બહુ ભાત;
અશ્વ અર્થે નિસર્યાં ભડ, પાંચ બળ વિક્ષાત. ૭
સુરભ લીલ સુભાલ કુવલ ને, સરલ નામે પ્રૌઢ;
વીરવર્મા તણા સુત મહા, ધનુર્ધર રથરૂઢ. ૮
તે પાર્થ સેનામાં જઈ, તૃણ ગણ્યા સુભટ પ્રકાશ;
બેહુ ઘોડા અહી ચાલ્યા, વીરવર્મા પાસ. ૯
જેવે નૃપતિ પાસે લેઇ ચાલ્યા, મહાબળિયા બાળ;
તેવે સમે બભ્રુવાહને, બાણે હણ્યા તત્કાળ. ૧૦
[1]શંખનાદે કર્યા બેહેશ, વામણા વર વીર;
બભ્રુવાહન શત્રું-સેના, મારતો ધરી ધીર. ૧૧
બભ્રુવાહન બાણ મૂકે, કનક કાંતિ વિશાળ;
પછે ત્યાં સંગ્રામ વર્તો, ભયાંનક ભૂપાળ. ૧૨
કેશ કેશે તાણાતા, ને નખે નખના પ્રહાર;
મુષ્ટિએ મુષ્ટિ-પ્રહાર કરતા, પડે પાળા સાર. ૧૩
રથ અચૂત જોડી તુરંગમ, રણથકી નાઠા જાય;
રૂદ્રક્રીડા સમુ રણ, વીપરીત વર્ત્યું રાય. ૧૪
બભ્રુવાહને હણ્યું દળ, સંકોચ પામ્યું ત્યમ;
આગમાં નાખ્યું ચર્મ, સંકોચ પામે જ્યમ. ૧૫
એવે સમે સંયમિનીપતિ, યમ રાય આવ્યો ત્યાંય;
પાર્થની સેના સકળ ક્ષય, પમાડી ક્ષણ માંય. ૧૬
ધર્મરાજે શ્વશુર અર્થે, વિદાર્યા વર વીર;
શસ્ત્રે કરીને વિદાર્યા બહુ, ધનંજયના ધીર. ૧૭
વીરવર્મા તણા જામાત્રે, માર્યા સારા યોધ;
નિરખી પાર્થ ઉચ્ચરે, હરિ પ્રત્યે વિનય વિબોધ. ૧૮
આ કોણ નરરૂપી અમર, મુજ કટક મારે બાણ;

---

૧ શંખનાદ કર્યા અતિશે પ્ર ૨-૩.

તમ દેખતાં દળ સબળ પાડયું, સુણો શારંગપાણ. ૧૯
વાસુદેવ કહે નરપતિ એ, ધર્મરાજા જાણ;
વીરવર્મા સુતાપતિ નિજ, નગર વાસ્યો જાણ. ૨૦
કહે અર્જુન સાંભળો હે, સ્વયં શારંગપાણ;
નૃપ-કન્યકાને કયમ ઘટે, યમરાજ વર નિર્વાણ. ૨૧
એ અસંગત ભાસે મુને, હરિ કહો કરી વિસ્તાર;
અર્જુનની વાણી સુણી, ઉચ્ચરે વિશ્વાધાર. ૨૨
વીરવર્મા તણી કન્યા, માલિની ઇતિ નામ;
(તે) મનુષ્ય વરને ના વરે તે, માલિની અભિરામ. ૨૩
એક સમે પૂછયું પિતાએ, તે માલિનીને આમ;
મનુષ્ય વરને નવ ગમે તો, કવણ વરનું કામ. ૨૪
હે તાત! મુજને સમર્પો, ધર્મરાજ વર નિર્વાણ;
અવર વર રૂચે નહીં, એથકી મુજને જાણ. ૨૫
જે મરે માણુસ તેહ અંત્યે, ધર્મ-મંદિર જાય;
ધર્મરાજને પામ્યા પછી, [1]મુજ કીર્ત્તિ મહીમાં થાય. ૨૬
પ્રથમ જો હું નર તણો કર, ગ્રહણ પામું તાત;
પછે અડકે અગ્નિને, મારૂં તનુ પશ્ચાત. ૨૭
જે માટે બીજા પુરૂષ કેરો, સ્પર્શ મુજને ન હોય;
તે માટે કર્યે ભરતાર મારો, ધર્મ રાજા સોય. ૨૮
જે પિતાએ પરઠયો પતિ તે, ભોળવીને નાર;
અવરની ઈચ્છા કરે, અજ્ઞાન વશ અવિચાર. ૨૯
તે નારીને મહા નરક નાખે, ધર્મ રાજા સોય;
તે માટે તે વર વર્યે મારી, સ્વર્ગમાં ગતિ હોય. ૩૦
ત્યાં ધર્મ રાજા મુને પાળે, પાપથી નિરધાર;
તુને પણ મહા પુણ્ય લાગે, તરે તું દાતાર. ૩૧
જે સુતા પ્રાકૃતને સમર્પે, સુકૃતનો નહીં પાર;
તો દેહધારી ધર્મને, આપતાં કવણ વિચાર. ૩૨
એ રીત્ય મેં કરવી પિતા, મારા મનની વાત;
એમ મનોરથ સંપૂર્ણ મારો, હશે મારા તાત. ૩૩
ઈતિ શ્રી મહાભારતે, અશ્વમેધપર્વ મોઝાર;

---
૧ મુજ તણો મહિમા થાય. પ્ર. ૧.

વીરવર્મા તણું એ, આખ્યાન આદિ વિચાર. ૩૪
જે અધ્યા' વિષે સુંદર, શ્લોક છે તેત્રીસ;
રત્ન કહે યત્ને કરીને, કર્યાં પદ પાંત્રીસ. ૩૫

**અધ્યાય ૪૮ મો રાગ કેદારો.**

જૈમિનિ કહે સુણ્ય ભૂપતિ, મહાભારત કેરી ગતિ;
માલિની તાત પ્રત્યે એમ ઉચ્ચરે એ. ૧
વીરવર્મા ભૂપે સુણી, એવી ગત્ય પુત્રી તણી;
ધર્મની યમસુક્તે અતિ સ્તુતિ કરી એ. ૨

**ઢાળ.**

યમસુક્તે ભૂપે સ્તુતિ કીધી, માલિની પણ આરાધે;
મહા યૌવન પામી મલિની, ધર્મ તણી સ્તુતિ સાધે. ૩
એવામાં નારદે જાણી, માલિનીની મહા ભક્તિ;
યમ રાજા નવ જાણે માટે, જઇ જણાવું યુક્તિ. ૪
એનો ભાવ જણાવું જઇને, ધર્મ રાયને આજ;
દિન દિન પ્રત્યે એહ નિમિત્તે, તેહ કરે શુભ કાજ. ૫
માણસના મનની ગતિ જાણે, સર્વ ત્યહાં શુભ કાજ;
માલિનીનું સુકૃત ક્યાં દુભે, મૂર્ખપતિ યમરાજ. ૬
જૈમિનિ કહે સાંભળ જનમેજય, મહાભારત મહિમાય;
ત્યાર પછી નારદજી આવ્યા, યમપુર પ્રત્યે ધાય. ૭
માલિની નામે રાજસુતાનો, સર્વ કહ્યો મહિમાય;
રાજા ધર્મ તમો નવ જાણો, માલિની તમને ધાય. ૮
ધર્મમતિ સત્યવ્રત સાધવી, પુણ્ય સમર્પે સર્વ;
તારે અર્થે તપ સાધે, તું પરણ પરહરી ગર્વ. ૯
પારકી આશા સફળ કરે, તે માનો મોટો સંત;
માનુસવેશ ધરીને જાજો, સેવક સાથ પળંત. ૧૦
વીરવર્માએ પાળ્યું પુર, તેનું સારસ્વત છે નામ;
ચારે પાગે ધર્મ રહે ત્યાં, નિર્ભય નર અભિરામ. ૧૧
તે નારે કરી સંયમિનીપુર, સુંદર થાશે તારૂં;
નારાયણ કહે સાંભળ અર્જુન, (નારદે) વચન ઉચાર્યું સારૂં. ૧૨
ધર્મે નારદ પુનરપિ પ્રેર્યા, સારસ્વતપુર સાર;
પક્ષ શુક્લ વૈશાખે તેને, પરણીશ હું નિરધાર. ૧૩

એમ કહી મોકલિયા નારદ, આવ્યા ભૂપતિ પાસ;
વીરવર્માને યમનું કહાવ્યું, વચન કહ્યું પ્રકાશ. ૧૪
રાજાએ મહા ઉધમ માંડ્યો, કન્યાને પરણાવા;
અષ્ટોત્તર શત સેવક તેડ્યા, યમરાજે પણ જાવા. ૧૫
મહાબળિયા મહા મોટા વ્યાધિ, તેને આજ્ઞા આપી;
તે સઘળા રોગનો રાજા, તેડ્યો પાસ પ્રતાપી. ૧૬
સકળ રોગનો રાજા કહાવે, ક્ષય નામે પ્રધાન;
બ્રહ્મહત્યાને પાપે પ્રકટે, તેને કહે રાજાન. ૧૭
સ્વરનો નાશ કરે તે નિશ્ચે, કરતો ધાતુ નાશ;
રાજક્ષય મહારોગ પ્રત્યે એમ, બોલ્યા યમ પ્રકાશ. ૧૮
યક્ષરાય તું વિવાહ મારે, સેવક સાથે આવ્ય;
આમંત્રણ મેં કીધું તુજને, ભૂમિ પધારો ભાવ્ય. ૧૯
યક્ષ કહે તે દેશ વિષે ત્યાં, મારી અમાન્નવ થાય;
દ્વિજના સેવક લોક સહુને, દ્વિજનો સેવક રાય. ૨૦
વિપ્ર–પાઠના શબ્દ સુણીને, હોમ ધુમ્ર ત્યાં સોય;
તેણે મારાં નયન કર્ણ તે, અતિશે વ્યાકુળ હોય. ૨૧
પ્રમેહ મહારો પુત્ર કહાવે, તે પણ પામે નાશ;
મહા પાપે પ્રાણીને પ્રકટે, હું સરખો પ્રકાશ. ૨૨
વિષુચિકાનો મહિમા ક્યમ કહિયે, કો ના જાણે પાર;
માણસને ક્ષણું મધ્યે મારે, દાસી તારી સાર. ૨૩
મારો બંધવ પાંડુરોગ છે, તેનો ક્યહાં છે ઠામ;
ભ્રાત–ભાર્યા શોશ નામે, શું કરશે તે ગામ. ૨૪
શોષપત્ની પ્રત્યે પ્રકટ્યો, પુત્ર જલોદર નામ;
પરાક્રમી તે પોતા જેવો, તેનો ક્યાંછે ઠામ. ૨૫
[1]નિર્મળ જન મહાજન જે સ્થાનક, ધર્મ ધુરંધર રાય;
સૂર્યસુત સાંભળજો તે સ્થાનક, મેં ક્યાંહાંથી રહેવાય. ૨૬
મોટાપ્રાણની આગળ મારૂં, કોણ કહાવે ગાત્ર;
રાજ માન્યા મોટા વ્યાધિ, હું પરમાણું માત્ર. ૨૭
રોગ સકળ રાજાની આગળ, પુરૂષ હીણા થાય;
ગુરૂ નારીસંગી શિશુઘાતી, વિપ્ર કૃતઘ્ની કે'વાય. ૨૮

---
૧ નિરમળ મનમાં જળ જે સ્થાનક, પ્ર. ૨–૩.

અષ્ટોત્તર શત વ્યાધિ તણું ત્યાં, તેશું ચાલે પ્રાણ;
વિચર્ચિકા ચેપી વા રૂપી, પુત્ર ભગંદર જાણ. ૨૯
ગુરૂનારીગામિના લિંગે, મૂળે ભગ ત્યાં થાય;
તે પુરવાશી ગુરૂનારીની, છાયાયે નવ જાય. ૩૦
ધર્મ ધુરંધર લોક સકળને, ધર્મ ધુરંધરરાય;
વિસ્ફોટક રાજાનું સ્થાનક, તે પુરમાં ક્યમ થાય. ૩૧
તેર પ્રકારે પીડે નરને, સન્નિપાત જ્વર જેહ;
તો ગુરૂ શંભુનો સ્થાપ્યો, ક્યહાં રે'શે જ્વર તેહ. ૩૨
અતિસાર મહાવીરજ કહાવે, તારો નાયક નેટ;
જેની ધરૂણી વાયસંગ્રહણી, પુત્ર આફરો પેટ. ૩૩
અરૂચિ મહા ક્રોધી પુત્ર તા'રો, પાવત પરમ પ્રકાશ;
તે સર્વેની પાસે તું ક્યમ, પામીશ તે પુર વાસ. ૩૪
શૂળ મહાશત ત્રણ કહાવે, તે પણ પામે નાશ;
હિક્કા કાસ શ્વાસ મહાબળિયો, દુષ્ટ કહાવે દાસ. ૩૫
તે સર્વે ત્યાં વાયુ સ્વરૂપે, ઉપર થઈ ન જવાય;
ધનુર્વાત આદે સહુ વાયુ, કર્ણમૂળ કહેવાય. ૩૬
નેત્ર તણા બહુ રોગ કહાવે, મહા મોટા મુખરોગ;
ગડગુમડ ને કંઠમાળ વળી, અપસ્માર સંયોગ. ૩૭
વાળાને વળી દદ્રુ આદે, મસ્તક રોગ મહાન;
એ તો મોટા રોગ કહાવે, વળી બીજા બહુ રાજાન. ૩૮
તમો આજ્ઞા આપી પણ, [1]અમો એક માત્ર નવ જાશું;
રોગરાજનું વચન સુણીને, ધર્મ-વચન પ્રકાશું. ૩૯
ધર્મ રાજ કહે સાંભળજો તમો, રોગ સહુ નિરધાર;
સુંદર રૂપ ધરો ત્યાં જાવા, સુંદર શુભ શણગાર. ૪૦
મહારા નગર વિષે જ્યમ રહો છો, માનો છો ગર્યાદ;
એ વિધ તેહનું વચન માનવું, રખે કરંતા વાદ. ૪૧
પાપીને તમો ક્રૂર રૂપ છો, સુકૃતને શુભ રૂપ;
સુકૃત નર મુજને પણ દેખે, ઉત્તમ રૂપ અનુપ. ૪૨
પાપી પ્રાણી મુજને પેખે, કાળાનળ રૂપ દેહ;
હાવે કહેછે જેણે પાપે, પ્રગટે [2]આમજ એહ. ૪૩

---

૧ અમો આકસ્માત ન જવા શું. પ્ર. ૧ ૨. પ્રગટે આપ અરીહ.

જે કો બ્રાહ્મણનો હત્યારો, મહા પાપી પ્રકાશ;
હજાર જન્મ લગી તેના, તનુમાં તારો વાસ. ૪૪
[1]રાજક્ષય જે તારે રોગે, પીડ્યો પુરૂષ જેહ;
શંકર જાપ કરે તો છૂટે, એમાં નહીં સંદેહ. ૪૫
હરનો હોમ કરીને આપે, બ્રાહ્મણને મહાદાન;
ચોવીસ નિષ્ક કનકનો પુરૂષ, આપે શ્રદ્ધાવાન. ૪૬
ત્યાર પછી તે સદા નિરંતર, તજવો તેનો દેહ;
સુકૃતની આગળ તે સેવક, થઈ રહેવું સસ્નેહ. ૪૭
ક્ષયરોગીને સોમ વાસરે, કરવું પાંચે દાન;
અથવા એક માસ લગી સાધે, ગૌતમીગંગા સ્નાન. ૪૮
રાજક્ષય તું સ્નાન માત્રથી, નરને પીડય માં દેશ;
આ તારી પત્ની છે મૂર્ચ્છા, માણસ મારી એશ. ૪૯
માણસને મારે ક્ષણ માંહે, તેનું પાતક એહ;
દેવ-દ્રવ્યનો તસ્કર માણસ, મૂર્ચ્છા પામે તેહ. ૫૦
ભોજન કરતા બ્રાહ્મણને જે, ઉથાપે મહાપાપી;
આપે એક કરે ગૃહ ભોજન, દ્વિજ કુળને ઉથાપી. ૫૧
તારી મેલી મૂર્ચ્છા તેને, પીડા દે નિરધાર;
અન્નદાન કરતામાં નરને, નવ પીડે કો વાર. ૫૨
એક ગોત્રની નારી શું જે, ગમન કરે અજ્ઞાન;
જે કો નારી નરને ઇચ્છે, એક ગોત્ર અભિધાન. ૫૩
તે નર નારી તારે પુત્રે, પ્રમેહે પીડાય;
હેમ તણા હર્તાને નિશ્ચે, મૂત્રકૃચ્છ્ર કહેવાય. ૫૪
પળ પ્રમાણે કાંચન ભૂષણ, ઘાટ ઘડાવી જેહ;
સુરપ્રતિમાને પહેરાવે, તો સદ્ય ટળે પ્રમેહ. ૫૫
કનક તણું એક ઉત્તમ અંબર, પળ પ્રમાણે થાય;
ઉત્તમ બ્રાહ્મણને આપે તો, મૂત્રકૃચ્છ્ર મૂકાય. ૫૬
શિવ-મંદિરનું દ્રવ્ય હરે, તેને લિંગે પ્રકટે રોગ;
કનકદાન કરતામાં નિશ્ચે, તેપણ છૂટે ભોગ. ૫૭
પરની શોભા દેખી જે કો, વદન કરે અતિ ઝાંખું;
તે પાપીનું પાંડુ રોગથી, પીડાયે તનું આખું. ૫૮

---

૧ રાજા ક્ષય મહા તાહારો, દુઃખે પીડ્યો પુરૂષ જેહ. પ્ર. ૨.

શાસ્ત્ર માર્ગે દ્વિજને આપે, મહિષી તણું મહાદાન;
તૈલ્ય અડદ કુસુમ કણેરી, માળા સહુ સામાન. ૫૯
[1]તીર્થ ગધ્યે સહસ્ર તેપન, વિષ્ણું તણો જપ થાય;
તારો બંધુ પાંડુરોગથી, નિશ્ચે તે મૂકાય. ૬૦
અજા એક શ્રદ્ધાએ આપે, સુવર્ણું સાજ સમારી;
વિપ્ર સુધર્મિને આપે તો, સોજાનો ક્ષયકારી. ૬૧
ગર્ભપાતના કરનારાને, રોગ જળંદર થાય;
જે કો વારૂ વાવ ખણાવે, તેના તનથી જાય. ૬૨
મોટા માની સેવક મારા, અષ્ટોત્તર શત વ્યાધિ;
તુલ્લા પુરૂષનું દાન કરે તો, એકુ ન શકે બાધી. ૬૩
અર્ધ પ્રસવતી સુરભી આપે, શોધી શાસ્ત્ર વિચાર;
એકુ રોગજ તેના તનમાં, નવ રહે નિરધાર. ૬૪
લૂખરસાદિક તેને પીડા, તસ્કર રસનો જેહ;
કનકદાન કરતામાં નરને, નિશ્ચે મૂકે તેહ. ૬૫
કનકકલ્પને દાને ભાગે, ભૂરિ ભગંદર રોગ;
શિવસેવા કરતામાં નાસે, સન્નિપાતનો ભોગ. ૬૬
વિશ્વાસઘાતી બીડાઘાલોઃ, ભુંડો પુરૂષ જેહ;
અતિસાર આ તારો મિત્ર, પીડે તેનો દેહ. ૬૭
જીર્ણુ કૂપ સમારે તેથી, નાસે એ અતિસાર;
ધર્મદ્રવ્યના હરનારાને, સંગ્રહણી થનાર. ૬૮
ઘેટી કેરૂં દાન કરે તો, સંગ્રહણી તે જાય;
પરદુઃખ દેખી સુખ પામે તો, અંગે અરોચક થાય. ૬૯
પૃથ્વીદાન કરે તો પાછું, સુખ પામે તે જન;
ભોજન કરતા બ્રાહ્મણુનો જે, દ્વેષ કરે દુર્જન. ૭૦
તેને અંગે અરૂચી ઉપજે, અન્ન ન ભાવે જેથી;
ઉત્તમ અશન કરાવે દ્વિજને, ફરી સુખ પામે તેથી. ૭૧
સમર્થ થઈને યાચકને, ન આપે માગી વસ્ત;
આશા ભંગ કરે તે નરને, પ્રકટે શૂળ સમસ્ત. ૭૨
કારાગૃહથી નરને કાઢે, પંજરમાંથી પંખી;
શિવની સેવા કરતામાં તે, શૂળ તજે શુભ ઝંખી. ૭૩

---

૧ તીથી ગધ્યે સહસ્ર તર્પણી. પ્ર. ૨.

[1]ઉદય પારકો (જે) ન સહે તેને, હિક્કા પ્રકટે અંગ;
લક્ષ હોમના કરનારાથી, તત્ક્ષણ પામે ભંગ. ૭૪
નમતા નરને (જે) મારે તેને, ધનુર્વાત ત્યાં થાય;
[2]માષ મેરૂને [3]તૈલ્ય દાને, ત્યાંથી દૂર પળાય. ૭૫
કૃષ્ણ કથાને જે કો ન સુણે, સાધુજનનું ગાન;
તે માણસને કર્ણે પ્રકટે, કર્ણમૂળ બળવાન. ૭૬
કપિલા ધેનુ દાન કરે ને, કૃષ્ણ-કથા રસપાન;
તે માણસને કર્ણમૂળ તે, મૂકે માન નિદાન. ૭૭
પરધન ઉપર દૃષ્ટિ પ્રયોજે, પ્રકટે લોચન રોગ;
કાંચનકમળ સમર્પે દ્વિજને, પામે રોગ વિયોગ. ૭૮
સોમનાથને વિશ્વનાથનું, દર્શન પામે જેહ;
[4]કોઇ સમે લોચનની પીડા, નવ પામે પણ તેહ. ૭૯
કોઇ સમે સજ્જનનું વર્ણન, ન કરે નર મહા મૂર્ખ;
પર અપવાદ વદે જે પાપી, [5]પિશૂન કહાવે પૂર્ખ. ૮૦
તેને નિર્ખી મનમાં હર્ષે, રોગ તણો પરિવાર;
સજ્જન કેરૂ સ્તવન કરે, શિવસ્તોત્ર ભણે નિરધાર. ૮૧
શ્વેત વૃષભ બ્રાહ્મણને આપે, શાસ્ત્ર વિધાને શૂર;
તે માણસને દેખીને, મુખ રોગજ નાસે દૂર. ૮૨
પાપે દ્રવ્ય ઉપાર્જિત સંગ્રહ, કૃપણ ન ખર્ચે જેહ;
[6]ઉદર વિષે વ્રણ વાધે તેને, વાલ્મિકી ત્યાં તેહ. ૮૩
પૂર્વ જન્મે પાપ કર્યા તે, રોગ સ્વરૂપે થાય;
કૃષ્ણાર્પણ દ્વિજને ધન આપે, વાલ્મિકી પણ જાય. ૮૪
પર મુખમાંથી ગ્રાસ હરે ને, સુર પૂજા સામાન;
તે પુરૂષને કંઠમાળ તે, પ્રકટે રોગ મહાન. ૮૫
શિવને મંદિર ઘંટ ઘડાવે, મણિ માણેકનું દાન;
તેહ પુરૂષને કંઠમાળ તે, નિશ્ચે પામે હાન. ૮૬
દાતાર નરની નિંદા કરતાં, અપસ્માર ત્યાં થાય;
કનકકમળને કૃષ્ણા ધેનુ, દાને દૂર પળાય. ૮૭

---

૧ ઉદ્વેગ પ્ર. ૨. ૨ મેષ પ્ર.૨. ૩ તૈલાવ્યને દાને, દાદુર દૂર પળાય પ્ર.૧. ૪ કામ સહિત નર લોચન, નવ પામે ત્યાં તેહ. પ્ર. ૧. ૫ શૂન્ય પ્ર. ૨ ૬ ઉદર વિષે તેને વાધે, વાલ્મિકી ત્યાં તેહ. પ્ર. ૨

અન્ય તણું ઉપવીત વિદારે, વાળો પ્રકટ થાય;
કનકસૂત્ર બ્રાહ્મણને આપે, વાળો વેદજ જાય. ૮૮
દંભે ધર્મ કરે જે માનવ, પ્રકટે ત્યાં ગજચર્મ;
હંસતીર્થે સ્નાન કરે તો, તેને મૂકે પર્મ. ૮૯
વિશ્વાસઘાત કરેથી પ્રકટે, મસ્તકરોગ મહાન;
સૂર્યપૂજા પુણ્ય કરે તો, તત્ક્ષણ સુખવાન. ૯૦
જૈમિનિ કહે સાંભળ જનમેજય, એહ કથા મહિમાય;
સર્વ રોગને શિક્ષા દીધી, ધર્મરાજ જે માંય. ૯૧
જે કો આ આખ્યાન સુણે, તેને એકુ રોગ ન થાય;
ઈતિ ભારત અશ્વમેધ પર્વમાં, ધર્મરાય મહિમાય. ૯૨
શ્લોક થયા જે અધ્યા મધ્યે, એંશી ઉપર પંચ;
રત્ન કહે યત્ને કરી કીધાં, પદ એકાણું સંચ. ૯૩

### અધ્યાય ૪૯ મો રાગ ગોડી.

જૈમિનિ કહે સાંભળ ભૂપાળ, ધર્મ ભાખ્યું વચન વિશાળ;
રોગે કીધાં કામ સ્વરૂપ, સેવક સાથ પધાર્યો ભૂપ. ૧
નૃપકન્યા પરણવા કાજ, જ્યાં છે નારદ ઋષિરાજ;
સુંદર નગર નિહાળ્યું યમે, સારસ્વત નામે પુર રમે. ૨
×હે રાય! ઇચ્છે કામિની, યમરાય પરણ્યા માલિની;
હોમશાળા આસન અર્પતી, હોમહુતાશનને તર્પતી. ૩
પિયુ પદ્મની પામી પર્મ, વીરવર્મા શું બોલ્યા ધર્મ;
હું પૂછું તુજને પરસન, તારે શું માગ્યાનું મન. ૪
થોડે દિવસે સાંભળ્ય સત્ય, પ્રકટયું દિસે તારૂં મૃત્યુ;
એવું વચન ઉચર્યા ધર્મ, વીરવર્મા કહે વાણી પર્મ. ૫
જામાત્ર સાંભળને સહિ, તારો વર હું વાંચ્છું નહિ;
જીવતદાન જો આપો તમો, તોહે સત્ય ન મૂકું આમો. ૬
જે કો કન્યાનું ધન ખાય, તેના પૂર્વજ નરક પળાય;
ધર્મ કહે સાંભળ નૃપ તુંય, તું દાતાને યાચક હુંય. ૭
તેં સંતોષ્યું મારૂં મન, હું દેઇશ આશીર્વચન;
શુભ ઈચ્છે યાચક સંતોષ, તે માંહે દાતા નિર્દોષ. ૮
ધર્મ પ્રત્યે બોલ્યો રાજન, મણું મારૂં જેણે દન;

× ધર્મરાય પરણ્યા પાલિની. પ્ર૦ ૧-૨.

તું પાસે માગું તે દન, નયણે નિરખું શ્રીભગવન. ૯
કહે ધર્મ નહીં મૂકું તુને, જ્યાર લગી હરિ આવે કને;
પરદળ પાડીશ તારે કાજ, એમ વર આપ્યો મહારાજ. ૧૦
કૃષ્ણ કહે સાંભળ અર્જુન, તે એ ઉભો યમ તર્જન;
તારી સેનાને મારતો, પોતાનું પણ સંભારતો. ૧૧
વીરવર્મા આવે એ દાખ, મારા દર્શનનો અભિલાખ;
એની સાથે સજ્યા મહારથિ, તું પણ સજ સેના સારથિ. ૧૨
મયૂરધ્વજ સાથે અસ્વાર, બભ્રુવાહન કર્ણકુમાર;
પ્રદ્યુમ્નાદિક રણમાં જાય, કૌતુક નિર્ખો પારથ રાય. ૧૩
મહા યુદ્ધ થાશે નિરવાણ, ગજ નર હયના જાશે પ્રાણ;
જૈમિનિ કહે સાંભળ ભૂપાળ, પારથરથ બેઠા ગોપાળ. ૧૪
અર્જુન પ્રત્યે એવું કહ્યું, વીરવર્માનું કારણ લહ્યું;
પાર્થને પામી રણ માંય, વીરવર્મા ઉચ્ચારે ત્યાંય. ૧૫
સાંભળ સત્ય ધનંજય ધીર, મેં જીત્યા બહુ તારા વીર;
(પણ) તુને હણવા પાખી મહારથી, નરની કંડુ ટળતી નથી. ૧૬
તમો વીર થાજો ગોવિંદ, પાર્થ મન આણો આનંદ;
સહેજે મારા શરના ઘાય, રખે રણથી નાશી જાય. ૧૭
એમ કહી મનમાં નવ ગણ્યા, પંદર બાણે પારથ હણ્યા;
હરિના હૃદય વિષે નિર્વાણ, સાયક સાઠ પ્રયોજ્યા જાણ. ૧૮
મયૂરધ્વજ આદે જે યોધ, તે ઉપર પણ કીધો ક્રોધ;
મૂર્છાએ પાડ્યા મહા બળી, અદ્દભૂત વાત વિચારે વળી. ૧૯
પાર્થ પણ મારે મહા બાણ, વીરવર્મા છાયો નિરવાણ;
મૂકો અશ્વ અમારા બેહુ, પુનરપિ પાર્થ બોલ્યા તેહુ. ૨૦
રાજા કહે સાંભળ નરહરિ, યથા ગ્રહ્યા મેં બન્ને તુરી;
સન્મુખ નરનારાયણ રહ્યા, તે પણ તત્ક્ષણ જાણો ગ્રહ્યા. ૨૧
જૈમિનિ કહે સાંભળ ભૂપતિ, વીરવર્મા મન કોપ્યો અતિ;
નરનારાયણને નિર્ધાર, તાણી માર્યા બાણ હજાર. ૨૨
કીધી અર્જુનને તર્જના, ઘનની પેરે કરી ગર્જના;
સવ્યસાચી એ નૃપના બાણ, તિલ તિલ કટકા કીધા જાણ. ૨૩
ઉત્તમ મંત્ર પ્રયોજ્યા યથા, ટાળે શત્રુ સંબંધી વ્યથા;
સાત બાણ અર્જુને મુદા, વીરવર્માને માર્યા તદા. ૨૪

[1]સાઠ બાણુ પાર્થને ગૂઢ, વીરવર્માએ માર્યા પ્રૌઢ;
શ્રીહરિને માર્યા શત બાણુ, શત માર્યા હનુમંતને તાણુ. ૨૫
હરિએ જે સાહ્યા હય ચાર, તેને કીધો તીક્ષ્ણ પ્રહાર;
બીજા વીર વિદાર્યા ઘણા, ઠામ ન દિસે તે નર તણા. ૨૬
પાર્થસેન ભમાવ્યું યથા, જગત્ ભમાવ્યું મોહે તથા;
વીરવર્માને દેખી કરી, પાર્થ પ્રત્યે બોલ્યા હરિ. ૨૭
પાર્થ તું જાણે છે ત્યમ, બીજા ક્ષત્રી માર્યા જ્યમ;
તું જાણે એમ જીતીશ હુંય, એને જીતી ના શકે તુંય. ૨૮
મેં પણ એ માર્યો નવ જાય, તે જ્યમ માર્યા કરી ઉપાય;
કર્ણ તણું રથચક્ર વિશાળ, યથા ગ્રસ્યું ભૂમિ તે કાળ. ૨૯
એનું ચક્ર ગ્રસે નહિ મહી, કુંતાસુત સાંભળજે સહી;
સુદર્શને બળ કીધું ઘણું, શીર છેદ્યું શિશુપાળજ તણું. ૩૦
એનું શરીર છેદવા રાય, મારૂં ચક્ર ન સમર્થ થાય;
સિંધુરાયના સાયક સાર, તારી સેનાને દે માર. ૩૧
તારા સેવક સઘળા થકે, એનું શીર છેદી ન શકે;
એક ઉપાય કહું રાજાન, આપણા દળમાં હનુમાન્. ૩૨
એનો રથ વીટી પૂંછડે, ઉડીને આકાશે ચઢે;
ભ્રમણ કરાવીને જ્યહાં ત્યહાં, નાખે ઊંડા અર્ણવ મહાં. ૩૩
એમ સુણી કે' હનુમંત સો'ય, એ તો રાવણનું દળ નો'ય;
સીતાભય રાક્ષસિયો સથી, જંબુમાલી એ નૃપતિ નથી. ૩૪
કૃષ્ણ કહે સાંભળ કપિરાજ, મારૂં વચન પ્રમાણો આજ;
વીરવર્મા સાંખવો નહીં, સાગર મધ્યે નાખો સહી. ૩૫
ધર્મરાજાને અર્થે અમો, શત કામ કરવાં તમો;
જૈમિનિ કહે સાંભળ રાજાન, શ્રીહરિએ પ્રેર્યા હનુમાન્. ૩૬
રાજાનો રથ સાહ્યો હાથ, અશ્વ સારથી રાજા સાથ;
આકાશે ઉડ્યો હનુમાન, વીરવર્મા મોટા બળવાન. ૩૭
આત્મ રથથી અળગો થયો, તત્ક્ષણ પાર્થનો રથ ગ્રહ્યો;
રથ ઝાલી ઉડ્યો આકાશ, પહોચ્યો પવન તણા સુત પાસ. ૩૮
હનુમંત પ્રત્યે બોલ્યો રાય, તું મારો રથ ઝાલી જાય;
ઠાલો રથ તેં ઝાલ્યો હાથ, મેં લીધો પારથ હરિ સાથ. ૩૯

---

1 સાત બાણુ પાર્થને મૂઢ, પ્ર. ૧.

મેં લીધો રથ જ્યાં જ્યાં જશે, ત્યાં નરનારાયણ આવશે;
નરનારાયણ મૂક્યા તમો, કર આવ્યા નવ મૂકુ હમો. ૪૦
રથ નાખુ ક્ષીરોદધિ માંય, શેષ સ્વરૂપી શય્યા જ્યાંય;
પાર્થ ભક્તે ભાવ્યા અતિ, લક્ષ્મિ નવ પામે નિજ પતિ. ૪૧
વિરહાતુર રામા અશ્વમેવ, માધવને ઇચ્છે નિત્યમેવ;
ક્ષીર સમુદ્ર રથ ભેળવું, કેશવ કમળાને મેળવું! ૪૨
સૂર્ય-ચંદ્ર ન દેખે જ્યહાં, નિશ્ચલ લીલા કરશે ત્યહાં;
તુથી હું વાધ્યો બળવાન, એમ સુણી બોલ્યો હનુમાન. ૪૩
પોતે બળ વિખાણે સહી, તેને સાધુ પ્રમાણે નહીં;
ભૂપ કહે સાંભળ હરિ સહી, તેં રથ સાહી જવાશે નહીં. ૪૪
મારો માર સહેજે હરિ, મેં સાહ્યા નરહરિ દૃઢ કરી;
એમ કહી કોપ્યો રાજાન, મુષ્ટિ શું માર્યો હનુમાન. ૪૫
મુષ્ટિ પ્રહારે માર્યો થક્યો, હનુમંત વીર ન હાલી શક્યો;
એ વિધ એકે વીરે સહી, ત્રણે યોધા રાખ્યા ગ્રહી. ૪૬
વીરવર્માને તેણી વાર, હરિએ કીધો પાટુ પ્રહાર;
પડયો મૂર્ચ્છા પામી વીર, વળતો બોલ્યો ઉઠી ધીર. ૪૭
ત્રણે યોધા ઝાલ્યા અમો, મુજને ઝાલી ન શક્યા તમો;
મારૂં મૃત્યું કહ્યું યમરાજ, તે કહીંએ ન દિસે આજ. ૪૮
અર્જુન અશ્વ ગ્રહ્યા છે બેહુ, સહુ યોધા સંતોષ્યા તેહુ;
નારાયણના નિર્ખી ચર્ણ, નાઠું દિસે મારૂં મર્ણ. ૪૯
વીરવર્માને દેખી હરિ, પોતાને રથ બેઠા ફરી;
પાર્થને કહે શારંગપાણ, સુણો ફાલ્ગુન મારી વાણ. ૫૦
વર્ષ સહસ્ર જો વહી જાય, મેં ને તેં એ નવ જીતાય;
અસ્ત્ર શસ્ત્રમાં જેવો રવિ, જાણે સઘળી લઘુલાઘવી. ૫૧
એણે રણમાં જીત્યા વીર, હું પણ સંતોષ્યો મહાધીર;
અર્જુન વીર ઉચ્ચર્યા ફરી, જેણે જીત્યા છો શ્રીહરિ. ૫૨
જેનો એવો છે મહિમાય, તે (પણ) જીત્યો મેં કેમ જાય;
એવું બોલે અર્જુન યદા, વીરવર્મા ઉચ્ચર્યો તદા. ૫૩
વીરવર્મા આનંદ્યા આમ, પાર્થને કીધો પ્રણામ;
હે હે અર્જુ એવું ન કો', તમો ચરાચર જીતી શકો. ૫૪
એણે વચને વિસ્મય ગયો, પાર્થજી હું પ્રસન્ન થયો;

એમ કહી ધનુષ્ય કીધું ત્યાગ, લાગ્યો પરમેશ્વરને પાગ. ૫૫
ત્યારપછી ત્યાં સત્વર થઇ, અર્જુનને આલિંગ્યો જઇ;
બન્ને ઘોડા આપ્યા આણી, તન ધન રાજ્ય સમર્પ્યું વાણી. ૫૬
હરિને સર્વ સમર્પણ કર્યું, અચ્યુત શું સૌહૃદ આચર્યું;
કર જોડી ઉભો રાજાન, ભક્તે સંતોષ્યા ભગવાન. ૫૭
છઠ્ઠે દિવસે સાહી પાણ, વીરવર્મા અર્જુનને આણ;
સારસ્વતપુરની સંપદા, પાર્થને દેખાડી તદા. ૫૮
મોટાં મોતી અતિ ઉદ્યોત, આઠ ભાત્યનાં ઉત્તમ જ્યોત;
રત્ન અમૂલ્યક કોટિ પ્રકાર, લેતાં ગણતાં ના'વે પાર. ૫૯
સહસ્ર ઇકોત્તેર ગજ જેહ, ઇંદુ સરીખા ઉજ્વળ દેહ;
સ્વેતકર્ણ ઉજ્વળ આકાર, યજ્ઞ અશ્વના નાવે પાર. ૬૦
નવ હજાર સુંદર સુંદરી, અર્જુનને આપી સજ કરી;
ભૂપતિ બન્ને ઘોડા ગ્રહી, આગળ ચાલ્યો સેવક થઈ. ૬૧
નર આગળ યોદ્ધા નિર્ગમે, ઉંડો દ્રહ દીઠો તે સમે;
હસ્તી મગર અભ્યંતર રમે, ભૂરિ ભયંકર ભમરા ભમે. ૬૨
હસ્તીને તાણે ગહા મીન, તે બીજા ઝષનો આધીન;
જળ કલ્લોલ અતિ ઉલ્લસે, અર્ણવના અંબુને હસે. ૬૩
તે દેખીને પાર્થ વીર, વીરવર્મા શું બોલ્યો ધીર;
પેહેલા દ્રહમાં પેસો રાય, મારા હય જળ મધ્યે જાય. ૬૪
સેના (પાર) ઉતારોની પાર, વીરવર્માને કીધું સાર;
સાંભળ જનમેજય નિર્ધાર, સેના પામી પેલી પાર. ૬૫
અશ્વમેધ ભારત પ્રકાશ, થયો અધ્યા' ઓગણપંચાશ;
સાંત્યુ વીરવર્મા આખ્યાન, ત્રેંસઠ શ્લોક તણું વ્યાખ્યાન. ૬૬
રત્ન કહે યત્ને કરી કર્યો, પદ છાસેઠે તે વિસ્તર્યો;
વીરવર્માનું યુદ્ધ અપાર, હરિ જેનો નવ પામ્યા પાર. ૬૭
સાર કથાએ ભારત તણી, બુદ્ધિમાને વિસ્તારે ઘણી;
ભૂલભણી મા દેશો ખોડ, રત્ન કહે યત્ને કરી જોડ. ૬૮

## અધ્યાય ૫૦ મો રાગ રામગ્રી.

જૈમિનિ બોલ્યા સાંભળ રાયજી, મહાભારતનો કહું મહિમાયજી;
સારસ્વતથી છૂટા ઘોટજી, સન્મુખ દીધી સત્વર ડોટજી. ૧
લંબોદરને કરી પ્રણામજી, ભાખું ચાલ્યો હય જે ઠામજી;

**ઢાળ.**

જે ઠામ ચાલ્યા ચંદ્રવદના, વિજય વરતે બેહુ;
પવનવેગે સંચર્યાં, નિસર્યાં પુરથી તેહુ. ૨
ચંદ્રહાસ તણું નગર, પુર તણું કુંતલ નામ;
નિર્ખતાં નિર્ભય થયા, હય ગયા તેણે ઠામ. ૩
અશ્વ પાછળ નીસર્યાં, સહુ કોય યોધા તેહ;
શ્રીકૃષ્ણ અર્જુન પ્રદ્યુમ્ન ને, વક્રવાહન જેહ. ૪
હંસધ્વજ ને તામ્રકેતુ, વીરવર્મા પ્રવીર;
ચોપાસ શોધે વાજીને, મનમાં પામી અધીર. ૫
અમારા હય ક્યાં ગયા, શું પ્રવેશ્યા પાતાળ;
શું ચણ્યા કોણે કે ગયા, આકાશ અશ્વ વિશાળ. ૬
એમ વિચારી ઉંચે મુખે, અવલોકતા હય હેજ;
એવે સમે નભમાં પુરૂષ દીઠો, તમ તરણિ તેજ. ૭
શોભતો શુભ સ્વરૂપે, જાણે અવર ઉગ્યો ભાન;
શ્રુતિ સ્મૃતિના પારગામી, સંત ઋષિ રાજાન. ૮
પરમ વૈષ્ણવ રાજ ઋષિ, જેને વા'લો ક્લેશ;
નભથકી નારદ ઉતરે, ક્ષિતિ પ્રભાકર પ્રવેશ. ૯
પાર્થાદિ ભડે પ્રણમ્યા, જુજવા ઋષિરાજ;
પધાર્યા મુનિ ક્યાં થકી, હય નિહાળ્યા કયહું આજ. ૧૦
પછે પૂછ્યો પારથે, ઋષિરાજને સંદેહ;
કહે નારદ અશ્વ કૌંતલ, પુર પો'ત્યા તેહ. ૧૧
જે પુરીને ચંદ્રહાસ પાળે, પરમ વૈષ્ણવ રૂપ;
જેને આપી રાજ વનમાં, ગયો કુંતલ ભૂપ. ૧૨
જે ધૃષ્ટબુદ્ધિ પ્રધાનની, કન્યકા પરણ્યો પ્રૌઢ;
કુલિંદદેશાધિપે (પુત્ર) પાળ્યો, કુલિંદે ગતિ ગૂઢ. ૧૩
લક્ષ્મી પતિને પ્રસાદે, પામિયો કુંતિલરાજ;
ચંદ્રહાસ સરખો મહા બળિયો, નથી યોધો આજ. ૧૪
આ નૃપતિ કો [૧]પામે ન તેની, કળા સોળમી ધન્ય;
વચન નારદનું સુણી, ઉપન્યો વિસ્મય મન. ૧૫
ફરી પૂછે પાર્થ મુનિને, ચંદ્રહાસ પરમ પવિત્ર;

---

૧ પામે નહીં ને, નીકળ્યો સોળમી ધન્ય.

મુને માંડી કહો નારદ, ચંદ્રહાસચરિત્ર. ૧૬
સંક્ષેપ છાંડી કહો માંડી, મુનિ મુજને વિસ્તાર;
અર્જુનની વાણી સુણી, ઉચ્ચરે નારદ ત્યાર. ૧૭
અરે અર્જુન! સમય ક્યાં છે, અશ્વ વાંધ્યા વાટ;
હસ્તિનાપુર યુધિષ્ઠિરને, ઉપજે ઉત્પાત. ૧૮
કહે અર્જુન યથા મેં, કુરૂક્ષેત્ર મધ્યે સાર;
કૃષ્ણ-મુખથી કથામૃત, સાંભળ્યું સ્વસ્થ વિચાર. ૧૯
સાધુચર્ચા સુણવા, જેને નહિ પરવાર;
તે અલ્પ આયુષ્ય પુરૂષ વાંધ્યા, ક્રૂર કાળે ત્યાર. ૨૦
તે માટે યત્ને કરી મુજને, કથા કહોની એહ;
પાર્થવાણી હ્રદે આણી, વદે નારદ તેહ. ૨૧
હતો કેરલદેશપતિ, જેનું સુધાર્મિક નામ;
રાજ્ય કરતો યથાવિધિ, પાળતો પૃથ્વી ઠામ. ૨૨
તેને પુત્ર પ્રકટ્યો મૂળમાં, મહા ભાગ્યનો ભંડાર;
પછે જતે દહાડે વૈરીએ, તે નગર વીંટ્યું સાર. ૨૩
[1]જેમ અંતકાળે દેહ આવે, શ્લેષ્માદિક હાથ;
મર્ણ પામ્યો સુધાર્મિક, વઢતાં રિપુની સાથ. ૨૪
ભરતાર પરલોકે ગયો, તે સુણી રાણી સિદ્ધ;
પતિવ્રતાવ્રત પાળતી, સતીએ કાષ્ટભક્ષણ કીધ. ૨૫
પિતામાતા રહિત બાળક, ને હતી એકજ ધાવ્ય;
તે શિશુને સંહરી લાવી, કૌંતલનગરે ભાવ્ય. ૨૬
જે પુરશ્રીનો પતિ થાશે, ત્યાં પધાર્યો શિશુરત્ન;
ધાત્રીએ ત્રણ વર્ષ સુધી, સાચવ્યો શિશુ યત્ન. ૨૭
કરી દલણું ખાડણું, શિશુ-ઉદર ભરતી સોય;
નિજ રાજ રાણી હ્રદે આણી, ઘણી દુઃખણી હોય. ૨૮
એવે સમે પંચત્વ પામી, ધાવ્ય ધરી હરિધ્યાન;
વર્ષ ત્રણે ગૌરવર્ણે, શિશુ લક્ષણવાન. ૨૯
વામ ચર્ણે લઘુ છઠ્ઠી, અંગુલિ એંધાણ;
પુર-નાર પ્રેમે પાળતી, શોભતા શિશુને જાણ. ૩૦
પંચ વર્ષે થયો શિશુ, મનગમી ગતિએ જાય;

---

૧. જે અંતકાળે શ્લેષ્માદિક, વીંટે આવી હાથ. પ્ર. ૧.

શિશુ મળતો શેરીઆં રમે, તે ગળ્યો ખાવું ખાય. ૩૧
કો નાર નવરાવે તથા કો, કરાવે ભોજન;
કો લેપ ચંદનના કરે, પ્રસન્ન પામી મન. ૩૨
કો હાર કોટિ પ્રકારના, પે'રાવતી પુર-નાર;
કો ધરાવે પાઘડી પટકો, કભાય ને શણગાર. ૩૩
પાગે પનઇ ને રમત રથની, ગ્રહી દોરી હાથ;
ધૃષ્ટબુદ્ધિ પ્રધાન-મંદિર, પધાર્યો ઋષિ સાથ. ૩૪
વિપ્ર મુનિવર સંત યોગી, જે હતા સૌ કોય;
નિરખી સુંદર શિશુને, આશ્ચર્ય પામ્યા સોય. ૩૫
પછે ભોજન કર્યું ભાવે, જમાડ્યો શિશુ સાથ;
ધૃષ્ટબુદ્ધે ઋષિની ત્યાં, કરી પૂજા હાથ. ૩૬
અર્ધ્યપાદ્યે કરી પૂજ્યા, આરોગાવ્યા ક્ષીર;
સ્વાદુ ઓદન મોદકા ને, સુધા શીતળ નીર. ૩૭
તૃપ્તિ પામ્યા મુનિવર, કર્પૂર આપ્યાં પણ;
પાણિપ્રક્ષાલન કરી, આચમન આપ્યાં આણ. ૩૮
વસ્ત્ર ભૂષણ ભાર શોભિત, વદે વાડવ વાણ;
અમો સંતોષ્યા તમો હો, ચિરંજીવી જાણ. ૩૯
તમો આગળ નિહાળ્યો, એક પંચ વર્ષિ બાળ;
એ કોણ કોનો પુત્ર ક્યાંથી, આવિયો આ કાળ. ૪૦
એમ સુણી બોલ્યો ધૃષ્ટબુદ્ધિ, હસી તેણી વાર;
કેટલા બાળક અનાથ છે, મારા નગર મોઝાર. ૪૧
રાજ્ય-કારજ-ભારમાં હું, ન જાણું શિશુ શોધ;
પ્રધાનની વાણી સુણી, મુનિ કરંતા પ્રતિબોધ. ૪૨
મનોહર આ બાળકો અતિ, લસે લક્ષણવાન;
નગર તારા તણો રાજા, થશે સુણ પ્રધાન. ૪૩
પ્રધાન એને પાળ તું, એ બાળમાં ધર્ય સ્નેહ;
તારી સંપદાનો ભોગતા, આ રહ્યો અર્ભક જેહ. ૪૪
પછે આપી આગન્યા, મુનિ સર્વને રાજન;
વિચારે પ્રધાન એશું, ઉચર્યા મુનિજન. ૪૫
આપાપણે આશ્રમ પો'ત્યા, સર્વ વાડવ સોય;
પ્રધાન મનમાં તાપ પામ્યો, ઘણો દુઃખીઓ હોય. ૪૬

મહાપુરૂષ મુજને કહી ગયા તે, ઉપજે કયમ આળ;
મારી સંપદાનો ભોગતા, કયમ થશે કોનો બાળ? ૪૭
તે મુનિવરની વાણુ મિથ્યા, કયમે પણુ ન થાય;
તે માટ તેનો વિચારી હું, કરૂં કાંઈ ઉપાય. ૪૮
એ શિશુનું શિર છેદવું, એમ વિચારે પ્રધાન;
આકળો અંત્યજ વર્ણું તેડી, ઉચ્ચર્યો અભિમાન. ૪૯
અરે અંત્યજ ગહનવનમાં, આ બાળને લઈ જાઓ;
વાઢીને વધ કરો એનો, સાવધાનજ થાઓ. ૫૦
એના અંગનું એંધાણુ કાંઈ એક, લાવજો નિરધાર;
જેથી વિશ્વાસ મુજને, ઉપજે અવિકાર. ૫૧
અમો તમને આપશું બહુ, મૂલ્ય મહિષી–દાન;
જેનાં અવાડાં ઘટ જેવડાં, એમ ઉચ્ચર્યો પ્રધાન. ૫૨
કહે નારદ સાંભળો, અર્જુન કૌતકવાન;
તેનું વચન સુણી આનંદ પામ્યા, અધમ અંત્યજ જાત. ૫૩
ઉન્મત્ત અત્યંજ વાઢી શિશુને, લેઈ ચાલ્યા ત્યાંય;
ગહનવન વન ગહ્વર ઘણાં, ઉદવસ્ત કંટક ગાંય. ૫૪
જ્યાં ભયાનક પક્ષી ભમે, પશુ ભયંકર અતિ ઘોર;
ત્યાં સુધાર્મિકનો કુંવર હસતો, કમળવદન કિશોર. ૫૫
ત્યાં શસ્ત્ર ઉઘાડાં કર્યાં, અસિધાર અતિ ઉદ્દામ;
ચંદ્રાહાસ હીંડે નાસતો, ગ્રહી શીળા શાલિગ્રામ. ૫૬
શીળા શાલિગ્રામ સુંદર, સમર્પી મુખ મધ્ય;
[1]રખે લેતા ચોર એ મુજ, સખો એ અવધ્ય. ૫૭
પાષાણુગોળકવડે જે, શિશુ વિષે રમતો સોય;
હા! સખે કાં રમતો નથી, એમ ઉચર્યા શિશુ કોય. ૫૮
પછે બાળક પ્રત્ય બોલ્યો, ચંદ્રહાસ વિચાર;
હે મિત્ર! મારે ઘણા છે, પાષાણુ ગોલક સાર. ૫૯
એ સમો એકો ન દીસે, સાર સુંદર તેજ;
પ્રથમ હું આ સખે સઘળે, રમીશ મનને હેજ. ૬૦

---

૧. મૂળ સંસ્કૃત અશ્વમેધમાં ઇશ્વરે પોતાના રૂપની પ્રતિમા વડે ચંદ્રહાસને બીજા બાળક દેખાડયા વગેરે મતલબનો એક શ્લોક છે. જે અમારી પાસેની ત્રણે રત્નેશ્વરકૃત લેખી પ્રતોમાં નથી.

આ સખા સઘળા ભાખશે, ત્યારે રમીશ એણે અત્ય;
એ જડયા પુઠી ઘણું મુજને, ઉપન્યું સુખ સત્ય. ૬૧
તે સખાને મુખમાં ધરી, ચંદ્રહાસ જપતો કૃષ્ણ;
કહે નારદ સાંભળો, ચંદ્રહાસ ઉત્તમ પ્રશ્ન. ૬૨
ગમ અનુગ્રહથી ધ્રુવે જયમ, સંતોખિયા ભગવાન;
ત્યમ બાળવયથી ચંદ્રહાસે, ધર્યું હરિનું ધ્યાન. ૬૩
હે કૃષ્ણ! કૃષ્ણ! જગત્પતિ, હે જનાર્દન! વાસુદેવ;
ચાંડાળ તીક્ષ્ણ ખડ્ગ ધારી, હણે મુજને એવ. ૬૪
પેશ હરિ પાષણમાં, મુને રાખ્ય વ્યાપક રૂપ;
પછે ચાંડાળ મોહ્યા માધવે, સુણ જનમેજય (તું) ભૂપ. ૬૫
મોહ્યા થકા ચાંડાળ કે' ભાઇ, જૂઓ શિશુનું રૂપ;
સુકુમાર મોટાં નેત્ર દીર્ઘ, બાહુ વદન અનુપ. ૬૬
ધૃષ્ટબુદ્ધિએ શું કહ્યું, શિશુ મારજો વન માંય;
મહાપાપે અવતર્યા, ચાંડાળ આપણ આંય. ૬૭
વળી બાળકને વધે, શું પામીએ તનુ દીન;
જૂઓ શે દોષે થયો, શિશુ પિતામાતા હીન. ૬૮
એમ કહીને અંત્યજે પછે, નિહાળ્યો શિશુદેહ;
[1]વામ પગની અંગુલિ છઠ્ઠી, સઘ છેદી તેહ. ૬૯
પછે તે ઉતાવળા, આવિયા પુર પ્રમાણ;
નમી મૂક્યું મંત્રી આગળ, અંગુલિ એંધાણ. ૭૦
હર્ષ પામ્યો ધૃષ્ટબુદ્ધિ, મુનિવચન-અનૃત કીધ;
ચાંડાળ સંતોખ્યા પછે, મંત્રીએ મહિષી દીધ. ૭૧
ઇતિશ્રી મહાભારતે, અશ્વમેધપર્વ મોઝાર;
અધ્યા' એ પંચાશમો, ચંદ્રહાસનો મહિમાય. ૭૨
શ્લોક જે અધ્યા' વિષે, એકસઠ ઉત્તમ પેર;
રત્ન કહે યત્ને કર્યા, પદપૂર્ણ પંચ્યોતેર. ૭૩

## અધ્યાય ૫૧ મો રાગ ગોડી.

સાંભળ પાર્થ ભડભૂપાળ, ભીષણ વનમાં વિલોબાળ;
તુજ મિત્રસ્મરણે ઉગર્યો, મારે ચાંડાળે પરહર્યો. ૧

---

૧ વામ કહની અંગલિ, તે સસા છેદી તેહ. પ્ર. ૨.

જે કો બાળક અથવા વૃદ્ધ, યૌવન નરનારી શું સમર્દ્ધ;
સમરે શ્રીપતિ કેરા પાય, દારૂણ દુઃખથકી મૂકાય. ૨
છેદી અષ્ટાંગુલિ શિશુ તેહ, તેનો રૂધિરે લેપ્યો દેહ;
દુઃખે રોતો છૂટે મુખ, સુણી સ્વર હરણી પામે દુઃખ. ૩
તેહને નિકટે આવી હરણ, ચાટે રૂધિરે રાતો ચરણ;
જાણે ચંદ્ર પડ્યોછે ધર્ણ, તેનું વાહન શોભે હરણ. ૪
જે હરિણ અમારો સ્વામી, પતિને મૂકી ગયો રતિકામી;
આમ સ્વામી હરિણ અતિ એઠો, અમો ક્યાં મૂકી વનપેઠો. ૫
મુખરૂપે ઇંદુ અપાર, સૃવે આંસુ અમૃતધાર;
વિણ વાહન શશિવર વ્યોમ, અકસ્માત્ પડ્યો શું ભોમ. ૬
જાણે પતિ અપરાધ સમાવા, હરણી શશિને સેવે બાવા;
વનના પક્ષી પામ્યા દુઃખ, શિશુને કરતા છાયા સુખ. ૭
વનના દેવતા દુઃખી અપાર, અતિશે કરતા હાહાકાર;
શીત કારગી શિશુની જોતિ, હસ્તિની હીંડે વનમાં રોતી. ૮
વનમાં બાળક દેખી બગલાં, ઊંચકી તન ભરતાં પગલાં;
તેને દુઃખે દોષિત સાપ, પૃથ્વી ફેણુ પછાડે આપ. ૯
તેને દુઃખે ઉલૂકજ રોતા, ગિરિ ગુહા પ્રકાશ ન હોતા;
તેને દુઃખે દીન પારેવ, જાણ્યું હૃદય ઘણું દૃઢ એવ. ૧૦
તે માટે આપણું પેટ, પાષાણે પૂરે નેટ;
એવે આવ્યો દેશનરેશ, તેનું નામ કુલિંદ સુવેશ. ૧૧
તે દેશનું રક્ષણ કરવા, ધૃષ્ટબુદ્ધિએ મૂક્યો છે ફરવા;
તેને મૃગયાનો રસ લાગ્યો, તે વનમાં આવ્યો આઘો. ૧૨
જેમ કર્બુક વર્ષાકાળે, કર વેષ્ટિત વ્યોમ નિહાળે;
તે વન આવ્યો ભૂપાળ, સાથે શ્વાન તણા રખવાળ. ૧૩
નવ કુસુમલતામાં ધાતો, ખગ મૃગને હીંડે સા'તો;
એવે આગળ દીઠો બાળ, ઝરે આનન આંસુધાર. ૧૪
હરિનામ જપે આનંદ, જોઇ વિસ્મય મન કુલિંદ;
તે અશ્વથકી ઉતરતો, શિશુ કેરૂ શાંત્વન કરતો. ૧૫
નૃપ બોલ્યો સામુ જોતો, અર્ભકનાં આંસુ લો'તો;
અહો! અહો! અહેડી આવો, તમે શ્વાન રખે યાં લાવો. ૧૬
હરિવલ્લભ આવો નિર્ખો, એની પરમ પરીક્ષા પર્ખો;

એને પૂછું ઉત્તમ વાત, ક્યાંથી આવ્યો ને કોણ જાત. ૧૭
ક્યાં માત ગઈ શિશુ તારી, ક્યાં ગયાં સુહૃદ વિસારી?
તારો શોધજ જોતાં હશે, તુજ વિના તે સર્વ રોશે. ૧૮
હરિભજન કરે શિશુ મન, નથી જોતો લોચન અન્ય;
લાગ્યો રંગ હરિ-ગુણ ભજને, એનાં માતપિતા હરિ સ્વજને. ૧૯
એના માતપિતા ભગવંત, તેણે પાળ્યો બાળક સંત;
એનો સંગ કરે જે કોય, તેના પૂર્વજ પાવન હોય. ૨૦
હું આદે અપુત્ર કે'વાતું, વૈષ્ણવ-સંગે પાવન થાવું;
નવ જાત તણા સુત હોય, તેની ગણના સાંભળ સોય. ૨૧
અન્ય આવ્યો અર્ભક તેહ, વળી મૂલે લીધો જેહ;
વળી કૃત્રિમ હોય કુમાર, વળી પુત્રીનો સુત સાર. ૨૨
જડે આફૂણીએ સુત દક્ષ, વળી ગોલકકુંડને વૃક્ષ;
સુત અન્ય સહોદર જાત, નવ પુત્ર કહ્યા એ ભાત. ૨૩
સુત ઔરસ પાખે સોય, એક એક અભાવે હોય;
સ્વયમેવ જડે સુત જેહ, મુજ કુશળજ કરશે તેહ. ૨૪
એમ કહી આલિંગ્યો ભૂપાળ, અશ્વ ઉપર લીધો બાળ;
અશ્વ ઉપર બેશી ભાગ્યો, પછી ચંદનાવતીમાં આવ્યો. ૨૫
નિજ સેવક સાથે હરખે, ભુજ દક્ષિણ હર્ષે ફરકે;
જતો પંથ વિચારે મન, મારે પાપ તણું થયું પુણ્ય. ૨૬
મુને બીજા મૃગને જોતે, લાગ્યો કૃષ્ણમૃગાર્ભક પોતે;
કહે વૈશંપાયન વાણી, સુણ જનમેજય પ્રમાણી. ૨૭
જે શોધે કૃષ્ણનો ઠામ, માટે કૃષ્ણમૃગાર્ભક નામ;
એ પામ્યો પરમસ્વરૂપ, એણે કીધું કર્મ અનુપ. ૨૮
છેદ્યા પાશ પ્રબળ સંસારી, મહાન મહાનિવૃત્તિકારી;
એમ કહેતો રાય કુલિંદ, આવ્યો ચંદનપુર આનંદ. ૨૯
નિજ મંદિર માંય નરેશ, કીધો પુત્ર સહિત પ્રવેશ;
મેધાવી નામે નાર, કહી પુત્રની પ્રાપ્તિ સાર. ૩૦
અતિ આનંદી તે નાર, હું છૂટી વંઝા અવતાર;
થયું મન વાંચ્છિત સંજોગી, આવ્યો સુત સંપદાનો ભોગી. ૩૧
વળી બોલ્યા નારદ દેવ, સાંભળ પાર્થ રાજા એવ;
પછે રાય કુલિંદે સત્ય, આંગણ ઉત્સવ માંડ્યો અત્ય. ૩૨

પછે વિપ્ર ગણુક વિદ્વાન, તેને પૂજીને દીધાં દાન;
પછે આનંદ્યા દૈવજ્ઞ, બોલ્યા સાંભળ નૃપ સર્વજ્ઞ. ૩૩
તારો ચંદ્રવદન સુત કામ, ચંદ્રહાસ ધરાશે નામ;
એને લઘુવય લાગ્યું રત્ન, માંડ્યુ કૃષ્ણ ભક્તિનું યત્ન. ૩૪
તારા કુળનું કિલ્મિષ જાશે, સકળ પૃથ્વીનો પતિ થાશે;
પછે સાંભળ પારથ વ્યક્ત, દિન દિન વાધે હરિભક્ત. ૩૫
જ્યમ વાધે શશિ આકાશ, તેમ પૃથ્વીમાં ચંદ્રહાસ;
ક્ષિતિ અકૃષ્ટ રીતે પાચે, આનંદમગ્ન પ્રજા સૌ રાચે. ૩૬
ધટ તુલ્ય પ્રયોધર ગાય, સઘળા દેશમનોરથ થાય;
સાત વર્ષ તણો ચંદ્રહાસ, કરતો અક્ષરનો અભ્યાસ. ૩૭
ચંદ્રહાસ ભણે દિનરાત, હરિ હરિ અક્ષર સાક્ષાત;
પછે કોપ્યા કે' અધ્યારૂ, હરિ હરિ બોલ્ય મા તુને વારૂ. ૩૮
બીજા અક્ષર જે પંચાશ, તેનો પાઠ કરો ચંદ્રહાસ;
ચંદ્રહાસ કહે ગુરૂરાજ, મારો સિદ્ધોવર્ણું સમાજ. ૩૯
હરિ (હરિ) અક્ષર વિણુ (ભોજન) ભિન્ન, મુખથી નથી નીસરતુ અન્ય;
હું દાસ તમારો દેવ, મારી જીવ્હા હરિવશ એવ. ૪૦
પછે બાળક બીહાવા કાજે, કર જોષ્ટિ(કા) ધરી ગુરૂરાજે;
અરે બાળક જીવ્હા વાળ્ય, કહે કક્કા વાણી પાળ્ય. ૪૧
પછે ભય પામ્યો ચંદ્રહાસ, સૂક્ષ્મ વાણી વચન પ્રકાશ;
ગુરૂ શે વળે મુજ રસના, હું ઉચારૂ નહિ હરિ વિના. ૪૨
માટે જપવું હરિનું નામ, બીજા અક્ષરનું શું કામ;
જેમાં હરિનું નામજ નો'ય, નવ શાસ્ત્રજ કા'વે સોય. ૪૩
કહે નારદ સાંભળ રાય, કહું વૈષ્ણવનો મહિમાય;
એવે કોપ્યો ગુરૂ અતિમંદ, આવ્યો મંદિર રાય કુલિંદ. ૪૪
ચંદ્રહાસનો ગુરૂદેવ, ભૂપ કુલિંદને કહે એવ;
સુણુ ભૂપતિ અતિ અદ્ભુત, તારા સુતને વળગ્યો ભૂત. ૪૫
નિશદિન હરિ જપતો વાણી, ઉઠી નાચે આનંદ આણી;
હું શાસ્ત્ર ભણાવું જેહ, નથી ઉચરતો સુત એહ. ૪૬
એવું ભૂપ કુલિંદે જાણી, બોલ્યો અધ્યાપક શું વાણી;
જડચો દૈવાગત સુત એહ, મેં ક્યમ માર્યો જાય તેહ. ૪૭
એવો પુત્ર પિશાચને મૂર્ખ, તોય મારો તારણુ પૂર્ખ;

તગો કાને સુણ્યું નહિ સોય, એનું ચરિત ન જાણે કોય. ૪૮
એ તો એકાદશીને દિન, ન જમે અમૃત અથવા અન્ન;
અમો અશન કરૂં કેમ ત્યારે, નાનો બાળક ભૂખ્યો જ્યારે. ૪૯
માટે જાઓ તમો દ્વિજ ઘેર, સુતની સારી દીસે પેર;
એને અષ્ટ થશે વર્ષ જ્યારે, કરશું મૌંજીબંધન ત્યારે. ૫૦
ત્યારે બાળક એ ચંદ્રહાસ, કરશે વેદ તણો અભ્યાસ;
પછે વિપ્ર વળ્યો ઘેર આવ્યો, બાળક ભૂપતિને ગન ભાવ્યો. ૫૧
ચંદ્રહાસ નિરખી નૃપ હર્ખ્યો, હર્ષે ભીડયો હૃદયા સર્ખ્યો;
એણે પુત્રે મહા સુખ દીધું, મારૂં મંદિર પાવન કીધું. ૫૨
વૈષ્ણવ ભકત વિચક્ષણ સોય, બીજે જીવે તે શું હોય;
સાપણ જન્મે પુત્ર અપાર, સામા હરિનો કરતા આ'ર. ૫૩
એનું હરિપદ લાગ્યું ધ્યાન, મારો બાળક પરમનિધાન;
મેં તો શું તપ કીધું પે'લાં, સેવ્યાં પંચ અગ્નિવ્રત વે'લાં. ૫૪
તેણે પુણ્યે એ સુત લાધ્યો, જેણે શ્રીહરિનો તપ સાધ્યો;
કહે નારદ સુણ હરિદાસ, અષ્ટમ અબ્દ થયો ચંદ્રહાસ. ૫૫
પછે માંડયો મેખળાબંધ, વિધિએ કીધો રાયકુલિંદ;
હોમાવી આહુતી સાર, માંડયો વેદનિગમ ઉચ્ચાર. ૫૬
હરિનાગ હૃદયમાં ધરતો, એ વિધ પાઠ નિગમનો કરતો;
ભણી વેદ કહે સુવચન, એથી હરિ થાજો પ્રસન્ન. ૫૭
વેદ શાસ્ત્ર પુરાણને ગાંય, મારો હરિ જાણીએ જ્યાં ત્યાંય;
એવી વસ્તુ કોઈ ન પેખું, જેમાં નારાયણ ન દેખું. ૫૮
એમ વેદ અર્થને જાણી, માંડી ધનુર્વેદની વાણી;
કર્યું ચિત્ત તણું ચોગાન, સામા લક્ષ્ય કર્યા ભગવાન. ૫૯
ગુણ સાત્વિકી ભકિત ચાપ, એ વિધિ બાણ પ્રયોજે આપ;
ધનુષ્ય મધ્યે શર સંયોગી, પામ્યો લક્ષ્ય ચતુર્ભુજ ભોગી. ૬૦
ચંદ્રહાસ તણો જે દેહ, ઉત્તમ ભાથા ભણીએ તેહ;
ત્યાંથી સાયક પંચ નીસર્યા, એકે કાળે લક્ષ્યને માર્યા. ૬૧
અતિ અદ્‌ભુત આસુગ એઠા, નરહરિ લક્ષ્ય વિષે જઇ પેઠા;
ધનુર્વેદ ભણ્યો એ નીત, પુનરપિ પૂછે ગુરૂને ચિત્ત. ૬૨
મન્ત્રશત્રુની નહિ બીક, જે જે દેશ પળે ત્યાં ઝીત;
હય બેસી શશિવત્ ચળકે, કર્ણે કોમળ કુંડળ ઢળકે. ૬૩

જેણે જેણે સ્થાનક આવે, બળિયાને સાહી લાવે;
અશ્વશિક્ષકને કહે સ્વામી, હું નહિ ભ્રમણ કરૂં હરિ પામી. ૬૪
[1]એમ શીખવ્યો અશ્વ ચક્રી, તે ભ્રમિય કરાવે પછી;
સહુ વિદ્યા માંહીથી સાર, ગ્રહી લેતો કુલિંદ કુમાર. ૬૫
અશ્વમેધ વિષે વ્યાખાન, ચંદ્રહાસ તણું આખ્યાન;
થયા એકાવન અધ્યાય, મહાભારતનો મહિમાય. ૬૬
કહે રત્ન સુયત્ન વિચાર, જ્યાં છાસઠ શ્લોકજ સાર;

## અધ્યાય પર મો રાગ ગોડી.

અર્જુન કહે સાંભળો ભગવન, એવા દેશ છે ધન્ય ધન્ય;
જેમાં એવા વૈષ્ણવ વસે, ધનુર્વેદના મંત્ર અભ્યસે. ૧
હરિભક્તને દેખીશ કદા, એવું મારા મનમાં સદા;
પુનરપિ આપણનો સંયોગ, ક્યાં મળશે આવો આરોગ્ય. ૨
ધ્રુવનું સ્થાનક તો આકાશ, બલિરાજા પાતાળે વાસ;
લંકા માંહે વિભીષણ વસે, સ્વર્ગ વિષે ભીષ્મ ઉલ્લસે. ૩
આરાપરા નારદજી ભમો, ક્યાંથી મુજને લાધો તમો;
ચંદ્રહાસને દેખું જેવા, સફળ થાય મારો અવતાર. ૪
મહા મનોહર તેની કથા, નારદજી મુજને કહો યથા;
ઉદ્ધત વય પામ્યો યૌવન, ત્યારે સ્થિર કયમ રાખ્યું મન. ૫
ચંદ્રહાસ હરિનો જે ભક્ત, નારદજી વાણી કહો વ્યક્ત;
નારદ કહે સાંભળ અર્જુન, સોળ. વર્ષનો તે હરિજન. ૬
તાત પ્રત્યે વાણી ઉચ્ચર્યો, વાત કહું તે શ્રવણે ધરો;
મુને આજ્ઞા આપો તમો, દેશ જીતવા જાવું અમો. ૭
જે રાજા આપણા અરિ, તેને આવું હું વશ કરી;
કુલિંદ કહે એ વાતે ભલું, તુને એકલો કેમ મોકલું. ૮
તે તે રાજા દુર્જય સહી, મોટી સેના વીંટી રહી;
અથવા તું હરિને મન ધરે, હઠ માંડી ઉતાવળ કરે. ૯
ધૃષ્ટબુદ્ધિ અમ સ્વામી માન્ય, કૌંતલ રાજાનો પ્રધાન;
તેણે આપ્યો મુજને એશ, સોએક ગામ તણો આ દેશ. ૧૦
તેના શત્રુ છે ઉદ્દામ, તે ચાંપે આપણાં ગામ;

---

૧ એમ શીખવ્યો અશ્વની ચિક છે, તેને ભ્રમીવન કરતો પ્રીછે. પ્ર. ૨-૩.

તુને સાંભળીને તે શમ્યા, જેણે આગે આપણ દમ્યા. ૧૧
એવું વચન પિતાનું સુણી, ચંદ્રહાસ ચાલ્યો મહા ગુણી;
પંચ બાણ કીધા પ્રવેશ, ક્ષણમાં જીત્યા સઘળા દેશ. ૧૨
મોટા વીર તણો જ્યાં વાસ, હસી હસી જીતે ચંદ્રહાસ;
રાજ્યમદે કરી માતા વૃથા, કૃષ્ણ તણી નવ જાણે કથા. ૧૩
હયવર હાથી ને મહારથિ, પાળા ને અસ્વાર સારથિ;
મેં માર્યા નૃપતિને પાણ, હરિ પાખે રાખે (છે) કોણ? ૧૪
ચંદ્રહાસની ભીતિએ કરી, આફૂણીએ લય પામ્યા અરિ;
કૃષ્ણ-કથા આલાપે યથા, કળિમળ લય પામે સર્વથા. ૧૫
નારદ કહે સાંભળ મહિમાય, ચંદ્રહાસે જીત્યા સૈ રાય;
હય ને હાથી કોટિ હજાર, રત્ન કનક મુક્તાફળ સાર. ૧૬
શકટ ભર્યાં સામગ્રી ગ્રહી, ચંદ્રહાસ પુર આવ્યો સહી;
ચંદનાવતી પાસે આવિયો, કુલિંદરાજા સામો ગયો. ૧૭
દીપથાળ શું મેધાવતી, કુંવરને કીધી આરતી;
માતતાતને લાગ્યો પાગ, સુખપાલ બેસાડ્યાં મા'ભાગ્ય. ૧૮
પાલખી લીધી બીજે નરે, નગ્ન પાગે પોતે સંચરે;
સંપુટ કીધા બંને પાણ, ચંદ્રહાસ મુખ બોલ્યો વાણ. ૧૯
માતપિતાની સેવા વિના, મનવાંચ્છિત નવ પામે જના;
માતપિતાને જાણે તેહ, લક્ષ્મીનારાયણ છે બેહ. ૨૦
નારદ કહે સાંભળ વિશ્વાસ, ચૌટામાં આવ્યો ચંદ્રહાસ;
પુરનારે દીઠો સ્મરમાન, મોટાં લોચન કુરંગ સમાન. ૨૧
સખી પ્રત્યે સખી બોલી કોય, ચંદ્રહાસ આ આવ્યો જોય;
ચંદ્રહાસ આપણનો ભૂપ, મદન સરીખો સુંદર રૂપ. ૨૨
સખી પ્રત્યે સખી બોલી સહી, એમ કે'તાં લાજે નહીં;
ચંદ્રહાસનું રૂપ અપાર, સઘળા કામી પામ્યા હાર. ૨૩
વિકળ સરીખો મંત્રિ-પુત્ર, એને તુલના આવે કુત્ર;
એવાં વચન સુણતાં ત્યાંય, ચંદ્રહાસ આવ્યો ઘરમાંય. ૨૪
સુહૃદ મિત્રને કાકા બહુ, સ્વચરિત્રે સંતોષ્યા સહુ;
કુલિંદભૂપે બ્રાહ્મણ કને, ઉત્તમ ઉત્સવ દશમી દિને. ૨૫
ચંદ્રહાસને વારૂ વિવેક, આપ્યું રાજ્ય કર્યો અભિષેક;
નગરલોક આનંદ્યા સહુ, ઘર ઘર ઉત્સવ માંડ્યા બહુ. ૨૬

પ્રથમ હરિજન હરખે ભર્યા, ઉદક ધરી ધોયા ઉમરા;
શ્વેત ચંદન કુંકુમ ઘણાં, નિજ આંગણુ કીધાં છાંટણાં. ૨૭
ચોટે ચારૂ ધ્વજા ફરહરે, હરખ્યા નર આભૂષણુ ધરે;
આનંદ્યા નર ઊંચે સ્વરે, ગોવિંદના ગુણુ ગાતા ફરે. ૨૮
એકી થઇ નર સુંદર વેષ, ચંદ્રહાસને કરે અભિષેક;
ચંદ્રહાસને પૂજે જના, કેસર ચંદન સદ વાસના. ૨૯
કંઠે આરોપ્યા ચંપકહાર, અગર ધૂપ ઉવેખ્યાં સાર;
ઝળકે દીપ કપૂરે અતિ, કીધી નરમંગળ આરતી. ૩૦
ચંદ્રહાસ પૂજ્યો એ રીત, લોક પ્રત્યે ઉચારે નીત;
નગરલોક સાંભળજો સહુ, આજથકી હું એવું કહું. ૩૧
દશમીને દિન ઉત્સવ કરો, ભાઇ! એકાદશી આચરો;
એ વાણી મમ માને નહીં, તે તો મારો શત્રુ સહી. ૩૨
હરિદિન જે કો જમશે અન્ન, તે મારો મોટો અરિજન;
જાણો એકાદશી દિનમાં, પાતક પેસે સહુ અન્નમાં. ૩૩
તે માટે ન જમવું અન્ન, ધર્મ તણો અર્થિ જે જન;
પાતકથી બી'તો જે કોય, વિષ્ણુને તે વલ્લભ હોય. ૩૪
જે નર અપવાસી આચરણુ, રજનીનું કરતો જાગરણુ;
તે હરિને વલ્લભ નિર્ધાર, માનો આ મિથ્યા સંસાર. ૩૫
આયુષ્ય અચળ પ્રમાણવું, જળના બુદબુદાવત્ જાણવું;
મદગાતા મૂર્ખ નર સુખે, શરીરને સ્થિર જાણો રખે. ૩૬
હાડ તણી ઉભી થાંભલી, વીંટી નસશું ન શકે હલી;
માંસ રૂધિરથી લેપન કર્યો, છિદ્ર પાડયાં ને લાગ્યો સળો. ૩૭
કામ ક્રોધ નર મોટા અરિ, [1]એળવત્ લાગ્યા છે ફરી;
તનુની એહ અવસ્થા ખરી, એકાદશી વ્રત ના'વે ફરી. ૩૮
મનમાં વાત વિચારી ધરો, જે કરવું પો'ચે તે કરો;
ચંદ્રહાસે ભાખ્યો સંકેત, લોકે મનમાં માન્યુ હેત. ૩૯
દુર્બળજન સંતોષ્યા સહુ, કનક મણિ વસ્ત્ર આપ્યાં બહુ;
ચંદ્રહાસ દેતો બહુ દાન, બ્રાહ્મણ સંતોષ્યા રાજાન. ૪૦
મહા મનોહર મંદિર કીધ, બ્રાહ્મણને કૃષ્ણાર્પણુ દીધ;
તડાગ વાપી કૂપ અપાર, ભલા કર્યા વિસામા સાર. ૪૧

---

૧ અઇલવત્ પ્ર. ૧.

સદાવ્રતનાં સ્થળ [1]ત્યાં કીધ, કીધા મઠ યોગીને દીધ;
શીતળ છાંયે કરાવ્યાં પર્વ, શીતળ જળ ફળ શોભા સર્વ. ૪૨
નારદ કહે સાંભળ રાજન, દેશ દેશના આવે જન;
ચંદનાવતી આવે સૌ કોય, દ્વિજ ક્ષત્રિય વૈશ્યાદિ સોય. ૪૩
દેશ દેશથી આવ ત્યાંય, વસવા ચંદ્રહાસપુર માંય;
પુત્ર પૌત્ર પરિવાર પાસ, વસવા ઘર આપે ચંદ્રહાસ. ૪૪
આનંદ પામે સર્વે લોક, નૃપને દેખી નાસે શોક;
વર્ણ અઢારે વસતી પ્રજા, ઘર ઘર ઉપર ફરકે ધ્વજા. ૪૫
સુંદર નગરી શોભે અતિ, ચંદ્રહાસમાં વાધે રતિ;
જે નગરમાં યાચક જાય, ધનાઢ્યથી અધિકેરો થાય. ૪૬
ચંદ્રહાસ આપે બહુ દાન, સંતોખવા શ્રી ભગવાન;
ચંદનપુર-પાલક આનંદ, ચંદ્રહાસને કે’ કુલિંદ. ૪૭
કૌંતલપુરના પતિને મુદા, અયુત નિષ્ક હું આપુ સદા;
ધૃષ્ટબુદ્ધિ મારો પતિ વૃદ્ધ, તેને આપું તેનું અર્ધ. ૪૮
તેના અર્ધ અર્ધનું અર્ધ, નૃપ-પત્ની સંતોખું સ્પર્ધ;
પુત્ર તમો આપો તે ધન, જેથી થાય પ્રધાન પ્રસન્ન. ૪૯
શત યોજન પ્રમાણે શૂર, કૌંતલપુર યાંથી છે દૂર;
જે પુરમાં કૌંતલપતિ આજ, ગાલવગુરૂ શું કરતો રાજ્ય. ૫૦
ધૃષ્ટબુદ્ધિ પ્રૌઢ પ્રધાન, રાજ્ય કરે કૌંતલ-રાજાન;
એવું બોલ્યા રાય કુલિંદ, ચંદ્રહાસ પામ્યો આનંદ. ૫૧
રાજાને મંત્રીને વળી, તત્પત્નીને ટોળે મળી;
તે ધન સૌ કરી એકઠું, તે ગુરૂ ગાલવને મોકલ્યું. ૫૨
વિવિધ વસ્ત્રને કનક અપાર, ચોખું મલિયાગર નિર્ધાર;
કેસર કસ્તુરી શુદ્ધ કરી, શકટ સાંઢને વેસર ભરી. ૫૩
મદમાતા હાથી મોકલ્યા, વળી મનોહર ઘોડા ભલા;
કૌંતલને મંત્રીને મળી, તે સૌ સામગ્રી મોકલી. ૫૪
વિનય વચન વિજ્ઞપ્તિ સાથ, પત્ર લખી આપ્યું તે હાથ;
સુધા સેવક સત્વર કર્યા, ધન ને પત્ર ગ્રહી સંચર્યા. ૫૫
ચંદ્રહાસના સત્વર દાસ, પો’ચ્યા કૌંતલપુરની પાસ;

---

[1] નવાં પ્ર. ૨-૩.

સાંજે સેવક સત્વર ધશી, તે દિન હુતી એકાદશી. ૫૬
નગર સમીપે દીઠી નદી, હરખ્યા સેવક વાણી વદી;
સ્નાન કરી પૂજ્યા પરમેશ, પછે પુરમાં કર્યો પ્રવેશ. ૫૭
નારદ કહે સાંભળ રાજાન, સ્નાન કરી કીધાં પયપાન;
યથા બુદ્ધિએ જપતા જાપ, મન આણ્યા નારાયણ આપ. ૫૮
મંજરી તુલસી જળ ભરી, સ્નાન કરીને મસ્તક ધરી;
એવો નિયમ ધરી ભાવિયા, મંત્રીને મંદિર આવિયા. ૫૯
ચંદ્રહાસના અનુચર આમ, ધૃષ્ટબુદ્ધિનું પામ્યા ધામ;
ભીનાં અંબર દેખી ભેદ, મંત્રી મનમાં પામ્યો ખેદ. ૬૦
કુલિંદરાજા પામ્યો મર્ણ, અનુચરનું આવું આચર્ણ;
કુલિંદ મર્ણ કેવારે થયું, હા! હા! ભાઈઓ ભુંડું થયું. ૬૧
એમ સુણી સેવક કહે ફરી, મરશે અમ સ્વામીનો અરિ;
કુલિંદનો ચંદ્રહાસ કુમાર, દિશા વિજય કીધો નિરધાર. ૬૨
તમને મંત્રી મનાવ્યા ભલું, તેણે બહુ વિધ ધન મોકલ્યું;
કળશ કાંચનના શકટે ધર્યા, કર્પૂર ગોરોચને ભર્યા. ૬૩
ભર્યાં શકટ અંબર બહુ ભાત, તમ મંદિર આવે વિખ્યાત;
એથી સાત ઘણું ધન ભર્યું, કૌંતલને કાજે મોકલ્યું. ૬૪
વિસ્મય પામી મંત્રી મંદ, ધન લીધું પામ્યો આનંદ;
રાંધણ પ્રત્યે કહે વચન, આ સેવકને આપો અન્ન. ૬૫
સૂદે તેડ્યા સેવક યદા, ભોજન કરવા નાવ્યા તદા;
મંત્રીને જઈ ભાખ્યું સહી, સેવક જમવા આવે નહીં. ૬૬
એમ સુણી કોપ્યો પ્રધાન, કઠિન વચન બોલ્યો બળવાન;
કેવળ માતો નૃપ કુલિંદ, સેવક પણ માતા મહામંદ. ૬૭
ઉત્તમ ભોજન આપું જેહ, ગર્વ ભર્યા નથી જમતા તેહ;
કુલિંદને હું બેડી ભરૂં, ત્યાર પછી સઘળું ધન હરૂં. ૬૮
મંત્રીની વાણી સાંભળી, સાત્વિક સેવક બોલ્યા વળી;
અમને ગર્વ નથી રાજન, હરિદિવસે નથી જમતા અન્ન. ૬૯
અમને માર્ગે વીશેવસે, કૃતઘ્ની કોઇ અડકયા હશે;
તે માટે સાંભળજો તમો, વિશેષે અન્ન ન જમવું અમો. ૭૦
એમ સુણી હરખ્યો ભૂપાળ, સર્વ જમાડ્યા પ્રાતઃકાળ;
પોતે ભોજન કીધું પછે, મંત્રી ચંદનનગરી ગચ્છે. ૭૧

શિક્ષા માગી રાજા તણી, ધૃષ્ટબુદ્ધિ આવ્યો સુત ભણી;
મળી મદનને કર્યો વિચાર, સોંપ્યો રાજાનો ઘરભાર. ૭૨
એવે કન્યા વિષયા નામ, તાત પ્રત્યે ઉચારી આમ;
જે આંબો મેં નિત્યે સિંચિયો, આજ ત્યાં ફળ સંભવ થયો. ૭૩
ઉછેરો કે છેદો તમો, તાત તમારે વષ છું અમો;
રાજ્યકાજનો મોટો ભાર, તાત તમારે અણુ પરવાર. ૭૪
એવી વાણી કન્યા વદે, બાળ વયમાં યૌવન ઉદે;
પુત્રીને આશ્વાસી પળ્યો, ચાલ્યો મંત્રી સેવક મળ્યો. ૭૫
બે વાસા માર્ગમાં થયા, પ્રધાન ચંદનપુર આવિયા;
મહાવન હતું જેણે ઠામ, ત્યાં તો નગર વસ્યું અભિરામ. ૭૬
મંત્રી મનમાં વિસ્મય થાય, એવે સન્મુખ આવ્યો રાય;
મંત્રી દેખી રાય કુલિંદ, પુત્ર સહિત પામ્યો આનંદ. ૭૭
નમસ્કાર કરી વારૂ પેર, પ્રધાનને પધરાવ્યા ઘેર;
પૂજ્યો મંત્રી આણી હેત, આગળ ઉભો પુત્ર સમેત. ૭૮
મંત્રી પૂછે સુણુ રાજન, તારે કંઇ પ્રકટયો તન;
આવો પુત્ર પ્રકાશ્યો સહી, શામાટે મુને કહાવ્યું નહિ. ૭૯
કુલિંદ કહે નહિ ઔરસ એહ, વનમાંથી લાધ્યો છે તેહ;
એક સમય હું મૃગયા ગયો, મહાવન ગવ્હરમાં આવિયો. ૮૦
ત્યાં લગી હું આવ્યો સોય, કૌંતલપુર બે યોજન હોય;
ત્યાં મેં દીઠો બાળક એક, છઠ્ઠી આંગળી છેદી છેક. ૮૧
પંચ વર્ષનો એ હરિજન, ઔરસથી અધિકો છે તન;
ચંદ્રહાસ એ હરિનો ભક્ત, મારૂં મન એમાં આસક્ત. ૮૨
નારદ કહે સાંભળ ભૂપતિ, ધૃષ્ટબુદ્ધિને ચિંતા અતિ;
યોગેશ્વરની પેરે થયો, ક્ષણુ એક લોચન મીચી રહ્યો. ૮૩
ચંદ્રહાસ હરિનો જન જેહ, મૂઢમતિ નવ જાણે તેહ;
અંતર્ગતમાં એવું લહ્યું, મુનિનું વાયક થાશે ખરૂં. ૮૪
ચાંડાળે હું વાહ્યો વળી, દેખાડી છઠ્ઠી આંગળી;
મારે છે બે બાળક જેહ, મદન અમલ નામે ત્યાં તેહ. ૮૫
તે બંને શું કરશે તદા, સંપત્તિનો પતિ થાશે જદા;
ગઇ વાતની ચિંતા કરે, તેનો એકુ અર્થ ન સરે. ૮૬
એતો કામ થયું તે થયું, વૃથા કરૂં જે મુનિએ કહ્યું;

મન સાથે એ નિશ્ચય કર્યો, ધૃષ્ટબુદ્ધિ વાણી ઉચર્યો. ૮૭
સફળ થયો તારો અવતાર, જેથી પામ્યો પરમ કુમાર;
મારા મનમાં પણ એ તણો, ઉદે થયો છે આનંદ ઘણો. ૮૮
તારા સુતને દેખી તેહ, ઉદે થયો છે આનંદ જેહ;
તે મારા મનમાં નવ માય, મુખે કરીને કેમ કે'વાય. ૮૯
અંતર્ગત બળતો મહા દુઃખે, મધુરી વાણી બોલે મુખે;
અંતર્ગત તીક્ષ્ણ તરવાર, મધુને લેપે લીપી બા'ર. ૯૦
યથા ગર્ત ઉંડેરો ખરો, અતિ સુંદર તૃણે આવર્યો;
વિષ ભર્યું ફળ કો' એક યથા, બા'ર સુંદર દિસે સર્વથા. ૯૧
એ વિધ મંત્રી મનમાં દ્વેષ, બાહેર દીસે પ્રસન્ન વેષ;
ઇતિ ભારત અશ્વમેધ મોઝાર, બાવનમો અધ્યા ઇતિસાર. ૯૨
ચંદ્રહાસ આખ્યાને ધન્ય, ધૃષ્ટબુદ્ધિનું કપટ વચન;
રત્ન કહે યત્ને કરી કર્યો, યથા બુદ્ધિગાને વિસ્તર્યો. ૯૩

## અધ્યાય ૫૩ મો રાગ કેદારો.

ધૃષ્ટિબુદ્ધિ ચિંતા કરે, કુગતિનો સાગર ઝરે;
મુનિ તણી વાણી મિથ્યા કયમ કરૂં રે. ૧
કુલિંદ તણો સુત મહા બળી, કયમ પંચત્વ થાશે વળી;
આ સ્થાનક કોણ ઉપાય આચરૂં રે. ૨

### ઢાળ.

કોણ ઉપાય કરૂં હું હવણાં, એને જો હું મારૂં;
તો આ સઘળા યોધા એના, મસ્તક છેદે મારૂં. ૩
મદન અમલ બે મારા બાળક, યમને મંદિર જાય;
તો તો બાવા મારી સંપત, એ બાળકની થાય. ૪
તે માટે જે શ્રી મહાદેવે, કંઠ વિષે જે ધાર્યું;
તેનું દાન કરીને નિશ્ચે, ચંદ્રહાસને મારૂં. ૫
એમ વિચારી ચંદ્રહાસની, પ્રત્યે બોલ્યો વાણ;
ચંદ્રહાસ તું કાગળ લેખની, લખવાને મશ આણ. ૬
પત્ર લખીને તુજને પ્રેરૂં, કૌંતલપુર પ્રતિ આજ;
એમ કહી એકાંતે લખવા, બેઠો મંત્રીરાજ. ૭
"સ્વસ્તિશ્રી કૌંતલપુર નગરે, મદન સકળ ગુણવાન;

કાગળ કેરૂં કારણ સમજી, જાજો ચતુરસુજાણ. ૮
ચંદ્રહાસ મહા મિત્ર નહીં, રિપુ સંપત્તિ ભોગી જાણુ;
એ વાતે આળસ મૂકીને, કહ્યું તે મનમાં આણુ. ૯
રૂપ ન જોવું વેષ ન જોવો, કુળ ને શીળ ન જોવું;
વિદ્યાવંત પરાક્રમ રખે, જોતો સત્વર હોવું. ૧૦
[૧]મદન તેં તો એહને, વિષ દેવું નિરધાર;
એ વાતે આપણને સારૂં, માને મદનકુમાર.” ૧૧
એમ લખીને ચંદ્રહાસ શું, મંત્રી બોલ્યો વાણુ;
ચંદ્રહાસ એક કૌતક કારજ, મદન પ્રત્યે છે જાણુ. ૧૨
તું જા મુદ્રિતપત્ર ગ્રહીને, માર્ગમાં રખે જોય;
પત્ર પુત્રને આપ્યે તારૂં, ગુપ્ત હેત છે સોય. ૧૩
જો આ મુદ્રા ઉખેડીશ તો, દુઃખ દેશે દેવ;
પત્ર પિયારૂ જે કો વાંચે, દુઃખ પામે નર તેવ. ૧૪
સત્વર અશ્વ ચઢીને જાવું, સાથે સેવક ચાર;
પુત્ર પધારો કૌંતલપુરમાં, જોશો ધર્મ વિચાર. ૧૫
નારદ કહે સાંભળરે અર્જુન, પત્ર ગ્રહી આનંદ;
ચંદ્રહાસ મંત્રીને પ્રણમી, પ્રણમ્યા તાત કુલિંદ. ૧૬
મેધાવતી માતા પ્રત્યે આવ્યો, પગ પડવાને તન;
મંગળ આરતી કીધી માતા, આશીષ દીધી ધન્ય. ૧૭
દધી દૂર્વાને અક્ષત મિશ્રિત, તિલક કર્યું નિજ માત;
માતા કહે સુત તારો મારગ, કુશળ હજો સાક્ષાત. ૧૮
તારૂં મુખ રાખો નારાયણ, પાણુ જનાર્દન દેવ;
ઋષિકેશ હૃદયાને રાખો, માધવ ઉરૂ અશ્વમેવ. ૧૯
પદ્મનાભ નાભિને પાળો, કૂક્ષે નરહરિ ધન્ય;
કમળનયન કટિરક્ષા કરજો, જંઘા મધુસૂદન. ૨૦
ઝંઘન જુગ્મ જગનેશ્વરને, ઘુંટણ દામોદર (જે) દક્ષી;
સહસ્રપાદ બંને પદ પાળો, સહસ્રાક્ષ તવ અક્ષી. ૨૧
તારે સર્વ શરીરે રાખો, દેવત્રિવિક્રમ સાર;
વહુવરને લઈ વે'લો વળજે, કુશળ ક્ષેમ કુમાર. ૨૨

---

૧ મદન રિપુ એહને પ્ર. ૨.

પે'લાં જ્યમ નૃપતિને જીતી, વશ લક્ષ્મીને લાવ્યો;
ચંદ્રહાસ જનનીને પ્રણમી, ગારગ મધ્યે આવ્યો. ૨૩
અશ્વ તણું આરોહણ કરીને, સાથે સેવક ચાર;
વન ઉપવનની શોભા જોતો, ઉપજે હર્ષ અપાર. ૨૪
બીજા ગામથકી પંથા, આવે વહુવરની જોડ;
કુંકુમરંગિત અંગ મનોહર, શુકન થયા અતિ પ્રૌઢ. ૨૫
પ્રથમ પ્રસૂતા સુરભી દીઠી, નૌતમ વચ્છ સમેત;
રખવાળે રાજાને આપ્યું, દાડિમ-ફળ સુહેત. ૨૬
કોઈ એક ચંપકમાળ સમર્પે, ચંદ્રહાસને જાણી;
કોઇ એક મુકુટ કુસુમનો ગુંથી, મસ્તક મૂકે આણી. ૨૭
નૌતમ વર સરખો દીસે, ચંદ્રહાસ શુભ રૂપ;
કૌંતલપુરની પાસે આવ્યો, ચંદનપુરનો ભૂપ. ૨૮
ત્યાં એક ક્રીડાવન દીઠું, સાર સરોવર પાસ;
માનસરોવર હંસહંસિની, ગૃહસ્થલીલા વાસ. ૨૯
કમળ-વૃંદમાં ઉજ્વળ વિધિનાં, વાહન મત્ત મરાળ;
નિર્મળ જળ સરોવર પાસે, શ્યામલતા તમાલ. ૩૦
ચંદ્રહાસે ઉત્તમ વન દીઠું, મૂર્ત્તિમંત્ વસંત;
પ્રફુલ્લ પલાશ કુસુમ મુખ રાતું, કુંકુમ બિભૃત વંત. ૩૧
વનશ્રી સાથે ક્રીડા કરતાં, [1]કુંજલતા ગુંજેહ;
ખાખર કુસુમ તળે છે કાળું, અદ્દ્ભુત લક્ષણ એહ. ૩૨
સુભગ વસંત વિષે ત્યાં ફૂલ્યાં, નવપલ્લવ બહુ વૃક્ષ;
નવપલ્લવ ત્યાં મંજરી શોભે, આમ્રતરૂ સમક્ષ. ૩૩
નવપલ્લવ વન મધ્યે બેશી, કોકિલ મધુરી ગુંજે;
કામિનીનાં મન તાણી લેતી, પાતક પુણ્ય ન સુજે. ૩૪
ચંપક બકુલ અશોક અનુપમ, ફૂલ્યાં ચારે પાસ;
જાઈ જુઇકા માલતી મોગર, પુષ્પ લતા પ્રકાશ. ૩૫
કુસુમ-સ્તબક રૂપી સ્તન શોભે, ભમરા લોચન ઠામ;
પુષ્પવૃષ્ટિએ પૂજે સ્વામી, વસંતને અભિરામ. ૩૬
નારદ કહે સાંભળરે પારથ, કુલિંદનો કુળચંદ;

---

૧. કાજળ લાગ્યું જેહ; આખર કુસુમ તળે છે, અદ્ભુત લક્ષણ એહ પ્ર. ૨.

વસંતનો ઉત્સવ દેખીને, પામ્યો મન આનંદ. ૩૭
નારાયણુની લીલા સઘળે, માની મન રાજન;
સ્નાન કરીને તેણે કુસુમે, પૂજ્યા શ્રી ભગવન. ૩૮
નારાયણુને સંકલ્પી ત્યાં, ભક્ષણુ કીધું સાર;
અનુચર લાવ્યા દૂર્વાંકુર, અશ્વ કરાવા આ'ર. ૩૯
આંબાને થડ બાંધી હયને, શયન કીધું બે પો'ર;
એવે ચંપકમાલિની આવી, કૌંતલ-ભૂપ-કિશોર. ૪૦
ધૃષ્ટબુદ્ધિની કન્યા વિષયા, રૂપે રતિને હસતી;
બીજી કન્યા શત સંઘાતે, આવી અતિ ઉલ્લસતી. ૪૧
વસંત કાળે કુસુમ અનુપમ, ઉપવન ફૂલ્યું જેહ;
સર્વ કન્યકા કુસુમ ચૂંટવા, મનમાં ઇચ્છે તેહ. ૪૨
સાત તેર વર્ષમાં ચંચળ, ઉદે થયાં યૌવન;
કસુંબાનાં અંબર ઓઢયાં, હરિત્ કંચુકી સ્તન. ૪૩
નૌતમ બીલી ફળ પ્રમાણે, સ્તનની શોભા ધરતી;
મુક્તાફળના હાર મનોહર, શનૈઃશનૈઃ સંચરતી. ૪૪
નૂપુરને નાદે નાચંતી, દે કર તાળી લોલ;
હાસ્ય વિનોદે ગાતી જાતી, ખરતા મુખ તંબોળ. ૪૫
ક્રીડાના કાનનને પામી, કોકિલ સ્વર સાંભળતી;
અન્યોઅન્યે હાસ્ય કરંતી, વચન પ્રકાશે વળતી. ૪૬
કરિકુંભસ્તની શોભા સુંદરી, તુંજા પુષ્પજ લેવા;
નરહરિ સઘ વિદારે તુજને, ગજ-મુક્તાફળ એવા. ૪૭
પરસ્પરે ઉપહાસ્ય કરંતી, હરતી કુસુમ અપાર;
જાઇ જુઇકા માલતી મોગર, કંઠ ધરે કરી હાર. ૪૮
પુષ્પિત દાડિમીને દેખી કે', ચંપકમાલિની વાત;
અરે સુંદરી વિષયા જોતી, આગળ અદ્‌ભુત જાત. ૪૯
પેહેલાં પુષ્પ તણો સંભવ ને, ફળ સંભવ પશ્ચાત;
બીજી બીલીફળસ્તની (સુંદરી) તુમાં, એ તો અવળું જાત. ૫૦
[1]ચંપકમાલિનીને કહે વિષયા, વનસ્પતિના ધર્મ;
[2]એવે મસ્તક પુષ્પ ધરીને, સૂતી વિષયા શર્મ. ૫૧
ચંપકમાલિની વિષયાને કહે, પુષ્પ ધરી કાં સૂતી;

---

૧ ચંપકમા. ૨ તારીખ તે પ્રકટ થાય છે.

કોઇ એક ભોગી વિભોગી કુંડળી, આવશે સુભાગ વિભૂતી. ૫૨
વિષયા તારા મુખની શોભા, શશિને દે છે ખોડ;
હૃદય વિષે સ્તન શોભે જાણે, રતિ મનમથની જોડ. ૫૩
તારી ભક્તે પ્રસન્ન કર્યા છે, સ્વમ વિષે *હૃદી મધ્ય;
પૂજારાને પ્રકટ કર્યુ તું, એ લિંગ સ્વરૂપી અવધ્ય. ૫૪
ચંદન કેસર કસ્તુરીને, સાર સુગંધી તેહ;
શિવરૂપી-રતને જે પૂજે, તું પ્રકટ કર્યની તેહ. ૫૫
સાયં પ્રાતઃ આળસ વર્જિત, ચતુર શિરોમણિ કામી;
આપણુના અસુને પણ આપી, વપ કર્યુ એવો સ્વામી. ૫૬
ડાબુ અંગ ફરકે તારૂ, આંબે બોલે કાગ;
શુકન કરે છે સ્વામી પામીશ, [1]સુંદર પૂજક (ગહા) ભાગ. ૫૭
ચંપકમાલિનીની સુણી વાણી, વિષયાવદન હસાવ્યું;
કમળકળી પ્રકાશી વિષયા, પત્ની વચન સધાયું. ૫૮
વિષયા કે'હવે પુષ્પ મ ચુંટો, રવિકિરણ પરિતાપ;
કમળ સમૂહ સરોવર શીતળ, ચાલો સખીઓ આપ. ૫૯
વિષયાવચન સુણી સહુ કન્યા, કાનનમાંથી જાતી;
કોઇએક કન્યા મધુર સ્વર કરી, હિંદોળે ચઢી ગાતી. ૬૦
સન્મુખ હાસ્ય કરે હિંદોળે, કુચમંડળ પદ ધરતી;
ત્રૂટે મુક્તાહાર મનોહર, હિંદોળેથી ઉતરતી. ૬૧
કોઈએક પુષ્પ સમૂહ ધરીને, ધાતી વિષયા કેડે;
પુષ્પ તણું એક પાત્ર ભરીને, વિષયા ઉપર રેડે. ૬૨
દૃઢ તાંતણાનો ચંદ્રક કીધો, પુષ્પ તણો ત્યાં જેહ;
વિષયા કેરે ભાળે ચોઢે, ચાર કુમારી તેહ. ૬૩
મુગ્ધા કોઇએક મૃદંગ વજાડે, મન ઉપજાવે લોભા;
એ વિધ સર્વ સરોવર ચાલી, કમળ તણી જ્યાં શોભા. ૬૪
નૂપુરનાદ સુણીને નાઠા, હંસ મહા ભય આણી;
રખે આપણું માનસરોવર, કલુષ થયું એમ જાણી. ૬૫
પુષ્પવતી એ કન્યા આવે, કામ તણી અભિલાખી;
રાજા અર્જુન પ્રત્યે એવી, નારદે વાણી ભાખી. ૬૬
સરોવર તીરે ચીર ઉતારી, મૂક્યાં કંચુકી ચર્ણ;

* હૃદયા મધ્ય. ૧. કરપૂજક ઠર ભાગ પ્ર. ૧.

એવે મરમર મારૂત આવ્યો, ઉત્તમ અંગર હર્યું. ૬૭
અદ્યપિ ઝીણાં વસ્ત્ર તથાપિ, પવને નવ લેવાય;
તેના ગુણુમય પાશે બાંધ્યો, અનિલે નવ ઉડાયા! ૬૮
ચંપકવર્ણી વનિતા પેઠી, નાવા સરોવર માંય;
ઊંડાં જળ તે નિર્મળ નિશ્ચે, ઉતલ જળ ડોળાય. ૬૯
કન્યાને કંઠે આભૂષણુ, ઝળકે મોતી અપાર;
અન્યોઅન્યે હાસ્ય કરંતી, સરોવર શોભે સાર. ૭૦
લીલા ચપળ અફાળે બે કર, ત્રૂટે મુક્તાહાર;
મણિ માણિક પ્રવાળ પડેને, સરોવર શોભા સાર. ૭૧
એક વદન ધન શોભા દીસે, પ્રતિબિંબે બહુ ચંદ્ર;
તે સરોવરની શોભા શી કહું, રત્નાકર સમુદ્ર. ૭૨
અન્યો અન્યે છાંટે અબળા, ઉદક સુગંધી ધાર;
કુચનાં કુંકુમ કસ્તુરીને, ચંદન અગરે સાર. ૭૩
ઉછળતા જળ બિંદુ તણે મિષ, જાણે જળની દેવી;
મુક્તાફળ શું ક્રીડા કરતી, કન્યા દીસે એવી. ૭૪
જળબિંદુ ઉછળતા દેખી, ચાતક ચૂક્યા ધીર;
વદન વિકાસ્યાં, એ વનિતાએ, કોણુ ન વાહ્યા વીર. ૭૫
કોમળ કમળ તણે નાળે કરી, કો સ્ત્રી કોને બાંધે;
હાસ્ય કરી વિરહે જળ નાદે, ગાન કરે સ્વર સાંધે. ૭૬
એ વિધ સજની મજ્જન કરીને, પે'ર્યાં શુભ પટકૂળ;
કંઠ હૃદે કર મધ્યે ધાર્યાં, આભૂષણુ બહુ મૂલ્ય. ૭૭
જળક્રીડા મૂકીને આવી, મંત્રી તનયા બા'ર;
આગળ અશ્વ નિહાળ્યો સુંદર, ચંદ્રહાસ અસ્વાર. ૭૮
સોળ વર્ષમાં શ્મશ્રુ ફૂટે, દીર્ઘ કપોળ કુમાર;
નિકટે અશ્વ નિહાળી માન્યો, સિંહલી-સુત નિરધાર. ૭૯
ઇતિ ભારત અશ્વમેધપર્વમાં, ત્રેપનમો અધ્યાય;
ચંપકમાલિની વિષયા કેરી, જળક્રીડા જે માંય. ૮૦
શ્લોક થયા જે અધ્યા' મધ્યે, અગન્યાસી નિરધાર;
રત્ન કહે યત્ને કરી કીધાં, એકાશી પદ સાર. ૮૧

## અધ્યાય ૫૪ મો રાગ ઘોડી.

નારદ કહે પારથ સુણો, કન્યા કેરી પેર;
જળક્રીડારૂણ-લોચની, આવી નિજ નિજ ઘેર. ૧
(પણ) વિષયા મંદિર નવ ગઇ, ચંદ્રહાસને લોભે;
જેમ માણસ મારગ ચાલતાં, નિધિ દેખી થોભે. ૨
હું જાઉં ન જાઉં વન વિષે, સુંદર નર પાસ;
એ વિષય વિષયા તણો, સ્મરે કીધો નાશ. ૩
સહચરીને તેડી કહ્યું, રહો નૂપુર ઝાલી;
નિજ અંબર ઉંચાં ગ્રહી, પગલે પગલે ચાલી. ૪
હંસ પ્રત્યે જયમ હંસલી, ત્યમ ચાલી નાર;
દૂર્વાંકુરને ચરતો ત્યાં, દીઠો દિવ્ય તુખાર. ૫
શ્યામા ષોડશ વારષી પ્રણમી તે ઘોડો;
સુણ હય મારો જીવ મેં, પતિ સાથે જોડયો. ૬
રખે શબ્દ કરે તુરી, મુજ નાથ જગાવે;
એવું કહી વિષયા પછે, પતિ પાસે આવે. ૭
અંગ સકળ અવલોકતી, લોચન નિજ નામે;
પત્ર રૂચિર દીઠું પછે, ઝકડયું નિજ જામે. ૮
સત્વર થઇ કરમાં ગ્રહ્યું, ઉખેડી જે છાપ;
અક્ષર દીઠા બાપના, આનંદી તે આપ. ૯
સ્વસ્તિ શ્રી મદન મહા, કહું કારણ કામી;
ચંદ્રહાસ હિતુ આપણો, સંપત્તિનો સ્વામી. ૧૦
માટે હું કહું તે હવે, કર્યે કારજ સોય;
રૂપ પરાક્રમ શીળને, કૂળ રૂપ ન જોય. ૧૧
વિદ્યા વિત્ત મા નિર્ખવું, મા લગાડીશ વાર;
વિષ દેવું સ્મર, શત્રુ(ને) માની નિરધાર. ૧૨
સંપત્તને મિષે થશે, મારે બીજો મદન;
[૧]વિષયા એવું વાંચતાં, સ્મરે સુખસદન. ૧૩
વિષયા અર્થ વિચારતી, અભિપ્રાય વિધાન;
સંપત્તિનો પ્રભુ મિત્ર છે, મારે મદન સમાન. ૧૪
ઇત્યાદિ અક્ષર લખ્યા, અતિ ઉત્તમ કામ;

---

૧. વિષયા એવું વચન સમરે, ત્યાં સુભ સુદન. પ્ર. ૨.

હું દેખી હરખ્યો પિતા, પણ ભૂલ્યો એક ઠામ. ૧૫
વિષ દેવું એણે સ્થળે, [૧]લખી લક્ષણ ત્યારે;
પત્ર વિલોકી તાતનું, એને મદનજ મારે. ૧૬
નારે કનિષ્ઠાંગુલિ નખ, તીક્ષ્ણ ધારે;
આંબા [૨]નિર્યાસે લખી, અક્ષર એક સમારે. ૧૭
વિષયા એને આપવી, વર્જ્યો અક્ષર અંત;
વ્યંજન કીધો વેગળો, સ્ત્રી માટ સમંત. ૧૮
આમ્રઝરે મુદ્રા કરી, ફરી કાગળ બીડયો;
કામિનીએ કાગળ પછે, કંચુકમાં ભીડયો. ૧૯
વિષાયા વિસ્મય શું વળી, પાછું ફરી જોતી;
પ્રાણપતિ પોઢ્યા ભણી, ઘણું વિહ્વળ હોતી. ૨૦
જાતી દીઠી યોષિતા, સખીએ પશ્ચાત;
આશંકી અબળા કહે, વિષયાને વાત. ૨૧
શામાટે હળવે પળે, હરખી તું જોય;
શામાટે પાછું જૂએ, દીઠો નર કોય. ૨૨
નારદ કહે વિષયા પ્રતિ, હસી કન્યા તત્ર;
એવે સમે સ્વર સાંભળ્યો, વાજે જે વાજીત્ર. ૨૩
મંગળ ગાતી માનુની, વરત્યો તે વિવાહ;
સંગીતની ધૂની સાંભળી, સુંદરીએ ત્યાંહ. ૨૪
સૂર્યને જોતી પ્રિયા, પતિ-સંગમ માગે;
વિષયા મંદિરમાં ગઇ, સ્મરના શર લાગે. ૨૫
નિજ નિજ મંદિરમાં ગઇ, કન્યકા સૈ પેઠી;
આસન ભોજન પાનશું, સુખ પામી બેઠી. ૨૬
ચંદ્રહાસ નરકેસરી, સાંજે ફરીને જાગ્યો;
વદન પખાળ્યું પાણીએ, સંભાળ્યો વાગો. ૨૭
અસ્વારી અશ્વે કરી, જેનો સુંદિર સાજ;
સેવક ચાર સહિત પળ્યો, પુર મધ્યે મહારાજ. ૨૮
જે નગરમાં ધૃષ્ટબુદ્ધિ, રાજાનો પ્રધાન;
ધ્યાનપરાયણ ભૂપતિ, યોગેશ સમાન. ૨૯
માલવગુરૂ વાણી તણાં, મુક્તાફળ એ'તો;

૧ ખોલી લક્ષણ ત્યારે. પ્ર. ૨. ૨ આંબાની ઝરે પ્ર. ૨.

કૌંતલરાજા એ વિધે, નગરીમાં રે'તો. ૩૦
ચંદ્રહાસ ધૃષ્ટબુદ્ધિને, ઘેર આવી રે'તો;
અશ્વથકી પછે ઉતરી, પ્રતિહાર શું કે'તો. ૩૧
અંતર કે' પ્રતિહાર ત્યાં, જ્યાં મદન નિવાસ;
ધૃષ્ટબુદ્ધિનો મોકલ્યો, આવ્યો છે ચંદ્રહાસ. ૩૨
વચન કથામૃતનો આંહાં, લાવ્યો છે સંદેશો;
શીર નામી સ્વામી કને, પ્રતિહાર પ્રવેશ્યો. ૩૩
ચંદ્રહાસ આવ્યા તણો, કહેવા સમાચાર;
સાંભળ પારથ તે સમે, આશ્ચર્ય અપાર. ૩૪
પે'લે પ્રતિહારે જઇ, બીજાને ભાખ્યું;
બીજે ત્રીજાને કહ્યું, ચોથાને દાખ્યું. ૩૫
ચોથે પાંચમાને કહ્યું, છઠ્ઠાને સોય;
છઠ્ઠે સપ્તને કહ્યું, અતિ આનંદ હોય. ૩૬
વિવેક વા'લો મદનને, પ્રતિહાર સ્વપાસ;
શ્રદ્ધા-જેષ્ટિ ધરી કહ્યું, આવ્યો ચંદ્રહાસ. ૩૭
જે નટ કૃષ્ણ સ્વરૂપને; ધરી નાચે ગાય;
જે બંદી હરિભક્તનો, બોલે મહિમાય. ૩૮
ડાબે પાસે બેસતા, ક્ષત્રિય હરિજન;
પરદેશી જે દૂત છે, કહે શાસ્ત્ર પ્રસન્ન. ૩૯
ચમ્મર કરે તે સર્વને, ધૃષ્ટબુદ્ધિ-કુમાર;
વિવેક નામજ તે પ્રત્યે, બોલ્યો પ્રતિહાર. ૪૦
મદન સુણો તારો સદા, છું સેવક હુંય;
તાત તમારાને ઘણો, અળખામણો છુંય. ૪૧
તાત તણો વા'લો ગણું, પ્રતિહારજ ક્રોધ;
હિંસારૂપી દંડને, ધરતો સવિરોધ. ૪૨
સ્વામીભક્ત ત્યાંહાં લગી, નવ આવે તેહ;
ત્યાર લગી કહું સાંભળો, મુજ વાણી એહ. ૪૩
જે મધુસૂદન જોગીએ, ચિંતવિયો સાર;
ચંદ્રહાસ જન તેહનો, આવ્યો છે દ્વાર. ૪૪
હું બી'તો રહું છું સદા, તુજ તાતથી જાણુ;
તેનો સેવક ક્રોધ છે, તેથકી નિરવાણુ. ૪૫

તે માટે આવું નહીં, તુને કે'વા કાંઈ;
તેનું કારણ સાંભળો, સર્વે કો બાઇ. ૪૬
સેવક તારા તાતનો, માનીતો કોય;
તે મુજને મારે વદી, જન સાધુ વિશેષ. ૪૭
શાસ્ત્ર સહિત મદને, સુણી સુંદર વાણ;
અકસ્માત્ ઉઠયો પછે, અતિ આનંદ આણ. ૪૮
છૂટો પટકો અટકતો, ચરણે ચંપાય;
અંત્રાસન ક્ષણ ક્ષણ પ્રત્યે, ખભેથી ખશી જાય. ૪૯
સત્વર હરિ-સેવક મળ્યો, પ્રમાણી પરખો;
ચંદ્રહાસ હરખે પછી, મદને તે નિરખ્યો. ૫૦
નમસ્કાર કરી ભાવશું, બેઠયા નર બેહુ;
સુંદર રૂપ સભા વિષે, પધરાવ્યો તેહુ. ૫૧
ઉત્તમ આસનને વિષે, પધરાવ્યો આણી;
પૂજી પ્રેમે ભક્તિ શું, મદને કહી વાણી. ૫૨
કહોજી કુશળ કુલિંદને, કુશળ છે માય;
દેશ તમારે વિપ્ર તે, નિત્યે નિગમજ ગાય. ૫૩
કહોજી ક્ષત્રિય વૈશ્યને, વળી શૂદ્ર સામાન્ય;
બ્રાહ્મણની પૂજા કરી, આપે છે બહુ દાન. ૫૪
કહો નૃપતિ તમારી પ્રજા, સુખણી છે સોય;
પિશુન તણી પીડા નથી, કર હીણી હોય. ૫૫
કહો કુશળે આવ્યા તમો, ધરતા હરિ ધ્યાન;
આવ્યાનું કારણ કહો, અમને રાજાન. ૫૬
મદન તણી વાણી સુણી, ઉચર્યા ચંદ્રહાસ;
તમ સરખાના સંગથી, દુઃખ પામે નાશ. ૫૭
હરિ ભક્તિ મન ઉપજે, મુક્તિ પણ હોય;
તાત તમારે મોકલ્યે, પત્ર વાંચો સોય. ૫૮
એકાંતે એમાં લખ્યો, ગોપ્ય કાંઈ વિચાર;
તે પણ હું જાણું નહિ, મહા કારજ ભાર. ૫૯
કરગ્રહી કાગળ વાંચતો, સ્મર વિસ્મય પામ;
હરિજનમાં એકાંત શો, એવું એશું કામ. ૬૦
પત્ર સભામાં વાંચું હું, જોતાં સહુ જન;

એમ કહીને વાંચતો, તેહ પત્ર મદન. ૬૧
સ્વસ્તિશ્રી સુત મદન તેં, સઘળું દુઃખ ખોવું;
વિષયા એને આપવી, કુળ વેશ ન જોવું. ૬૨
પત્ર લિખિત વાંચ્યા પછે, હરખી કહે વાણ;
તાતે કીધું આજ ત્યાં, કુળ પાવન જાણ. ૬૩
જે હું ચિંતવતો હતો, થયું તે સ્વયમેવ;
અર્જુન પ્રત્યે ઉચરે, એમ નારદદેવ. ૬૪
મંદિર-માળે સાતમે, વિષયા મન મો'તી;
સખીજન સગાણીમાં રહી, ચંદ્રહાસને જોતી. ૬૫
મનમાં સમર્યા શંકરી, ઉમયા મહાદેવી;
એ વર મુજને આપજો, સ્તુતિ કીધી એવી. ૬૬
માનું તમને માતજી, વ્રત શ્રાવણ માસ;
કૃષ્ણ તૃત્રીયા રાત્રીમાં, કરૂં પૂજા પ્રકાશ. ૬૭
ધૂપ સુગંધે મોદકા, પકવાન્ન નૈવેદ્ય;
પુષ્પ તણી કરૂં મંડળી, પ્રતિમા ભર ભેદ. ૬૮
નિશિ ભોજન સંતોખશું, જાગરણે રાત;
મદન તણી વાણી તમો, સત્ય કરજો માત. ૬૯
એવું ચિંતવતે થકે, સજની કહે કોય;
ચતુરા શી ચિંતા કરે, થયું કારજ સોય. ૭૦
તુંને ચંપકમાલિની, હસતાં કહ્યું જેહ;
હૃદય વિદારી નિસર્યા, રતિ મન્મથ તેહ. ૭૧
પ્રારથ્ય એને પૂજવા, કોએ તાપસ જાણ;
તે તાપસ આવ્યો સખી, આપ્ય એને પ્રાણ. ૭૨
સખીજન વાણી સાંભળી, હસતી મુખ નીચે;
અંગુઠે અવનિ લખે, અર્ધ લોચન મીચે. ૭૩
ચતુરશિરોમણિ સુંદરી, વિષયા શું ભણતી;
પૃથ્વી લખવાને મિષે, પતિના ગુણ ગણતી. ૭૪
ઈતિ ભારત અશ્વમેધમાં, ચોપનમો અધ્યાય;
ચંદ્રહાસ વિષયા મળ્યાં, તેનો જે મહિમાય. ૭૫
શ્લોક થયા અધ્યા' વિષે, પાંસઠ સુપેર;
રત્ન કહે યત્ને કર્યાં, પદ ચૌંવેતેર. ૭૬

## અધ્યાય ૫૫ મો રાગ રામગ્રી.

અર્જુન પૂછે ઋષિ સદનજી, ત્યાર પછી શું કીધું મદનજી;
વિષયાકન્યા વરે ચંદ્રહાસજી, કયમ કરી વર્ત્યો વિવા' વાસજી. ૧

**ઢાળ.**

વિવાહ કયમ વર્ત્યો ત્યહાં, કો' મંત્રી આવ્યો ત્યાંય;
ચંદનાવતી નગરીથકી, પોતા તણા પુર માંય. ૨
શું કર્યું આવી મદનને, જે મહા વૈષ્ણવ એવ;
અર્જુનની વાણી સુણી, ઉચરે નારદદેવ. ૩
વિપ્ર તેડયા વિચક્ષણું, જાણતા જોતિષ મર્મ;
વિષયા તથા ચંદ્રહાસનું, તે લગ્ન પૂછયું પર્મ. ૪
મદન પ્રત્યે ગણુક કહે, આનંદ આણી આપ;
ગુરુ શુક્રસ્વામી તૃત્રીય, એકાદશ મળ્યો મેળાપ. ૫
એ વરવધૂના ભાગ્યથી, (આજ) લગ્ન ગોધૂલિકા થાય;
પૂછ ઊંચે ઉર્ધ્વ મુખ જ્યારે, નગર આવે ગાય. ૬
શીઘ્ર સુરભી હિંસતી, સંભારતી વત્સ બાળ;
ત્રિગુણ દોરી દામણે, જે બાંધીએ ગોશાળ. ૭
જો ભાગ્ય વૈષ્ણુવ સમાગમથી, લગ્ન આવ્યું અઘ;
વેધ વર્જિત લગ્ન એ છે, સબળ સુંદર સઘ. ૮
વરાહ માંહે જે કહ્યું છે, લગ્ન શુભ ગોધૂલિક;
શશિ-વેધ વૈધૃત વિષ્ટિ નહિ, ક્રાંતિ ને કલંક. ૯
મદન એવું સાંભળી, આનંદ અંગ ન માય;
પતિવ્રતા વનિતા પ્રત્યે, ઉચર્યો મહિમાય. ૧૦
ચંદ્રહાસ વિષયાને કરાવ્યાં, અલગ અલગાં સ્નાન;
કનક કળશે સૂત્ર વીંટી, આમ્ર-પલ્લવવાન. ૧૧
પરિધાન પે'રાવી કરી, પધરાવજો તત્ખેવ;
રત્ન ચંદન વર્ણું રવિ જેવે, અસ્ત પામે એવ. ૧૨
ચંદ્રહાસ ઉઠો મહામતિ, તમને હશે કલ્યાણ;
પતિવ્રતા-કરમાં ધર્યા કળશ, સ્નાન કરો નિર્વાણ. ૧૩
કહે નારદ સ્નાન કરી, વર આરોપ્યા આસન;
મધુપર્ક મદને આચર્યો, સૌ કે'છે ધન્ય ધન્ય. ૧૪
તારકા નામે નાર નરને, નીર-નામે પાગ;

ચંદ્રહાસ સુંદર વામ પદ, મદને પરમ પૂજ્યો ભાગ્ય. ૧૫
પછે અંતર ધાર વિષે, વર પમાડયા ક્રમર નામ;
અંતરપટ આગળ ધર્યાં, કન્યકા વિષયા વામ. ૧૬
ચંદ્રહાસ કેરૂં નામ પૂછ્યું, મદન મંત્રીતન;
પિતુ પિતામહ પ્રપિતામહ, નામ કહો રાજન. ૧૭
ચંદ્રહાસ કે' મારે ગોવિંદ, પિતા છે પરબ્રહ્મ;
પિતામહ પ્રપિતામહ પણ, પદ્મનાભજ પર્મ. ૧૮
કુલિંદગુરૂ આધાર શક્તિ, પત્ની તેની પાખ;
પિતા માતા કો નથી, તું મદન એવું દાખ. ૧૯
ચંદ્રહાસ કેરો ભાવ દેખી, મદન મન ઉલ્લાદ;
મેં ભગિની આપી અને, ઉચર્યો ઊંચે સાદ. ૨૦
લક્ષ્મીપતિ પ્રસન્ન થાજો, કરે કન્યાદાન;
પછે તે દંપતિ આવ્યાં, વેદિકા મૂર્તિમાન. ૨૧
અંગ કુંકુમ રંગ અંગે, સુભગ છેડા બંધ;
સપ્તપદિકા કરી હોમી, હુતાશન ઘૃત ગંધ. ૨૨
વિપ્રને પ્રણામ કીધા, ગ્રહ્યા આશીર્વાદ;
પતિવ્રતાનાં તિલક મસ્તક, ધર્યાં મન ઉલ્લાદ. ૨૩
પછે મદન મન પ્રસન્ન આપી, સંપદા બહુ ભાત;
ક્ષીરસાગર મહિષી સુરભી, ઘટ દુગ્ધની જાત. ૨૪
મનોહર મોતી ઘણાંને, રૂચિર રત્ન મહાન;
અગર ને કર્પૂર અંગર, મધુપર્કે ચંબુ દાન. ૨૫
રૂદન કરતો મદન કહે, એને આપું શુંય;
સુજે મુને ચંદ્રહાસને, આત્મા આપું હુંય. ૨૬
સર્વ નર નિર્ખતાં એવી, મદન બોલ્યો વાણ;
આ શીશપંકજ જે સમે, આપીશ એને પાણ. ૨૭
કરી કંદુદ રમે રાજા, તદા મન સંતોષ;
જામાત વિષયા યુક્ત મારો, ચંદ્રહાસ અદોષ. ૨૮
પુત્ર પૌત્રે યુક્ત એ, ચિરકાળ પાળો ભોંય;
મુજ સુકૃતે એવું થજો, હરિ સ્મરણ રૂપે સોય. ૨૯
બહુ વસ્ત્ર ભૂષણ ભાવ પૂજ્યા, પછે ગાલવ ગોર;
પછે બીજા વિપ્રને કે', ધૃષ્ટબુદ્ધિ-કિશોર. ૩૦

સવારે સર્વે મળી, શોભાવજો મમ ધામ;
યથા શક્તે કરીશ સેવા, તમારી અભિરામ. ૩૧
વિપ્રને વોળાવી ભોજન, કરાવ્યું ચંદ્રહાસ;
પછે પોતે જમ્યા વિષયા, યુક્ત વિવિધ વિલાસ. ૩૨
સ્વલ્પ સૂતો મદન જાગ્યો, બ્રહ્મ મુહૂર્ત જાણુ;
આત્મ ચિંતન કરી સેવક, પ્રત્યે બોલ્યો વાણુ. ૩૩
કોઇ એક મંડપ કરો, કો ચિતરો મમ ધામ;
[1]સન્માર્જને કરી કોઇ છાંટો, ઉદક ચંદન નામ. ૩૪
કો એક બાંધો પતાકા, મુજ ઉચ્ચ દંડ વિશાળ;
કહે નારદ સાંભળો તમો, પાર્થ પૃથ્વીપાળ. ૩૫
તે સેવકે એમ કર્યું એવે, અરૂણુ ઉદયો આપ;
દિશા નિર્મળ કરંતો ને, હરંતો જન-તાપ. ૩૬
જાણે લોકને કે' અરૂણુ, સ્વામી, પ્રકટ થાશે જેહ;
એવે સમે ઉદયાચળે, ઉગ્યો રવિ રાતો તેહ. ૩૭
નિરખંતાં ચંદ્રહાસને, તે અર્ક ઉજ્વળ સિદ્ધ;
મોહ તિમિરે ગ્રહ્યા જન તે, મન નિર્મળ કીધ. ૩૮
હરિદ્રા ચંપેલ તેલે, કરી મર્દન તાસ;
નવરાવ્યાં નિર્મળ જળે, વિષયા તથા ચંદ્રહાસ. ૩૯
વસ્ત્ર પે'રાવી પછે શીર, મુકુટ મેલ્યો સાર;
દંપતિ દેવી ભણી ચાલ્યાં, સાથ સઘળી નાર. ૪૦
સ્વતિવાચન કર્યાં વિપ્રે, આસને ઉપવિષ્ટ;
એવે નિગમઆગમ પરાયણુ, આવિયા વાડવ શિષ્ટ. ૪૧
નર અશ્વ ગજના ચિકિત્સકને, મળ્યા ગોપ-કિશોર;
વાંસળીના વજાડન નટ, આસન સંગીત ઘોર. ૪૨
મૃદંગીને મળી વેશ્યા, ભવૈયા ને વ્યાસ;
બાજીગરને રજ્જુ ઉપર, નૃત્યનો અભ્યાસ. ૪૩
મૃદંગ ગંધર્વ કેડ બાંધી, ચઢે વાંસે જેહ;
ત્રણુ યોજન ચઢી હેઠું, શીશ નાખે તેહ. ૪૪
મુખથકી અગ્નિજવાળ નાખે, આવિયા તે સર્વ;
ડાક ડમરૂ ગારૂડી, કિન્નર તથા ગંધર્વ. ૪૫

[1] સન્માર્જની કરી કોઇ એક, છાંટા ઉદન ચંદન નામ. પ્ર. ૨.

જે પુરાણોગત ભૂપને, કહે સૂત તે અભિરામ;
જે શૂરનું વર્ણન કરે, જેનું માગધ નામ. ૪૬
જે વિદ્યમાન મહીશનાં, વર્ણન કરતા કાર;
કરે ગ્રંથ કવિત ત્યાં, બંદી આવ્યા સાર. ૪૭
બહુ બંધ કુશળી મન નિર્મળ, બ્રહ્મચારી સિદ્ધ;
બહુ ભાતી એવે યાચકે, સાંકડું મંદિર કીધ. ૪૮
મળ્યા નાના લોક જોવા, લાભ કૌતુક બેહુ;
તેને રત્ન કાંચન વસ્ત્ર મદને, સમર્પ્યાં છે તેહુ. ૪૯
અનુક્રમથી વિનય વચને, વદે અમૃત વાણ;
સુહૃદ્ સંબંધી સર્વે તે, સંતોખિયાં નિર્વાણ. ૫૦
નગર મધ્યે ફરે નર, પ્રસન્ન કૌતુક રૂપ;
એમ થયું વૈષ્ણવ સમાગમથી, ભક્તિનું ફળ ભૂપ. ૫૧
જે કપટ વર્જિત કરીને, ભજે શ્રી ભગવાન;
તેને વિધિશું કરશે સદા, તેથકી નહિ બળવાન. ૫૨
વિષદાન દેવા મોકલ્યો જે, મંત્રીએ ચંદ્રહાસ;
તે તર્ત વિષયા કન્યકાને, પામીઓ સવિલાસ. ૫૩
પૃથ્વીમાં પરવશ થકો, નર કરે મિથ્યા માન;
[1]બળાત્કાર કરેથી નવ, સિદ્ધિ હોય મહાન. ૫૪
એ વિધિ ચંદ્રહાસ વિષયા, પરિગ્રહ અર્જુન;
તતઃપર જે પ્રવર્ત્યું તે, સાંભળો સ્થિર મન. ૫૫
ઇતિ શ્રી મહાભારતે, અશ્વમેધપર્વ પાવન;
ચંદ્રહાસ વિષયા પરિગ્રહ, અધ્યા' થયા પંચાવન. ૫૬
શ્લોક જે અધ્યા' વિષે, ત્રેપન પૂરા ધન્ય;
રત્ન કહે યત્ને કર્યાં, પદ સાર સતાવન. ૫૭

## અધ્યાય ૫૬ મો રાગ કેદારો.

ચંદનપુરનો ભૂપતિ, પ્રધાને પીડ્યો અતિ;
ધૃષ્ટબુદ્ધિએ કુલિંદ નૃપ, ઘણું દમ્યો રે. ૧
તે નગરીના લોકને, કષ્ટ કરે બહુ શોકને;
ધન લેવા પ્રા'ર કરે, અતિ ઉદ્યમો રે. ૨

---

૧. બળાત્કારે કરેથી ભવ, સિદ્ધિ હોય નિધાન.

### ઢાળ.

પ્રહાર કરે પ્રજાને પાપી, કંઠે બાંધે પાણ;
પાણ સહિત પાણીમાં નાખે, ધન લેવા નિર્વાણ. ૩
બળતા અગ્નિ ઉપર નાખે, પ્રજાને પાપિષ્ટ;
એમ કહીને દ્રવ્ય મનાવે, ધનનો લોભી નષ્ટ. ૪
ધન લેવા સાંણસીએ ત્રોડે, નગર લોકનાં માંસ;
તીક્ષ્ણ ચૂનાનું જળ રેડે, નાસાને અવકાશ. ૫
પ્રજા સર્વ દંડીને બોલ્યો, કુલિંદ પ્રત્યે પાપી;
અરે મૂઢ મુજને નવ જાણે, દારૂણ રૂપ પ્રતાપી. ૬
ચંદ્રહાસને પાગી વાધ્યું, ધન આગમ અભિમાન;
સેવક સાથે મોકલ્યું, તું ન આવ્યો રાજાન. ૭
પિતા પુત્ર કો નવ આવ્યા, સેવક લાવ્યાં ધન;
તે મદમાતા મૂર્ખ મારૂં, આપ્યું ન, જમ્યા અન્ન. ૮
અધુના તું મદમાતો ખર્ચૈ, દ્રવ્ય કરે વ્રતદાન;
ઘણા દિવસનું સાંચ્યું ધન તે, ખરચી કીધું જાન. ૯
આજ લગી મારા પુર મધ્યે, શિવનાં મંદિર નો'તાં;
વાપી કૂપ તળાવ પરબને, મઠ મંદિર નવ હોતાં. ૧૦
અધુના જ્યાં જોઇએ ત્યહાં, દીસે ધર્મ તણાં એંધાણ;
મારા દ્રવ્યવડે સૌ કીધાં, કપટ કુલિંદ અજાણ. ૧૧
ક્યાં છે ઘર કરનારા કડિયા, ક્યાં છે તે સુતાર?
જેણે દુષ્ટે મારૂં સઘળું, ધન ખાધું નિરધાર. ૧૨
એ રીતે નૃપને નિર્ભત્સી, ધૃષ્ટબુદ્ધિ પ્રધાન;
તૃષ્ણા નાર સહિત નિજ સેવક, તેડ્યો લોભ મહાન. ૧૩
અરે લોભ સાચવ્ય મુજ નગરી, ચંદનાવતી નામ;
એવું કહીને મંત્રી ચાલ્યો, કૌંતલપુર નિજ ગામ. ૧૪
અતિ આનંદ થયો અતગંત, ઉદયો અતિશે ગર્વ;
મદનકુંવર વિષ દેશે તેને, સીધ્યું કારજ સર્વ. ૧૫
ચંદ્રહાસને ચાલે ત્રીજો, દિવસ થયો છે આપ;
એક દિવસે પુરને પામ્યો, બીજે મદન મેળાપ. ૧૬
સાયંકાળે કામ કરીને, એક પ્રહરમાં અધ;
મારો મદનકુમાર ફરીને, પુરમાં પેઠો સદ્ય. ૧૭

એવું મન ચિંતવતો મંત્રી, બેઠો જઇ સુખપાલે;
માછી ત્રણુશતે અવિધારી, શિબિકા મારગ ચાલે. ૧૮
મારગ જાતાં મૂર્ખ મંત્રી, દીર્ઘ દાંડો ધારે;
વાંસદંડમાં ગાંઠ ઘણેરી, ગાછી સૌને મારે. ૧૯
અરે મચ્છના ભક્ષી ગાછી, સત્વર ચાલો અઘ;
માછી કે' મંત્રીજી મનને, વેગે ચાલુ સઘ. ૨૦
અમને નવ મારો મંત્રીજી, ગમન કરૂંછું ક્ષિપ્ર;
તું નહુષ તણે કુળ પ્રકટયો, અમો ગણ્યા શું વિપ્ર. ૨૧
શિબિકાની ઉપર આવીને, ભમતા કાળા કાગ;
એવા દુષ્ટ શુકન મનમાં નવ, ગણતો મંત્રી અભાગ્ય. ૨૨
એવે એક સર્પ મહા મોટો, આવ્યો મંત્રી પાસ;
ફેણુમંડળ ઉભારી ઉભો, અડકયો શું આકાશ. ૨૩
પૃથ્વી મધ્યે પૂછ અડાડી, બોલ્યો માણુસ વાણી;
નિસાસે નીસરંતી વિષજ્વાળા, બોલ્યો મા' દુઃખ આણી. ૨૪
તારા કનક કળશની ઉપર, વસતો હું પ્રધાન;
તારે પુત્રે નાશ પમાડયું, સ્થાનક મારૂં માન. ૨૫
એવું વચન કહીને પન્નગ, પ્રવેશ્યો પાતાળ;
મનમાં વિસ્મય પામ્યો મંત્રી, ન લહે કારણુ કાળ. ૨૬
ધૃષ્ટબુદ્ધિ ફરી દંડે પ્રેર્યા, ધીવરને દે માર;
આસનથી ઉછળતો કરડે, દંત ઓષ્ઠ અપાર. ૨૭
ગામ જઇને ચર્ણું તમારા, છેદીશ હું નિર્ધાર;
કૌંતલપુરને પામ્યો પાપી, તેને કરતો પ્રા'ર. ૨૮
એક પો'રમાં સાંભળતો તે, મૃદંગની ધ્વનિ સાર;
મનમાં ચિંતવવા લાગ્યો તે, કામ થયું નિરધાર. ૨૯
નારદ કહે સાંભળજો સાચું, અરે અર્જુન રાજાન;
પુર પાસે જઇ પાળો આગળ, ચાલ્યો તે પ્રધાન. ૩૦
સૂત તથા માગધ બહુ દીઠા, ચારણુ ભાટ અપાર;
તેને ભૂષણુ વસ્ત્ર સમર્પ્યાં, મદનસુતે નિરધાર. ૩૧
ઉતાવળ મા કરો મંત્રીજી, મદન મહા સુવિચાર;
તમો કહ્યું તે કારજ સઘળું, કીધું છે નિરધાર. ૩૨
ચંદ્રહાસ બ્રહ્માનું આયુષ, પામ્યો પરમ ઉદાર;

ચિરંજીવ રહો તારો સુત, મદન મહા દાતાર. ૩૩
ધૃષ્ટબુદ્ધિ કહે અરે પાપી, કોણ માત્ર ચંદ્રહાસ;
મારે દંડપ્રહારે માર્યા, પર્વત પામે નાશ. ૩૪
એવે આગળ આવી ઉભા, ચંદનચર્ચ્યા વિપ્ર;
ક્ષીરોદક આભૂષણ પે'રી, ઘરથી આવ્યા ક્ષિપ્ર. ૩૫
વિપ્ર કહે સ્વસ્તિ હો તુજને, ધૃષ્ટબુદ્ધિ પ્રધાન;
ચંદ્રહાસ વર ક્યાંથી પામ્યો, સુંદર શોભાવાન. ૩૬
તારે ભાગ્ય ઉદય છે સારો, તેનું એ દૃષ્ટાંત;
ઉત્તમ કીર્ત્તિ પ્રકટ કીધી, દીધી કન્યા કાંત. ૩૭
વાડવ કેરાં વચન સુણીને, દુર્જન મનમાં દાધ્યો;
ઊંચો દંડ ઉગામી ધાયો, ક્યાં જાશો કહિ બાધ્યો. ૩૮
વિપ્ર પળાયા વસ્ત્ર તજીને, જેમાં દક્ષિણા બાંધી;
કો પડતા ને કો આખડતા, આંખે આવી ગાંધી. ૩૯
છૂટા કેશ પડે પાઘડીઓ, પડે પછેડી ધાતા;
અટવાઇ ઉપવીતજ તૂટ્યાં, જાતા શ્વાસ ભરાતા. ૪૦
ત્યાર પછી પ્રધાને દીઠા, ગાયક ગાન પ્રકાશ;
આગળ આવી એવું બોલ્યા, રાજ્ય કરો ચંદ્રહાસ. ૪૧
એમ સુણી પ્રધાને તેનાં, ભાંજ્યાં ડાક મૃદંગ;
યંત્ર તણાં તુંબી ફળ ભાગ્યાં, વંશ નફેરી ભંગ. ૪૨
આંગણનાં ચિત્રામણ જોતો, આવ્યો મંદિર માંય;
દીપક થાળી સમારી કુમારી, આરતી કરતી ત્યાંય. ૪૩
ધૃષ્ટબુદ્ધિ પ્રેમદાને પૂછે, શો છે ઉત્સવ આજ;
મારે મદન કુંમારે કાંઈ એક, કીધું દીસે કામ. ૪૪
કુરંગનયની કન્યા તે શું, વાણી ઉચારી સારી;
તારે પુત્રે પામ્યો ઉત્તમ, ચંદ્રહાસ હિતકારી. ૪૫
ધૃષ્ટબુદ્ધિ કહે શું મદને, આપ્યું ચંદ્રહાસને ધન;
ના મંત્રીજી વિષયા તેને, પરણાવી પ્રસન્ન. ૪૬
તેનું વચન વજ્રવત્ સાલે, શિથિલ થયાં સૌ અંગ;
રાતે લોચન રીસ ભરાયો, મંત્રી તે મન ભંગ. ૪૭
શ્રદ્ધાદંડ ગ્રહીને ઉભો, વિવેક જે પ્રતિહાર;
ક્રોધ સ્વરૂપ નિહાળી નાઠો, મંત્રીનું નિરધાર. ૪૮

એવે સમે ચોરીમાં દીઠાં, વિષયા ને ચંદ્રહાસ;
છેડે છેડા ગાંઠી બેઠાં, ગુથ્યાં પુષ્પ* પ્રકાશ. ૪૯
સૂકે વદને થરથર ધ્રુજે, મંત્રી પામ્યો ખેદ;
મારે પુત્રે એ શું કીધું, પત્ર ન વાંચ્યું વેદ. ૫૦
સસરાને દેખી જામાતા, ઉઠયો પત્ની સાથ;
નમસ્કાર કીધો સસરાને, જોડી જુગમ હાથ. ૫૧
યથા વ્યાઘ્ર મૃગબાળક દેખી, ઘરઘર સ્વર કરી જોય;
ચંદ્રહાસને દેખી મંત્રી, આકુળ વ્યાકુળ હોય. ૫૨
એવે પુત્ર નિહાળ્યો આવી, મદન પડયો પગ જેહ;
ધૃષ્ટબુદ્ધિ કે' અરે દુરાત્મન્, તેં શું કીધું એહ. ૫૩
મેં જે પત્ર લખ્યું તુજ પ્રત્યે, તે નવ જોયું તેહ;
મદન કહે મેં પત્ર વિલોકી, કન્યા આપી એહ. ૫૪
ચંદ્રહાસને ધેનુ કનક, અંબર શું આપી કન્યા;
કોટિ કોટિ મેં મહિષી આપી, એમાં શાનો અન્યા. ૫૫
ક્રોધ કરો શામાટે સ્વામી, હું અન્યા' નવ ચાલું;
જૂઓ ભવન ભંડાર તણું મેં, સઘળું કીધું ઠાલું. ૫૬
નાના દેશથકી આવ્યા દ્વિજ, તેને દીધાં દાન;
યાચકને ધન અતિશે આપ્યાં, કાપ્યું દારિદ્રમાન. ૫૭
એમ સુણીને શીશ ધૂણાવે, હાથે હાથ અફાળી;
ધૃષ્ટબુદ્ધિ અતિ શ્વાસે ભરાતો, મદન પ્રત્યે કે' વાળી. ૫૮
અરે મદન! તું મહાવનમાં જઇ, પે'રની મૃગયાચર્મ;
ભિક્ષા માગી ઉદર ભર્યે, ભૂંડા કીધું કુડું કર્મ. ૫૯
મદન કહે આશ્ચર્ય નહિ જે, રામે કીધું જેમ;
તાત-વચન માની વન સેવ્યું, મેં પણ કરવું તેમ. ૬૦
વિવાહમાં મેં ન્યૂન કર્યું જે, ભૂપ કુલિંદ ન તેડયો;
તેની પત્ની ન તેડી જે, કાગળ આવ્યો નેડો. ૬૧
તમો કહ્યું ઉતાવળ કરજે, ન કરીશ મુહૂર્ત વિચાર;
તે માટે મેં ત્વરા કરીને, કન્યા આપી સાર. ૬૨
કહો તો જાઉં કુલિંદ કને, તેડી આવું કરી પ્રણામ;
વિવાહ મધ્યે બીજું કાંઈ, ન્યૂન ન દેખું સ્વામ. ૬૩
મદન કહે મેં હસ્તી આપ્યા, આપ્ય અશ્વ અનલ્પ;

[1]કર મેં શીરને વૈષ્ણુવ વરને, ચર્ણ કૃત સંકલ્પ. ૬૪
પ્રધાન કે' પરો જા પાપી, મુખ દેખાડે શુંય;
કાગળ લાવ્ય લખ્યું છે શું મેં, પુનરપિ વાંચું હુંય. ૬૫
મદને આપ્યું પત્ર પિતાને, વાંચી જોતાં જાણ્યું;
અક્ષર એ વિધાતા કેરા, મનમાં એમ પ્રમાણ્યું. ૬૬
ક્ષણુએ ચિત્ત વિમાસી સુતનું, કીધું આશ્વાસન;
અરે પુત્ર! તેં લખ્યા પ્રમાણે, કીધું કારજ ધન્ય. ૬૭
ચંદ્રહાસ મેં તારી પાસે, મોકલ્યો છે જેહ;
પત્ર લખ્યું ત્યાં ગુપ્ત વાત છે, કો નવ જાણે તેહ. ૬૮
દૈવાગત વિષયાનો વિવા', કીધો એની સાથ;
હું નહિ તું નહિ કો નહિ, કરતા છે ઈશ્વર–હાથ. ૬૯
ચંદ્રહાસને એમ કહીને, ભેદ કર્યો પ્રચંડ;
ચંદ્રહાસની પૂજા માંડી, મિથ્યા મન પાખંડ. ૭૦
ચોથે દિવસે કર્મ ચતુર્થી, માંડ્યા કપટ કરેવા;
ધૃષ્ટબુદ્ધિ કપટે કરી કરતો, ચંદ્રહાસની સેવા. ૭૧
ઇતિ ભારત અશ્વમેધપર્વમાં, છપનમો અધ્યાય;
ધૃષ્ટબુદ્ધિ આગમનો અધ્યા', સાતમો જે માંય. ૭૨
શ્લોક થયા જે અધ્યા' મધ્યે, ચોપન મન આનંદ;
રત્ન કહે યત્ને કરી કીધાં, બોતેર પદ સ્વચ્છંદ. ૭૩

## અધ્યાય ૫૭ મો રાગ ગોડી.

ધૃષ્ટબુદ્ધિ ચિંતવે ચિત્ત, એતો અતિ થયું વિપરીત;
વધવા યોગ્ય અરાતિ જેહ, વિષયાકન્યા પામ્યો તેહ. ૧
હવે આચરૂં કોણ ઉપાય, કોણ પુરૂષને કરૂં સા'ય;
મદન અમલ મારા સુત જેહ, મારા વશ વર્તિ નહિ તેહ. ૨
કુમતિ મારા બે કુમાર, મારૂં કુળ બોળ્યું નિરધાર;
વળી વિશેષે એ ચંદ્રહાસ, મારા કુળનો કરશે નાશ. ૩
સહીશ સુતાનું વિધવાપણું, મિથ્યા કરૂં વચન મુનિ તણું;
એમ વિચારીને તત્કાળ, પ્રધાને તેડ્યા ચાંડાળ. ૪
ધૃષ્ટબુદ્ધિ એકાંતે રહે, શનૈઃ શનૈઃ સંદેશા કહે;

---

૧. કરને ચર્ણ મ શિશ સહિત, વૈષ્ણવને કર્યં સંકલ્પ. પ્ર. ૧.

પુર બા'ર ચંડી-દે'રૂં, વાડી માંહ્ય વિરાજે ખરૂં. ૫
નગ્ન ખડ્ગ કર મધ્યે કરી, મૌન્ય ધરી ત્યાં રે'જ્યો સહી;
બંધે દ્વાર તણે પશ્ચાત, પરસ્પર નવ કરવી વાત. ૬
સંધ્યાકાળ જે વારે થાય, જે કો પેસે દે'રા માંય;
યત્ન કરીને તે મારજો, સંશય વર્જિત સત્વર થજો. ૭
પે'લો જે વાહ્લો છું અમો, અધુના ત્યમ નવ કરવું તમો;
તમને સંપદા આપીશ ઘણી, મુને પ્રતિજ્ઞા રાજા તણી. ૮
ધૃષ્ટબુદ્ધિની વાણી સુણી, અંત્યજ ચાલ્યા ચંડી ભણી;
તૃતીય પો'રે પ્રસન્ન થયા, ગુપ્ત વેશ દે'રામાં ગયા. ૯
મંત્રી ચંદ્રહાસ પ્રત્યે જાણ, વિનય કરી બોલ્યો વાણ;
ચતુરશિરોમણિ હે ચંદ્રહાસ! હિત વચન સુણજો વિશ્વાસ. ૧૦
કુળની ચાલ્ય અમારે એહ, ચંડી પૂજા કરવી તેહ;
પૂજો તમો પરણ્યા જે માટ, માતને નમવું તે ઘાટ. ૧૧
સાયંકાળની સંધ્યા કરી, પૂજા વિધિ પાણમાં ધરી;
પુર બા'ર દે'રૂં છે જ્યાંય, તમો એકલા જાવું ત્યાંય. ૧૨
કુમતિ એમ કહીને રહ્યો, ચંદ્રહાસ ત્યાં સત્વર થયો;
વારૂ કહીને વૈષ્ણવ મણિ, ચંદ્રહાસ ચાલ્યો તે ભણી. ૧૩
એવામાં સાંભળ અર્જુન, કૌંતલપુરનો રાજા ધન્ય;
ગાલવ ગુરૂને તેડી પાસ, દેહ ચિન્હ પૂછે પ્રકાશ. ૧૪
સ્વામી ગાલવ સાચું ભાખ્ય, છાયા દેખું મસ્તક પાખ;
મર્ણકાળ દીસે ઢુંકડે, નિશ્ચે દેહ અમારો પડે. ૧૫
કહોજી અરિષ્ટનો અધ્યાય, જેથી મન નિવૃત્તિ થાય;
ગાલવ કે' સાંભળ રાજન, અરિષ્ટના અધ્યા'નાં ચિન્હ. ૧૬
દત્તાત્રેયએ નિઃસંદેહ, અલર્કને સંભળાવ્યાં જેહ;
અરિષ્ટનાં જાણી એધાણ, મર્ણ લહે જોગીજન જાણ. ૧૭
દેવ-માર્ગ ધ્રુવ રજનીપતિ, આત્મછાય અરૂંધતી;
એને જે નર દેખે નહીં, વર્ષ પછી મૃત્યુ પામે સહી. ૧૮
નવ દેખે સૂર્યનો કિરણ, વન્હિ વિલોકે સૂરજ વર્ણ;
આયુષ ત્યાં એકાદશ માસ, તે નર અંતે પામે નાશ. ૧૯
વાપી મૂત્ર પુરિષે ભરી, સુવર્ણ રૂપ વર્ણે કરી;
જાગૃત સ્વપ્નને દેખે જેહ, દશમે માસ મરે નર તેહ. ૨૦

પ્રેત પિશાચ વિલોકે ઘણું, નગર નિહાળે ગંધર્વ તણું;
વૃક્ષ વિલોકે સોના વર્ણું, નવમે માસે પામે મર્ણું. ૨૧
ક્ષણમાં સ્થૂળ થકો કૃશ હોય, કૃશ થો સ્થૂળ તત્ક્ષણ સોય;
જે પુરૂષની પ્રકૃતિ ફરે, માસ આઠમાં તે નર મરે. ૨૨
ધૂલિ વિષે વા કર્દમ માંય, જે નર પગલાં ભરતો જાય;
પગ-પાનિ અવનિને અડે, અર્ધાં અર્ધાં પગલાં પડે. ૨૩
સાત માસ પુઠી સંભાળ, અંતે આવી પો'ચે કાળ;
કપોત ગૃધ્ર ઘુવડ કે કાગ, આવી બેસે મસ્તક ભાગ. ૨૪
આયુષ હીણાનું આચરણ. છઠ્ઠે માસે પામે મરણ;
જે પાછળ બહુ વાયસ ફરે, ઉડાડે રજવાળો કરે. ૨૫
જેનાં બે સ્તન ફરકે બહુ, પંચ માસતું આયુષ કહ્યું;
આપણની છાયાને જોય, અનંત રૂપ દેખે કોય. ૨૬
ચાર માસ જીવીને પછે, અંતે જમ-મારગ ગચ્છે;
દેખે અભ્ર વિના આકાશ, વિદ્યુત ફરકે દક્ષિણ પાસ. ૨૭
જળમાં ઇંદ્રધનુષ્ય અભ્યાસ, જીવે બેકે ત્રણજ માસ;
ઘૃત આદર્શ તેલ કે તોય, તેમાં આપણનું તનુ જોય. ૨૮
ધડ દેખે ને મસ્તક નાશ, તે મરે નર અર્ધે માસ;
સુંઘી જોતાં જેની કાય, અસ્થિ શબ સરખી ગંધાય. ૨૯
અર્ધ માસ આયુષ દેહનું, યોગીજન બોલે તેહનું;
જે નર સકળ શરીરે ના'ય, હૃદય પદ્મ પે'લું સૂકાય. ૩૦
પાણી પીતાં પામે શોક, દશમે દિન પામે પરલોક;
વાનર રીંછ યુગ્મે બેસતો, ગાતો દક્ષિણ દિશે જતો. ૩૧
એવું શમણું દેખે સત્વ, તે તત્ક્ષણ પામે પંચત્વ;
રક્ત કૃષ્ણ વા અંબર ધરી, ગાતી નેહે સતી સુંદરી. ૩૨
દક્ષિણ દિશે તાણી જાય, મર્ણ સૂચવે તત્ક્ષણ ગાંય;
સ્વપ્ને નાગો ક્ષણમાં હસે, તત્ક્ષણ તે પરલોકે વસે. ૩૩
કર્દમ-સાગર મધ્યે જેહ, મસ્તક સુધી બુડે દેહ;
એવું સ્વપ્ન નિહાળે યદા, મર્ણ સમીપે આવ્યું તદા. ૩૪
કાળો પુરૂષ કુરૂપી કાય, આયુધ ઉગામીને ધાય;
સ્વપ્ન વિષે મારે પાષાણ, તત્ક્ષણ મર્ણ તણું એંધાણ. ૩૫
પરલોચન પોતાનો દેહ, નિર્ખતાં નવ દેખે તેહ;

એવું ચિન્હ પ્રકાશે યદા, મર્ણું સમીપે આવ્યું તદા. ૩૬
કરે કરી આચ્છા દે કાન, આત્મ નાદ સુણે નહિ માન;
ફરે સ્વભાવ (જે) નરનો સહી, તેવો નર પણ જીવે નહીં. ૩૭
દેવ વૃદ્ધ વાડવને ગોર, તેની નિંદા કરતો ઘોર;
માત પિતાને નવ અનુસરે, પૂજ્ય તણી પૂજા નવ કરે. ૩૮
જોગી જન મોટા મહાનંત, તેની નિંદા કરતો અનંત;
એવું ચિન્હ કરે જે કોય, કાળ સમીપે આવ્યો હોય. ૩૯
એહ અરિષ્ટ તણાં એંધાણ, સંભાળે જોગીજન જાણ;
એમ વિચાર્યું યોગીજને, સ્થિર થાવું નિશ્ચલ આસને. ૪૦
પરમ તત્વનું ધરવું ધ્યાન, સારભૂત સાધન જે જ્ઞાન;
ઘણા જ્ઞાનની બુદ્ધિ જેહ, યોગવિઘ્ન કરનારી તેહ. ૪૧
આ તત્વ આ તત્વજ નહિ, એમ વિચારે વિવિધ સહી;
સહસ્ર કલ્પ આયુષ ભોગવે, તોય જ્ઞાનને નવ અનુભવે. ૪૨
નિરાહાર થઇ સંગતી તજે, ક્રોધ ઈંદ્રિય તજી હરિ ભજે;
સકળ ઈંદ્રિયનો સંયમ કરે, મનને ધ્યાન વિષે લઇ ધરે. ૪૩
જળમાં જયમ જળ નાખે કોય, એક રૂપ ત્યાં પામે સોય;
તેમ યોગી આત્મને ગ્રહી, પરમાત્મામાં ભેળે સહી. ૪૪
નારદ કે' સાંભળજો સહુ, કૌંતલપુર કેરી ગતિ કહું;
ગાલવ મુનિના મુખથી ત્યાંય, યોગીસાર સુણી ક્ષણ માંય. ૪૫
રાજ મૂકવા મનસા ગ્રહી, જીર્ણું ત્વચા જયમ છાંડે અહિ;
ત્યાં બેઠો જે મદન પ્રધાન, તેડ્યો તે કૌંતલ રાજાન. ૪૬
કર્ણું વિષે એવી કહી વાત, તેડય આંહાં તારો જામાત;
નિજ સાધન મેં કરવું સહી, ચંદ્રહાસને લાવો અહીં. ૪૭
સત્ય કહીને સત્વર થયો, ચંદ્રહાસની પાસે ગયો;
કણેર કુસુમ સમો રવિ થયો, અસ્તાચળ ઉપર આવિયો. ૪૮
ચંદ્રહાસ દીઠો મહા મિત્ર, કૃત સંધ્યાવિધિ પરમ પવિત્ર;
કુસુમહાર કસ્તુરી ધરી, ચંદનને જળ ઝારી ભરી. ૪૯
હળદર કુંકુમ ઉગટ અંગ, મસ્તક મુકુટ ઝગે નવરંગ;
માર્ગમાં આવે એકલો, વૈષ્ણવ વેશ વિરાજે ભલો. ૫૦
ચંદ્રહાસને દેખી જાણ, મંત્રી મદન ઉચ્ચારે વાણ;
અધુના એકાકી ચંદ્રહાસ, ક્યાં પધારો કહો વિશ્વાસ; ૫૧

ચંદ્રહાસ કે' હું એકલો, તાત તમારે છું મોકલ્યો;
ચંડીને કરવા નમસ્કાર, મહિષમર્દિની પુરને બા'ર. ૫૨
મદન ઉચ્ચાર્યો એણી પેર, તમો પધારો નૃપને ઘેર;
ચંદનહાર સમર્પો મુને, શીઘ્ર પધારો નૃપની કને. ૫૩
એમ કહીને પૂજા-પાત્ર, તાણી તે લીધું ક્ષણમાત્ર;
એક મદન ચાલ્યો વન માંય, ચંડીનું મંદિર છે જ્યાંય. ૫૪
હય પરથી હેઠો ઉતર્યો, સેવક વિણ પાળો સંચર્યો;
વ્રતભંજન આશંકા કરી, છત્ર ચમર મૂક્યાં પરહરી; ૫૫
તે અશ્વે બેશી ચંદ્રહાસ, ચાલ્યો રાજા કૌંતલ પાસ;
તે સેવક સાથે પરવર્યો, છત્ર ચમરની શોભા ભર્યો. ૫૬
ચંદ્રહાસ દીઠો સુવિશાળ, યોગી સહિત બોલ્યો ભૂપાળ;
સાંભળ ગાલવ મુનિ મહાભાગ્ય, સંપત્તિનો મેં કીધો ત્યાગ. ૫૭
વૈષ્ણવપાત્ર વિષે ત્યાં આજ, કન્યા સહિત સમર્પું રાજ;
વારૂ કહીને ગાલવ મુનિ, પરણાવી ચંપકમાલિની. ૫૮
નીચે મુખ રાજા નિજ કાજ, ચંદ્રહાસને આપ્યું રાજ;
જોતો વસ્ત્ર વન ચાલ્યો નગ્ન, ઉર્ધ્વ ભુજ આનંદે મગ્ન. ૫૯
મહીપતિ મૂક્યા સઘળા સંગ, મુક્તિ તણો મન લાગ્યો રંગ;
અતુલ યોગરૂપી હૃદ જાણ, પામ્યો તે લક્ષણ નિરવાણ. ૬૦
દેવ અસુર ને માનવ સોય, નાશવંત્ દીઠું સૌ કોય;
ગુણપાશે બાંધ્યો સંસાર, પુનરપિ ઉત્પત્તિને સંહાર. ૬૧
પુત્ર ભ્રાત માત ને તાત, મારૂં તારૂં મિથ્યા વાત;
આ કરશે બહુ કારજ ભાર, દીસે દુઃખાતુર સંસાર. ૬૨
કર્દમ-ગર્ત સમું અજ્ઞાન, ત્યાં બુડયો હુતો રાજાન;
આપણુ પે [1]જાણી ઉગર્યો, એ ગાથા ગાતો મુદ ભર્યો. ૬૩
અહો કષ્ટ મેં કીધું કાજ, પૂર્વ અવસ્થા પાળું રાજ;
અધુના મેં જાણ્યું છે સહી, યોગ વિના બીજું સુખ નહીં. ૬૪
નારદજી કે' સાંભળ રાય, કૌંતલનૃપ કેરો મહિમાય;
સૃષ્ટિપાશથકી ક્ષણ માંય, એ રીતે મૂકાયો રાય. ૬૫
ચંદ્રહાસને ગાલવ હવે, સિંહાસન બેસાડે નવે;
સૂર્ય અસ્તાંગત આભાસ, ચંપકમાલિનીને ચંદ્રહાસ. ૬૬

---

૧. જાણે હું તર્યો. પ્ર. ૧.

ગંધર્વવિવાહ ત્યાં કરી, ચંદ્રહાસને કન્યા વરી;
નારદ કે' સાંભળો નૃપ વાત, મદન તણી તુને કહું ખ્યાત. ૬૭
પુષ્પ-થાળ ગ્રહી સત્વર થતો, મદન તદા માર્ગમાં જતો;
આગળ દીઠા બે માંઝાર, યુદ્ધ કરતા તેણી વાર. ૬૮
ચંદન-ભાજન તેણે સહી, પૃથ્વી ઉપર પાડયું સહી;
મદન તણાં મુખ લોચન રડે, રૂધિરે રાતાં આંસુ પડે. ૬૯
મસ્તક બેઠો ધુરઘુર સ્વરે, ઉલૂક આવીને ઉચરે;
અપશુકન મદન નવ ગણે, ભક્તિ ભાવથી વાણી ભણે. ૭૦
ચંદ્રહાસને હો કલ્યાણ, વૈષ્ણવ વીર ચતુરવર જાણ;
એવું ચિંતવતો તે મદન, આવ્યો ચીંડીને તે સદન. ૭૧
નીચે મુખ બેઠો નિરધાર, કરે કરીને ઠોકયાં દ્વાર;
સ્વર સુણીને સત્વર થઇ, પશુ ધાત્રિકા આયુધ ગ્રહી. ૭૨
કાને લગી કહેતા વાત, શનૈઃ શનૈઃ કે' કરવો ઘાત;
કોઇ એક દ્વિજહત્યારો હોય, ધેનુઘ્ની શિશુઘાતી કોય. ૭૩
મરનારો આવ્યો એ કોય, રક્ષો નામ આપણું સોય;
આપણનો એછે કુળધર્મ, રખે ઉલંઘો જાણી મર્મ. ૭૪
એ પુરૂષને આપણ અહીં, શૂળ ધરીને મારો સહી;
હેવે મદન મંદિરમાં જાય, ચતુરશિરોમણિ સુંદર કાય. ૭૫
તાત-વચન-પાળકને બહુ, કરતા પ્રહાર પશુઘ્ની સહુ;
શૂળ તથા તીક્ષ્ણ તરવાર, પટ્ટીશ કેરા પડતા પ્રહાર. ૭૬
આયુધ વેધ્યો દેખી દેહ, મંત્રીસુત ઉચાર્યો તેહ;
અરે વૈષ્ણવી ચંડી માત, નહિ હું મહિષાસુર વિખ્યાત. ૭૭
શુંભ નિશુંભ નહિ સાક્ષાત, શામાટે મારો છો માત?
રક્તબીજ નહીં આવ્યો હુંય, શૂળે કયાં મારે છે તુંય. ૭૮
મારા કંઠ વિષે પગ ધરો, મહિષાસુરની પેરે કરો;
મુક્તિપણું પામ્યો સાક્ષાત, મુને વાહી ન મૂકો માત. ૭૯
મુજને નહિ જીવિત અભિલાખ, તમો અમારી રે'જ્યો સાખ;
ચંદ્રહાસને અર્થે એહ! મેં તો કીધી પ્રતિજ્ઞા તેહ. ૮૦
શીર ને કર મેં આપ્યું તુને, આજ અઋણીઓ જાણો મુને;
મદને એમ કહી અભિરામ, પ્રાણ તજ્યા લેતાં હરિનામ. ૮૧
ભય પામી ચંડાળજ ગયા, કોણ હણ્યો મન વિસ્મય થયા;

ઇતિ ભારત અશ્વમેધ મોઝાર, સતાવનમો અધ્યા' સાર. ૮૨
ચંદ્રહાસને અર્થે જાણુ, જેમાં મદને મૂક્યા પ્રાણુ;
રત્ન કહે યત્ને કરી કર્યાં, [1]યથા બુદ્ધિમાને વિસ્તર્યાં. ૮૩

## અધ્યાય ૫૮ મો રાગ રામગ્રી.

નારદ બોલ્યા સાંભળ રાયજી, વૈષ્ણવ કેરો કહુ મહિમાયજી;
રાજ્યને પામ્યો તે ચંદ્રહાસજી, ચંપકમાલિની રાય સુવાસજી.
ઉજ્વળ ગજની કરી અસ્વારીજી, સાથે શોભે સુંદર નારીજી;

### ઢાળ.

નાર સુંદર સાથ શોભે, નિશામાં નરનાથ;
પ્રધાનને પ્રણામ કરવા, મૃદંગની સાથ. ૨
ઉતાવળો નિર્ખવા આવે, મદનને ચંદ્રહાસ;
પ્રધાનને વધામણિ, ઉચરતા નિજ દાસ. ૩
અહો મંત્રી! જુઓજી, ચંદ્રહાસ પામ્યો રાજ;
તમારો કૌંતલ તણો, જાગાત શોભે આજ. ૪
વચન તેનું સુણી કોપે, ઉચર્યો પ્રધાન;
તમારી હું મૂળમાંથી, જીભ [2]છેદીશ માન. ૫
કોણ કૌંતલ ભૂપથી, બીજો થશે રાજાન;
દાસ બોલ્યા તમો દ્રષ્ટે, જૂઓ જઇ પ્રધાન. ૬
એવે સમે આવ્યો ત્યહાં, સ્ત્રી સહિત તે ચંદ્રહાસ;
ધૃષ્ટબુદ્ધિ નેત્ર ચોળી, જૂએ અંતર ત્રાસ. ૭
અહો એશું પુત્ર મારો, મદન હોશે ભૂપ;
કન્યા ચંપકમાલિની, એ સાથ રૂપ અનુપ. ૮
ઉચર્યો ઊંચે સ્વરે, હે મદન એ શું ત્રાસ;
એમ ચિંતવતે થકે, ચંદ્રહાસ આવ્યો પાસ. ૯
હસ્તીથી ઉતરી મંત્રી, તણે લાગ્યો પાગ;
ક્રોધ કરીને મંત્રી બોલ્યા, અહો એ નિર્ભાગ્ય. ૧૦
ચંડિકા-મંદિર ગયો નહિ, લોપી કુળની રીત;
પ્રધાનની વાણી સુણી, ચંદ્રહાસ બોલ્યો નીત. ૧૧
જેવે સમે હું જાઊં સ્વામી, પુષ્પ ચંદન પાણુ;

---

૧. ત્યાશી શ્લોક વિસ્તર્યાં. પ્ર. ૨. ૨ કાઢીશ આમ. પ્ર. ૩

તેવે સમે ત્યાં મળ્યો મુજને, મદન બોલ્યો વાણ. ૧૨
મુને મોકલી નૃપ કને, ચાલ્યો ચંડિકા પ્રત્યે આપ;
તે વજ્ર વાણી સાંભળી, પ્રધાન પામ્યો ત્રાસ. ૧૩
કર ઉર્ધ્વ છૂટા કેશ રોતો, નીસર્યો પ્રધાન;
જે પારકું ભુંડું કરે, તેને અંતે જાન. ૧૪
મંત્રી મારગમાં પડે, ફરી ફરી ઉભો થાય;
એ રીતે અંધકારે, ઘોર વનમાં જાય. ૧૫
તે માટે જે તે ઉપાયે, પારકું કરીએ હેત;
(પછે) આવ્યો મંત્રી તે સમે, સ્મશાનમાં ઝાઝા પ્રેત. ૧૬
જે માંહે ઝાઝી ચિતા, બળતી ભસ્મ ઉડે ઘોર;
પ્રધાનને દેખી કરીને, પ્રેત કરતા સોર. ૧૭
આ કોણ આવે આપણથકી, અધિકો કો પ્રેત?
અમથકી કો, અધિકો, નહિ, પાપિષ્ટ પાપ સમેત. ૧૮
મેં તમારે સેવકે માર્યા, ત્રણ બ્રાહ્મણ જોગ;
વિશ્વાસ ધન હરનાર છું, જાઓ મારો ભોગ. ૧૯
પથિક ઘાતી પુત્રથી, એ નથી અધિકો કોય;
તેવે સમે એક હસી બોલ્યો, બ્રહ્મઘ્ની ત્યાં સોય. ૨૦
એ કોઈ આવે હુંથકી, તુથકી અધિકો અન્ય,
તે માટે નાસો અહીંથકી, નવ કરવું દર્શન. ૨૧
એમ કહી તેને નિર્ખી, નાઠા ભૂત ભૈરવનાથ;
ધૃષ્ટબુધ્ધે ચિતાનું, ઉંબાડ સાંહ્યું હાથ. ૨૨
બળતે ઉંબાડ આવ્યો, ચંડિકાને ધામ;
મદન દીઠો શસ્ત્ર શક્તે, વિદાર્યો તે ઠામ. ૨૩
ચંડિકાને પાસ જાણે, પશુ માર્યો હોય;
રૂધિર રાતાં વસ્ત્ર કુંકુમ, વર્ણ દીસે સોય. ૨૪
પુત્ર દીઠો પડ્યો છેદ્યો, મનોરથ ભંગ હોય;
પોતા તણા વંશનું જાણે, મૂળ છેદ્યું સોય. ૨૫
ચિતા કેરૂં કાષ્ટ નાખી, નિર્ખતો સુત કષ્ટ;
એવાને ઉઠાડી મંત્રી, ભેટતો ત્યાં દુષ્ટ. ૨૬
મહા દુઃખ પામી ધૃષ્ટબુદ્ધિ, કરે કોટિ વિલાપ;
ઉઠ ! ઉઠ ! મારા મદનસુત, ચંદ્રહાસ આવ્યો આપ. ૨૭

એને વિષયા આપ્ય તું, પેરામણી કર સાર;
મેં કઠિન વાક્યે હણ્યો પણ, તું ન કોપ્યો નિર્ધાર. ૨૮
હવે વૈષ્ણવ દ્રોહનું, ફળ મેં પામ્યું અઘ;
કરે વૈષ્ણવ દ્રોહ તેનું, હ્રદે ચીરે સદ્ય. ૨૯
તે માટે મારૂં હ્રદે, તેણે વિદાર્યું છે નિત્ય;
આ પુત્ર મારો મદન જેને, કૃષ્ણ ચરણે પ્રીત. ૩૦
એ શિવ તણો દ્રોહી નથી, અપવાદ કામી નો'ય;
એ વિધે તે વિલાપ કરતો, ધૃષ્ટબુદ્ધિ સોય. ૩૧
પછે મસ્તક અફાળ્યું, એક સ્તંભ સાથે ત્યાંય;
રત્ન મંડિત સ્તંભ હુતો, ચંડિકા ગૃહ માંય. ૩૨
પડયો મસ્તક ભેદ મંત્રી, ચંડિકા ગૃહ માંય;
પ્રધાન ને સુત મદન બંને, મર્ણ પામ્યા ત્યાંય. ૩૩
(પછે) ત્યાં કોઈ તાપસ પ્રભાતે, આવીઓ પૂજા પાણ;
ચંડિકાને પૂજવાને, પ્રવેશ્યો પ્રમાણ. ૩૪
પેસતાં દેવીભવન મધ્યે, પડયા દીઠા દોય;
ધૃષ્ટબુદ્ધિ મદન જાંખા, દીપ સરખા સોય. ૩૫
અહો આ શું થયું નૌતમ, રાજ્યનું ફળ આજ;
મદનને મંત્રી મુઆ, પ્રિય પ્રાણ કૌંતલરાજ. ૩૬
ચંદ્રહાસ પાસે ગયો, તાપસ કપટ કે'વા કાજ;
બે પુરૂષ બા'ર કોણે હણ્યા, મંત્રી મદનને મહારાજ. ૩૭
ચંડિકા ભુવ રજની,માં હણ્યા બે વીર;
તમો તેનો શોધ લેવો, ચંદ્રહાસ સુધીર. ૩૮
વાક્ય તેનું સાંભળી, ચંદ્રહાસ ચાલ્યો ચર્ણ;
દુ:ખાતુર દેવી ભુવને, સ્મરે શ્રી હરિ શર્ણ. ૩૯
ચંડિકા પાસે પડયા દીઠા, પિતા પુત્ર સુજાણ;
અરે માતા ચંડિકા, ચંદ્રહાસ બોલ્યો વાણ. ૪૦
એ શું કર્યું ઉત્પાત મારા, પ્રાણજીવન તર્ત;
એમ કહી ચોખૂણો ખણિયો, ચંડિકા આગળ ગર્ત. ૪૧
તે મધ્યે પાવક પ્રવેશાવી, કર્યો દીપક ધૂપ;
તેલ આજ્ય સાકર દુગ્ધકેરો, હોમ કીધો ભૂપ. ૪૨
પછે પોતા તણા તનુનું, માંસ કાઢે રાય;

શક્તિ કેરૂં સૂકત ભણીને, હોમતો વન્હિ માંય. ૪૩
પદથકી શીર લગી સઘળું, માંસ હોમ્યું જાણ;
પછે ત્યાં ચંદ્રહાસ બોલ્યો, ચંડિકા શું વાણ. ૪૪
ચરાચર ગુરૂ વિષ્ણુની, તું શક્તિ છે સાક્ષાત;
તે માટ કીધા કર્મની, તું સાક્ષી છે હે માત! ૪૫
હવે હું ખડ્ગે કરી, નિજ શીશ છેદું જેહ;
તેણે કરી જગત્પતિ, પ્રસન્ન થાજો એહ. ૪૬
એમ કહી કંઠ ઉપર, ધરે જ્યમ તરવાર;
તે સમે દેવી સઘ બોલ્યાં, ચંડિકા નિરધાર. ૪૭
મા કર વૈષ્ણવ આત્મઘાત, એ પાતકિ પ્રધાન;
પુત્ર શું પંચત્વ પામ્યો, કપટ વાત નિદાન. ૪૮
મદન કેરા મર્ણનું, સુણ કહું કારણું તેહ;
તુને મસ્તક સમર્પ્યું, કન્યકાદાને જેહ. ૪૯
તારી હરિભકિત દેખી, થઈ છું પ્રસન્ન;
માગ્ય વર બે તુને આપું, યથા માને મન. ૫૦
ચંડિકા વાણી સુણી, ચંદ્રહાસ બોલ્યો વ્યકિત;
એક માગું જન્મોજન્મે, કૃષ્ણ કેરી ભકિત. ૫૧
દ્વિતીય વર એ પ્રારથું, આ મુઆ જીવે બેઉ;
જગત્પાવની નમું તમને, મદન મંત્રી તેઉ. ૫૨
તુને સાત્વિકી ભકિત થાશે, અચળ અવનિપાળ;
તારે પુત્ર થાશે શૂર તે, સંતોખશે ગોપાળ. ૫૩
બાળ વયમાં ચરિત્ર તારૂં, કળિયુગમાં જન;
નર નાર સાંભળશે સહુ, પ્રસન્ન થાશે મન. ૫૪
જે હૃદયમાં હરિને નમીને, કથા તારી ગાય;
દૃઢ ભકિત શ્રી ભગવાનની, તે પુરૂષને થાય. ૫૫
હે ચતુર! ચંદ્રહાસ તું, મારી આગળ આવ્ય;
એક ઘટિકા નયન મીચી, રહે ઉભો ભાવ. ૫૬
કહે નારદ કર્યું ત્યમ, ચંદ્રહાસ મીચ્યાં ચક્ષ;
એવે વૈષ્ણવી આવિયાં, પ્રધાન પાસ પ્રત્યક્ષ. ૫૭
ચક્ર પંકજ ગદાને, તરવાર ધારી પાણ;

મદન ને મંત્રી શીરે, કર ધાર્યો ત્યાં પ્રમાણ. ૫૮
ત્યારે ચંદ્રહાસે પાસ દીઠા, મદનમંત્રી [1]અઘ;
વદન વેશે દીસતા, જાણે સુપ્ત ઉઠયા સદ્ય. ૫૯
પછે જગતજનુની અંબિકા, તે ન દીઠાં નિર્ધાર;
સ્વર્ગથી સુર મુકતા વર્ષે, કુસુમ કેરી ધાર. ૬૦
ચંદ્રહાસે મદનમંત્રીને, કર્યો ત્યાં નમસ્કાર;
શ્વશુરને આલિંગી આદરે, સહિત કૃત ઉચ્ચાર. ૬૧
અહો મંત્રી! સર્વ માયા, જનાર્દનની જોય;
કોણ જીવે ને મરે મન, વિચારોની સોય. ૬૨
તે માટે સેવો સર્વથા એ, ચર્ભુજના ચર્ણ;
કહે નારદ સાંભળો, નૃપ વિષ્ણુજન આચર્ણ. ૬૩
એ વિધે ચંદ્રહાસ વૈષ્ણવ, ન પીડીએ દુઃખ માંય;
મદનમંત્રી સાથે પ્રસન્ન, પ્રવેશ્યો પુર ત્યાંય. ૬૪
અર્જુન પુનરપિ પૂછતા, મુનિ કહો મુને નિર્ધાર;
દૈવયોગે રાજ્ય પામ્યો, ચંદ્રહાસ કુમાર. ૬૫
કુલિંદે (તે) ન જાણ્યું જે, પડયો મહા દુઃખ કૂપ;
કહો નારદ મુનિ શું, કરતો હવો તે ભૂપ. ૬૬
કહે નારદ સુણો ભારત, કુલિંદની ગતિ જેહ;
ચંદ્રહાસ ચાલ્યા પછી, પીડયા ધૃષ્ટબુદ્ધિ તેહ. ૬૭
મન વિચાર્યું પરમેશ પાખે, ના છોડે કો બંધ;
દાન સકળ બ્રાહ્મણને સમર્પી ગ્રહ્યો જ્ઞાને સંબંધ. ૬૮
ચંદ્રહાસ મારો પુત્ર તારો, ભક્ત છે ભગવાન;
તમો આપ્યો તેને રાખજો, હે જદુરા જાન. ૬૯
એમ કહી પોતા તણે, મંદિર સપત્ન પરિવાર;
હુતાશન પ્રવેશ કરવો, વિચાર્યું નિરધાર. ૭૦
એવે સમે સૌ લોક કહેતા, મંત્રીને ગનમંદ;
તમારો હિતકારી હુતો, સદા રાય કુલિંદ. ૭૧
તેમનું વચન એવું સાંભળી, મન ફેરવ્યું ભગવાન;
એનો પુત્ર માર્યો મનોહર, ફરી વિચાર્યું પ્રધાન. ૭૨

---

૧ હ્રદ. પ્ર. ૧

વૃથા મારૂં વૃદ્ધને, ધન વિવર્જિત છે એહ;
પુત્ર વિન છે મૃતકવત્, દૈવેજ માર્યો તેહ. ૭૩
એમ વિચારી મન માંહ્ય, મંત્રીવરે વાર્યો એશ;
દુઃખ મૂકય મંદકુલિંદ, પુનરપિ સમર્પીશ તુજ દેશ. ૭૪
તુજ સંપદા નિજ સમર્પીશ, બહુ દેશ આપીશ અન્ય;
એમ વિવિધ વાણીએ કરી, મનાવ્યો નૃપ મન. ૭૫
પુત્રની આશા ધરીને, ઉઠયો તર્ત કુલિંદ;
કુલિંદને વારી ગયો, ધૃષ્ટબુદ્ધિ મંદિર મંદ. ૭૬
કુલિંદે તે સાંભળ્યું, જે ચંદ્રહાસે કીધ;
હર્ષ પામી હરિને નમી, દાન દ્વિજને દીધ. ૭૭
કુલિંદે યાચક તણાં, ત્યાં ધન્યે પૂર્યાં ધામ;
ચંદ્રહાસે રાજ્ય પામી, વિપ્ર પૂજ્યા કામ. ૭૮
મદન સંયુક્ત પિતા માતા, [1] લાવિયો ચંદ્રહાસ;
કુલિંદને મેધાવતી, રાખિયાં નિજ પાસ. ૭૯
ચંદ્રહાસે રાજ્ય કીધું, વર્ષ ત્યાં શત ત્રણ;
પુત્ર વિષયાને થયો, મકરકેતુ સુવર્ણ. ૮૦
પુત્ર ચંપકમાલિના, શૂર ને પદ્માક્ષ;
એમ રાજ્ય કીધું ચંદ્રહાસે, સદા શ્રી હરિ સાક્ષ. ૮૧
પૂર્વે શિશુ સેવતો, જે શીળા શાલિગ્રામ;
તેથકી ભવ ભૂરિ સાગર, પાર પામ્યો ઠામ. ૮૨
તે માટે શાલિગ્રામ સેવા, કરવી નિત્યમેવ;
કહે નારદ શીળા, શાલિગ્રામ મહિમા એવ. ૮૩
દ્વારકામાં ઉપન્યું એક, ચક્ર શાલિગ્રામ;
તે માટ નૃપ કળિકાળે, કેશવ ન મૂકે એ ઠામ. ૮૪
ઉપકાર કરવા લોકને, હરિએ ધર્યું ઇતિ રૂપ;
તે માટે જેમ ત્યમ પૂજવા, ઇતિ રૂપ શ્રીહરિ ભૂપ. ૮૫
બે રૂપ શ્રી ભગવાનનાં, ચર ને અચર અભિરામ;
ચર રૂપ સંન્યાસી આચરે, તે શીળા શાલિગ્રામ. ૮૬
અર્જુન જો સંસાર તરવા, તમો ઇચ્છો સત્ય;

---

૧ માનતો પ્ર. ૧

તો શીળા શાલિગ્રામની, ભક્તિ પૂજવી નિત્ય. ૮૭
જે પુરૂષ માર્ગે જાય આવે, સ્કંધે વહે શાલિગ્રામ;
ચરાચર ત્રૈલોક્યને તેણે, વહ્યું જાણો સ્વામ. ૮૮
શીળા શાલિગ્રામ વૈષ્ણવ,ને સમર્પે જેહ;
સકળ પૃથ્વીદાન કેરૂં, પુણ્ય પામે તેહ. ૮૯
પાષાણુ પૂજ્યો તથા ધોયો, સ્તવ્યા જાણી ઇષ્ટ;
ધર્મિષ્ઠની શી વાત જો, મૂકાય મહા પાપિષ્ટ. ૯૦
કુરૂક્ષેત્ર નૈમિષારણ્ય ગયા, ગંગા સિંધુ સંગમ તેહ;
તેથી દશધણું શીળા, શાલિગ્રામનું જળ જેહ. ૯૧
જો કોટી જન્માંતર તણાં, મહા પાપ પ્રકટયાં હોય;
તો શીળા શાલિગ્રામ પૂજે, સઘ છૂટે સોય. ૯૨
શીળા શાલિગ્રામ ચંદન, દેહ લેપન થાય;
કહું નહિ સંદેહ અર્જુન, તર્ત તે મૂકાય. ૯૩
નિર્મળ શાલિગ્રામનું, નીર ધરે મસ્તક જેહ;
તે કૃષ્ણ કેવળ માનવો, બ્રહ્માએ ભાખ્યું તેહ. ૯૪
શાલિગ્રામ શીળાનું આપ્યું, જે ભક્ષે નૈવેદ્ય;
સઘળાં પાતક બાળે એવું, વિષ્ણુ વખાણે વેદ. ૯૫
શાલિગ્રામ શીળાનો જેકો, સ્પર્શ કરે નિત્યમેવ;
તેણે અક્ષય દાન કર્યાં, દ્વિજ દેવપિતૃ એવ. ૯૬
શાલિગ્રામ શીળાને નિકટે, શ્રાદ્ધ કરે જે કોય;
નિત્ય તથા નૈમિત્તિક કરતાં, ગયા શ્રાદ્ધવત્ હોય. ૯૭
શાલિગ્રામ શીળા નિકટે, પુસ્તક વાંચે જેહ;
અનેક નરની પંક્તિ, પાવનકારી તેહ. ૯૮
શાલિગ્રામ શીળાની સેવા, જેને મંદિર હોય;
તેને મંદિર વાસ કરી, રહે તીર્થ સઘળાં સોય. ૯૯
શાલિગ્રામ શીળાને પૂજે, ભક્તિ કરી જે જન;
અમર ભુવનાદિ તેણે, પૂજ્યાં ત્રણ ભુવન. ૧૦૦
શાલિગ્રામ શીળાજળ સે'જે, જેના મુખમાં જાય;
મહા પાપી પણ તત્ક્ષણ, સત્ય વિષે સમાય. ૧૦૧
નારાયણ સરખો નહિ બંધુ, દ્વાદશી તુલસીવન;
વિષ્ણુ પાદોદક સરખું, તીર્થ ન મળે ત્રણ ભુવન. ૧૦૨

દર્શન કીધે પાપ હણે, એક તુલસીદલ નિરવાણ.
તુલસીદલની દીર્ઘ મંજરી, નિત્ય વસે નારાણ. ૧૦૩
શાલિગ્રામ શીળા બહુ મહિમા, મેં વર્ણવ્યો નવ જાય;
હવે તમારી પાસથી સુર, ઘેર જવા થઉં વિદાય. ૧૦૪
તુલસીપત્ર પડેલાં પણ લેવાં, પૂજવા પરમેશ;
નારદ કહે સાંભળો અર્જુન, આદર શું ઉપદેશ. ૧૦૫
એમ કહીને નારદ ચાલ્યા, અર્જુન મન આશ્ચર્ય;
સંત સમાગમ પામે કોઇ ન, સુખ પામે નરવર્ય. ૧૦૬
એવું કહેતાં અર્જુન ચાલ્યા, સર્વે ભૂપતિ સાથ;
ચંદ્રહાસના કૈંતલપુર પ્રત્યે, આવ્યા માનવનાથ. ૧૦૭
જૈમિનિ કે' સાંભળ જનમેજય, એ મોટો ઇતિહાસ;
જે કો ભક્તિ ધરીને ભણશે, સાંભળશે સુખરાશ. ૧૦૮
તે નર નારી મનુષ્ય લોકના, ભોગવશે સઘળા ભોગ;
સુરવર લોક ઉલંઘી પામે, વિષ્ણુપુરી સંયોગ. ૧૦૯
ઇતિ ભારત અશ્વમેધમાં, અઠ્ઠાવન અધ્યાય;
શાલિગ્રામ શીળાનો જેમાં, મુખે કહ્યો મહિમાય. ૧૧૦
શ્લોક થયા સર્વે મળીને, શત દ્વાદશ પદવાન;
રત્ન કહે યત્ને કરી કીધું, ચંદ્રહાસ આખ્યાન. ૧૧૧

## અધ્યાય ૫૯મો રાગ આશાવરી.

પ્રાતઃકાળ તુરંગમ બંને, કૈંતલપુર પ્રત્યે આવ્યાજી;
મકરધ્વજ પદ્માક્ષ કુંવર, ચંદ્રહાસ તણે મન ભાવ્યાજી. ૧
વિસ્મય પામ્યા બેહુ તુરંગમ, તેણે ઝાલ્યા તેહુજી;
પત્ર તણો અભિપ્રાય વિલોકી, ગયા પિતા પ્રત્યે બેહુજી. ૨
ચંદ્રહાસે મન જાણ્યું, આવ્યા પાર્થના શું તુરંગજી;
આનંદ પામ્યા આપણને, ત્યાં થાશે શ્રીપતિ સંગજી, ૩
બાળ વયથી જે મધુસૂદન, મેં મન મધ્યે ધાર્યાજી;
પાવન કરવા તે પુરૂષોત્તમ, પાર્થ સાથ પધાર્યાજી. ૪
વિષયાપુત્ર પ્રત્યે કહે વાણી, ચંદ્રહાસ મહારાજજી;
ધર્મ તણા સાક્ષાત તુરંગમ, પુત્ર પધાર્યા આજજી. ૫
વર્ષ લગી રાખ્યા મહા ભક્તે, એમ સુણી મેં વાતજી;

પૂરણ વર્ષે જો ગ્રહી તો, થાય યજ્ઞનો ઘાતજી. ૬
અરે પુત્ર તું પાળ તુરંગને, બાંધી બેહુ તોખારજી;
ત્યાર પછી પાર્થને આવી, કરજે તું નમસ્કારજી. ૭
આપણને સુકૃતનું કારજ, અશ્વ તણું શું કામજી;
જે સુકૃત શ્રી હરિને વિષે, સહેજે થશે ઉપરામજી. ૮
યુદ્ધ કરીશ હું પાર્થની સાથે, જ્યમ શ્રીહરિ સંતોખાયજી;
જૈમિનિ કહે સાંભળ જનમેજય, આ વૈષ્ણવનો મહિમાયજી. ૯
વિષયાપુત્ર ગયો પુર મધ્યે, પાળે અશ્વ અદૂરજી;
ચંદ્રહાસ આવ્યો પુર બા'રે, સાથે સેના શૂરજી. ૧૦
એવે સમે ત્યાં પાર્થ આવ્યા, સારથી શ્રી હરિ સાથજી;
સન્મુખ શ્રી ચંદ્રહાસ નિહાળ્યો, વૈષ્ણવ કેરો નાથજી. ૧૧
શ્રીમત્ કૃષ્ણ પદાંબુજતુલસી, પાવન મસ્તક જેહજી;
વયે તપ ને જ્ઞાને ઘરડો, યુદ્ધ મધ્યે નૌતમ દેહજી. ૧૨
પાર્થ કે' મારો જન્મ સફળ, સફળ થયું સર્વ આજજી;
બાળ વયથી વૈષ્ણવ દીઠો, ચંદ્રહાસ મહારાજજી. ૧૩
નારાયણ પણ રથમાં ઉભા, ચારૂ ચતુર્ભુજ રૂપજી;
ચક્ર ગદાંબુજ શંખ નિજાયુધ, શોભિત ત્રિભુવન ભૂપજી. ૧૪
હરિ દેખી ચંદ્રહાસ પણ, રથથી હેઠો આવીજી;
દંડવત્ દામોદરને કરતો, નમસ્કાર મન ભાવીજી. ૧૫
કૃષ્ણજીએ કર મધ્ય ભરાવી, ભેટ્યા નૃપ ચંદ્રહાસજી;
કૃષ્ણ કે' કુંતાસુત પ્રત્યે, એ મુજ મોટો દાસજી. ૧૬
ઉઠો અર્જુન આલિંગન દ્યો, ધ્રુવ સરખો એ ભક્તજી;
યુદ્ધ સમર્થ ને વૃદ્ધ વયે કરી, ધર્મકર્મ આસક્તજી. ૧૭
અર્જુન કે' સાંભળિયે શ્રી હરિ, એ શું બોલ્યા આપજી;
કુત્સિત પણ નિજ ધર્મ સ્વભાવિક, પરધર્મે મહા પાપજી. ૧૮
ભીષ્મ તણા સંગ્રામ વિષે તમો, શિક્ષા દીધી એવીજી;
અધુના ક્યમ અવળું ઉચ્ચારો, કૃષ્ણ કહો ગતિ કેવીજી. ૧૯
એ સ્થળ યુદ્ધ કરવું જોઈએ, આલિંગન ક્યમ દીજેજી;
વૃદ્ધપણા માટે એ નૃપને, પદ પ્રણામ કરીજેજી. ૨૦
કૃષ્ણ કહે સાંભળરે અર્જુન, જે કો મારો જનજી;
નમસ્કાર તેને નિત્ય કરવો, દેવું આલિંગનજી. ૨૧

કપિલ—ગોદાને જેવું ફળ, તેવું વૈષ્ણવ ભેટેજી;
મારા ભક્ત વિષે જે પ્રીતિ, તે નિજ ધર્મ નેટેજી. ૨૨
અર્જુન આલિંગન દે એને, ચંદ્રહાસને એહજી;
એ મધ્યે હું આપ વસુછું, એમાં નહિ સંદેહજી. ૨૩
જૈમિનિ કે' આલિંગન દીધું, અર્જુનને ચંદ્રહાસજી;
ચંદ્રહાસ કે' યુદ્ધ કરવા, આવ્યો તારી પાસજી. ૨૪
સાંભળ પારથ યુદ્ધ કરતાં, તારો યજ્ઞ ન થાયજી;
એવામાં વિષયાસુત આવ્યો, લાગ્યો સૌને પાયજી. ૨૫
પ્રદ્યુમ્નાદિક યોધે પૂજ્યો, ચંદ્રહાસ હરિદાસજી;
શ્રી હરિ કેરૂં સ્તવન કરંતો, નાના વાગ્‌વિલાસજી. ૨૬
જૈમિનિ કે' સાંભળ જનમેજય, મન આનંદે પ્રકાશજી;
નગ્ર વિષે પ્રવેશ કરાવ્યો, શ્રી હરિને ચંદ્રહાસજી. ૨૭
ચંદ્રહાસના આશ્ચર્યથી, જેને કૃષ્ણ પરાયણ સર્વજી;
ધૃષ્ટબુદ્ધિસુત સાથ કૃતારથ, ઉભો મૂકી ગર્વજી. ૨૮
વૈષ્ણવની કરૂણાથી પામ્યો, ધૃષ્ટબુદ્ધિપદ પર્મજી;
ગાલવને તેડી હરિ પૂજા, માંડી ભૂપ સુધર્મજી. ૨૯
ગાલવને આવંતો દેખી, હરિએ કીધો પ્રણામજી;
યોગીરાજ આનંદ અનુપમ, પરમ ગુરૂ અભિરામજી. ૩૦
ગાલવ પણ નમસ્કાર કરતો, પરમાત્માને જાણીજી;
મનસામાં તત્પદને ધાતો, મૂર્ત્તિ મનમાં આણીજી. ૩૧
પરમેશ્વર પણ પૂજા પામ્યા, સંતોષ્યા ચંદ્રહાસેજી;
ત્રણ રજની પુર માંહે રહીને, ચાલ્યા દિવસ પ્રકાશેજી. ૩૨
નારાયણ નગરીથી ચાલ્યા, પંકજ લોચન પોતેજી;
હરિના કરમાં રાજ્ય સમર્પ્યું, ચંદ્રહાસે સૌ જોતેજી. ૩૩
અર્જુનની આજ્ઞાએ હરિએ, પાછું આપ્યું રાજજી;
ચંદ્રહાસના સુતના કરમાં, સોંપ્યાં સર્વે કાજજી. ૩૪
ચંદ્રહાસને દેખી પારથ, પામ્યા મન આનંદજી;
ચંદ્રહાસનું ચરિત્ર સોંત્યું, પૂર્ણ પરમાનંદજી. ૩૫
જે કો જન મન ભાવ ધરીને, સાંભળશે ને ભણશેજી;
સકળ પદારથ સ્વારથ થાશે, અરિજનને હરિ હણશેજી. ૩૬
અંત સમે અચ્યુતની ભક્તિ, અસદ્‌ગતિ નવ ધારેજી;

ભવસાગરથી તેહ પુરૂષને, વાસુદેવ પણુ તારેજી. ૩૭
ઇતિ ભારત અશ્વમેધમાં, અધ્યા'ઓગણુ સાઠજી;
ચંદ્રહાસ વૈષ્ણવનો મહિમા, વર્ણન વિસ્તર પાઠજી. ૩૮
શ્લોક થયા છે અધ્યા'મધ્યે, પંચ ત્રીશ નિરધારજી;
રત્ન કે' યત્ને કરી કીધાં સપ્તત્રીશ પદ સારજી. ૩૯

## અધ્યાય ૬૦ મો રાગ સામેરી.

કહે જૈમિનિ સાંભળો, હે પરીક્ષિત્! રાજન;
ચંદ્રહાસે શૂરાધ્યક્ષ ને [1]પદ્માક્ષ, વિષયા તણો જે તનઃ— ૧
તેને રાજ્ય સઘળું સમર્પીને, વચન બોલ્યો ગૂઢ;
હે પુત્ર! હું તો વૃદ્ધ છું ને, સંપદા છે પ્રૌઢ. ૨
મેં મોક્ષલાભે જવું છે તે, સુલભ લાધ્યો આમ;
કૃષ્ણ દર્શન થયું માટે, હરિને ન સુકું નિજ કામ. ૩
એમ પુત્ર શું પરઠી ગયો, હરિ સાથ તે ચંદ્રહાસ;
પછે પાર્થના બે અશ્વ ચાલ્યા, ચતુરનર સુવિલાસ. ૪
પછે ગયા જે દેશમાં, તે દેશના રાજાન;
તેણે ત્રાસ પામી જતા, મુક્યા મહત્ દીધાં માન. ૫
પછે ઉત્તર અંબુધિને, પાસ આવ્યા ઘોટ;
પ્રવેસ્યા પાણી વિષે, જળ મધ્ય દીધી દોટ. ૬
ત્યાં કષ્ટાતુર અર્જુનાદિ, યોધા આવ્યા પાસ;
પ્રણામ કરી હરિ પ્રત્યે, બોલ્યા અહો હે અવિનાશ. ૭
હવે શું કરવું હરિ, હય આવશે કયમ હાથ;
તે સર્વ પ્રત્યે પ્રતિઉત્તર, ઉચર્યા યાદવનાથ. ૮
પંચના પ્રધાન હય જળ, તરી જાણે તેહ;
હંસધ્વજ અર્જુન, બભ્રુવાહન વાજી તેહ. ૯
મયૂરધ્વજ તથા મારો, પંચના રથ જેહ;
સર્વત્રગામિ છે સદા, એમાં નહિ સંદેહ. ૧૦
એમ કહી કેશવ પ્રવેસ્યા, મહારથિ સાથે નેટ;
દૂરથકી દીઠો મહામુનિ, અર્જુને સાગર બેટ. ૧૧
દ્વિપ મધ્યે ગ્રહી કર, શીર ધર્યું વટનું પત્ર;

---

૧ સુધાક્ષ પ્ર· ૧-૨

જીર્ણું સૂકું છિદ્ર શત ને, શિથિલતા સર્વત્ર. ૧૨
બકદાલ્ભ્ય નામે મહામુનિ, ધરે નયન મીચી ધ્યાન;
રથથકી હેઠા ઉતર્યા, પ્રણામ કૃત રાજાન. ૧૩
પછે નયન ઉન્મેલી કરી, હરિ આદે દીઠા યોધ;
હર્ષ લોચન વિકાશ્યાં, મુનિ કથા કહે પ્રતિબોધ. ૧૪
અહો પાંચે ચંચળે મળી, કૃષ્ણ આણ્યો આંય;
અતઃપર મેં ન રહેવું, આ સિંધુમંડળ માંય. ૧૫
એમ બોલતા તાપસ પ્રત્યે, અર્જુન બોલ્યા આમ;
મુનિ તમો સૂકું પત્ર શીર પર, ધર્યું ન કર્યું ધામ. ૧૬
જંઘા તમારી વિદારી, નીસર્યા ખાખર વૃક્ષ!
જ્યાં સપત્ની પરિવાર પક્ષી, કર્યાં માળા લક્ષ. ૧૭
વળી ઉંદર વાંસે તમારે, બાંધતા દીસે રાફ;
જે રાફમાંથી નીસર્યા, સુખ ભેર બેઠા સાપ. ૧૮
તે પવન કેરૂં પાન કરતા, વિકાસી મુખ મૂઢ;
સર્પ સંગે જાય આવે, તમારી ગતિ ગૂઢ. ૧૯
વળી કુરંગની અંગ ધરસે, અહો નિઃસંદેહ;
એમ સાંભળીને હસી કરી, બકદાલ્ભ્ય બોલ્યા તેહ. ૨૦
દારા તણો જે પરિગ્રહ તે, ક્લેશકારી હોય;
પાપમય સંતાપ આવે, અધોગતિને સોય. ૨૧
તે પોખવાને પાપ કરવા, કાર્ય કોટિ વિકાર;
ગૃહભાર ભોગવતે થકે, ત્યાં નાશ થાય વિચાર. ૨૨
(જ્યારે) નાશ થાય વિચાર ત્યારે, મોક્ષ ક્યાંથકી હોય;
લોભનો પરિવાર ભારે, વૃદ્ધિ પામે સોય. ૨૩
આ વત્સ મારા વૃદ્ધિ પામે, ક્ષેત્રનો વહે ભાર;
વળી વૃદ્ધિ પામે ધનધેનું, મંદિર તણો વેપાર. ૨૪
જ્યારે નાશ થાય વિચાર ત્યારે, મોક્ષ ક્યાં થકી હોય;
લોભનો પરિવાર ભારી, વૃદ્ધિ પામે સોય. ૨૫
કામ પુત્ર મારે પ્રકટે, તેના પુત્ર પ્રમાણ;
વેદશાસ્ત્ર પુરાણ પુસ્તક, તણા પાઠી જાણ. ૨૬
આ પુત્ર મારા પરણશે, કયમ ઉંચ કુળની નાર;
પુત્ર કેરા પુત્રનું, મુખ નિહાળીશ હું ક્યાર. ૨૭

એમ ચિંતવતો રહે, સ્ત્રી પાસ બદ્ધ ગૃહસ્થ;
ન ધર્મ માર્ગને સંભારે, સદાય હોય અસ્વસ્થ. ૨૮
તે માટે દારા પરિગ્રહ, મેં ન કીધો નિરવાણ;
પર્ણશાળા ન કીધી મેં, અલ્પ આયુષ જાણ. ૨૯
પાર્થ પૂછે પત્ર સૂકુ, શીશ ખરતાં રૂખ;
કેટલું આયુષ વિત્યું, કહો માંડી મુખ. ૩૦
(એમ) સુણી બકદાલ્ભ્ય બોલ્યા, સાંભળો ભૂપાળ;
આંહાં અમને રહે વિત્યો, કેટલોએક કાળ. ૩૧
માર્કંડેય તથા લોમશ, મુનિના અવતાર;
કેટલા વિતી ગયા, તે ન જાણું હું પાર। ૩૨
વીશ બ્રહ્મા ગયા વિતી, આંહાં રહે ભૂપાળ;
હવે આયુષ કેટલું હોશે, શો કરૂં જંજાળ. ૩૩
તે માટે આશ્રમ નવ કરૂં, સાંભળો શ્રી ભૂપાળ;
જે માટે વારંવાર આવે, પ્રલયરૂપી કાળ. ૩૪
જે સમે બ્રહ્મા તણો આવે, અંત સંત વિચાર;
તે સમે સઘળું જગત્, જળમાં ભળે એકાકાર. ૩૫
વટ એક વાધે તે સમે, શોભિતાં સુંદર પત્ર;
અધ ઉર્ધ્વ અસંખ્ય શાખા, શોભતી સર્વત્ર. ૩૬
વટપત્ર ઉપર એક બાળક, સૂવે સુંદર રૂપ;
તે હસે વિલસે કો સમે, કો સમે રોતો ભૂપ. ૩૭
ચર્ણનો અંગુષ્ઠ મુખમાં, ધરી કરતો પાન;
સુભગ નાસા નેત્ર સુંદર, વદન શોભાવાન. ૩૮
તે દિવસનો સાગર વિષે હું, સંતાયો સાક્ષાત;
કોઇએ આગળ પ્રકાશું નહિ, એ અસંભવ વાત. ૩૯
તે પંચમાં આ પ્રકટ ઉભો, કૃષ્ણ બાળક રૂપ;
શામાટે હુંથી દૂર નાસો, તમો ત્રિભુવનભૂપ. ૪૦
વટપત્ર સૂતો બાળ હું તો, નિહાળ્યો મેં સ્વસ્થ;
તે સમે મેં માગી નથી, તુજ કને કિંચિત વસ્ત. ૪૧
હવે કવા લક્ષ્મી નાર પામ્યો, ધર્મ કર્મ ગૃહસ્થ;
શામાટે દેખાડે નહીં, જે થયા પુત્ર સમસ્ત. ૪૨
આપ્ય આલિંગન મુને; હે વિભુદ્ધ વિશ્વનિવાસ।

હવે તું દેખાડ હરિ, વૈકુંઠ પુર પ્રકાશ. ૪૩
કહે જૈમિનિ સાંભળો, હે જનમેજય રાજન!
કૃષ્ણ પ્રત્યે વચન બોલ્યા, એ વિધે મુનિજન. ૪૪
કૃષ્ણ અર્જુનને કર્યું, મુનિવરે આલિંગન;
અર્જુન પ્રત્યે ઉચર્યો, સાંભળો શ્રી રાજન. ૪૫
મારે મુક્તિ ગૃહિણી સદા છે, વૈકુંઠનો ગૃહવાસ;
તે માટે ન કરૂં કામ ને, કામિની સાથ વિલાસ. ૪૬
અલ્પ આયુષ શુષ્ક પત્ર, નિર્ગમું નિર્ધાર;
તે સમે મુનિ પ્રત્યે બોલ્યા, સ્વયં વિશ્વાધાર. ૪૭
મુનિ તમો ઇશ્વર રૂપ છો, સાક્ષાત પુરૂષપુરાણ;
તમો બ્રહ્મા વીશ દીઠા, ચિરંજીવ જાણ. ૪૮
અમો સર્વના તમો પૂજ્ય છો, સફળ યુધિષ્ઠિરનો યજ્ઞ;
એમ સુણી મુનિવર ઉચરે, હરિ પ્રત્યે આનંદ મગ્ન. ૪૯
તમો મારે વિષે મૂકયો, ગર્વનો જે ભાર;
તે ગર્વ મારો તથા વિધિનો, ગળ્યો છે નિરધાર. ૫૦
હું તત્વ કહું તે સાંભળો, અર્જુન મતિ અનુકૂળ;
શ્રીકૃષ્ણ જાણે સર્વથા, સહુ વેદ કેરૂં મૂળ. ૫૧
અંડ કમળે પ્રથમ બ્રહ્મા, વર્ષ વય ચાળીશ;
હંસવાહન હું પ્રત્યે, ઉચર્યા આવી ઇશ. ૫૨
ગર્વતે મોટા કરી મુખ, વેદ ભણતા ચાર;
અહંકારે ઉચર્યા, હું પ્રત્યે એ ઉચ્ચાર. ૫૩
તું કોણ? શેકામે ધર્યું છે, શીર સૂકું પત્ર;
અઘોર તપને આચરે, શું માગવા સર્વત્ર. ૫૪
તું માગ્ય વર પ્રસન્ન છું, મારૂં બ્રહ્મા નામ;
મુને પણ ગર્વ વાધ્યો, ઉચર્યો હું આમ. ૫૫
અરે દુર્જન! જા પરો મેં, નિહાળ્યા વિધિ વીશ;
વેગળો ખસ આંહાંથકી, તું મને શું આપીશ. ૫૬
મેં એમ મન અંહકાર કીધો, તે સમે ત્યાં વ્યોમઃ—
વાયુ વેગે પ્રકટી તે, વિદારતી સહુ ભોમ. ૫૭
વંટોળ વૃક્ષ વિદારતી, મહા શબ્દ કરતી તેહ;
તે સમે બ્રહ્મા તથા હું, આકાશ ઉડયા બેહુ. ૫૮

જેમ કર્મબંધે કીટકેરા, કોટિ જીવ પ્રકાર;
એક ઉમ્બરથકી ઉમ્બર, અન્યમાં અવતાર. ૫૯
તેમ વિષ્ણુને વૈરાટતણું, પ્રતિબિંબ જે બ્રહ્માંડ;
ત્યાં એકથી બીજે પડયા, જે અમારા બે પંડ. ૬૦
બ્રહ્માંડ આથી તે ઘણું, શોભા સહિત બ્રંહ્માંડ;
ત્યાં હું તથા બે વિરંચી, આશ્ચર્ય મન પ્રચંડ. ૬૧
ત્યાં અષ્ટ મુખનો વિધાતા, અમને મળ્યો સાક્ષાત;
તે પાસ તેડીને પછે, પૂછવા લાગ્યો વાત. ૬૨
તમો અપૂર્વ કયાંથકી આવ્યા, શું તમારૂં નામ;
મારી આગળ કહો માંડી, માન છોડી સ્વામ. ૬૩
હું ચતુર્મુખ લોકોનો કરતા, પદ્મયોનિ જાણ;
આ શિષ્ય મારો શોધવા, બકદાલ્ભ્ય નામ પ્રમાણ. ૬૪
એમ સાંભળીને અષ્ટમુખ વિધિ, હસ્યો ગર્વિત મન;
તમો બ્રહ્માને વળી આ, શિષ્ય ઉભા અન્ય. ૬૫
જ્યાં લગી હું ઉભો ત્યહાં, શિષ્ય મારા બેહુ;
મુને સ્નાન ને જળ મૃતિકા, તમો આણી આપો તેહુ. ૬૬
એમ અષ્ટમુખ વિધિ ઉચરે, તે સમે વાયુ તત્ર;
હું તથા બે વિરંચી, તે ભમાવ્યા સર્વત્ર. ૬૭
પછે ત્રીજે બ્રહ્મલોકે, પ્રવેશા નિરધાર;
જ્યાં લોક સઘળા નિહાળ્યા, મહામુનિ અતિ દાતાર. ૬૮
તે હસ્યા અમને નિહાળી, હો કોણકારણ દેહ;
કયાંથકી આવ્યા નામ શું, કહો સર્વ માંડી તેહ. ૬૯
અમારે છે સોળ મુખનો, વિરંચી મહારાજ;
તમો વિરંચીનો ગર્વ મૂકી, નિકટ આવો આજ. ૭૦
તમો બ્રહ્માને નમીને, મૌન ધરજો દેવ;
અમો વળતા બિ'તા બિ'તા, ગયા પાસે એવ. ૭૧
અમો દીઠો સોળ મુખનો, વિરંચી ત્યાં તેહુ;
તેણે અષ્ટ મુખના ચતુર્મુખના, વિધિ દીઠા બેહુ. ૭૨
પછે ષોડશાનન હસ્યો ઉંચે, સ્વરે આણી પોણ;
અહો મહિમા જુઓ જન હું, છતાં બ્રહ્મા કોણ ? ૭૩
એમ ગર્વ કીધો ષોડશાનન, વિધિતાએ જ્યાર;

તે સમે વળિવેળ પ્રકટી, અમો ભમાવ્યા નિર્ધાર. ૭૪
અધો મુખને ઉર્ધ્વ ચર્ણે, ગયા અનંત લોક;
બત્રીશ મુખ બ્રહ્મા તણાં, બ્રહ્માંડ સુંદર લોક. ૭૫
ત્યાં વશેલે લોકે ન પૂછ્યું, અમારૂં કંઈ નામ;
એવે દૈવયોગે હતવિધિયે, વિલોક્યા અમો સ્વામ. ૭૬
પછે કૃપા કીધી પાસ તેડયા, નામ પૂછ્યાં પર્મ;
બત્રીશ મુખનો વિધાતા, અમ પ્રત્યે બોલ્યો ધર્મ. ૭૭
હસ્યો વિમુખ વચન બોલ્યો, તમો બ્રહ્મા કોણ ?
આ જગત કર્ત્તા હુંજ બ્રહ્મા, પ્રકટયો કૃતપોણ. ૭૮
ત્યાં લગી ઉદ્યોતકારી, જગતમાં ખદ્યોત;
જ્યાં લગી આદિત્ય પોતે, નવ કરે ઉદ્યોત. ૭૯
બત્રીશ મુખનો વિધાતા, અમો સાથ ઉડયો એહ;
ચોસઠ બ્રહ્મા તણે ગામો, બ્રહ્માંડ પો'ત્યા તેહ. ૮૦
તેહુ બ્રહ્મા તણા મનમાં, પ્રકટયો અહંકાર;
તે સમે સર્વે જઈ પડયા, સ્વયં વિશ્વાધાર. ૮૧
સહસ્ર સુલોચન જેને, ઉચર્યા મુખવાણ;
કહો વિધિઓ ક્યાંથકી, તમો પધાર્યા પ્રમાણ. ૮૨
તમારા પ્રતાપથી, અમારો મહિમાય;
એમ સુણી મૂકયો ગર્વ સઘળે, વિધાતાએ ત્યાંય. ૮૩
પછે અધોક્ષજની સ્તુતિ કરી, પ્રસન્ન શ્રી ભગવાન;
આપ આપણે સ્થાનક સંચર્યા, વિધિ ગયા રાજન. ૮૪
તે વિરંચીને તજીને હું, (આંહાં) રહ્યો અંબુધિએટ;
તે માટે પંડિત પુરૂષને, નવ ગર્વ કરવો નેટ. ૮૫
તે ઋષિની વાણી સુણી, પ્રસન્ન સર્વે કોય;
વળ્યા પાછા વીર તે બે, અશ્વ સા'યા સોય. ૮૬
પછે બકદાલ્ભ્ય તણી, સ્તુતિ કરી તેડયા સાથ;
સુખપાલ બેસાડી ગયા, જ્યાં હસ્તિનાપુર નાથ. ૮૭
ઈતિ મહાભારતે, અશ્વમેધપર્વ વ્યાખ્યાન;
સાઠમો અધ્યાય એ, બકદાલ્ભ્યનું આખ્યાન. ૮૮
શ્લોક જે અધ્યા' વિષે છે, બાસઠ સંખ્યા સાર;
રત્ન કે' યત્નેકર્યાં, પંચાશી પદ નિર્ધાર. ૮૯

## અધ્યાય ૬૧ મો રાગ ચોપાઈ.

કહે જૈમિનિ સાંભળ રાય, મહાભારત કહું મહિમાય;
વળતા વાજી તે અભિરામ, આવ્યા સઘ જયદ્રથ ગામ. ૧
જ્યાંહાં દુઃશલા અભિધાન, શિશુ રાજ્ય કરે રાજાન;
સિંહાસન બેઠો એવ, પ્રધાન સભામાં સેવ. ૨
સુણી અર્જુન આવ્યા તત્રુ, મહારાજ જયદ્રથ શત્રુ;
શિશુ કોપ્યો રોમ વિભેદ, અંગોઅંગ થયો પ્રસ્વેદ. ૩
સિંહાસન બેઠો બાળ, તેણે પ્રાણ તજ્યા તત્કાળ;
દુઃશલા વિલ્પતી ત્રાસે, આવી પારથ કેરી પાસે. ૪
નમી નારાયણને દેખી, ત્રાહો ત્રાહો વાણી વિશેખી;
પે'લાં પાર્થે સ્વામી સંહાર્યો, હમણાં વળી બાળક માર્યો. ૫
કૃષ્ણ ! કૃષ્ણ ! જગતપતિ ત્યારે, હું તો આવી શરણ તમારે;
આવ્યા અર્જુન તેણે ઠામ, ભગિનીને કીધો પ્રણામ. ૬
પછે પાંડુ કુમાર ઉચાર્યો, તારો પુત્ર નથી મેં માર્યો;
તોહે તે અપરાધ સમાવો, ભગિની હસ્તિનાપુર આવો. ૭
તમો લક્ષ હજાર આંહાંથી, ગ્રહોની મદમાતા હાથી;
તારા રિપુને જીતી આજ, તુને આપીશ પાછું રાજ. ૮
સુણી પાર્થ કેરી વાણી, દુઃશલા મનમાં દુઃખ આણી;
વનિતા પ્રણમ્યા વનમાલી, મુખ વાણી ઉચારી વા'લી. ૯
તમો દેવ સદા દુઃખનાશી, સહુના હૃદય વિચે છો વાસી;
દ્રૌપદીએ સમર્યા પે'લાં, તેનાં દુઃખ છેદ્યાં વે'લાં. ૧૦
અન્ય જીવ કરે જે સ્મરણ, તેને તું આપે છે શરણ;
તારૂં દર્શન પામી દેવ, હું (આજ) કૃતારથ થઇ એવ. ૧૧
પાર્થે મુને પીડા દીધી, પતિ પુત્ર વિના(ની) હું કીધી;
કયમ તેડે યાગ મોઝાર, ભગિની કેની નિર્ધાર. ૧૨
એને લાજ ન આવે માનો, પ્રકાશી સંબંધ સગાનો;
સુત હીણી કીધી એણે, મુજ રાજ્ય વિનાશ્યું જેણે. ૧૩
કેમ આપે અશ્વ અપાર, કયમ આપે હાથી હજાર;
એમ ઉચ્ચરતી તે નાર, હરિ ચર્ણે આલોટે ત્યાર. ૧૪
શું દુર્લભ હરિપદ જેહ, નયને પખાળ્યા તેહ;

એવી દુઃખિત દીઠી બાળ, દુઃખભંજન દેવદયાળ. ૧૫
ભવમાયા મોહી તે નારી, આશ્વાસ દીધી મુરારિ;
ઉઠય ઉઠય થશે કલ્યાણ, સુત પાસ જવું મેં જાણ. ૧૬
એમ કહીને પાર્થ સાથ, પુર મધ્યે ગયા યદુનાથ.
તે બાળ સભામાં દીઠો, પડયો પાથરણા પર હેઠો. ૧૭
ઉઠય વત્સ વિચારી પ્રીત, મુજ સાન્નિધ્ય શાની ભીત;
કહી કેશવે એવી વાણ, ફેરવ્યો શિશુ ઉપર પાણ. ૧૮
ત્યારે ઉઠયો તે તત્કાળ, હરિને પાગે લાગ્યો બાળ;
હરખી પુરવાસી આવ્યા, હરિ પાર્થ પુષ્પે વધાવ્યા. ૧૯
નૃત્ય ગીત મહોત્સવ શેરી, ગર્જે મૃદંગ નફેરી;
પુરવાસી વિસ્મય થાય, હરિ આગળ મંગળ ગાય. ૨૦
દુઃશલાસુત પારથ ભાવે, આપણો અપરાધ સમાવે;
એવે વર્ષ થયું સંપૂર્ણ, હસ્તિનાપુર જાવું તૂર્ણ. ૨૧
તમો આવો પાવન હોવા, કુંતા દ્રૌપદીને જોવા;
દુઃશલા કે આવીશ ધન્ય, અર્જુન થયા પ્રસન્ન. ૨૨
કહે જૈમિનિ સાંભળ રાય, મહાભારતનો મહિમાય;
હર્ષી હર્ષી કેશવને જાણી, દુઃશલા મુખ બોલી વાણી. ૨૩
એ રીતે દેવાધિદેવા, નિજ જન જીવાડી લેવા;
તમો પૂરી મારી આશ, હવે જાઉં યુધિષ્ઠિર પાસ. ૨૪
એમ કહીને પુત્ર સમેત, નીસરી હસ્તિનાપુર હેત;
તે નગરી કેરા જન, હસ્તિનાપુર તેડયા ધન્ય. ૨૫
ઇતિ ભારત અશ્વમેધ અભિરામ, જન જાય જયદ્રથ-ગામ;
થયો એકસઠમો અધ્યાય, મધુસૂદનનો મહિમાય. ૨૬
પંચવીશ શ્લોકે કીધો, કહે રત્ન યત્ને સીધ્યો;

## અધ્યાય ૬૨ મો રાગ ગોડી.

જૈમિનિ કહે સાંભળ રાજન, પૂર્ણવર્ષ થયું જે દિન;
તે દિન પારથના બે તુરી, ભ્રમણ કરંતા સાહ્યા હરિ. ૧
કૃષ્ણ કે' પાર્થ સુણ સાર, તારા ભાગ્ય તણો નહિ પાર;
મહાવીર ભૂપતિએ ભરી, સઘળી પૃથ્વી આવ્યા ફરી. ૨
અશ્વ ભગાવ્યો સઘળી મહી, કંઈ પરાજય પામ્યા નહીં;

બહુ દિન વિત્યા ધર્મ નરેશ, યમનિયમે પામે છે ક્લેશ. ૩
એક વર્ષ તે બાધા ખમી, કષ્ટ કરીને કાયા દમી;
હવે સર્વકો મોટા રાય, પાંડવપતિને જોવા જાય. ૪
તમે સાથે સર્વે સુખ ભર્યા, ગજપુર જાવા કરવી ત્વરા;
બેહુ અશ્વને આગળ કરી, ગજપુર પ્રત્યે જાવું ફરી. ૫
નૃત્યકારણી નાચે નિત્ય, નાનાવિધ વાજે વાજીત્ર;
પ્રદ્યુમ્ન અનિરૂદ્ધ વૃષકેતુ, અરિઅર્ણવ ઉતરવા સેતુ. ૬
બભ્રુવાહન સાત્યકિ બળી, વીરવર્મા અનુશાલ્વ વળી;
મયૂરધ્વજ નીલધ્વજ સોય, હંસધ્વજ મહારાજા હોય. ૭
યૌવનાશ્વ ચંદ્રહાસ નરેશ, બીજા રાજા સુંદર વેશ;
નાનાભૂષણ પે'રો હાર, અંગદ કટક કરો શણગાર. ૮
ટોડર ચામર શીરપર ધરો, ધૂપ વાસબા પુષ્પે ભરો;
કુસુમમાલિકા ધરજો ઘણી, શોભા ચંપકમાળા તણી. ૯
એવા નૃપતિ આગળ થજો, દિવી અજવાળે આવજો;
દીવી તેલ સુગંધજ તણી, બંદીજન સ્તુતિ કરતા ઘણી. ૧૦
હું આગળ સત્વરથાઉંછું, ધર્મરાયને પુર જાઉંછું;
એમ કહી હરિ સત્વર થયા, હસ્તિનાપુર મધ્યે આવિયા. ૧૧
રાય યુધિષ્ટિર દીઠા ત્યાંય. બેઠા મુનિની પંગત માંય;
ગંગાતીર પધાર્યા હરિ, મંડપની જ્યાં રચના કરી. ૧૨
દેવકન્યાદિક નારી બહુ, જે મંડપમાં શોભે સહુ;
ધર્મરાયનું પામ્યા ધામ, નૃપને હરિએ કીધો પ્રણામ. ૧૩
નૃપ આગળ ઉભો નિર્ધાર, શ્રી હરિએ કીધો નમસ્કાર;
આવ્યા અર્જુન બોલ્યા હરિ, બહુ રાજાયુત આવે તુરિ. ૧૪
નીલધ્વજ હંસધ્વજ રાય, સાથે પધારે મહામહિમાય.
મયૂરધ્વજ આવે અનુ તુરી, જેની કોટિ પરીક્ષા કરી. ૧૫
પાર્થબંધુ! મહામહિમાય, તારે પુણ્યે જીત્યા રાય;
સાંભળો વીર સુધન્વા વઢયો, મોટે કષ્ટે રણમાં પડયો. ૧૬
તેનું વૈર ધરી મન માંય, સુરથે સબળ બીહાવ્યા ત્યાંય;
પછે અશ્વની પાછળ ધીર, મણિપુર આવ્યા અર્જુન વીર. ૧૭
બભ્રુવાહન પુત્રે ત્યાંય, પિતા પાર્થ પાડયો રણમાંય;

નામ ઉલૂપી જે સુંદરી, મણિ આણી જીવાડયા ફરી. ૧૮
કર્ણપુત્ર મહાબળિયો કોય, પ્રથમથકી જીવાડયો સોય;
પછે પુત્ર યુત પારથ તહીં, સારસ્વતપુર આવ્યા સહીં. ૧૯
નૃપનો યશવર્ત્તિ યગરાજ, તે પણ જીત્યો સિધ્યું કાજ;
ત્યાર પછી તારો હય જેહ, કોંતલપુરને પામ્યો તેહ. ૨૦
ચંદ્રહાસ પણ જીત્યો રાય, દાનવદેવે નવ જીતાય;
ત્યાર પછી વાજી તે વહ્યો, સરિતાના પતિ મધ્યે ગયો. ૨૧
જ્યાં બેઠો બકદાલ્ભ્ય રૂખી, સૂકુંપત્ર ધર્યું શીર સુખી;
ઘણા કાળનો બેઠો ત્યાંય, તપ કરવા સાગરમાંય. ૨૨
હું ને પાર્થ આદે પંચ, ભૂપે દીઠો તેનો સંચ;
આગળ કરી એ મુનિને ત્યાંય, અનુજ તમારો લાવે આંય. ૨૩
વિવિધ રત્ન આણ્યાં છે બહુ, વિત્ત તણી ગણના શી કહું;
પૃથ્વી સૂક્ષ્મ દીસે આપ, અધિકેરો તારો પ્રતાપ. ૨૪
એણી રીતે કુશળા અમો, મંદિર આવ્યા માનો તમો;
જેમ નિર્ખ્યો મુજને મહારાજ, ત્યમ સોકોને જોશો આજ. ૨૫
અહો ભીમ હર્ષીને હિયે, આવોની આપણુ ભેટિયે;
ત્યાર પછી ભીમાદિક ભડે, પ્રણમ્યાં વિઠ્ઠલ વીરે વડે. ૨૬
કુંતિને પ્રણમ્યા રામેશ, નમ્યા નાથજી માતા શેષ;
કુશળ વાત કે'તા શ્રી મુખે, સકળ સુંદરી સિંચી સુખે. ૨૭
દ્રૌપદી બેન સુભદ્રા બંને, નમસ્કાર કરી ઉભા કને;
હર્ષ ભરે લોચન લાજતી, પ્રીતે આકુળ વ્યાકુળ થતી. ૨૮
ગાંધારી ધૃતરાષ્ટ્ર ધીર, વિદુર સમીપે સંજય વીર;
સૌકોને જોતા શ્રીહરિ, અનુક્રમે આલિંગન કરી. ૨૯
વળતા ભીમસહિત ભાવિયા, આપણુને મંદિર આવિયા;
જ્યાં રૂકિમણી ને સત્યભામા, જાંબુવતી લક્ષ્મણા નામા. ૩૦
અનંત બીજી અબળા સહુ, હરિ દર્શનની લોભિત બહુ;
સૌ નારે નિર્ખ્યા ભગવાન, લોચન પીતી અમૃતપાન. ૩૧
સત્યભામા હરિ આવ્યા લહી, વક્રોક્તિ ઇતિ બોલી સહી;
વનમાં વાજી સેના સાથ, તમો પાંડુસુત પાળો નાથ. ૩૨
દુષ્ટ કુબ્જા સરખી બીજી સહી, કો કામિની પામ્યા કે નહિ?

યથા પાર્થ કરતા પ્રયાણ, પ્રમીલાને પામ્યા જાણ. ૩૩
જૈયમિનિ કે' સાંભળ રાજન, સ્ત્રીનું વચન સુણી ભગવાન;
હાસ્ય કરી હરિ હર્ષે ઘણા, પાસે રહ્યા ભીમ પ્રત્યે ભણ્યા. ૩૪
ભીમ તમો એ વાણી સુણી, જેમાં છે વક્રોક્તિ ઘણી;
ઘણા પુત્ર તો મારે થયા, સુતને પણ બહુ સુત આવિયા. ૩૫
રાય યુધિષ્ઠિરના પુર માંય, મોટા વૃદ્ધ મળ્યા છે જ્યાંય;
એવે સ્થાનક આવ્યો આજ, સ્ત્રી પરિગ્રહ લાગે છે લાજ. ૩૬
અહો ભીમ સત્યભામા નાર, બોલી નવ જાણે નિર્ધાર;
જે કંઇ કીધું યૌવન સમે, હમણાં તે મુજને નવ ગમે. ૩૭
કૃષ્ણ કે' ઉઠો સૌ કોય, જ્યાં છે રાય યુધિષ્ઠિર સોય;
જૈમિનિ કે' સાંભળ રાજન, વળતા પોતે જગજીવન. ૩૮
આવ્યા રાય યુધિષ્ઠિરપાસ, આનંદે બોલ્યા અવિનાશ;.
યજ્ઞવાટિકા શોભા સાર, ત્યાં જઈ બેસો ધર્મકુમાર. ૩૯
હું ને ધૃતરાષ્ટ્ર મહારાજ, વૃદ્ધ સમસ્તે વિંટયા આજ;
મુનિવરને માતા સૌ સાથ, આગળથી ચાલું નરનાથ. ૪૦
અર્જુન જ્યાં ઉભો મારગે, સૌ જાશું સન્મુખ ત્યાં લગે;
દેવમુનિ બકદાલભ્ય સાર, જ્યાં ઉભા છે યજ્ઞ તોખાર. ૪૧
સન્મુખ જાવું કુંતાજીએ, અન્યવળી મારી નારીએ;
નાના સ્ત્રી સાથે સંચરો, બકદાલભ્યની પૂજા કરો. ૪૨
વાડવ આદે જે કો વર્ણ, વિપ્રવેદ વાણી આચર્ણ;
કરિવર બેશી કન્યા બહુ, લાજા વૃષ્ટિ વધાવો સહુ. ૪૩
ચિત્ર પતાકા બાંધો આજ, પુરની શોભા કરવા કાજ;
નૃત્ય કરાવે નિજ આંગણે, નાનાકૌતુક સર્વે સુણે. ૪૪
પુષ્પ ઘણાં પથરાવો બા'ર, ચંદન જળ છંટાવો સાર;
રાજપુરૂષ જેવા આદરો, આવે અર્જુન આદર કરો. ૪૫
શ્રીકૃષ્ણે શીખવિયા યથા, નગરલોક સૌ કરતા તથા;
ઋષિકેશ ત્યાં આગળ કર્યા, નગરલોક સર્વે નીસર્યા. ૪૬
આવ્યા પારથ આવ્યા તુરિ, ભાગ્ય ભાગ્ય ભાષા ઉચરી;
વધૂવૃંદ સાથે રૂકિમણી, સુખપાલો શણગારી ઘણી. ૪૭
ઉપા પંથ પળાતાં સાર, આગળ કીધી નાર હજાર;
સત્યભામા સાથે બહુ સખી, અલંકાર ઉત્તમ આલખી. ૪૮

પારિજાતનાં પુષ્પ અપાર, પેર્યાં ચીરજ ક્ષીરાકાર;
કૌસુંભામ્બર શોભી સખી, ચપળ ચીર ચળકે કંચુકી. ૪૯
જાંબવતી જાતાં હિત ધરી, સાથે બહુ શોભે સુંદરી;
મુક્તાફળની માળા ધરી, હાવ ભાવશું હર્ખે ભરી. ૫૦
સૌ વનિતાને વસ્ત્ર વિશાળ, કાળીકંચુકી વર્ણુ તમાલ;
માર્ગમાં સુંદરીઓ સહુ, યૂથ સજીને જાતી બહુ. ૫૧
પરસ્પર સંઘર્ષણ થાય, સ્તન કુંકુમ પૃથ્વી પથરાય;
ત્રુટે મુક્તા ફળના હાર, શ્રમ જળની માર્ગમાં ધાર. ૫૨
આપે હાથોહાથ કપૂર, માર્ગમાં પડતાં તે ચુર;
હસ્તિની ઉત્તમ દેવકી તણી, માત યશોદા ને હાથણી. ૫૩
માતે કુંજર કુંતિ માત, પાંડવપતિ ને સન્મુખ જાત;
છત્ર ધર્યાં શીર ઉપર સાર, ઝળકે ચમર તણા ચળકાર. ૫૪
માર્ગે જાતી હરખે ભરી, અર્જુન જોવા ઈચ્છા ધરી;
મોટા મહાજન પુઠ પળાય, આવ્યા અર્જુન સેના માંય. ૫૫
સરખી પૃથ્વી સુંદર કરી, એણી રીતે ઉભા શ્રીહરિ;
આગળ ઉભા બ્રાહ્મણ બહુ, વેદ ધ્વનિ ઉચરતા સહુ. ૫૬
દ્વિજપતિ આગળથી ધસે, દધી દૂર્વાક્ષત ઉલ્લસે;
હેઠળ હેમની થાળી ધરે, કપૂરની આરતીઓ કરે. ૫૭
ગોરૂચંદન કુંકુમ ધરી, ચંદન થાળ કપૂરે ભરી;
કૌસંભવસ્ત્ર વિકાસિત અંગ, સૂક્ષ્મ દેહ મુકુટ નવરંગ. ૫૮
ચંચળ મુક્તાફળના હાર, વેશ્યાએ સાર્યા શણગાર;
મહાજનની આગળ નાચતી, હાવભાવ રંગે રાચતી. ૫૯
પ્રેમ તાલની લોચન દૃષ્ટ, યુવા પુરૂષનાં મન આકર્ષ;
હાવ ભાવ ને તાલે કરી, નૃત્ય કરી સંતોષ્યા હરિ. ૬૦,
ઇતિ ભારત અશ્વમેધ મોઝાર, બાસઠમો અધ્યા' નિર્ધાર;
રત્ન કે' યત્ને કરી કર્યો, એકસઠ શ્લોકે વિસ્તર્યો. ૬૧

## અધ્યાય ૬૩ મો રાગ કેદારો.

ભૂપ મળ્યા પારથ વળ્યા, બહુ કાળે ટોળે મળ્યા;
કૃષ્ણજી અર્જુન મહા જનમાં ભળ્યાએ. ૧
અર્જુન હયથી ઉતરી, સેન તણી રચના કરી;
આગળ કર્યા યજ્ઞ તણા તુરિએ. ૨

ઢાળ.

યશતુરિ આગળ કરી, ચાલ્યા ભૂપતિ સોય;
સુખપાલે બેઠા બકદાલ્ભ્ય, મહાજન સર્વે જોય. ૩
વાહન તજી ભૂપાળ સકળ, પગપાળા હરિ પ્રત્યે જાય;
પાર્થે દળ દીઠું લય પામ્યું, જાદવના દળ માંય. ૪
ધર્મ રાયને કાજે શ્રી હરિ, સેના રૂપ છવાયા;
અર્જુન આગમ જાણી સુંદર, રૂપ કરી હરિ ગાયા. ૫
રચના દેખી બીજા રાજા, બોલ્યા અન્યો અન્ય;
પાર્થે સાથે દીઠા આપણે, દેશ અનેરાં ધન. ૬
તે તે દેશ તણાં ધન દેખી, સંતોખાયાં મન;
ધર્મ રાયના નગરથકી, અધિકો નવ દિસે અન્ય. ૭
સઘળા દેશ તણા વૈભવને, નિંદે નૃગર હેતુ;
જેમાં અશ્વ અનુપમ દિસે, ઐરાવત સમેત. ૮
માથે મુકુટ મનોહર શોભે, મણિમય કંબલ ધારી;
ધારા પંચવડે પરવરતા, પવનવેગ અધિકારી. ૯
ઉચ્ચૈઃશ્રવા જીતી યશ પામે, એવા અશ્વ અનુપ;
શી શોભા કહીએ જ્યાં ઉભા, પોતે ત્રિભુવન ભૂપ. ૧૦
સકળ વસ્ત વ્યાપી શોભા, નિજ તેજે કરી આપ;
તે પાર્થની પાસે ઉભા, પરમેશ્વર ધરી ચાપ. ૧૧
કન્યાના કરમાંથી મુક્તા વરસે, મિશ્રિત રત્ન;
અર્જુન આગમ ભૂપતિ કંઠે, હાર જણાતા યત્ન. ૧૨
ભીમાદિક ભૂપાળ તણે, શીર ચમર વિરાજે એવા;
અધ ઉર્ધ્વ શીર ઉપર શોભે, સૂર્યના કિરણ જેવા. ૧૩
જુઓ ઋષીશ્વર ઉર્ધ્વરેતા, એવાં વૃંદ પ્રકાશ;
પ્રાર્થવા અસિપત્ર વ્રત તે, રાય યુધિષ્ઠિર પાસ. ૧૪
ધૂપ તણે ધુમ્રે કરી જો જો, ગગન થયું છે સ્થૂળ;
નારાયણની ઉપર જાણે, છત્ર ધર્યું અનુકૂળ. ૧૫
જો આ સુંદર સેના ચાલી, ધર્મ રાયને ઘેર;
મોટા વીર સહિત શ્રી કૃષ્ણે, રાખી રૂડી પેર. ૧૬
એવું ઉચરતો તે રાજા, પુરૂષોત્તમને પામી;
એવે પાર્થ મળ્યા મહાજનને, ઉચરતા શીર નામી. ૧૭

આંધારી કુંતિ ને દેવકી, વિદુર તથા ધૃતરાષ્ટ્ર;
એ સૌને ઓળખાવ્યા રાજા, ધનંજયે કરી સ્પષ્ટ. ૧૮
આ જૂઓ મહારાજા મોટો, ચંદ્રહાસ મન ભાવ્યો;
વિષયાવર મહા વિષ્ણુભક્ત છે, કૃપા કરીને આવ્યો. ૧૯
આતો વીરવર્મા મહારાજા, શૂર કરે સંગ્રામ;
આગળ રહી ધૃતરાષ્ટ્ર રાજા, તમને કરે પ્રણામ. ૨૦
મયૂરધ્વજ પાગે લાગે, તમને ધૃતરાષ્ટ્ર નરવીર;
હરિએ ભેદ પમાડયો તોહે, ભેદે ન પામ્યો ધીર. ૨૧
આ નૃપને માનો મહારાજા, મહામતિ અતિ બળવંત;
તુજ પદ પંકજ સેવારસ, વસશે જે આવ્યો સંત. ૨૨
એના રવિ રૂપી પ્રતાપે, રિપુમુખ કમળ કહેવાય;
સત્વર કરથી દળ વર્જિત તે, દિવસે પણ કુમળાય. ૨૩
જે ભોગીપતિ ભુવનમાંથી, સજ્જાનમણિ ને લાવ્યો;
વિષધર ઘર પાતાળે પેસી, પન્નગ જીતી આવ્યો. ૨૪
જે ગંગાના ગહન શાપથી, દાઝ્યા તે અતિધીર;
નવ પલ્લવને કરવા આવ્યો, બભ્રુવાહન વીર. ૨૫
હંસધ્વજને જૂઓ રાજા, પાગે પડે સુવિચારી;
એના પુત્ર પ્રબળ બળધારી, શંકર સેવા સારી. ૨૬
જેણે પોતાનાં શીર આપી, માળા મોદ વધારી;
જેણે રણમાં વીર લડેરા, સંતોષ્યા જયકારી. ૨૭
તે વૃષકેતુ નમે છે તમને, ઉઠાડીને ભેટો;
પાગ પડી પ્રણમે ઉઠાડો, નીલધ્વજને નેટો. ૨૮
જૈમિનિ કે' સાંભળ જનમેજય, ત્યાર પછી તે સર્વે;
ધૃતરાષ્ટ્રે પૂજ્યા મહારાજા, મૂકી મનનો ગર્વ. ૨૯
ત્યાર પછી તે રાય યુધિષ્ઠિર, પ્રણમ્યા સર્વે ભૂપ;
અર્જુન આલિંગને પ્રણમી, ઉભા અનુચર રૂપ. ૩૦
ભીમસેનને વૃદ્ધ વિલોકી, પાર્થ પામ્યા સ્નેહ;
કુંતાજીએ કુંવરને દીઠો, શરતોમર ધારી દેહ. ૩૧
આલિંગન અર્ભકને દીધું, આનંદે કરી રોય;
કર્ણકુંવરનું શીર સુંઘીને, આલિંગી શિશુ સોય. ૩૨
કુંતા કે' વૃષકેતુ તેં તો, સેના સઘળી રાખી;

એ રીતે આનંદી કુંતા, ધર્મભુવનમાં ભાખી. ૩૩
હવે અતઃપર રાય યુધિષ્ઠિર, સઘળા મુનિવર સાથ;
ખેતર કરષણ કરવા ચાલ્યા, વૃષભ ગ્રહીને હાથ. ૩૪
દ્રૌપદી કરમાં ઔષધી ગ્રહીને, દીક્ષિત પંથ પળાય;
કૃષ્ણ પાછળ બીજા રાજા, કૌતુક જોવા જાય. ૩૫
કુંતા દેવકી માત યશોદા, ઉદયો આનંદ પૂર;
રાય યુધિષ્ઠિરને સિંચે જમ, ચંદન મિશ્રિત કપૂર. ૩૬
મંત્ર પાઠને ભણતા બ્રાહ્મણ, મંગળ ગાતી નાર;
ખેડી ખેતર ઈંટ ચણાવી, રાય યુધિષ્ઠિર સાર. ૩૭
મંત્ર સહિત મહારાજા પોતે, ઈંટ ચણી શત ચાર;
[1]ચાર વેદે વિધિવત્ વ્યાસે, ઉપદેશ્યો નિરધાર. ૩૮
બકદાલ્ભ્ય નામે મુની મોટો, વંદે દ્વિપ્ર સમસ્ત;
સુપર્ણ ચિતિકા રાયે કીધી, સર્વે મળીને સ્વસ્થ. ૩૯
ઉદર કર્યું સોનાનું સુંદર, ઈંટ ચણી શત ચાર;
દક્ષિણ પાંખ કરી પક્ષીની, યજ્ઞ તણા કરનાર. ૪૦
ચોંવાલીશ શત ઇંટે કીધી, દક્ષણ વામ શપક્ષ;
એકવીશ શત ઈંટે ઉત્તમ, પૂછ કર્યું પ્રત્યક્ષ. ૪૧
એથી દ્વિતીયા દ્વિગુણી કીધી, સેન સમેરી સાર;
વળી તૃતીયા ઇંટે કીધી, ગરૂડચિતિ વિસ્તાર. ૪૨
એમ ચતુર્થ પંચમ કીધી, શોભા પંચ સુપર્ણ;
મોટા મુનિવર વિંટી બેઠા, ઉત્તમતર આચાર્ણ. ૪૩
મંડપ એક અનુપમ કીધો, અષ્ટદ્વાર સમેત;
કુંડ અષ્ટ ઉત્તમ ત્યાં કીધા, ઉત્તમ ફરકે કેત. ૪૪
ખદિર તણા ખટયૂપ કીધા, સાત સુભગ પાલાશ;
પંચ બિલ્વના વારૂ કીધા, શ્લેષ્માતક પંચ પ્રકાશ. ૪૫
વેદી ત્રણ કીધી તે મધ્યે, શરવા શત સંભાર;
સાઠ સૃચિ વૈકંકતકેરી, સ્થાપિ ત્યાં નિર્ધાર. ૪૬
રક્તવૃષભનું ચર્મ પરમ તે, મુશળ ઉલૂખલ જાણી;
સોમવલ્લિકા સન્મુખ મૂકી, મંડપ હેઠળ આણી. ૪૭

---

૧ ચતુરવાહિની પ્ર. ૧. ૨

મંડપ હેઠળ આણી મૂકયો, નાનાવિધ સામાન;
વસ્તુ સકળ સુંદર ત્યાં શોભે, આનંદ્યો રાજાન. ૪૮
વેદવ્યાસ કીધા આચાર્યજ, બ્રહ્મા બકદાલભ્ય;
તેજોમય સઘળા મુનિ કીધા, ઋત્વિજ સઘળા સભ્ય. ૪૯
વામદેવ વસિષ્ઠને ગૌતમ, અત્રિ પરાશર એવ;
ભારદ્વાજ જમદગ્નિ કહોલ, ભાગુરિ ભૂદેવ. ૫૦
રૈભ સુમંતુ ને વળી, કૌંડિન્ય ગાલવને જાતુકર્ણ;
સૌભરિ લોમશ આદે કીધા, ઋત્વિજ શુભ આચર્ણ. ૫૧
રક્ષા કીધી મંત્ર ભણીને, તાપસ રાક્ષસ હરણી;
રાય યુધિષ્ઠિર મખમાં કીધી, દ્વારપાળની વરણી. ૫૨
વિશ્વામિત્ર પુલસ્ત્યને અરૂણિ, ધૌમ્ય વિભાંડક નામ;
ઉપમન્યુને વાયુભક્ષ મળી, મધુછંદ[1] અભિરામ. ૫૩
દ્વારપાળ કીધા તે મુનિવર, સુંદર યજ્ઞ મોઝાર;
એથી અન્ય વર્યા બહુ વાડવ, અર્ચ્યા આદર સાર. ૫૪
દીક્ષા દિવ્ય ધરી ભૂપાળે, સાહ્યું મૃગનું શૃંગ;
વ્યાસ કહે સુણ રાય યુધિષ્ઠિર, ઉત્તમ અધ્વર અંગ. ૫૫
સિંહાસન મધ્યે જઈ બેઠા, મોટા મોટા રાય;
તે મધ્યેથી ચોસઠ દંપતિ, જળ ભરવાને જાય. ૫૬
ગંગાજળ ભરવાને જાવું, શાસ્ત્ર વિધાને શિષ્ટ;
અત્રિ આપ સપત્ની સાથે, અરૂંધતી ને વસિષ્ઠ. ૫૭
રૂકિમણીને નારાયણ અર્જુન, સાથ સુભદ્રા જાય;
માયાવતી વિનતાની સાથે, પ્રદ્યુમ્ન વીર પળાય. ૫૮
ઉષા અનિરૂદ્ધ સાથે ચાલે, કનક કળશ ગ્રહી હાથ;
હિડિંબા શું ભીમસેન ને, વૃષકેતુ પ્રભદ્રા સાથ. ૫૯
મયૂરધ્વજ લીલાવતી સાથે, નીલધ્વજ ને સુનંદા;
પ્રભાવતી શું યૌવનાશ્વ, જળ ભરવા જાય આનંદા. ૬૦
અનુંશાલ્વ ધર્મિલા સાથે, કનકકળશ લે શીશ;
ગંગાજળ ભરવાને જાવું, એ સર્વે ધરણીશ. ૬૧
જૈમિનિ કે' સાંભળ જનમેજય, વ્યાસવચન મન આણી;
પત્ની સંયુત સઘળા રાજા, ગ્રહેવા જાતા પાણી. ૬૨

---

૧ ચારૂ અશાલ પ્રકાશ પ્ર. ૧. ૨.

જળને જાતાં ઘોર ધૂનિધન, વાજે બહુ વાજીંત્ર;
કુંજર બેઠી કુમારિકા ને, બ્રાહ્મણ પરમપવિત્ર. ૬૩
મુક્તાફળને વરસે વિનતા, વેદધૂનિ સાંભળતી;
ગાયક કેરા ગાન વિષે જઈ, શંખગર્જના મળતી. ૬૪
દંડનીત નાયક નૃપ આગળ, નૃત્યક કરતા નૃત્ય;
નાનાવિધિ શણગાર ધરીને, મહાજન જાતા સત્ય. ૬૫
તે કાળે કુંતાને દેવકી, આગળ કીધા કૃષ્ણ;
કુંતાજીએ કૌતુક કીધું, તે કાળે કહું પ્રશ્ન. ૬૬
રૂકિમણીને નારાયણ કેરા, સુંદર છેડા બંધ;
નારદદેવે કૌતુક દીઠું, સાંભળ નૃપ સંબંધ. ૬૭
સત્યભામાને મંદિર જઈને, નારદ બોલ્યા વાણી;
નારાયણની વા'લી સાંભળી, સત્યભામાં પ્રમાણી. ૬૮
યજ્ઞ તણા આરંભે આવ્યા, મોટા (મોટા) બહુ રાજાન;
પુરૂષોત્તમની પાસ રહીને, રૂકિમણી પામી માન. ૬૯
જળ ભરવાને ચાલી ચતુરા, સાથ શ્રી અવિનાશી;
શીર પર છત્ર વિરાજે ચંચળ, ચળકે ચમર બે પાશી. ૭૦
હરિનું માન સદા નવ પામે, બીજી નારી કોય;
સમર્થ મન્મથ કેરી માતા, અનિરૂદ્ધ પૌત્રજ સોય. ૭૧
એના મંદિરમાં તું રહી છે, કેટલુંએક હિત દેખી;
મુખદાક્ષિ નવ આવી હરિને, તુજને પાસે પેખી. ૭૨
સત્યભામા કે' સાંભળો સાચું, નારદ મહા મુનિરાજ;
તેને પાસે રહ્યા છે હરિ, કે' મારી પાસે આજ. ૭૩
મારી પાસ સદા રહે શ્રીહરિ, નિરખો નારદદેવ;
જૈમિનિ કે' સાંભળ રાજા, જનમેજય અશ્વમેવ. ૭૪
નારદ ઋષિએ શ્રીહરિ દીઠા, સત્ય હૃદય મોઝાર;
નારદ કે' તમો શ્રીહરિ દીઠા, સભા વિષે નિરધાર. ૭૫
સત્યા સહિત દેખી તમને, અમને વિસ્મય થાય;
યજ્ઞ વિષે બેઠા છે યાદવ, જ્યાં યુધિષ્ઠિર રાય. ૭૬
સત્યા સંગ ગ્રહીને યજ્ઞે, જોયા દેવાધિદેવ;
એ મંદિરમાંથી નીસરતા, દીઠા મુનિએ એવ. ૭૭

નારદમુનિ અન્યસ્થળ આવ્યા, જાંબવતીને ઘેર;
તેના મંદિર માંય પ્રવેશી, ઉચરીઆ એ પેર. ૭૮
અરે માત ક્યાં ઘેર રહી છે, ન આવી નૃપને ધામ;
યાદવરાય પધારે પોતે, જ્યાં જાન્હવી જળને કામ. ૭૯
રૂકિમણી સત્યભામા સ્ત્રીને, સાથે લેશે નાથ;
જાંબવતી નારદ શું બોલ્યાં, જોડી જુગમ હાથ. ૮૦
કેશવની કામનીઓ સઘળી, સાથે રહે નિરધાર;
જે માનુનીને મૂકે માધવ, તે નવ જીવે નાર. ૮૧
જૈમિનિ કહે સાંભળ જનમેજય, માધવજીની માયા;
નારદમુનિએ ત્યાં હરિ દીઠા, પાસ અકેકી જાયા. ૮૨
વસ્ત્ર તણા છેડી બાંધીને, ભમતા ગોપી એહ;
સઘળાં મંદિર શ્રીહરિ સંયુત, દીઠાં મુનિએ તેહ. ૮૩
પુનરપિ નારદદેવ પધાર્યા, પાંડવ મંડપમાંય;
ઋત્વિજમાં રહી શ્રી હરિ કેરૂં, સ્તવન કરતા ત્યાંય. ૮૪
વસિષ્ઠ સાથે સર્વે રાજા, ગંગાને તટ આવ્યા;
કૃષ્ણ સહિત આનંદ અનુપમ, મુનિવરને મન ભાવ્યા. ૮૫
વ્યાસજીએ જળમંત્રી પૂજી, જળદેવી નિર્ધાર;
કળશ એક પૂરી આપ્યો, અનસુયાને પાણ. ૮૬
કંચનકળશ જળે કરી પૂરણ, અરૂંધતીજી ઝાલે;
આત્મજ્ઞાની મુનિવર આગળ, શીશ ધરીને ચાલે. ૮૭
ગંગાતીરે અરૂંધતી ઈતિ, કનકકળશ શીર ધારી;
રૂકિમણીજી પોતે પય લાવે, મારગ મંગળકારી. ૮૮
વસિષ્ઠવનિતા વચન ઉચરે, રૂકિમણી પ્રત્યે જોતાં;
રૂકિમણી રાણી તમો, પુષ્પ(ના) ભાર–દુઃખાતાં. ૮૯
તે તમને આપ્યો કંચનનો, કુંભ ન લાગે ભાર;
અરૂંધતીનું વચન સુણીને, કહે સુભદ્રા સાર. ૯૦
અહો આ તે રાણી રૂકિમણી, ભાર તણાં સે'નાર;
ગોવર્ધનગિરિ જેણે ધાર્યો, ઉદર વિષે સંસાર. ૯૧
રાત દિવસ તે નારાયણને, રૂકિમણી હૃદયે રાખો
પતિવ્રતાનો ધર્મ અનુપમ, રૂકિમણીદેવી દાખે. ૯૨

રૂકિમણી કે' મારૂં વ્રત નિર્મી, સદા સુભદ્રા નારી;
ધરે ધનંજયને ઉર ઉપર, શીતળતા અધિકારી. ૯૩
જૈમિનિ કે' એમ કહી સુંદરીએ, સા'યા કળશ અપાર;
નિજ નિજ શીર લીધા જયહાં, મુક્તા પુષ્પ તણા શણગાર.૯૪
સભરતાર સુંદરીઓ આવી, યજ્ઞ-મંડપ જ્યાંય;
શંખ મૃદંગ પટહ બહુ વાજે, વાજાં મંડપ માંય. ૯૫
વીણુ ભેર ભલા તંબુરા, કરણાટે રણુકાર;
ત્યાં આણીને પાવન જળશું, પાયો તેહ તોખાર. ૯૬
ધર્મરાય ને દ્રૌપદી પ્રેમે, પૂજ્યો તે વાજી સોય;
યજ્ઞયૂપશું તાણી બાંધ્યો, બીજા રાજા જોય. ૯૭
ઇતિ ભારત અશ્વમેધમાં, ત્રેંસઠમો અધ્યાય;
જે અધ્યા'માં ગંગાજળના, આગળનો મહિમાય. ૯૮
શ્લોક થયા જે અધ્યા' મધ્યે, સત્તાણું નિર્ધાર;
રત્ન કહે યત્નેકરી કીધાં, નવાણું પદ સાર. ૯૯

### અધ્યાય ૬૪ મો. રાગ રામગ્રી.

જૈમિનિ બોલ્યા સુણુ ભૂપાળજી, યજ્ઞ પ્રવર્તો તેણે કાળજી;
મંત્રે મંત્ર્યું તે જળ પર્મજી, જે જળે નાહ્યા રાજા ધર્મજી. ૧
ભીમ અર્જુન ને સુંદર શ્યામજી, સર્વે મળીને કરતા કામજી;

ઢાળ.

કામ કરતા ભીમ અર્જુન, સ્વયં શ્રીભગવાન;
પાદ પ્રક્ષાલન કર્યાં, મુનિ સર્વનાં રાજાન. ૨
યથા સ્થાનક સ્થાપતા, મુનિ સર્વને પરમેશ;
વસ્ત્ર પેરી વિવિધ બેઠા, અખિલ ઉત્તમ દેશ. ૩
ચંદને ચર્ચ્યાં તનુ, ધરી અલંકાર અપાર;
હેમમાળા હાર બહુ, તાંબૂલ-બીડી સાર. ૪
સ્તવે પાંડવ કૃષ્ણ કાંચનઃ-,પીઠ બેઠા મુન્ય;
આવીએ આવીએ એવી, મંડપમાં અતિ ધુન્ય. ૫
યુધિષ્ઠિરના યજ્ઞ મધ્યે, મળ્યા વિપ્ર અપાર;
રત્ન કાંચન વસન સુંદર, દાન દે દાતાર. ૬
ગજ અશ્વરથનાં દાન ધેનુ, સહસ્ર ચંદન દાન;

છત્ર ચામરદાસ દાસી, ભૂમિદાન મહાન. ૭
અન્ન યાચકને સમર્પ્યાં, સદન ધન સસ્નેહ;
જેને જે વલ્લભ હતું, તેને આપ્યું તેહ. ૮
યુધિષ્ઠિરે ત્યાં સ્નાન કીધું, યજ્ઞ દીક્ષા લીધ;
કનક સ્તંભની પાસ આવી, અશ્વ સન્મુખ કીધ. ૯
પછે યશી અગ્ર ભણે, ભૂસુર ભણે વારંવાર;
હે અશ્વ! તુજને સ્વર્ગલોકે, ગતિ હો નિર્ધાર. ૧૦
યુધિષ્ઠિરનું વચન સુણીને, અશ્વ ધૂણે શીશ;
વક્રવદન વિલોક્યું જે, પાસે છે જગદીશ. ૧૧
નકુળ નૃપને જણાવ્યો, હયે આપણો અભિપ્રાય;
તે કહ્યો નકુળે યુધિષ્ઠિરને, અભિપ્રાયનો ઉપાય. ૧૨
મહારાજ વાજી એમ કહે છે, હું ન જાઉં તે ઠામ;
અન્ય યજ્ઞે થાય હય, સ્વર્ગગતિ સુરધામ. ૧૩
શ્રીકૃષ્ણ ત્યાં નવ હોય માટે, સ્વર્ગ પામે સોય;
અનીશ્વર તેણે કરીને, પરમ ગતિ ત્યાં હોય. ૧૪
આ યજ્ઞ મધ્યે પામવા, શ્રીકૃષ્ણ પ્રાપ્તિ એક;
હું કૃષ્ણ મુખમાં પ્રવેશું તે, જૂઓ યાજ્ઞિક લોક. ૧૫
નકુળ કહે હે નરાધિપ, એ અશ્વ કહે છે એમ;
પછે આણ્યો મંત્રમય, હય યૂપ પાસે ક્ષેમ. ૧૬
સકળ શ્રીજન મળી માધવ, ધર્મ આણ્યા ત્યાંય;
નકુળવાણી સુણી ભૂપે, અશ્વ બાંધ્યો જ્યાંય. ૧૭
કૃષ્ણ સંયુત દ્વિજે મંત્રી, અશ્વ બાંધ્યો યૂપ;
એવે બોલ્યા ધૌમ્ય સાંભળ, ભીમ ભડ મહાભૂપ. ૧૮
ત્યાર સુધી તમો રહો, કર ખડ્ગ ધારી આજ;
જ્યાર સુધી કરૂં હું, હય પરીક્ષા મહારાજ. ૧૯
પછે ધૌમ્યે અશ્વનો, વર વામ પીડયો કાન;
તત્કાળ ત્યાંથી ક્ષીરધારા, નીસરી રાજાન. ૨૦
રૂધિરનો નહિ સ્પર્શ વિસ્મય, થયા સહુ ધરણીશ;
ધૌમ્ય કહે હે ભીમ છેદો, હવે હયનું શીશ. ૨૧
જેમ પ્રીતિ પામે જનાર્દન, અવિનાશી પુરૂષપુરાણ;
હયશીશ ભીમે સદ્ય છેદું, થતે નાદ નિશાણ. ૨૨

તે ઉર્ધ્વ રૂપે શીશ ઉડચું, સૂર્યબિંબ પ્રવેશ;
પછે શુદ્ધ જાણી હૃદે હયનું, વિદાર્યું ઋષિકેશ. ૨૩
દુગ્ધધારા નીસરી, તે નિર્ખી બોલ્યા બુધ;
પૂર્વે અમો નથી દીઠો, અશ્વ એવો શુદ્ધ. ૨૪
હે યુધિષ્ઠિર! મહાભાગ્ય તારૂં, સફળ યજ્ઞ વિધાન;
જે સમે મુનિ એમ ઉચરે, તે સમે તે રાજાન. ૨૫
પછે અશ્વની કાયાથકી, મહા તેજ પ્રકટયું જેહ;
વસુદેવનંદન-વદન મધ્યે, સઘ પેઠું તેહ. ૨૬
પછે હયકાયા પડી, કર્પૂરનો અંબાર;
જાણે સદાશિવના ગાત્રથી, ચ્યૂતી વિભૂતિ સાર. ૨૭
કર્પૂર નિર્ખી મુનીશ્વર, આશ્ચર્ય પામ્યા ઉર;
હવન કેરા કુંડમાં, હોમતા બહુ કપૂર. ૨૮
આ રહ્યો રાજા સપત્ની, ભગવાન યજ્ઞ નિર્વાસ;
કર્પૂરનો શરવો ભરી, એમ ઉચર્યો શ્રીવ્યાસ. ૨૯
હે ઈંદ્ર! આહુતિ ગ્રહો, કર્પૂર કેરી સાર;
કળિયુગમાં થશે દુર્લભ, યજ્ઞ એહ પ્રકાર. ૩૦
એવે ઇંદ્ર આવ્યા સ્વદેહે, મુનિ પ્રત્ય બોલ્યા વાણ;
આપો આહુતિ અગ્નિમુખે, વ્યાસ મુનિ પ્રમાણ. ૩૧
પછે વ્યાસે અનુક્રમે, ઇંદ્રાદિ તરપ્યા દેવ;
ઘનસાર હોમે હુતાશનમાં, નિર્ખતાં સુર એવ. ૩૨
તે વનથી ત્રિલોક સઘળું, ચરાચર પ્રસન્ન;
તે હોમધુમ્ર પવિત્ર પોતે, યુધિષ્ઠિર રાજન ૩૩
સકળ પૃથ્વી પવિત્ર થઈ, પ્રસન્ન હરિ મહાભાગ્ય;
ભૂપ ભેટી ભીમને કે', ક્રતુ અદૃષ્ટે હે ભાગ્ય. ૩૪
શ્રીકૃષ્ણ કે' હવે યજ્ઞ અંતે, કરો અવભૃથસ્નાન;
કહે જૈમિનિ સાંભળજો, હે જનમેજય રાજાન. ૩૫
સઘળા ઋષિ શ્રીકૃષ્ણ મળીને, નવરાવે નરનાથ;
સહિત દ્રોપદી ભીમ આદે, ભૂપ સઘળા સાથ. ૩૬
સોમપાન પાયું સર્વને, પુરોડાશનું પ્રાશન;
આશિકા આપી સર્વને, પ્રસન્ન ઋષિરાજન. ૩૭
જય શબ્દ બંદિ ઉચરે, વાજીંત્રના નિર્ઘોષ;

ગાન કરતા ગાયકા, કૃત યુધિષ્ઠિર સંતોષ. ૩૮

પછે દેવકીમુખ્ય નાર નરને, નિરાજન ત્યાં કીધ;

વધૂ સહિત કુંતા મુદિત મન, સુત તણું મહાસુખ લીધ. ૩૯

પૂર્ણાહુતિ કરી રાજા, આસને ઉપવેશ;

યુધિષ્ઠિર શણગાર ધરી, હરિ સમીપે પ્રવેશ. ૪૦

વ્યાસને ક્ષિતિદાન દીધું, યુધિષ્ઠિર ગત ગર્વ;

તે દ્રવ્ય વ્યાસે દીન દ્વિજને, સમર્પ્યું તે સર્વ. ૪૧

રત્નનો ગિરિ શિખરસ્થ સુંદર, કનકનો વૃષ જેહ;

બકદાલ્ભ્ય મુનિને યુધિષ્ઠિરે, ત્યાં સમર્પ્યા તેહ. ૪૨

રથ એક ને ગજ એક ને, દશ અશ્વ સોનુ ભાર;

શત ધેનુ સોને શણગારીને, પ્રત્યેક મોતી સાર. ૪૩

એક એક ઋષિને ચાર સેવક, કાર્ય કરવા દીધ;

એમ દ્વારપાળક તથા, ઋત્વિજ તણી પૂજા કીધ. ૪૪

ત્રીશ અર્ધ તેનું અર્ધ, ઈચ્છા દાન દીધ અપાર;

પછે બીજા ભૂપને, પેરામણી કૃત સાર. ૪૫

તુરંગ એક હજાર ને, શત એક હાથી હાર;

કનકનાં આભરણ પેરણ, કોટિ સંખ્યા સાર. ૪૬

નૃપ એકની પછે એક, પૂજા કરી રાજા ધર્મ;

દ્વિગુણ ધનશું કરી યાદવ, તણી પૂજા પર્મ. ૪૭

નાર રૂક્મિણી આદિને, આભરણ આપ્યાં સાર;

શ્રીકૃષ્ણજી આસને અર્ચ્યા, વિવિધ ભૂષણ ભાર. ૪૮

યજ્ઞ કેરૂં પુણ્ય આપ્યું, કૃષ્ણના કર માંય;

વાજીત્રના નિર્ઘોષ વર્તે, પુષ્પ-વૃષ્ટિ ત્યાંય. ૪૯

પાંડવે પૂજા કરી બહુ, ભૂપની મહાભાગ્ય;

સંતોષ પામ્યું સર્વકો, કૃષ્ણે કરાવ્યો યાગ. ૫૦

યજ્ઞનું કરવું સુણી, નર પાપથી મૂકાય;

શ્રદ્ધા ધરી જે સાંભળે, નર નાર પાવન થાય. ૫૧

ઈતિશ્રી મહાભારતે, અશ્વમેધનો મહિમાય;

યુધિષ્ઠિર અભિષેકનો, ચોસઠમો અધ્યાય. ૫૨

જે અધ્યા' વિષે સુંદર, શ્લોક છે બાવન;

રત્ન કે' યત્ને કર્યાં, પદ પૂર્ણ પંચાવન. ૫૩

## અધ્યાય ૬૫ મો રાગ ગોડી.

જૈમિનિ કે સાંભળ ભૂપાળ, યજ્ઞ તણે અંતે તત્કાળ;
ભીમસેને પ્રાર્થના કરી, મુનિજન રાજ નામે શ્રીહરિ. ૧
નાનાવિધિના કીધા પાક, સૌ જમાડયા સુંદર શાક;
જનમેજય પૂછેછે ફરી, જૈમિનિ ભાખો પ્રકટ કરી. ૨
બ્રાહ્મણ કેમ જમાડયા સહુ, કૃષ્ણ પ્રમુખ પૃથ્વી પતિ બહુ;
નાના જન ને નાના શિશુ, ભીમે ભોજન કીધું કશું. ૩
મુજને કૌતુક પ્રકટે ઘણું, વચન સુણી તારા મુખ તણું;
જૈમિનિ કહે સાંભળ રાજન, ભીમે કીધાં જે જે ભોજન. ૪
મંડપની મહી સોના તણી, રત્ન તણી ત્યાં રચના ઘણી;
ચંદન કાષ્ટ કર્યા પાટલા, ઉપર રાતા કંબલ ભલા. ૫
રત્ન તણા કંબલ પાથર્યા, ચંદન થાળી સાથે જડયા;
એક એક દ્વિજ પ્રત્યે થાળિકા, રત્ન દીપક બે દીપાલિકા. ૬
ચંદરવા બાંધ્યા દૃઢ કરી, પુષ્પ તણી ત્યાં જાળી ભરી;
ધૂપ કર્યો કૃષ્ણગરૂ તણો, તે મંડપ વાસતો ઘણો. ૭
કીધું સાર સુગંધી તોય, તેણે પાત્ર પખાળ્યાં સોય;
એક એક આસન અંબુ ભર્યું, કંચન રત્ન કમંડળુ ધર્યું. ૮
ભીમે એવાં ભોજન માંય, સરસ્યું પાયસ પીરસ્યું ત્યાંય;
કો દ્વિજ ક્ષીર વીલોકી અશી, જાણે અખંડ મંડળ શશિ. ૯
ઓદન ઉષ્ણ અનુપમ અશો, જાતિ કુસુમ કળિયો જશો;
કનક કચોલે વ્યંજન ભર્યાં, નાના વર્ણે વારૂ કર્યાં ૧૦
મેરૂશિખર પ્રતિબિંબ્યો રવિ, શાક તણી શોભા એહવી;
અન્ન બ્રહ્મ એમ બોલે વેદ, ભીમે તેહ જણાવ્યો ભેદ. ૧૧
મુનિનાં મન લય પામ્યાં તથા, સકળ પાકમાં સાકર યથા;
કોએક વિપ્રે દીઠા અપૂપ, બીજાને તે પૂછે રૂપ. ૧૨
બીજે વિપ્રે વાણી કહી, ચંદ્ર તણું એ વિકલ સહી;
શત પ્રકારે પૃથ્વી પડયું, મહીભાગે જમતામાં જડયું ૧૩

### દેશી ફેર.

એમ કહે બ્રહ્મ તે સમે, ફેણિકા આણ્યું અન્ન;
નિજ થાળિકામાં નિહાળી, દ્વિજ થયો વિસ્મય મન. ૧૪

યુધિષ્ઠિરના યજ્ઞ વિષે, શતપત્ર સંભવ એહ;
વાયુ ભકતજ પ્રકટચો, એમાં નહિ સંદેહ. ૧૫
દંત ઉલૂખલ મોદકાને, નિહાળી કહે કોય;
ઉદુંબર ફળ આહાં કયાહાં, વન વિષે ધરવે સોય. ૧૬
કોઇ દ્વિજ કુંવર કહેતો, કડા પુષ્પ સમાન;
ફળને કહે અગથિયાનાં, પુષ્પ એ રાજાન. ૧૭

ચોપાઇ.

વડુ વિલોકી કાંચન કાંત, કોઈ બ્રાહ્મણ બોલ્યો અભ્રાંત;
મુજ આગળ આજો વક, સૂરજના રથ કેરૂં ચક. ૧૮
એ વિધિ થાક્યનો સંદેહ, ભોજન દેખી પામ્યા મોહ;
ઘૃત સાકર દધી પયને અન્ન, દ્વિજનાં મન પામ્યાં પ્રસન્ન. ૧૯
કો દ્વિજ દ્રાક્ષારસનું પાન, કોઇ લોક આંબારસ રાજાન;
કદલી ફળ ઘૃતમાં મેળવ્યું, શ્વેત શર્કરામાં ભેળવ્યું. ૨૦
ત્વચા રહિત મહા સ્વાદે ભર્યું. મુનિને શિષ્યે મુખમાં ધર્યું;
ખાઉ વેડી મુખમાં ધરે, એ વિધ કદલી ભક્ષણ કરે. ૨૧
બીજે બ્રાહ્મણ ક્ષત્રી આદ, સર્વ જમાડયા સુંદર સ્વાદ;
શુદ્ધાચમન કીધાં સહુ કોય, દિવ્ય ચંદન ચર્ચ્યાં સોય. ૨૨
તાંબૂળ બીડી ઘનસાર, નિરખી વિસ્મય વિપ્રકુમાર;
સૂકાં પત્ર કરીને ચૂર્ણ, વનમાં ભક્ષણ કરતા પૂર્ણ. ૨૩
તે તાંબૂળે રસજ બહુ, ધર્મકુમારે કીધા સહુ;
જૈમિનિ કહે સાંભળ રાજન, દ્વિજ ક્ષત્રીયુત કુંતીતન. ૨૪
યજ્ઞ કરીને બેઠા સુખે, કૃષ્ણ સમીપે પાંડવ વિખે;
એવે બ્રાહ્મણ બે આવિયા, ન્યાય તણો નિર્ણય લાવિયા. ૨૫
ધર્મરાયને સન્મુખ રહી, સભા વિષે એમ વાણી કહી;
રાજા વાદ અમારો એક, તેહને છેદો કરી વિવેક. ૨૬
કહે યુધિષ્ઠિર મધુરી ધ્વનિ, બકદાલ્ભ્ય સરખા જ્યાં મુનિ;
અત્રિ આદે સભાસદ તથા, વાદ તણી ત્યાં કેવી કથા. ૨૭
કારણ હોય તમારૂં જેહ, પૃથક્ પૃથક્ કરી ભાખો તેહ;
વિપ્ર કહે તે પૃથ્વી નાથ, એણે વિપ્રે મારે હાથ. ૨૮
વેચી ખેતર આપ્યું એક, તે મેં ખેડયું કરી વિવેક;

ત્યાંથી ધન લાધ્યું છે ઘણું, તે ખેતરના સ્વામી તણું. ૨૯
ખેતરમાં ઉપજે જે અન્ન, તે મારૂં પણ શાનું ધન;
એ પીડે છે તનુ માહરૂં, કે' છે લાધ્યું તને તાહરૂં. ૩૦
કહે યુધિષ્ઠિર સાંભળ રૂખી, શીદ કરે છે દ્વિજને દુઃખી;
તું પાછું લે ધન ત્યાં થકી, ખેતર સાથે આપ્યું નથી. ૩૧
વિપ્ર કહે સાંભળજો તમો, એને ખેતર સમર્પ્યું અમો;
ત્યારે પરઠ્યું છે પાધરૂં, જે પ્રકટે તે સૌ તાહરૂં. ૩૨
એમ સુણીને હસતા હરિ, વિપ્ર પ્રત્યે વાણી ઉચરી;
તમો પરસ્પર શાને દમો, ત્રણ માસ લગી ધીરજ ખમો. ૩૩
એમ સુણી રિજ્યા દ્વિજ ચિત્ત, રાજાને ઘેર મોકલ્યું વિત્ત;
ગયા ઘેર છાંડી ઉચ્ચાટ, તે દિવસની જોતા વાટ. ૩૪
કહે ધર્મ માધવ સાંભળો, 'મુજને સંદે' છે એટલો;
અધુના નિર્ણય કીધો નહિ, સર્વ સભા આંહાં બેઠે સહી. ૩૫
વિસ્મય પામી પૂછ્યું પ્રશ્ન, એમ સુણીને બોલ્યા કૃષ્ણ;
ઋષિ નિશ્ચિંત બેઠા પાસ, નિશ્ચે વાદ કર્યાનો નાશ. ૩૬
આજ થકી ત્યાં ત્રીજે માસ, કળિયુગ થાશે ધર્મ વિનાશ;
ધનને અર્થે વઢતા તેહ, રાજદ્વારે આવશે બેહુ. ૩૭
મુષ્ટિએ મુષ્ટિનો બહુ માર, કેશે કેશ ને નખનો પ્રહાર;
કળિકાળના મોહ્યા થશે, પાછા તુજ પાસે આવશે. ૩૮
એ દ્વિજને બે ભાગે ધન, તું વેહેંચી આપીશ રાજન;
કળિયુગના બ્રાહ્મણ સુણ ધર્મ, અતિ આચાર વિવર્જિત કર્મ. ૩૯
રાજા ધર્મ રહિત હીંડશે, સકળ પ્રજાને તે પીડશે;
અધર્મે વલ્લભ થાશે લોક, ધર્મ દ્વેષી મત્સરી શોક. ૪૦
ઘૂત મદમાં ઉદ્યમ હશે, પરદુઃખ દેખી સુખિયા થશે;
દેવકામ કરવા આળસુ, શ્રાદ્ધ, સ્ત્રીનું પોષણ કર્યું. ૪૧
દ્વિજને અર્થે સૂક્ષ્મ ધન્ય, આપીને અતિ શોચે મન;
એ લક્ષણ કળિના નરતણું, ગણિકા દેખી હરખે ઘણું. ૪૨
કો ધન આપે અઘ સાધતા, ધૂર્તાદિક વ્યસને બાધતા;
જીર્ણ વસ્ત્ર જનનીને મૂળ, વેશ્યાને આપે પટકૂળ. ૪૩
પુષ્પ ઘણાં કંટક આકાર, ધંતુરાદિક ત્યાં કલ્હાર;

શિવને મંદિર પૂજા કરે, સારાં પુષ્પ સ્વયં સંહરે. ૪૪
ચંપક ચંદન ને કપૂર, કમળકળી ફુલ્યાં તે ઉર;
જૈમિનિ કે' શ્રીકૃષ્ણે કહ્યાં. કળિનાં લક્ષણ જેવાં લહ્યાં. ૪૫
અધ્વર અંતે પાંડવ હરિ, યુદ્ધકથા વિસ્તારી ફરી;
સંભાર્યું અર્જુન રણ તેહ, સુત સંધાતે કીધું જેહ. ૪૬
બભ્રુવાહનનું સુણ્યું કર્મ, વિસ્મય પામ્યા રાજા ધર્મ;
બકદાલ્ભ્ય મુનિ બેઠા પાસ, તેશું કીધું વચન પ્રકાશ. ૪૭
એવું યુદ્ધ વર્ત્યું પૂર્વે, મુને વિસ્તારી કહો હવે;
ભૂરિ ભયાનક રણમાં ચઢ્યા, પુત્ર પિતા કો' એ વિધ વઢ્યા. ૪૮
બકદાલ્ભ્ય કે સાંભળ રાય, એમાં વિસ્મય શાનો થાય;
કુશ ને રામ વઢ્યા એ રીત, ત્રણ લોક મોહ્યા મનભીત. ૪૯
તે હું તુજને કહીશ પ્રકાશ, જેથી પાતક થાશે નાશ;
જૈગિનિ કે' સાંભળ નૃપ સહી, ધર્મ સમીપે મુનિએ કહી. ૫૦
યજ્ઞ તણે અંતે સર્વથા, બકદાલ્ભ્ય મુનિ બોલ્યા તથા;
તે તુજને ભાખીશ હું ફરી, કથા રૂપ અમૃત ઉચરી. ૫૧
ઇતિ ભારત મધ્યેસાર, અશ્વમેધના પર્વમોઝાર;
પાંસઠમો અધ્યાય પાવન, શ્લોક થયા જ્યાં પંચાવન. ૫૨
રત્ન કહે યત્ને કરી કર્યા, યથા બુદ્ધિમાને વિસ્તર્યા;
ગાયસુણે ભારતની કથા, જન્મમર્ણની ભાગે વ્યથા. ૫૩

## અધ્યાય ૬૬ મો રાગ ધનાશ્રી.

જૈગિનિ કહે રાયજી, સાંભળો યજ્ઞ સમાપ્તિ સારરે;
યાદવ-યદુપતિ ભૂપતિ, સહુ પૂજ્યા ધર્મકુમાર, હરિગુણગાઈએજી. ૧
યાદવ સર્વ ગયા ફરી, પુરી દ્વારામતી શુભ ગામરે;
શ્રીહરિએ પછે ભૂપતિ, મોકલ્યા નિજ નિજ ગામ. " ૨
આપ આપણે નગરે ગયા, ભૂપાળ મહા સુખ રૂપરે;
હરખ્યૂ ધરે હસ્તિનાપુર નર, જ્યાં ધર્મ સરીખા ભૂપ. " ૩
એ તમને મેં ઉચર્યું, અશ્વમેધ પર્વ વિસ્તારરે;
સાંભળ ફળ સુણ્યા તણું, ફળ મંગળ ત્યાં નિર્ધાર. " ૪
સુરભી એક સહસ્ત્ર અનુપમ, આપે જે ફળ હોયરે;

તે ફળ પામે સાંભળે, અશ્વમેધજ સોય. " ૫
ગૌરી કન્યા જે વરે, ને નીલોદ્વાહ વિચારરે;
એક અધ્યા' અશ્વમેધનો, સુણતાં મહા સુખકાર. " ૬
યૌવનાશ્વ રાજા, ભૂપનાં, જે નાના વિધિ આખ્યાનરે;
ભણે સુણે જે ભાવશું, કળિ દોષ ન લેપે માન. " ૭
વિપ્ર લહે વિદ્યા ઘણી, ધન અર્થિ પામે ધનરે;
શૂર થાય ક્ષત્રીશને, વરે અપ્સરા ધન્ય. " ૮
પુત્ર લહે અપુત્રીઓ, અને રોગી રોગ વિનાશરે;
પાઠ પુરાણ અરાઢનું ફળ, પામે તેહ પ્રકાશ. " ૯
સઘળું ભારત સાંભળ્યું, જે પુરૂષે પૃથ્વીમાંયરે;
અશ્વમેધ અથવા સુણે, એક ભકતે આંય. " ૧૦
એહ પર્વ સમાપ્તિ સુણી, "પૂજયા પૂરણ પ્રહ્મરે;
બ્રાહ્મણભોજન કરવું પૂજવા, દ્વિજ વસ્ત્ર વિભૂર્ષણ ધર્મ." ૧૧
અશ્વ કનકનો આપવો, દશ કર્શનો પ્રમાણરે;
એક વૃષભ સ્વરૂપે આપવો, ફળ પૂર્ણતા ત્યાં જાણ. " ૧૨
પર્વ તણો વિધિ એ કહો તે, કરવો શક્તિમાનરે;
ચૌદ પર્વ તુજને કહ્યાં, સુણ જનમેજય રાજાન. " ૧૩
પર્વ કહ્યું પંદરમું જે, નામે આશ્રમવાસરે;
જૈમિનિ કે' સુણ ભૂપતિ, તું જનમેજય સવિલાસ. " ૧૪
ગજપુરમાં પાંડવ રહ્યા, જે કુંતાસુત નવ વર્ષરે;
જે જે વૈભવ ભોગવ્યા તે, કહીશ તુજને ઉત્કર્ષ. " ૧૫
ઈતિ ભારત અશ્વમેધમાં, કહો છાસઠમો અધ્યાયરે;
પર્વ શ્રવણ સમાપ્તિનો, જે ગધ્યે મહિમાય. " ૧૬
શ્લોક થયા અધ્યા વિષે, પંદર પૂરા પંથરે;
રત્ન કહે યત્ને કરી, પદ પૂર્ણ કીધો ગ્રંથ. " ૧૭
સંવત્ સત્તરસેં તણો, જે ત્રેતાળીશો સારરે;
માર્ગ તણી વદિ પંચમી, ઉત્તમ આદિત્યવાર. " ૧૮
વરનગરી દર્ભાવતી જે, વાસી વિશળદેવરે;
શ્રીમાળી સુત મેધનો, સુત રત્નેશ્વર ત્યાં એવ. " ૧૯
અશ્વમેધ તેણે કર્યો, એ પૂર પ્રાકૃત બંધરે;

શ્લોક વિલોકી મૂળના, એ બાંધ્યો અર્થ સંબંધ. " ૨૦
કર્ત્તા કેવળ કૃષ્ણજી જે, અંતરજામી આપરે;
અર્થ તણો અંતર પડે, નવ લેપે પુણ્ય ને પાપ. " ૨૧
ચાર સહસ્ત્ર નવસેં તથા, વળી ચોરાશી નિર્ધારરે;
અશ્વમેધના શ્લોકની એ, સંખ્યા ભાખી સાર. " ૨૨
પદ કીધાં જે ગ્રંથનાં, નવ સહસ્ત્ર પ્રમાણરે;
તે ઉપર પદ ત્રણસેં, બહોતેર નિરવાણ. " ૨૩



( )

# कोश.

## અ

અધ—નીચે.
અપઅવગાહ—પાણીમાં પેસનારો.
અવિ—ઘેટી.
અર્બુદ—દશકરોડ.
અભ્રાંત—ભ્રાંતિ વગર.
અનવધ્ય—ન વધ થાય તેવો.
અવદ્ય—ન કહેવાય તેવા.
અહી (અહિ)—સર્પ.
અર્ક—સૂર્ય.
અનુજ—નાનોભાઇ.
અદ્રિ—પર્વત.
અતીવ—ઘણા.
અવિલંબ—જલદી.
અપિ—પણ.
અર્જુની—બભ્રુવાહન.
અવભૃથ—યજ્ઞમાં દિક્ષાસમાપ્તિ સારૂં જે છેલ્લેસ્નાન કરેછે તે.
અવકાશ—અંતર.
અવતંસ—અલંકાર. (અલંકારરૂપ).
અપસ્માર—ફેફરિયો વાયુ.
અરોચક—એક જાતનો વ્યાધિ.
અવાડાં—વ્હાવલાં.
અહેડી—શિકારી.
અકૃષ્ટ પચ્ય—ખેડયા વગર ઉગનારૂં.
અધ્યાપક—અદયારૂ.
અબ્દ—વર્ષ.
અક્ષિ—આંખ.
અશોક—આસોપાલવ.
અસુ—પ્રાણ.
અનલ્પ—ઘણા.
અરાતિ—શત્રુ.
અલેક—ગુચ્છે.
અધ્વર—યજ્ઞ.
અસિવ્રત—સ્ત્રી અને પુરૂષ સૂતી વખતે તરવાર વચ્ચે મૂકીને સૂઇ રહે તે વ્રત.
અદ્ય—આજે.
અધુના—હમણાં.
અપદ—અઘટિત સ્થાને.
અયુત—દશ હજાર.
અરૂણ—ઉગતા સૂર્યના રંગના જેવું રાતું.
અક્ષ—આંખ.
અધોમુખ—નીચે મોંઢે.
અન્યથા—બીજે પ્રકારે.
અગ્નિષ્ટોમ—એક જાતનો યજ્ઞ.
અનર્પણ—અર્પણ ન કરવું તે.
અપહારક—હરનાર.
અર્ભક—બાળક.

અજ્ઞાત રજસી—રજોદર્શન-
ને નહિ સમજ-
નારી સ્ત્રી.
અભિરામ—સુંદર.
અવગાહ—સ્નાન.
અવધ્ય—અવધી.
અર્જુન—ધોળાં સાદડ.
અટ્ટહાસ્ય—ખડખડાટ
હસવું તે.
અનિલાકાશ—પવન અને
આકાશ.
અવનીદેવ—બ્રાહ્મણ.
અનાટ—અજુકતુ.
અનિલ—વાયુ.
અનૃત—જૂઠું.
અપરિમિત—અપાર.
અર્ણ—અર્ણસ્—પાણી—
પાણીભર્યું, તેજસ્વી.
અવગાહ્યો—પ્રવેશ કરાવ્યો.
અવબોધ—સમજુતી.
અરિષ્ટ—અશુભ.
અધોક્ષજ—ઇશ્વર.
અનુતુરી—ઘોડા પાછળ.
અનેરાં—અવનવાં
અનીશ્વર—ઈશ્વર નહિ તે.
અપૂપ—માલપૂડા.

## આ.

આગમ—શાસ્ત્ર.
આર્દ્રચાપ-ઘોડાનું એકચિન્હ.

આશ્વાસ—આશ્વાસન
(આસનાવાસના).
આજ્ય—ઘી.
આક્ષેપ—લેપ (રંગ) કરવો તે.
આત્તા—વાહાલા; પ્યારા.
આદિત્ય—સૂર્ય.
આવ્ય—આવીને.
આમ્ર—આંબો.
આરજા—(આર્યા) ઋષિપત્ની.
આનીત—આણ્યાં.
આઘ્રાણ—સુંઘવું તે.
આધિ—મનની પીડા.
આસ્તરણ—બિછાનાં.
આર્ય—ડાહ્યો.
આનન—મુખ.
આરોહણ—બેસવું.
આકૃણી (આકૃણીએ)-એ-
નીમેળે.
આભા—કાંતિ.
આમ્રઝરે—આંબાનાઝુંડરે.
આરોઢા—બેઠા.
આદર્શ—આરસી.

## આં.

આંગણ—આગલો ભાગ.
આંત્રસૂત્ર—આંતરડાં રૂપી
સૂતર.

## ઇ.

ઇતિ—એ પ્રકારે.
ઈતસ્તત—અહીં તહીં-રનવન.

## ई.

ઇંધણુ—લાકડાં.

## उ.

ઉંબાડ—ઉંબાડિયું—સળગતું લાકડું.

ઉદ્દાગ—સ્વતંત્ર, અભિમાની.

ઉદક—પાણી.

ઉષ્ટ્ર—ઉંટ.

ઉભારી—ઉંચોકરીને.

ઉદિશ—(ઉદીચી) ઉત્તરદિશા.

ઉપઘાતીક—ઉપઘાતિક-ઘાત કરનાર.

ઉપવન—બાગ.

ઉલૂક—ઘૂવડ.

ઉપવાત—વાયુ.

ઉર્ધ્વ—ઉંચે.

ઉદગ્ર—ઘણું.

ઉર્દ્ધરેતા—ઉર્ધ્વરેતા-ઈંદ્રિયજિત.

ઉજ્વળવાહન—અર્જુન.

ઉક્ત—બોલેલું.

ઉદ્દૂરી—ઉલટી, વિનાની.

ઉપરામ—નિવૃત્તિ.

ઉદ્ધર્યં—ઉદ્ધાર કર.

ઉદ્વેલ—ઉદ્વેલન-ફરવું તે.

ઉદ્વસ્ત—ઉજડ.

ઉતલ—છછરૂ.

ઉપવિષ્ટ—બેઠા.

ઉન્મેલી—ઉઘાડી.

ઉમ્બર—ઉમેંડાં.

ઉદ્યોતકારી—પ્રકાશકરનાર.

ઉલૂખલ—ખાયણિયો.

## ए.

એરંડફળ—(એરંડાફળ) પપૈયા.

એઠી—ઠરી (રહી).

## ओ.

ઓદન—(રાંધેલો) ભાત.

ઓઘટ—અર્થાત્ અતિશય.

ઓધન—બ્હાવલાં.

ઓક—(ઓકસ્)સ્થાન.

## औ.

ઔરસપુત્ર—પરણેલી સ્ત્રીથી થયેલો છોકરો.

## अं.

અંતર-(અંતરૂ) માંય.

અંગના—સ્ત્રી.

અંગીઠી—શઘડી.

અંજલિવાળી—હાથ જોડી.

અંભ (અંભસ્) જળ.

અંબર—વસ્ત્ર.

અંત્ર—આંતરડાં.

અંબુજ—કમળ.

અંબુ—પાણી.

અંબુધિ—સમુદ્ર.

અંતક—યમ.

અંત્રાસન—ઉપરણો.
અંગદ—બાજુબંધ.

क.

કર્ણાત્મજ—કર્ણનો છોકરો વૃષપર્વા.
કલિમલ—પાપ.
કલ્પતરૂ—આંબો.
કદંબી—કદંબ વૃક્ષ.
કર્ણિક (કર્ણિકાર)—કરેણનો છોડ.
કરિવર—ઉત્તમ હાથી.
કલરવ—અસ્પષ્ટ ઉચ્ચાર.
કરણુ—કરવું તે.
કચોલાં—પ્યાલા.
કરગદ—કર્મદાં.
કર્દંગ—કાદવ.
કચ્છપ—કાચબો.
કરભ—ઊંટનું બચ્ચું.
કલ્પવૃક્ષ—મનોકામના પૂરનારૂં ઝાડ.
કલથ—કલથી.
કલિંકફળ (કલિંગફળ)—કાળીંગડાં.
કર્ણને—એક જાતનું વાજિંત્ર.
કશાએ—ચાબૂકે.
કરપત્ર—કર્વત.
કદન—નાશ.
કપિલા—ગોરી ગાય.
કલ્પાંત—કલ્પનો અંત.
કલુષ—પાપ.
કપોત—હોલો.
કથાનક—આખ્યાન.
કલ્પ—ના કરતાં ન્યૂન ગુણવાળા.
કર્ષુક—ખેડૂત.
કર્ણજ—કર્ણનો છોકરો.

का.

કાલકૂટ—એક જાતનું ઝેર.
કાલિંદિ—યમુના.
કાનન—વન.
કાર્મુક—ધનુષ્ય.
કાંસ—ખાંસી.

कां.

કાન્ત—સ્વામી.

कि.

કિંકિણી—ઘુઘરી.
કિરીટી—અર્જુન.
કિલ્બિષ—પાપ.

कु.

કુલિજન—કુળવાન.
કુષ્માંડ—કોળુ.
કુમકુમકાન્ત(કુંકુમકાન્ત)—કંકુજેવું રાતું.
કુબ્જ—કુબજા.
કુતુપકાળ—મધ્યાનની પાસેનો વખત.
કુપિત—કોપેલો.
કુલાંગારક—કુળમાં અંગારા જેવો.
કુશ—દર્ભ.

કુશકોદંડ-કુશનું ધનુષ્ય.
કુત્ર—ક્યાં.

**कुं.**

કુંડલિન—સર્પ.

**कू.**

કૂર—ભાત.
કૂર્મ—કાચબો.
કૂઠાર—કોવાડો.

**कृ.**

કૃષ્ણ—કાળી.
કૃષ્ણ (કૃષ્ણા)—દ્રૌપદી.
કૃત્રિમ—બનાવટી.

**के.**

કેશાકર્ષણ—બાળ ખેંચવા તે.
કેશુ—ખાખરો.
કેત (કેતુ)—ધજા.

**कै.**

કૈવલ્ય—મુક્તિ.

**को.**

કોષ્ટક—ભાત, તરેહ.
કોશ—દેહ (રૂપાંકોશ).
કોવિદ—પંડિત.
કોલ-એક જાતનું રમકડું.
કોદંડ—ધનુષ્ય.
કોકલ—કોયલ.

**कौ.**

કૌસંભવસ્ત્ર—કસુંબલ લૂગડું.

**कं.**

કંકણી (કિંકિણિ)-ઘુઘરી.
કંડુયન—ખંજવાળવું તે.
કંદર્પ—કામ.
કંબલ—હાથી પર નાખવાની ઝૂલ.
કંકાલ—હાડપિંજર.
કંદુક—દડો.

**क्र.**

ક્રતુ—યજ્ઞ.
ક્રતુરાજ—મોહોયજ્ઞ.

**क्रां.**

ક્રાંતિ—ક્રાંતિસામ્ય યોગ.

**क्ष**

ક્ષાર—ખાર, ખારો.

**क्षि.**

ક્ષિપ્ર—તરત.
ક્ષિતિએશ—પૃથ્વીમાં (?)
ક્ષિતીશ—પૃથ્વીપતિ.
ક્ષિર નિધિ—દૂધનો સમુદ્ર.
ક્ષિમ—ફેંકેલો.
ક્ષિરકાર-દૂધજેવાં ધોળાં.

**क्षो.**

ક્ષોભ—મનનો ગભરાટ.

**ख.**

ખટપદ—ભમરો.
ખંજન—લંગડા.
ખટવાંગાયુધર—ખટ્વાંગનામે આ-
યુધ ધરનારો.
ખદ્યોત—આગિયો જીવડો.
ખદિર—ખેર.

**खु.**

ખુર—નખલા—ઘોડાની ખરીઓ.

**खे.**

ખેચર—પક્ષી—આકાશમાં ફરનાર.

### ग.

ગર્ધવપક્ષી (ગૃધ્રપક્ષી)-ગીધ.

ગછે—જાય.

ગર્જન—ગર્જના.

ગણુવ્રત—ગણુવૃત-ગણુથી વીંટાયલા.

ગણ—સમૂહ.

ગરલ—ઝેર.

ગહ્વર—ગુફાઓ.

ગણુક—જોષી.

ગરવા—શ્રેષ્ઠ-મોટા.

### गा.

ગામી—જનાર.

### गु.

ગુજે—ગરજે.

ગુરૂ—ભારે.

ગુરૂઘ્ની—ગુરૂનો ઘાત કરનાર.

ગુર્વે (ગુરવે)-ગુરૂને.

### गुं.

ગુંજ—છાનું.

ગુંજે—છાની જગાગાં.

### गृ.

ગૃહરજમાર્જન—પુંજો કાઢવો.

ગૃહસ્થલીલાવાસ—ગૃહસ્થાશ્રમીને ગૃહસ્થાશ્રમ ભોગવવાના સ્થાનરૂપ

ગૃહિણી—સ્ત્રી.

### गू.

ગૂંજન—ગાજર.

### गो.

ગોધૂમ—ગહું.

ગોલકધમ—બ્રહ્માંડરૂપી ગોળા ઉપજાવવાનો ધર્મ.

ગોવૃંદ—ગાયોનાં ટોળાં.

ગોલકકુંડ—ગોલક અને કુંડ જાતના પુત્ર.

ગોપ્ય—છાનો.

ગોધૂલિકા—ગોરજ લગ્ન.

### ग्री.

ગ્રીવા—ગર્દન.

### ग्रे.

ગ્રેવી (ગ્રેહેવી) લેવી.

### घ.

ઘનસાર—કપૂર.

ઘરઘરતા—ખોંખારતા.

### घो.

ઘોટક (ઘોટ)—ઘોડા.

### च.

ચરૂ—ભાત.

ચરતી—ફરતી.

ચામડાં—મીણિયાં.

ચરે—ચળે.

ચક્રપાણિ—કૃષ્ણ.

ચરાચર—સ્થાવરજંગમ.

ચરાખ—બત્તી.

ચતુષ્ક—ચોતરો.

### चि.

ચિત્રપત્ર—ધગાસો.

ચિલિક—ચીલની ભાજી.

ચિત્ર—આશ્ચર્ય.

ચિત્રા—એક નક્ષત્રનું નામ.

ચિત્રચરિત્ર—આશ્ચર્ય કારક ચરિત્રવાળો.

ચતિકા—વેદી.

**ચિં.**

ચિંતામણિ—મનકામના પૂરનારો મણિ.

**ચૂ.**

ચૂચક—ડીંટડી.

**ચે.**

ચેતસ્—મન.

**ચં.**

ચંદ્રક—ચાંલ્લો.

**ચ્યુ.**

ચ્યુતિ—ખરવું.

**છા.**

છાદું—ઢાંકુ.

**જ.**

જગતી—પૃથ્વી.

જલૌકાજીવી—માછી.

જનપદ—દેશ.

જમવીર્ય—જમના સરખા પરાક્રમ વાળા.

જલ્પે—બોલે.

જનક—પિતા.

જયગાન—જયકારી.

**જા.**

જામાતાર—જમાઇ.

જાજ્વલ્યમાન—ઘણુંજ પ્રકાશિત.

જાન્હવી—ગંગા.

**જાં.**

જાંબુક—શિયાળ.

**જી.**

જીવ્યાકાર-સજીવન સરખા.

**જો.**

જોલ—જોડ.

**જં.**

જંબીર—ખાટાં મોટાં લીંબુનું ઝાડ.

જંબુક—શિયાળ.

**ઝુ.**

ઝુડ્યો—ઝપટાયો.

**ટી.**

ટીડુર—ટીંડરવાં.

**ઢી.**

ઢીઠ—ધીટ—ધટ્ટ—દૃઢ.

**ત.**

તસ્માત—તેથી.

તંત—આગ્રહ.

તડિત—વીજળી.

તરચકા—છાંટા.

તર્જના—તિરસ્કાર.

તડાગ—તલાવ.

તરણિ—સૂર્ય.

તતઃપર—ત્યારપછી.

તત્ર (તત્ર) ત્યાં.

**તા.**

તાવત—ત્યાંસુધી.

તાક્ષર (તાર્ક્ષ્ય)—ગરૂડ.
તાર—કીકી.
તાટંક—કાનનાં ઘરેણાં.
તારતમ્ય—ઓછું વધતું.
તાસ—તેને.

**તાં.**

તાંદુળ—ચોખા.

**તિ.**

તિગંગળ—અતિ મોટા
ગત્સ્ય.

**તુ.**

તુરંગ—ઘોડો.
તુરંગમ—ઘોડા.
તુષ્ણીં-તૂષ્ણીં-છાનામાના.

**તૂ.**

તૂલ—હલકો.
તૂર્ણું—જલદી.

**તે.**

તેન—તેણે—તેને.

**તો.**

તોય—પાણી.
તોષ—સંતોષ.

**તં.**

તંત્રી—જંત્રી.

**ત્ર.**

ત્ર્યઅક્ષ—ત્રણ આંખો-
વાળો.

**ત્રિ.**

ત્રિવેણું—રથના ત્રણ દંડ.

**ત્રો.**

ત્રોસલાં—ત્રિશૂળ(?)

**થ.**

થકે—થાકે.

**થા.**

થાકે—બાકી રહે.

**દ.**

દયીતા—વાહાલી.
દનુતન—દૈત્યનો છોકરો.
દહન—અગ્નિ.
દક્ષી—ચતુર.
દદુ—દાદો.

**દા.**

દાનોદક—હાથીના ગાયાનો મદ રસ.

**દિ.**

દિવાકર—સૂર્ય.
દિવ્ય—પ્રતિજ્ઞા સોગંદ.
દિપ્ત—શોભાયમાન.

**દી.**

દીવને-દિવને-આકાશને.
દીપાલિકા—દીવીઓ.

**દુ.**

દુઃપ્રાપ—નમળે એવું.
દુસ્તર—મુસ્કેલીથી પાર પડે તેવું.
દુષ્ટતેલ—સરસવઆદિનું તેલ.
દુકૃત—દુષ્કૃત-નઠારાં કર્મ.

**દૃ.**

દૃષ્ના—દૃષ્ટિના

**દે.**

દેવત્રિવિક્રમ—વામન.

**દૈ.**

દૈવજ્ઞ—જોષી.

**દો.**

દોલા—હીંચકા.

**દં.**

દંડનીત (દંડનીતિ)-રાજવિદ્યા.
દ્યુતિમાન—કાંતિમાન.
દ્યોત—દ્યુતિ—કાંતી.

**દ્વિ.**

દ્વિધા—બેપ્રકારે.

**દ્વૈ.**

દ્વૈપાયન—વ્યાસ.

**ધ.**

ધરાસુર—બ્રાહ્મણ.
ધનિષ્ઠ—ધનવાન.
ધનંજય—અર્જુન.

**ધા.**

ધાત્રી—આમળાનું ઝાડ—આમળી.
ધારાયંત્ર—મચ્છ વેધવાનો યંત્ર.
ધારા—વેગ—ગતિ.

**ધી.**

ધીવર—ભોઈ.

**ધૂ.**

ધૂરિ—ધુરંધર.
ધૂલિ—ધૂળ.

**ધ્વ.**

ધ્વંશ (ધ્વંસ)—નાશ.

**ન.**

નકુલ—નોળિયો.
નલિની—કમળ.
નવનીત—માખણ.
નલ્વ—ધનુષ્યમાત્ર. (પ્રમાણમાં).
નરવર્ય—માણસમાં ઉત્તમ.

**ના.**

નારિકેલી—નારિયેળી.
નાપિક (નાપિત)—વાળંદ.
નાઈ—હજામ.
નાગ—હાથી.

**નિ.**

નિધાન—ભંડાર.
નિપાત—નાખવું.
નિયુત—લાખની સંખ્યા.
નિર્વહજે—નભાવજે.
નિર્ભર્ત્સના—નિંદા.
નિદર્શન—દૃષ્ટાંત.
નિર્ગમ્યો—ગયો, ખોયો.
નિધિ—ભંડાર, સમુદ્ર.
નિષ્કંટક—શત્રુ વગરનું.
નિષ્પ્રભ—કાંતિ વગરના.
નિપતી—પડીને.
નિસ્તાર—પાર.
નિપટ—છેક બહુના અર્થમાં છે.
નિપાત્યા—પાડયા, માર્યા.
નિધન—નાશ.
નિષેધ—રદ કરવું તે; અટકાવ.
નિર્બંધ—જરૂર, નિશ્ચય.
નિર્વેશી—નભાવશી.
નિર્ધુમ્ર—ધૂમાડા વગર.
નિશ્ચર્યા—ચર્ચા.
નિર્યાસ—ગુંદર.
નિરાજન—આરતી.

## ની.

નીત—નીતિમાન.
નીગીલ્યાં (નિર્માલ્યાં)—મીચ્યાં.
નીહાર—ઓસ—ઝાકળનું પાણી.
નીલોદ્વાહ—વાછરડા વાછરડી પરણા-
વવાં તેને નીલ પરણાવી કહેછે.
નીરમજ્જન—જળમાં સ્નાન.

## ને.

નેટ—નકકી.
નેડા—મોડા.

## પ.

પતન—મરણ પડવું તે.
પરાયણ—આસક્તિવાળો.
પરિખા—ખાઇ.
પયોધર—સ્તન.
પદ્મ—કમળ.
પરેશાન—પરેસ્તાન-પરીઓનો મુલક.
પટુ—સારી.
પળપાઠ—એક એકની પાછળ.
પટમંદિર—તંબુ.
પદ્મની—કમળનો છોડ.
પરિરંભણ—આલિંગન.
પદાતિ—પાયદળ.
-પરાંગમુખ (પરાઙ્મુખ)—વિમુખ
થયેલો, પાછો પડેલો.
પટહ—એક જાતનું વાજું.
પદાંબુજ—પગરૂપી કમળ.
પન્નગરિપુ—ગરૂડ.
પદ્માનાથ—લક્ષ્મીપતિ.
પળ—માંસ.
પરભવ્યા—હરાવ્યા.
પટીશ—એક જાતનું હથિયાર.
પર્ડ—પૈડવાં—ડેંડવાં.
પળ—ચાર તોલાનું વજન.
પનઈ—પાવડી.
પરિધાન—પેહેરાવવાનું તે.
પથિક—વટેમાર્ગુ.
પરિગ્રહ—સાથે રાખવું.
પય—દૂધ.

## પા.

પાર્થમિત્ર—કૃષ્ણ.
પારેવવત—કબુતર જેવા.
પાર્શ્વધાર—આરાપીંજણી.
પાસી—પાંસે.
પાચે—પાકે.
પાલાશ—ખાખરો.
પાપભીત—પાપથી બીનેલો
પારગામી—પાર જનારા.

## પિ.

પિનાક—મહાદેવનું શસ્ત્ર.
પિપ્પલિમૂળ—પીપળીમૂળ.
પિષ્ટમજ્જન—(પિષ્ટ-લોટ+મજ્જન-
ડુબાવું)-ઘીમાં બોળેલા ઘઉંના
લોટનો પાક.
પિપીલિકા—કીડી.
પિતામહી—દાદી.
પિશુન—ચાડિયો.
પિયારૂં—પારકું.

## પી.

પીન—પુષ્ટ.
પીંડીપીંડાલક—એક જાતનું શાક.

## પુ.

પુરીષ—બાદ.

પુન્નાગ—સોપારીનું ઝાડ.
પુરંધ્રી—દાસી.
પુષ્પબાણ—ફુલરૂપી બાણવાળો કામદેવ.
પુરંદર—ઇંદ્ર.

**પું**

પુંગળ—શ્રેષ્ઠ.
પુંખ—બાણનો પીંછાવાળો ભાગ.
પુંડરીકાક્ષ—વિષ્ણુ.
પુંસવન—ગર્ભને સંસ્કાર કરવાનો એક વિધિ.

**પૌ.**

પૌલિકધાર ( ધારા )—ઘોડાની ચાલ.
પૌરૂષ—પરાક્રમ.

**પં.**

પંકજ—કમળ.
પંડોળફળ—પંડોળાં.
પંક—કાદવ.
પંનગ—સર્પ.
પંચાનન—સિંહ.
પંચત્વ—મૃત્યુ.

**પ્ર.**

પ્રયોજ્યું—સાંધ્યું, મોકલ્યું.
પ્રસ્થાન—પરતાનું કરવાની જગો.
પ્રપત્ની—શોકય.
પ્રક્ષાલ્યું—ધોયું.
પ્રણવ—ઓંકાર.
પ્રદોષ—સંધ્યાકાળ.
પ્રચ્છતા—પૂછાપૂછ.
પ્રતિજ્ઞાસથી—પ્રતિજ્ઞા કરીને.
પ્રતિષ્ઠો—મોકલ્યો.
પ્રણિપાત—નમસ્કાર.
પ્રભવતી—ટાળતી.
પ્રયુત—દશ લાખ.
પ્રયોજીશ—મોકલીશ.
પ્રબોધ્યા—શીખામણ આપી.
પ્રભાકર—સૂર્ય.
પ્રમાણી—ઓળખી.
પ્રધાન—મુખ્ય.
પ્રસ્થ—શેરનું માપ.

**પ્રા**

પ્રાયે—ઘણું કરીને.
પ્રાસાદ—મેહેલ.
પ્રાર્થનો—(પાર્થનો)અર્જુનનો.
પ્રાકૃત—સાધારણ, લૌકિક.
પ્રાઘુર્ણિક—પરોણો.

**ફ.**

ફગાવે—ફેરવે.

**ફે.**

ફેણિકા—સુતરફેણી.

**બ.**

બહિર્મુખ—ધર્મભ્રષ્ટ.
બધિર—બેહેરો.

**બિ.**

બિલ્વિકા—બીલી (બીલીનું અથાણું).
બિભૃતવંત—ધારણકરનાર.

**બુ.**

બુધ—ડાહ્યો.

**બં.**

બંધકિ-બંધકી, વ્યભિચારણી સ્ત્રી.

**બ્ર.**

બ્રહ્મગોળક—બ્રહ્માંડરૂપી ગોળો.

**ભ.**

ભવિતવ્ય—ભાવિ-થવાકાળ.

**ભા.**

ભાર—વીસ તોલાનું વજન તે.

ભાસ્કરધામ—સૂર્યલોક.

ભારતની ગતિ—અર્જુનનું બળ.

ભાવિ—નિર્માણ કરેલું.

ભાન—જ્ઞાન.

**ભી.**

ભીષણ—ભયાનક.

ભીડા ઘાલે—ઝડાઇ કરાવે.

**ભૂ.**

ભૂરિ—ઘણી.

ભૂભૃત—રાજા; પર્વત.

ભૂર—નક્કી. (પાદપૂરણાર્થ.)

ભૂધરજા—પાર્વતી.

ભૂશુંડિ—તોપ.

ભૂસુર—બ્રાહ્મણ.

**ભૃ.**

ભૃત્ય—સેવક.

**ભો.**

ભોગતી—ખાતી.

ભોક્તાર—ભોગવનાર.

**ભં.**

ભંગ—નાશ.

**ભ્ર.**

ભ્રષ્ટવ્રીહિ—સેકેલી જવની ધાણી.

ભ્રમરવત્—ભમરાની પેઠે.

**મ.**

મખ—યજ્ઞ.

મગ્ન—ડુબેલો.

મનમથ—(મન્મથ) કામદેવ.

મધુકર—ભમરો.

મયૂર—મોર.

મઘવા—ઈંદ્ર.

મરાળ—હંસ.

મદ્યપ—દારૂડીઓ.

મલય—મલયાચળ. (દક્ષિણ દિશાનો એક પર્વત.)

મણિનાયક—મોટો મણિ.

મયૂરવત્—મોરના જેવા.

મજ્જન—સ્નાન.

મર્દના—મર્દન કરનાર.

મકર—મગર.

મધુપર્ક—પંચામૃતથી પૂજન કરવું તે.

મહિષમર્દની—મહિષાસુરનો નાશ કરનારી દેવી.

મરમર—અવાજ કરતો.

**મા.**

માતંગ—હાથી.

માર્ગી—માર્ગે જનાર.

માષાન્ન—અડદનું અન્ન.

માતંગ—જંગલી.

મામર્થ—મારો અર્થ.

મારૂત—વાયુ.

માદ—મદ.

માનંત (મહાન્ત)—મોટા; સમર્થ.

માયાવતી—રતિ.

માન—માપ.

**માં.**

માંડ—જરાપણુ.
માંડા—કણુકી કેરમાંનો એક ખાવાનો પદાર્થ.

**મુ.**

મુગ્ધ—મૂર્ખ, વિવેક હીણુ.
મુદ્ગ—મગ.
મુક્તા—મોતી.
મુકુટનિકર—મુગટનો જથો.

**મૂ.**

મૂખદાક્ષિ—મોઢાની કે આંખની શરમ.
મૂકપણું—મુંગાપણું

**મૃ.**

મૃગમદ—કસ્તુરી.
મૃણાલ—કમળતંતુ.
મૃદંગની—સુંદર શરીરવાળી.

**મે.**

મેષ—ઘેટો.
મેદહા—મેદ નામે ધાતુનો નાશ કરનાર.
મેખળા-કંદોરો.

**મો.**

મોદ—આનંદ.

**મૌં.**

મૌંજી—જનોઇ.

**મં**

મંડન—શણુગાર.

**ય.**

યજ્ઞજનિત—યજ્ઞથી થએલાં.
યલક—એક જાતનું શાક.
યમસુક્ત—યમસ્તોત્ર.
યશી—યશ બોલનારા ભાટ વગેરે.

**યા.**

યાતના—ફેરો.
યામાત્ર—જમાઇ.
યાવત (યાવત્)-જયાં સુધી.

**યુ.**

યુગ્મ—જોડું; બે.

**યૂ.**

યૂપ—યજ્ઞસ્તંભ.

**ર.**

રમા—લક્ષ્મી.
રહસ્ય—છાનો ભેદ.
રજસિ—અટકાવવાળી.
રજ્જુ—દોરી.
રતીશ—પ્રદ્યુમ્ન, કામદેવ.
રક્ષિતા-રક્ષણુ કર્ત્તા.

**રા.**

રાજિત-શોભાયમાન.
રાજસ—રજોગુણુવાળું.
રાજિ—પંકિત.
રાજમાષાન્ન—એક જાતના અડદ.
રાશ (રાશિ)—ઢગલા—નરરાશ ભેગો શબ્દ લેઇએ તો સેવકો થાય.

**રિ.**

રિપુ—શત્રુ.

**રૂ.**

રૂપ—રૂપાનો.
રૂચિર—ગનગમતો.

### शो.

શોધ—ઢૂંઢાઈને.

### ल.

લકુટિ—લાકડી.

લગ્નિ—પ્રીતિ.

લવણુ—મીઠું.

### ला.

લાવાં—લાવરાં, બકરીનાં નાનાં બચ્ચાં.

લાલસ—પ્રીતિવાળું.

### लि.

લિપ્ત—લેપાયલું.

### लो.

લોટચો—આદર્શ કર્યો.

### व.

વરવા—નોતરવા—પસંદ કરવા.

વર્ય—ઉત્તમ.

વરજાવી—ત્યાગ કરાવી.

વસન—વસ્ત્ર.

વર—ઉત્તમ.

વન્હિ—અગ્નિ.

વન્હિસૂક્તે—અગ્નિસ્તોત્રે.

વનરાજિ—વનનાં ઝાડોની પંક્તિઓ.

વર્તુલ—ગોળાકાર.

વત્સદંત—એ નામનું બાણ.

વડવા—ઘોડી.

વર્મ—બખતર.

વશીખા—વર્ષના.

વડવાવન્હિ—સમુદ્રનો અગ્નિ.

વરાહ—ભૂંડ.

### वा.

વાટિકા—વાડી, બાગ.

વારાહ—ભૂંડ.

વાસવ—ઇંદ્ર.

વાત—વાયુ.

વાગમી—બહુ બોલનાર.

વાડવ—બ્રાહ્મણ.

વાપી—વાવ.

વાજ—હંકાવે.

વારિધિ—સમુદ્ર.

વારષી—વરસાની.

### वां.

'વાંસેહ—વાસની' ગાંઠો.

વાંચ્છિત—ઇચ્છેલું,

### वि.

વિવર્ણુ—કદરૂપી.

વિકૃત—નઠારૂં રૂપ.

વિદ્યુત—વીજળી.

વિજન(વ્યજન)—પંખો.

વિહર્ણુ—વિહાર.

વિક્રમધારા—ઘોડાની ચાલ.

વિદૂર—ઘણું દૂર.

વિશારદ—પંડિત.

વિચલી—નચળે તેમ.

વિનતાસુત—ગરૂડ.

વિરૂપાક્ષ—મહાદેવ.

વિક્ષણુ—જોવું.

વિધુવદની—ચંદ્રમુખી.

વિભિન્ન—છેદાયલી.

વિકસિત—ખીલેલું.

વિષદ—નિર્મળ.

વિટંબે—વિટંબના કરે.
વિભાવસુ—અગ્નિ.
વિઘાત—નાશ.
વિયત—આકાશ.
વિડંબ્યા—વિટંબનાવાળા કર્યા.
વિનીત—નમ્ર.
વિહંગમ—પક્ષી.
વિરંચી—બ્રહ્મા.
વિષદંતી—ઝેરવાળા દાંતવાળી.
વિધાન—પ્રકાર, વિધિ.
વિજયા—ભાંગ.
વિષુચિકા—એક જાતનો રોગ.

## વી.

વીણાપાણિ—નારદ.

## વૃ.

વૃષલિ—ધર્મભ્રષ્ઠ.
વૃષભધ્વજ—મહાદેવ.

## વે.

વેધ—દોષ, વાંધો.
વેત્તુ—જાણું.
વેદ—જાણ, નક્કી.
વેળ—લેહેર.
વેષ્ઠિત—ઘેરેલું.

## વૈ.

વૈશ્ય—વાણિયો.
વૈદર્ભી—સીતા.
વૈકંકતકેરી—વિકંકત નામે ઝાડની.

## વ્ર.

વ્રણ—ક્ષત, ચાંદુ.
વ્રતયુત—વ્રત સહિત.

## વ્રી.

વ્રીહિ—ડાંગરની ધાણી.

## વ્ય.

વ્યંજન—વ્યજન—વીંજણો.
વ્યક્ત—સ્પષ્ટ.
વ્યગ્ર—વ્યાકુળ.
વ્યક્તિ—અમુક, દરેક.

## વ્યા.

વ્યાળ—સર્પ.

## શ.

શક્ર—ઇંદ્ર.
શર્મ—સુખ.
શશિબિંબ—ચંદ્રનું ચાંદરણું.
શનૈ શનૈ—(શનૈઃ શનૈઃ) ધીમે ધીમે.
શશિયર—ચંદ્ર.
શરભ—એક જાતનો મૃગ.
શશિ—ચંદ્ર.
શરાસન—ધનુષ્ય.
શલાક (શલાકા)-શળીઓ.
શશિદીપે—ચંદ્રરૂપી દીવાએ.
શણ—શણિયાં.

## શા.

શાળિકા—સાળી.
શાતકિફળ—ગલકાં.
શાશન—આજ્ઞા.

## શિ.

શિસમીફળ—શીશમનું ફળ.
શિર્ષ—મસ્તક.
શિલીમુખ—બાણ.
શિવા—શિયાળવી.
શિશપંકજ—માથારૂપી કમળ.

શિષ્ટ—શ્રેષ્ઠ.
શિબિકા-પાલખી.

### શી.

શીકર—છાંટા.

### શુ.

શુક્લતા—ધોળાશ.
શુકપુંખ-પોપટના પીંછાના છેડાવાળા.
શુષ્કંટક—સૂકાઇ ગયેલા.
શુચિ—પવિત્ર.

### શો.

શોધ્રા—(એ નામની સ્ત્રી) સોજો.

### શ્રી.

શ્રીખંડ—ચંદન.

### શ્રુ.

શ્રુતિ—સાંભળેલું.

### શ્રો.

શ્રોત્રિય—વેદપાઠી.

### શ્લે.

શ્લેષ્માતક—ભીલાગાનું ઝાડ.

### શ્વે.

શ્વેતપક્ષ—અજવાળિયું.

### સ.

સમ્યક—રૂડો.
સહોદર—ભાઈભાંડુ.
સહકાર—આંબો.
સતાવર—(સતાવરી)—સહઅમૂળી વનસ્પતિ.
સજુતા—(સંયુક્તા)—સયુક્ત.
સમાશ્રય—આશ્રય.
સપત્ની—શોક્ય.
સમોતા—સારા.
સચિવ—પ્રધાન.
સમ્મત—અભિપ્રાય.
સદય—દયાવાળા.
સલિલે—પાણીએ.
સપત્ન—શત્રુ.
સગદક—મેદ સહિત.
સંપર્ક—મેળાપ.
સડંકા—સમૂળગા.
સમપાતી—જટાયુનો ભાઇ.
સજ્ઞ (સજ્જન)—ઘર.
સપરાણો—જોરાવર—દૂર.
સપ્તદિકા—કમંગળફેદા કેસા તઢગલિયો.
સનગાર્જન—સ્વચ્છ કે પવિત્ર કરવું.
સપક્ષ—પાંખ સહિત.

### સા.

સાતો—સમાપ્ત થયો.
સાગ—શીખાગણુ.
સાવળિયાણી—શંભલી.
સાયક—બાણુ.

### સિ.

સિદ્ધાવર્ણુ—બાળ વ્યાકરણુ.

### સી.

સીત—સીતકાર.
સીગઅડાલ—હદમાં ચડીને ઉભે, રહેનાર.

### સુ.

સુખસીગ—સુખની સીમા.
સુરસરિતા—ગંગા નદી.
સુગન—પુષ્પ.
સુરનાતો—નાહી ધોઇ તૈયાર થવું.

સુરાલય—દેવળ.
સુપતન—સારી રીતે પડતા.
સુપર્ણ—ગરૂડ.
સુધા—અમૃત.
સુવર્ત-(સુવૃત) સારાંગોળ.
સુભગ—સુંદર.
સુપ્ત—સૂતેલા.
સુહૃદ—મિત્ર.
સુરભિ—ગાય.

## सू.

સૂતિકા—સૂવાવડી.
સૂકર—(શૂકર)-ભૂંડ.
સૂત્રાભર્ણ—મંગળસૂત્ર.
સૂર્યસુત—યમ.
સૂદ—રસોઇયો.

## सृ.

સૃષ્ટ—સરજેલો.
સૃચિ—શરવો.

## से.

સેનાની—સેનાપતિ.

## सै.

સૈરંધ્રિ—દાસી.

## सो.

સોરંભ—સુગંધ.
સોમપાન—સોમવલ્લીપાન,
સોમવલ્લિકા—સોમવલ્લી.

## सं.

સંભાર—મશાલો.
સંતત—નિરંતર.
સંચારે—ચાલવાથી.
સંપ્રવેશુ—પ્રસવું.
સંહર્ષી—હરખપામી.
સંગમવંત—સાથે રહેનાર.
સંઘાત—સમૂહ.
સંદર્પ—સંબંધ.
સંબોધ્યા—સંબોધન કર્યા-સંબોધન કરી બોલાવ્યા.
સંયમિનીપતિ—યમ.

## स्त.

સ્તબક—ફુલનો ગુચ્છો.

## स्था.

સ્થાણુ—મહાદેવ.

## स्थि.

સ્થિત—ઉભો રહેલો.

## स्थू.

સ્થૂલોદર-મોટા પેટવાળો.

## स्थ.

સ્થંડિલ—યજ્ઞ સારૂં મંત્રથી સાફ કરેલી જગા.

## स्ने.

સ્નેહહિણાં-તેલ વગરનાં.

## स्म.

સ્મર—કામદેવ.
સ્મશ્રુ—દાઢી.

## स्मा.

સ્માર્ત—કર્મકાંડી.

## स्वा.

સ્વાદુ—સ્વાદિષ્ટ—મીઠાં.

## ह.

હયમોચન—ઘોડાને છોડવો.
હરિભાષિતે—કૃષ્ણે કહેલું.

હરિ—ઘોડો.

હરિદિવસ —એકાદશી.

હરિત્—લીલું.

હરિદ્રા-હળદર.

હતવિધિ-બત્રીશ મુખનો બ્રહ્મા,

**હુ.**

હુતાશન—અગ્નિ.

**હે.**

હેલા—ચંદ્રપ્રકાશ.

હેમકૂંદ (હિમકુંદ)—બરફ અને કુંદ (મોગરાના પુષ્પ) જેવો ઉજળો

હ્રદ—ખાડો,

